'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# હિંદના આચાર્યો



સંપાદક:
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨



સં. : ૨૦૦૦ પ્રત : ૩૮૫૦

ચાર રૂપિયા

# નિવેદન

હિંદુસ્થાનના સદ્ભાગ્યે અનેક સંતો અને સાત્ત્વિકવૃત્તિવાળા સજ્જનો એમાં પેદા થયા છે; પણ જેમને હાથે લાખો બલકે કરોડો માણસોના ઉપર આધ્યાત્મિક પ્રકાશ પડ્યો હોય તેવા આચાર્યોની સંખ્યા પણ આ દેશમાં થોડી નથી. તેઓમાંથી ઘણાખરાનાં જીવન અને શિક્ષણનો આ પુસ્તકમાં સમાવેશ થઈ જાય છે. આમાંના દરેક આચાર્ય દેશકાળને લઈને મોટા હતા અને તેથી અમુકના કરતાં અમુક આચાર્ય વધારે મોટા હતા એવી ચર્ચા કોઈએ ઉપસ્થિત ન કરવી જોઈએ.

મહાત્માઓના ચરિત્રના વાચનથી મનુષ્યની બુદ્ધિમાં સાત્ત્વિકતા સ્ફુરે છે અને તમોગુણ તથા રજોગુણને દબાવવામાં ઘણી જ મદદ મળે છે. એક રીતે જોતાં આ સર્વ ધર્માચાર્યો મનુષ્ય જ હતા, એટલે એક માણસ આધ્યાત્મિક ક્ષેત્રમાં જે કરી શકે તે બીજો માણસ પણ જરૂર કરે—જો તેને માટે અનેક જન્મોની તૈયારી હોય અને આ જન્મમાં જે પુરુષાર્થ કરવાનો હોય તે કરી નાખ્યો હોય તો.

આજના જમાનામાં સાચા સંતોનો પ્રત્યક્ષ સાથ મળવો મુશ્કેલ છે. સાધારણ સત્સંગ પણ ક્વચિત જ મળે છે. પણ પુસ્તકો દ્વારા ઊંચામાં ઊંચી ભાવનાવાળા અને જેમનું સ્મરણ માત્ર ગંગાસ્નાનની જેમ હૃદયમાં પવિત્રતા પેદા કરે છે, તેવા મહાન આચાર્યોનો આ પુસ્તક દ્વારા થયેલો સત્સંગ પણ અનેક વાચકોની ચિત્તશુદ્ધિ કરવાના પ્રયાસમાં ઘણું સહાયકારક થઈ પડશે, એવી ધારણાથી આ પુસ્તક ગુજરાતની પ્રજા પાસે અમે રજુ કર્યું છે.

સદ્ગત સ્વામીશ્રી ભિક્ષુ અખંડાનંદજીએ સંતો અને આચાર્યોનો મહિમા વર્ણવતાં એક સ્થળે લખ્યું છે કેઃ—

**"गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।**
**पापं तापं च दैन्यं च हरेत् साधुसमागमः ॥**

"અર્થાત્ ગંગા પાપને, ચંદ્ર તાપને અને કલ્પતરુ દીનતાને હરે છે; પરંતુ સંતજનોનો સમાગમ તો પાપ, તાપ અને દીનતા એ ત્રણે દુઃખોને હરે છે.

**"साधुनां दर्शनं पुण्यं तीर्थभूताहि साधवः ।**
**काले फलन्ति तीर्थानि सद्यः साधु समागम ॥**

"અર્થાત્ સાધુજનનાં દર્શન પુણ્યદાયક છે. સાધુઓ તીર્થરૂપ છે; એટલું જ નહિ પણ તે કરતાં પણ શ્રેષ્ઠ છે, કારણ કે તીર્થ કાળે કરીને ફળે છે અને સંતસમાગમ તો તરત જ ફળે છે.

"યથાર્થ સંતજનોનું આ માહાત્મ્ય જરા પણ અતિશયોક્તિવાળું નથી. તેમાં પણ જેઓ સ્વજીવન અને ઉપદેશો વડે દેશભરને માનવજન્મની સાર્થકતાનો સન્માર્ગ દર્શાવી ગયા હોય; નશ્વર પદાર્થોના મોહથી અને સમજ્યા વિના સધાતાં સાધનોના પ્રવાહમાંથી જેઓ લાખો મનુષ્યોનાં મન ફેરવીને તેને શ્રેયના સત્ય પંથે વાળી ગયા હોય; તેમના માહાત્મ્યનું તો કહેવું જ શું ? સ્થૂળભાવે વિદેહ થયા છતાં પોતાની પરમ હિતાવહ અમરવાણી વડે જેઓ સૈકાંનાં સૈકાંઓ સુધી અનેક વંશપરંપરાઓ સુધી અસંખ્ય માનવીઓના હૃદયસિંહાસન પર પૂજ્યભાવે વિરાજી રહ્યા હોય તેમના માહાત્મ્યને કોણ કળી શકશે ? પૃથ્વીપટ ઉપર પેદા થઈ વિલુપ્ત થઈ ગયેલા—નાશ પામી ગયેલા પ્રબળ પરાક્રમી વિપુલ વૈભવશાળી અનેક ચક્રવર્તીઓનાં નામ માનવજાતિના સ્મૃતિપટ પરથી લોપાઈ જતાં જાય છે; ત્યારે આવા સત્યઉન્નતિસંપન્ન દૈવી સંતજનોનાં પુણ્યપ્રદ કથન અને વર્તન સમયના વહન સાથે અધિક ને અધિક પ્રચલિત થતાં જઈ

કરોડો માનવહૃદયોના વિકાર નિવારણ કરતાં રહી તેમાં તેમના નામનો ઝૂંડો ઊંડો ને ઊંડો જ ઉતારતાં ચાલે છે! આ પવિત્ર ઝૂંડા પર તેના દક્ષિણ હસ્ત રૂપે ફરકી રહેલો અમર કીર્તિધ્વજ પોતાના પ્રબળ 'ફટ' 'ફટ' ધ્વનિથી જગતના અસાર વૈભવોમાં આસક્ત પ્રાણીઓ પ્રત્યે જાણે કે પોતાનો ફિટકાર ન વર્ષાવી રહ્યો હોય! અને તેમની તેવી સ્થિતિ માટે પોતાને થતું દુઃખ પોતાના ફડફડાટથી દર્શાવી વારંવાર ઝીઝકીઓ ખાઈ ખાઇને જાણે કે તેમને વામપંથને બદલે આંતર સંપત્તિની સત્ય દિશા ન સૂચવી રહ્યો હોય! એમ દેખાય છે."

આવા મહાન આચાર્યો અને સંતમહાત્માઓનો પ્રત્યક્ષ સમાગમ મળવો દુર્લભ છે જ, છતાં ભારતમાતા હજીએ રત્નપ્રસૂતા જ હોવાથી એવી વિભૂતિઓ દર્શન દીધા જ કરે છે. મહર્ષિ દયાનંદ ભગવાન રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ અને મહાત્મા ગાંધીજી એ આ યુગના આચાર્યો જ છે.

આમાંનાં જીવનચરિત્રો જુદી જુદી કલમોએ લખાયેલાં છે. **દત્તાત્રેય, સ્વામી શંકરાચાર્ય, મહાત્મા દાદુ દયાળ** અને **ગૌડસ્વામી** લખવાનો યશ આ સંસ્થાની વર્ષો સુધી લેખનદ્વારા સેવા કરનાર સ્વ૦ શિવપ્રસાદ પંડિતજીને ફાળે જાય છે. **શ્રીમદ્વલ્લભાચાર્ય**નું લખાણ શ્રીલલ્લુભાઈ પારેખના કલકત્તામાં ભરાયેલી સર્વધર્મપરિષદના ભાષણનો અનુવાદ છે. **શ્રમણ મહાવીર** જાણીતા તરુણ સાહિત્યકાર શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહે લખી આપ્યું છે, તે બદલ તેમના આભારી છીએ અને બાકીનાં ચરિત્રો શ્રીશંકરદત્ત શાસ્ત્રી પાસે સંસ્થાએ તૈયાર કરાવેલાં છે.

આ પુસ્તકની આપેલી અનુક્રમણિકાની પાછળ ઐતિહાસિક ક્રમ મુજબ આપેલી યાદી પ્રમાણે આ ગ્રંથ વાંચવાની વાચકબંધુઓને ભલામણ છે.

આ પછીનાં પાનમાં આ પુસ્તકના સંપાદક ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના આપેલી છે, તે તરફ વાચક બંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

આ પુસ્તકના સંબંધમાં ઘણે ઠેકાણેથી ઘણી ઉપયોગી સૂચનાઓ અમને મળશે એમ અમે માનીએ છીએ. અને તે મળેથી પુનરાવૃત્તિ વખતે જરૂરના અને ઉપયોગી સુધારા દાખલ કરવાનો અમારો ઇરાદો છે. આવી સુધારાની સૂચનાઓને અમે આવકારીશું. એટલું જ નહિ પણ તેમાંના ઉપયોગી સુધારા પુનરાવૃત્તિ વખતે દાખલ કરવા યોગ્ય કરીશું.

મુંબઈ,<br>તા. ૧–૬–૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>**મનુ સૂબેદાર** ( પ્રમુખ )

# સંપાદકની પ્રસ્તાવના

સસ્તા સાહિત્ય કાર્યાલય સાથેનો મારો સંબંધ સ્વ. ભિક્ષુ અખંડાનંદજીએ પોતાના પહેલા જ ફળરૂપે યોગવાસિષ્ઠનાં જ્ઞાન અને વૈરાગ્ય પ્રકરણો બહાર પાડ્યાં ત્યારનો છે. પછી તો એમણે મારી "સંસારનાં સુખ" નામની લોર્ડ એબરીના 'પ્લેઝર્સ ઓફ લાઇફ' ઉપરથી તૈયાર કરેલી ચોપડીની ૫૦૦૦ નકલો પ્રસિદ્ધ કરી અને અમે વધુ ને વધુ ગાઢ સંબંધમાં આવતા ગયા.

એમના વૈકુંઠવાસ પછી માનનીય ભાઈ મનુ સૂબેદારના હાથમાં સસ્તા સાહિત્યના ટ્રસ્ટીમંડળનું પ્રમુખસ્થાન કોઈ અદૃષ્ટના યોગે આવી ગયું અને એમાં ગુજરાતી સાહિત્યની હું ઉન્નતિ જોઈ રહ્યો છું.

આ હિંદના આચાર્યોનું લગભગ ૫૭૬ પાનાનું ઉત્તમ પુસ્તક જુદા જુદા સિદ્ધહસ્ત લેખકોએ જુદે જુદે વખતે લખેલાં જીવનચરિત્રોને એકત્રિત કરવાથી સંસ્થા બહાર પાડવા ભાગ્યશાળી થાય છે પણ એમાં ગુજરાતનું પણ હું સદ્ભાગ્ય જોઇ રહ્યો છું. રાજકીય ઇતિહાસને જ આપણે દેશનો ખરો ઇતિહાસ ગણતા હતા, પણ કોઈ પણ પ્રજાજીવનના ઇતિહાસનો એ તો બહુ ઉપરછલ્લો ભાગ છે.

આપણી પુરાણી ભારતભૂમિ સામાજિક, રાજકીય, માનસિક, સાંસ્કારિક અને આધ્યાત્મિક ચડતીપડતીઓમાંથી કેવી સિફતથી પસાર થઈ છે, એનું જીવનબળ એણે પોતાની સમકાલીન પ્રજાઓની સરખામણીમાં કેવું ટકાવી રાખ્યું છે અને છેક પ્રાચીન યુગોથી આજ સુધી આચાર્યોએ એને વારંવાર કેવી મૃતસંજીવની પાયા કરી છે, તે જાણ્યા વગર એના મહિમાવાન ઇતિહાસનો ખરો ખ્યાલ આવી શકે એમ નથી.

આપણા સનાતન ધર્મના વિકાસક્રમનો આખો ચિત્રપટ આ પુસ્તકમાં પડ્યો છે. આ પ્રજાએ અસંખ્ય વિજાતીય અને પરદેશી પ્રજાઓને પોતાના વિશાળ ઉદરસાગરમાં જેવી સમાવી છે તેવી પૃથ્વીમાં કોઈ પ્રજાએ સમાવી નથી અને ભિન્ન ભિન્ન મતમતાંતરો

અને દર્શનપદ્ધતિઓનો અહીં જેવો યુગે યુગે સમન્વય થયો છે એવો પણ કોઈ દેશમાં થયો નથી. ષડ્દર્શનો અને જૈન તથા બુદ્ધ તત્ત્વજ્ઞાન જે જે સત્યો પર ભાર મૂકે છે તે સર રાધાકૃષ્ણનના કહેવા પ્રમાણે માત્ર બહુ ઊંડા મતભેદ નથી, પણ ભાર મૂકવા પૂરતા જ છે.

ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મનાં આક્રમણ પણ (સંઘબળની પડતીના સમામાં) એ આપણે જેવાં ઝીલીને ધર્મવિચારોને નવપલ્લવિત કર્યાં છે તેવા કોઇએ કર્યાં હોય એમ જાણવામાં નથી.

ઉપનિષદોનું પર્શિયનમાં ભાષાંતર કરનાર દારા સીકોહ જો ઔરંગઝેબને બદલે મુગલસામ્રાટ થયો હોત તો અકબરનું ધર્મ-સમન્વયનું કામ પરિપૂર્ણ થઈ જાત અને આજે ઝીણા સાહેબ પાકીસ્તાનની વાત કરતા ન હોત.

સ્વામી વિવેકાનંદ, થિયોસોફિકલ સોસાઈટી અને હિંદના પવિત્ર સાહિત્યના મેક્સમુલ્લર જેવા અભ્યાસીઓને પ્રતાપે આજે પૃથ્વીભરમાં હિન્દની સંસ્કૃતિની તમામ શાખાઓની વાહવાહ બોલાઈ રહી છે.

કાર્લાઇલ, ઇમર્સન, ટોલસ્ટોય, ગેટે, શોપનહૉર, થોરો, કાન્ટ અને હેગલ, રોમેરોલાં, કૈસર લિંગ, રોરિક, પોલબ્રંટન, જસ્ટીસ વુડરોફ વગેરે યુરોપ—અમેરિકાના જે પ્રતિભાશાળી લેખકો અને કલા-વિધાયકો છે તે બધા આપણાં ગીતા, ઉપનિષદ, શિષ્ટ યુગનાં સાહિત્ય, યોગ, શાક્તધર્મ, કલા, યાત્રા, પૂજા વગેરેનાં રહસ્ય જાણીને મહાન થયેલા છે. એમની પ્રતિભાનું મૂળ હિન્દ છે. હિન્દી પ્રજા જડસુ-બોથડ નથી. એણે જમાને જમાને જરૂરી સુધારા કર્યા છે. રૂઢિચૂસ્ત કે ધર્મચૂસ્ત એ કદાપિ યુગપરિવર્તન કરવાને સમયે તો નથી રહી.

પારકાના મત પરત્વે સમભાવ કે પરધર્મસહિષ્ણુતા જેવી હિન્દી પ્રજામાં છે તેવી મને લાગે છે કે બીજી કોઈ પ્રજાએ કેળવી નથી— એક ધર્મની માન્યતાઓ બીજાંઓના મન પર ઠસાવવા એણે કોઇને જીવતાં બાળી મૂક્યાં નથી. તરવાર દેખાડીને કોઇને પોતાના ધર્મમાં લીધાં નથી કે પ્રચારકાર્યમાં કોઈ સામ્રાજ્યોની (રાજ્યસત્તાની) મદદો એણે છૂપી રીતે લીધી નથી.

અગસ્ત્યઋષિએ વિંધ્યાચળને નમાવ્યો તે વખતનો વિકટ માર્ગ ઓળંગી દક્ષિણ હિન્દમાં આર્ય સંસ્કૃતિ ફેલાવી અને પોતે સમુદ્ર પી ગયા—એટલે જાવા, સુમાત્રા, બાલી વગેરે દેશોમાં પણ આર્યસંસ્કૃતિનો પ્રચાર કર્યો. ત્યાર પછી ચીન, કોરિયા અને જાપાન સુધી બુદ્ધ, શિવ અને વૈષ્ણવ અને શક્તિ તથા તંત્રમાર્ગનાં રહસ્યો સેંકડો ઋષિઓએ કેવળ જનકલ્યાણની ભાવનાથી જિંદગીને જોખમે ત્યાં ત્યાં જઇને ફેલાવ્યાં. પણ તે બીજાંઓને વટલાવવા અને પોતાના ધર્મમાં લેવા માટે નહિ, પણ પોતાનું વ્યક્તિત્વ ખોયા વગર એ લોકો નવા સત્યોનો લાભ મેળવે તે જ આશાથી—એક વખત તો પૃથ્વી હિંદની હથેલીમાં હતી ત્યારે કદાપિ એણે હાલની યુરોપી કે પહેલાંની એશિયાટિક કે પ્રાચીન ગ્રીક રોમન પ્રજાઓની માફક ભૌતિક સામ્રાજ્યો સ્થાપવાના કે વેપારી લાભ ઉઠાવી જિતાયલી પ્રજાઓને કચડી નાખવાના દુષ્ટ પ્રયોગો નથી કર્યા. આજે પણ નાતજાતમાં અને ધર્મધર્મનાં અનેક બંધનોમાં દબાયલી ગણાતી આર્ય પ્રજા, એક એક ગામમાં ધર્મશાળા, સદાવ્રત, પરબડી અને મહાજન ચલાવે છે. પરદેશીઓને હાલના રાજકર્તાઓ શરતી પ્રવેશ ભલે કરાવે. પણ પ્રજાઓએ તો આજ દિન સુધી કોઇને પૂછ્યું નથી કે તમે કેમ આવ્યા છો અને કયા ધર્મના છો?

અતિથિને તો એણે દેવો ગણ્યા છે. એ ભોળપણથી એની ખરાબી થઈ અને પ્રપંચી પરદેશીઓ અહીં આજ સુધી બહુ ફાવી ગયા છે એ વાત ખરી, પણ વસુધા આપણું કુટુંબ છે એ ગુણ જીવનમાં ઉતારવાથી આ નુકસાન વેઠ્યાં છે એ વાત કોણ નહિ સ્વીકારે?

સર જદુનાથ સરકાર ત્રિવેણી પરના અક્ષયવડ સાથે હિન્દી પ્રજાને સરખાવે છે. એ વડ હિન્દુ સંસ્કૃતિનું પ્રતીક છે. એના પર હજારો પ્રહારો થયા, એનાં ડાળેડાળ કપાયાં, થડ પર પણ કુહાડા પડ્યા પણ ચોમાસું જાય એટલે એ અમર વડ, જાણે કંઈ જ બન્યું ન હોય એમ ફાલીફૂલીને વધતો જ જતો હતો!

છેવટે કેવળ ઇર્ષ્યાથી જહાંગીર બાદશાહે એના મૂળમાં ધીક-

ધીકતું સીસું નંખાવ્યું, મેકોલે જેવાએ, બધી પ્રજાને ખ્રિસ્તી કરી નાખવા કેળવણીની રચના કરી અને અંગ્રેજોએ રાજકીય જીત સાથે આપણા ઉપર સામાજિક, માનસિક અને સંસ્કાર સુધ્ધાંની જીત, કેળવણી વગેરે બળો હાથ કરીને કરી લીધી—

આવા સંજોગોમાં દુનિયાભરની પ્રજાઓ માત્ર બે જ ધર્મ પાળતી થઈ ગઈ છે, એક ઇસ્લામ અને બીજો ખ્રિસ્તી.

હિન્દુ પ્રજા જ આ જગતમાં આ કુહાડા અને ધીકધીકતાં સીસાં સહી શકી.

હરદ્વાર અને કાશી અને મદુરા અને રામેશ્વર જોઇને મારી ખાતરી થઈ છે કે હિન્દુ પ્રજા જીવે છે. ધીકધીકતા સીસાને અક્ષયવડના મૂળમાં નંખાવ્યા છતાં બીજાં ચોમાસાં અને બીજી વસંત ઋતુઓ આવતાં જ એને નવી ડાળીઓ અને નવાં પલ્લવો ફૂટી રહ્યાં છે.

તાજમહાલ અને અમદાવાદની મસ્જિદો જોઇને મારી ખાતરી થઈ છે કે હિન્દુમુસલમાન સંસ્કૃતિઓના યોગથી, રાષ્ટ્રજીવનમાં ફળદ્રૂપતા આવી છે. સંગીત, ચિત્રવિદ્યા અને લેખનકળા તે વખતે પણ વિકસિત થયાં છે.

ખ્રિસ્તી યુગ પછી બ્રાહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ અને સંસારસુધારા સમાજો આપણે સ્થાપી, પ્રજાજીવનનું આરોગ્ય પ્રાપ્ત કર્યું છે. બુદ્ધિસ્વાતંત્ર્ય, વિજ્ઞાન અને સ્ત્રીસ્વાતંત્ર્ય તથા પ્રજાસત્તાક રાજ્યના આદર્શો કેળવતાં આપણને વાર લાગી નથી. સ્વરાજ્યપ્રાપ્તિ કર્યા વગર આપણી શારીરિક, આર્થિક, સામાજિક કે આધ્યાત્મિક ઉન્નતિ થનાર નથી એ આપણે નક્કી કર્યું છે—

અંગ્રેજી જેવી અઘરી ભાષા આપણા ઉપલા થરના લોકોએ અને આપણી છોકરીઓ સુધ્ધાંએ શીખી લીધી છે. ટાગોર, ગાંધી અને રાધાકૃષ્ણન આજે જગતવંદ્ય થયા છે.

સ્વ. પ્રો. આનંદશંકર ધ્રુવનો ઐતિહાસિક ક્રમથી આપણા ધર્મ, વિચાર, મિતિ, ઇત્યાદિનો અભ્યાસ કરવા આગ્રહ હતો. પ્રો.

ભાગવત્ મારી સાથે આ વખતની જેલ દરમિયાન યરોડે હતા. ત્યાં સમાજશાસ્ત્રની દૃષ્ટિએ એ વેદ, ઉપનિષદ, બુદ્ધ તથા જૈનધર્મ, મહાભારત, રામાયણ, સ્મૃતિઓ, યજ્ઞ, સ્વર્ગ, મોક્ષ, પુરાણો વગેરેનો અભ્યાસ જર્મન સાક્ષરો જેમ કરે છે તેમ કરવા કહેતા.

આ પુસ્તક ઐતિહાસિક ક્રમે ગોઠવાઈ નથી શક્યું તે એક રીતે એનો દોષ છે, પરંતુ સસ્તું સાહિત્ય રાખવાના એના મૂળ ઉદ્દેશને સાચવતાં એ દોષ થયો છે. તેનો એક જ ઉપાય હવે છે કે વાંચનાર ભાઈબહેન એને નીચેના ક્રમે વાંચે.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી દત્તાત્રેયજી | નક્કી નથી | સદી |
| ૨ | શ્રમણ મહાવીર | ઇસ્વી સન પૂર્વે પાંચમી | ,, |
| ૩ | શંકરાચાર્ય | ૮–૯ | ,, |
| ૪ | રામાનુજાચાર્ય | ૧૧ | ,, |
| ૫ | મધ્વ | ૧૨ | ,, |
| ૬ | નિમ્બાર્ક | ૧૨ | ,, |
| ૭ | રામાનન્દ | ૧૫ | ,, |
| ૮ | વલ્લભાચાર્ય | ૧૫ | ,, |
| ૯ | નાનક | ૧૬ | ,, |
| ૧૦ | દાદુ દયાળ. | ૧૬ | ,, |
| ૧૧ | ગૌડસ્વામી | ૧૯ | ,, |
| ૧૨ | સહજાનંદ | ૧૯ | ,, |
| ૧૩ | મહર્ષિ દયાનંદ | ૧૯ | ,, |

લેખકોએ આચાર્યોના દેશકાળ, સિદ્ધાંતો, તત્ત્વજ્ઞાન, જીવનચરિત્ર ઇત્યાદિ એવાં સરસ રીતે આપ્યાં છે કે માત્ર વાંચવામાં ઉપરના ક્રમે જો ચરિત્રો વંચાશે તો ઉપર મેં ઇચ્છા કરી છે તે સંપૂર્ણ ફળીભૂત થશે અને આપણી પુરાણી પરમપ્રિય ભારત માતાનો દેહ, મન અને આત્મા એના ઉત્તરોત્તર વિકાસક્રમે કેવાં ફાલ્યાં છે અને ફૂલ્યાં છે તે પ્રત્યક્ષ થશે.

આ પુસ્તકમાં, કંઈ શાસ્ત્રીય અર્થમાં આચાર્યો નથી આપ્યા.

તેમ કદની મર્યાદા ન હોત તો આમની હારમાં બેસી શકે એવા ઘણા રહી ગયા છે.* ૧૦૦–૧૦૦ વર્ષ એક મહાત્માની અસર બરાબર રહે છે એમ ગણીએ તો જરાક અસર ભુંસાતાં નવા મહાત્મા ભારતવર્ષમાં અવતર્યા જ છે. ૧૩–૧૪ સદી ઉપરના અનુક્રમમાં ખાલી લાગે છે તે મહારાષ્ટ્રના સંતો, નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, એકનાથ, સોપાન, મુક્તાબાઇથી ભરી શકાય.

૧૭ મી સદી તુકારામ–રામદાસની, પછી તો બધી સાલો મળી રહે છે.

ચૈતન્ય, રામમોહનરાય, પરમહંસ રામકૃષ્ણ અને વિવેકાનંદ ઉમેરો એટલે ૨૫૦૦ વર્ષના આપણા ધર્મજીવનની લીલી મનોહરતા ગૌરવ ઉપજાવે છે.

કવિવર રવીન્દ્રનાથે આપણી સંસ્કૃતિનો ઉગમ અરણ્યોમાંથી ગણાવ્યો છે. ગુજરાતની સંસ્કૃતિનાં કેંદ્રો પણ બ્રહ્મારણ્ય અને ધર્મક્ષેત્ર હતાં. પછી વલભીમાં બુદ્ધ અને જૈન સંસ્કૃતિએ પ્રજાજીવનને સંયમી અને જ્ઞાનવિરાગમાં દૃઢ રાખ્યું છે–પાટણને, સિદ્ધરાજ અને કુમારપાળે, જેવું રાજકીય ક્ષેત્રમાં સુપ્રસિદ્ધ કર્યું હતું, તેવું હેમાચાર્યે યોગ, જ્ઞાન અને શીલમાં પવિત્ર રાખ્યું હતું.

નૃસિંહ, મીરાં, અખો અને શામળ તથા દયારામ સંતો અને કવિઓ હતા. ગુજરાત પર એમણે અને વલ્લભાચાર્યથી વિઠ્ઠલાચાર્ય, તથા બીજા સાત પેઢીના આચાર્યોએ ભક્તિમાર્ગ શીખવી પવિત્ર અસરો ઉપજાવી છે.

* આ લખાઈ રહ્યા પછી જાણવા મળ્યું છે કે આ પુસ્તકમાં રહી ગયેલા લાગે છે તેવા નીચે જણાવેલા સંતોનાં જીવન અને શિક્ષણ આ સંસ્થા તરફથી સ્વતંત્ર દળદાર પુસ્તકોરૂપે બહાર પડી ચૂક્યાં છે.

| પુસ્તકનું નામ | પાન | મૂલ્ય |
|---|---|---|
| એકનાથ જ્ઞાનેશ્વર | ૫૦૪ | ૨–૮–૦ |
| સંત તુકારામ | ૬૪૮ | ૨–૮–૦ |
| ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથોમાં | ૧૫૬૬ | ૬–૮–૦ |
| રામકૃષ્ણ પરમહંસ | ૬૦૮ | ૨–૮–૦ |
| સ્વામી વિવેકાનંદ | ૭૮૪ | ૩–૦–૦ |

સ્વ. પ્રો. ધ્રુવ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં કહેલા સનાતન હિન્દુ ધર્મને સંતવાણીથી સમૃદ્ધ થયેલો માને છે.

સંતો અને મહંતોએ, એ સનાતન સત્યોને ભારતીય પ્રજાને ઘેરે ઘેર મોકલ્યાં અને આજે આખી હિન્દી પ્રજાને 'ગૉડ કૉન્શિયસ' પ્રભુને હંમેશાં હાજરાહજૂર માનનારી હાલના પશ્ચિમના વિચારકો માને છે તે પ્રતાપ સંતવાણીના છે.

યજ્ઞો, પછી તીર્થો અને મંદિરો થયાં. સ્વર્ગને બદલે મોક્ષ એ ઉચ્ચતર આદર્શ ગણાયો અને યાત્રાઓ, મેળા ઉત્સવો તથા ક્રિયા-કાંડને પ્રતાપે દૈવીસંપત્તિ જીવતી રહી.

મૂળરાજ પછી વસ્તુપાળ અને તેજપાળ જેવા મંત્રીશ્વરોએ કલામય મંદિરો બાંધ્યાં. શામળાજી, વડતાલ, અમદાવાદ તથા ડાકોર દ્વારકાં ઇત્યાદિ તીર્થો હજી જીવનજળ આપ્યા કરે છે. સૃષ્ટિસૌન્દર્ય અને કલાએ, પ્રેમ, સૌન્દર્ય, દાન અને દેશકાળનું જ્ઞાન આપણા લોકોને સુધ્ધાં આપ્યા કર્યું.

કથાવાર્તાઓ ચાલતી હતી; યોગવાસિષ્ઠ રામાયણ, મહાભારત અને શ્રીમદ્ભાગવત તથા ગીતાનાં પારાયણ અધિકારાનુસાર થતાં.

સમર્થ રામદાસે હનુમાનજીનાં મંદિરો અને અખાડા કાઢી સ્વધર્મ અને સ્વરાજ્યની દીક્ષા ગામેગામ આપી.

ગણપતિ, શિવ, વિષ્ણુ અને દેવી તથા રામ, લક્ષ્મણ અને જાનકીની પૂજાથી પ્રજાજનોને સંતોષ અને શાન્તિ મળતાં હતાં.

જ્ઞાનેશ્વરી જેવી ગીતાથી, સંતરામ, રામસનેહી તથા કબીરપંથી સાધુઓથી, પ્રજા, ધર્મ, અર્થ, કામ અને મોક્ષના આદર્શો યથાશક્તિ આજ દિન સુધી પામી શકી.

નવા જમાનાના આચાર્ય આજે મહાત્મા ગાંધી છે. એમણે સાદાઈ, સત્ય, અહિંસા, સ્વાશ્રય અને સેવાના અનુપમ માર્ગ દેખાડ્યા.

રાજકારણમાં ધર્મ આખી પૃથ્વીમાં પહેલી જ વાર સફળ રીતે દાખલ કરવાનું માન એમને ઘટે છે. ગીતા જીવનમાં ખરી રીતે એમણે જ ઉતારી બતાવી. એમનાં સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કેળવણી, માનવકલ્યાણ, બધાં એકલા હિન્દને નહિ પણ પૃથ્વીને કામ

લાગે એવાં છે. પણ બર્નાડ શૉનાં વચન આપણે હિન્દવાસીઓએ યાદ રાખવા જેવાં છે કે 'એવકૂફ લોકો મહાન્ પુરુષોની પૂજા કર્યા કરે છે અને એમનાં વચનો ગોખ્યા કરે છે પણ એમને પગલે ચાલતા નથી.' આજે જુહૂને દરિયાકિનારે લાખ્ખો લોકો મહાત્માજીની પ્રાર્થનામાં હાજર થાય છે. જાત્રા, તીરથ, કથાશ્રવણ, આચાર્યોનાં તત્ત્વજ્ઞાનનાં વાચન એ કશાથી દેશનું દારિદ્રય નહિ ફીટે, જો બર્નાડ શૉના કહેવા પ્રમાણે આપણે એમને પગલે ચાલી આત્મકલ્યાણ અને દેશકલ્યાણ નહિ સાધીએ તો—

આ પુસ્તકમાં જીવનશોધનની અને દેશને ફરી મહાન કરવાની અમૂલ્ય સૂચનાઓ ભરી છે.

ગુરુ દત્તાત્રેયજીનું વૃત્તાંત શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં આવે છે. એમણે જ્યાં જ્યાં ચાતુર્માસ કર્યાં તે સ્થળો આજ સુધી તીર્થરૂપે પૂજાય છે. આચાર્યોમાં એમને પ્રથમ મૂક્યા છે એ બરાબર છે. કારણ કે આ જમાનામાં પુસ્તકો એ જ મોટામાં મોટા ગુરુ છે અને એ પણ અનેક વાંચ્યા વગર જીવનની પરિપૂર્ણતા થાય એમ નથી. એમણે ૨૪ ગુરુઓ કર્યા હતા તે વાત આપણે ધ્યાનમાં રાખી ટૂંકી બુદ્ધિના કે સાંપ્રદાયિક ન થતાં "મારું તે સારું" એવા મતાગ્રહી ન થવું પણ "સારું એ મારું" એમ વિશાળ હૃદયના થઈ ભમરાની માફક જ્યાં ત્યાંથી સારગ્રાહી થવું. આપણે પોતપોતાનું વ્યક્તિત્વ સ્વતંત્ર રીતે ખીલવીને જ દેશની અનુપમ સેવા કરી શકીશું.

દત્તના ઉપદેશમાંથી નીચેનાં વચનો અમૂલ્ય છે: "મનુષ્યદેહ અતિ દુર્લભ છે, એને પામીને ઈશ્વિર ઉપર નિષ્ઠા રાખવી જોઈએ. ઘણા જન્મોને અંતે આ મનુષ્યદેહ મળે છે, જે મનુષ્યદેહ નાશવંત છતાં પણ પુરુષાર્થ આપે છે. તેને દૈવેચ્છાથી સંપાદન કરીને પુરુષે તે દેહ જ્યાં સુધી પડે નહિ ત્યાં સુધીમાં શીઘ્ર કલ્યાણને માટે પ્રયત્ન કરવો. પરંતુ વિષયોનું સુખ તો પશુઓના અવતારમાં પણ મળે છે. માટે તેને અર્થે પ્રયત્ન કરવો નહિ."......સંસાર ત્યાગી, વૈરાગી બનવાની સર્વને જરૂર નથી પરંતુ દત્તાત્રેયજીની માફક સારગ્રાહી થઈ ઈશ્વિર-રચિત સૃષ્ટિમાંથી તેનો ઉપદેશ શોધી કાઢી, સદાચારી અને ઈશ્વિર-

પરાયણ જીવન ગાળવું એ પ્રત્યેકથી બની શકે એમ છે. એમ કર્યાથી જ ગુરુ દત્તાત્રેયની ખરી પૂજા કરી ગણાશે.

ગુરુદત્ત પણ અવધૂત કહેવાતા. એમની પછી મહાવીરનો વિચાર ઠીક અનુક્રમે લઈ શકાશે.

હાવેલના મત પ્રમાણે આપણા દેશમાં ભોગધર્મ અને ત્યાગ-ધર્મ વારાફરતી આવ્યે ગયા છે. યજ્ઞયાગ અને ક્રિયાકાંડ એ ભોગ-ધર્મ હતા અને એનો અતિશય થતાં પ્રજા વિલાસી થતી અને મોજશોખમાં પડતી હતી. અધિકારભેદ ઉત્પન્ન થતા અને જનતાનો મોટો વર્ગ અને શૂદ્રો, ધર્મનાં ઉચ્ચ તત્ત્વોથી બેનસીબ રહેવા લાગતો હતો. યજ્ઞો પણ મોટે ભાગે તો સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી થતા. પુત્રો, ધન, રાજ્ય ઇત્યાદિ દુન્યવી લાભો માટે પણ કરવામાં આવતા અને સાચું આધ્યાત્મિક જીવન તો ક્યાંયે દબાઈ જતું.

સ્વર્ગને બદલે મોક્ષ એ ઊંચો આદર્શ હતો અને ત્યાગમાર્ગના આચાર્યોએ એનો ઉપદેશ કર્યો. સાચી ધાર્મિકતા સમજ્યા વગર મોક્ષના અધિકારી પ્રજાથી થવાતું ન હતું. ત્યાગધર્મવાળા બુદ્ધ, મહાવીર અને શંકરાચાર્યે જ્ઞાન, ચારિત્ર્ય અને તપ પર ભાર મૂક્યો. બુદ્ધ અને મહાવીર જૂની પ્રણાલીના વિરોધી એ જમાનાના મહાન સુધારકો થઈ ગયા. બુદ્ધ વિષે આ સંસ્થાનાં પુસ્તકો છૂટાં છપાયાં છે પણ મહાવીરને આ આચાર્યોના ભેગા ગણીને સંસ્થાએ ઉદાર મતવાદી સ્વભાવ બતાવ્યો છે એ ગુજરાતનું ગૌરવ છે. કારણ કે ગુજરાતમાં આજ દિન સુધી જૈનધર્મ પાળનાર વર્ગ બહુ મોટો છે અને એમના જેવા સમર્થ પાડોશીઓ જે તીર્થંકરના વિચારથી પ્રેરાયલા રહે છે તેમને હિન્દુ પ્રજાએ બરાબર ઓળખવા જોઇએ. અને એમના ધર્મને પણ અપનાવી જીવનમાં ઉતારવો જોઇએ.

બુદ્ધ અને જૈનધર્મ એ કંઈ જુદા ધર્મો નથી પણ સનાતન હિંદુધર્મરૂપી વિશાળ વૃક્ષની એ શાખાઓ જ છે. ષડ્દર્શનમાં બુદ્ધ-દર્શન અને જૈનદર્શન ઉમેરીને આપણે આઠ દર્શનો હિન્દુધર્મનાં છે એમ જ ગણવું જોઇએ અને જૈનધર્મીઓએ પણ આ વીસમી સદીમાં સાંપ્રદાયિક વિચારોમાંથી બહાર નીકળી, આપણા સંયુક્ત કુટુંબના

મોટા ઘરનાં બધાં જ તત્ત્વજ્ઞાનરૂપી બારીબારણાં ઉઘાડીને જેટલો મળી શકે એટલો બધો પ્રકાશ અને દૈવી હવા લેવાં જોઇએ. માત્ર એક જ બારણું ઉઘાડી બીજાં બંધ રાખવાં આ પ્રગતિમાન જમાનાને યોગ્ય નથી.

બ્રાહ્મણ સોમીલ તો મોટો હિંસક યજ્ઞ કરવા બેઠો હતો. મહાવીરના ઉપદેશથી એણે એ આડંબર અને ઠાઠ છોડી દીધા અને ઇન્દ્રિય પર વિજય મેળવવાનો સાચો યજ્ઞ શરૂ કરી દીધો.

"જીવરૂપ અગ્નિકુંડમાં, મન, વચન, કાયાની શુભપ્રવૃત્તિરૂપ વાણીથી શુભ પ્રવૃત્તિનું ઘી રેડીને શરીરરૂપ છાણાં અને દુષ્કર્મરૂપ લાકડાંને પ્રદીપ્ત કરીને શાંતિરૂપ પ્રશસ્ત હોમને ઋષિઓ નિત્ય કરે છે." એ મહાવીરે કહેલો હોમ કરવા સોમીલે નિશ્ચય કર્યો હતો.

એ દરમિયાન પોતે મહાવીરને પૂછે છે: "ભગવાન! આપને યાત્રા, સુખરૂપ સમય ગાળવાનું અને નિર્દોષ વિહાર પ્રાપ્ત થયાં છે?

મહાવીર—હે સોમિલ! મને તે બધું પ્રાપ્ત થયું છે.

સોમિલ—હે ભગવાન! આપને યાત્રા કેવી રીતે મળી છે? આપ શેને યાત્રા ગણો છો?

મહાવીર—હે સોમિલ! તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય અને ધ્યાન આદિમાં મારી જે પ્રવૃત્તિ છે તે મારી યાત્રા છે.×

ત્યાગધર્મના અનુયાયી બુદ્ધ અને મહાવીરના પ્રતાપે ૧૨૦૦–૧૩૦૦ વર્ષ સુધી પ્રજા કડક શિસ્તમાં રહી શકી, પણ આખરે નૈતિક બંધન ઢીલાં થયાં, વિરાગથી નિરાશાવાદ ફેલાઈ ગયો અને જીવનમાં શુષ્કતા આવી.

સ્વામી શ્રી શંકરાચાર્ય જે વખતમાં થયા તે વખતે બુદ્ધધર્મ પડતી દશામાં આવી ગયો હતો. મઠો અને સંઘારામોમાં અનીતિ, અજ્ઞાન અને ખટપટો ચાલતાં. ઘણાં ઉચ્ચ જીવનને માટે અનધિકારી સ્ત્રીપુરુષો, મફતનું ખાતાં અને આળસમાં પડી રહેતાં. દુખનું કારણ અજ્ઞાન છે એ વાત સાધુસાધ્વીઓ જ ભૂલી ગયાં હતાં અને જંતરમંતર અને કામણટુમણની હલકી તાંત્રિક ક્રિયાઓ વધી પડી હતી.

× 'ભગવતીસાર'માંથી

જૈન, બુદ્ધ, પાશુપત, માહેશ્વરી, પંચરાત્ર, ભૈરવ, નીલકંઠી, વૈષ્ણવ, વામમાર્ગી શક્તિપૂજકો, કાપાલિકો, કર્મકાંડી, યાજ્ઞિકો વગેરે વધી પડ્યા હતા અને અઘોરીઓ મદિરા અને માંસાહાર કરતા.

વેદ, ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર તથા ગીતામાં કહેલાં કર્મ, જ્ઞાન અને ભક્તિપ્રધાન સનાતન હિન્દુ ધર્મ લોકો ભૂલી ગયા હતા અને વિદ્વાનોમાં પણ જીવ, જગત અને બ્રહ્મના સ્વરૂપ વિષે અનેક ભ્રમજનક મતભેદો ઉત્પન્ન થયા હતા.

૩૨ વર્ષની ઉંમરમાં શંકરાચાર્યે શુદ્ધ વૈદિક ધર્મની સાચી સમજ તે જમાનાના લોકોને આપી. બધા ધર્મો, પ્રચલિત વિચારો, પૂજાવિધિ અને ક્રિયાકાંડ સુધ્ધાંનો સમન્વય કર્યો. બદરીકેદાર, દ્વારકા, જગન્નાથપુરી અને રામેશ્વર એમ ભારતને ચારે છેડે ચાર મઠો સ્થાપ્યા અને પરિવ્રાજકોને સાચા ધર્મના ઉપદેશ સારુ લોકસંગ્રહ અર્થે ફરતા કર્યા.

રાજાઓના દરબારોમાં અને વિદ્યાપીઠોમાં એમણે જ્ઞાનચર્ચાઓથી દિગ્વિજયો કર્યા અને પૂર્ણ ત્યાગી અને વિરાગીઓના ઉત્તમ શિષ્યમંડળને પ્રાણવાન સંદેશા આપી પ્રજાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષના પુરુષાર્થ શીખવ્યા—ભાષ્યો, કાવ્યગ્રંથો, વિવેચન સાહિત્ય વગેરે પુષ્કળ લખ્યું અને સૌન્દર્યલહરી તથા સ્વાનુભવનાં આત્માનંદનાં કાવ્યોથી પ્રખર તત્ત્વજ્ઞાનીનું હૃદય કવિત્વથી કેવું કોમળ બની ગયું હતું તેનું ઉત્તમ દૃષ્ટાંત રજૂ કર્યું.

કાશ્મીર, કામરુદેશ, હિમાલય અને કાશી, નર્મદાકાંઠો, હાલનો મદ્રાસ ઇલાકો, મલબાર, આન્ધ્ર, કર્ણાટક ઓરીસા, વિદર્ભ અને સૌરાષ્ટ્ર વગેરે તમામ દેશોમાં જ્યારે ગાડી જેવાં સાધન ન હતાં ત્યારે ત્રણ ત્રણ વાર મુસાફરીઓ કરીને કર્મયોગ સાધ્યો. અદ્વૈતમતની સ્થાપનાથી જ્ઞાનયોગ સિદ્ધ કર્યો અને ભક્તિનાં સ્તોત્રો રચીને પોતાના પ્રેમાળ હૃદયદ્વારા ભક્તિયોગ પણ સાધ્યો. આમ પોતાના જ જીવનમાં એમણે કર્મ, જ્ઞાન અને ભક્તિથી પૂર્ણતા પ્રાપ્ત કરી અને તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં સત્યને એવી ઉચ્ચ ભૂમિકાએ મૂક્યું કે એમની પછી ૧૦૦૦ વર્ષ વહી ગયા છતાં અને બુદ્ધિસ્વાતંત્ર્ય તથા વિજ્ઞાન

ના પ્રયોગસિદ્ધ જ્ઞાનમાર્ગની હજારો કસોટીઓ થઈ ગયા છતાં, આજે પૃથ્વીમાં શ્રીશંકરાચાર્યે સિદ્ધ કરેલું "એકમેવાદ્વિતીય" જ આગળ આવીને ઊભું છે. (એક જ છે બે નથી એ સત્ય)

રસાયન અને પદાર્થવિજ્ઞાને શોધેલાં મૂળતત્ત્વો અને અણુ-પરમાણુઓ માત્ર એક જ શક્તિનાં રૂપાંતરો છે એમ સિદ્ધ થયું છે. જડવાદ નાશ પામ્યો છે.

શક્તિ કેવળ આંધળી યાંત્રિકરૂપ નથી પણ યોજનાવાળી, ભાન-વાળી, ચિન્મયી અને આનન્દમયી સિદ્ધ થઈ છે. સૃષ્ટિ માયાવી પણ શંકરાચાર્ય કહેતા એવી જ સિદ્ધ થઈ છે અને જ્ઞાનદષ્ટિએ જગત, એ માત્ર જાદુઈ દેખાવરૂપ–લીલારૂપ જ છે એ પરમ સત્ય, આ જમાનાના વિજ્ઞાન તત્ત્વજ્ઞાનીઓ, એડીંગ્ટન, વ્હાઇટહેડ અને સર જેમ્સ જીન્સ તથા જનરલ સ્મટ્સ સ્વીકારી ચૂક્યા છે. જીન્સે આપણી આસપાસ વ્યાપેલું જગત, એડીંગ્ટને સ્થૂળ સૃષ્ટિનું સ્વરૂપ અને ડૉ. વ્હાઇટહેડે આધુનિક યુગમાં વિજ્ઞાનની સ્થિતિ નામનાં પુસ્તકો દ્વારા કબૂલ કર્યું છે કે જડ નહિ પણ ચેતન જ બધે વિલસે છે. ઉપરનાં ત્રણ પુસ્તકો વિજ્ઞાન તત્ત્વજ્ઞાનમાં "વેદત્રયી" જેવાં ગણાય છે. જનરલ સ્મટ્સે જગત અને જીવનો "સમગ્રતા" શબ્દમાં સમાવેશ કર્યો છે.

શંકરાચાર્યની માયા બાબત હજી આપણા વિચારકોમાં ઘણો ભ્રમ ચાલે છે પણ એમની માયા એટલે બ્રહ્મની શક્તિ અને બ્રહ્મ અને એમની શક્તિ એક જ છે. એ શક્તિ ચિન્મયી (એટલે જ્ઞાન-વાળી) અને આનંદમયી એટલે આનન્દવાળી છે–એટલે સત્, ચિત્ અને આનંદ રૂપે જડ અને ચેતન જગતમાં બધે બ્રહ્મ જ વિલસી રહ્યો છે એમ એનો અર્થ થયો.

જો જગતના તત્ત્વજ્ઞાનીઓમાં આજે કોઈ પણ સત્ય ટકી શકે એમ હોય તો તે શંકરાચાર્યે સમજાવેલું છે તે જ સત્ય ટકી શકે એમ છે, બીજાં નહિ.

શંકરાચાર્યને પ્રતાપે તે વખતનો પ્રજાસમાજ આશાવાદી, સ્વાશ્રયી અને પુરુષાર્થવાળો થયો.

બાળપણનું એમનું સ્વપ્ન સફળ કરીને એ ગયા. "ધર્મની સેવા ખાતર મારી સદ્ગુણી માતા, પોતાના એકના એક પુત્રને પોતાથી વીખૂટો પડવાની રજા આપશે. માતા કરતાં હજારગણી અધિક પ્રિય સત્યધર્મનો ઉપદેશ કરનારી શ્રુતિ, આજકાલ ઘણી ખરાબ અવસ્થામાં છે. બૌદ્ધ અને જૈનધર્મીઓ દ્વારા તેનો અનાદર થઈ રહ્યો છે. તેનો ઉદ્ધાર કરવાની આવશ્યકતા છે. હું બ્રાહ્મણ છું અને મારી આંખ આગળ વેદધર્મ ઉપર મિથ્યા કલંક લગાડવામાં આવે તો મારા જીવતરમાં ધૂળ પડી. જગત સાચા ધર્મથી અજાણ્યું રહીને અંધકારના ઊંડા ખાડામાં પડ્યું રહે અને હું બ્રાહ્મણનો છોકરો થઇને તેને પ્રકાશ બતાવવાનો પ્રયત્ન ન કરું તો મારા આ બ્રાહ્મણત્વને કલંક લાગશે." એ કલંક એમણે ના લાગવા દીધું.

વેદાન્તમાં આખું મનુષ્યજાતિએ પ્રાપ્ત કરેલું જ્ઞાન, એકત્રિત કરવાનો પ્રયત્ન થયો છે અને ઋષિમહર્ષિઓના અનુભવો, એમાં ભર્યાં છે. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન બધું એમાં છે. સત્ એટલે અસ્તિત્વ માત્રનું રહસ્ય ઉકેલવાનો એનો ઉદ્દેશ છે.

ઉપનિષદોમાં જુદાજુદા ગુરુઓનો પ્રસાદ છે તેથી જગત વિષેનું એમાં જે જ્ઞાન છે તે એકધારું પૂરેપૂરું સંવાદિત નથી.

શંકરાચાર્યે એવા ઘણી વાર પરસ્પર વિરોધી જણાતા ઉપનિષદોને તર્કશુદ્ધ કર્યાં અને વિવેચન દ્વારા એમાં દર્શાવેલાં સત્યોની એકવાક્યતા કરી બતાવી.

સત્યની વ્યાખ્યા એમણે એવી કરી કે જે દેશકાળથી અબાધિત હોય અને જેમાં એક વાર હા ને બીજી વાર ના ન થઈ જાય.

શંકર ફ્રેન્ચ તત્ત્વજ્ઞાની બર્ગસનની માફક બુદ્ધિને સાધન માને છે. એમને મતે બુદ્ધિની શક્તિ મર્યાદિત છે અને વ્યવહારમાં જ એનો ઉપયોગ છે. રેલવેના ગાર્ડ પાસે જેવું જાડા કાચનું ગોળ ફાનસ હોય છે તેવી બુદ્ધિ છે. જે એક જગાએ જોવું હોય એટલા જ ભાગને ખૂબ પ્રકાશિત કરે છે અને સ્પષ્ટતાથી અમુક જ ચીજને તો એ સરસ બતાવે છે. જીવનવ્યવહારમાં બુદ્ધિ આપણને બહુ કામ લાગે છે પણ જ્ઞાનના સમગ્ર પ્રદેશને દર્શાવવામાં પેલું ફાનસ જેમ અપૂર્ણ છે

તેમ બુદ્ધિ પણ અપૂર્ણ છે. પૂર્ણતા સમજવા માટે ચારિત્ર્ય, વિવેક, વિચાર, એકાગ્રતા અને યોગની તપશ્ચર્યા દ્વારા શંકરાચાર્ય અપરોક્ષાનુભવ કેળવી આત્મસાક્ષાત્કાર કરવા ભલામણ કરે છે અને સ્વયંપ્રેરણા ખીલવવાના રસ્તા બતાવે છે.

તે વખતના બુદ્ધમતવાદીઓમાં એક શૂન્યવાદ પ્રવર્તતો હતો, એનો અર્થ એ થતો કે કાયમના આત્મા જેવું કંઈ છે નહિ, પણ ક્ષણે ક્ષણે બદલાતી મનની સ્થિતિઓમાંથી આપણે પસાર થઈએ છીએ. શંકરાચાર્યે એ વાત ખોટી છે એમ સિદ્ધ કર્યું. આત્મા છે એમ સાબિત કરીને એમણે નક્કી કરી બતાવ્યું કે એ આત્મા જણાય એવો ય છે અને ન જણાય એવો પણ છે. છે એ તો સ્વયંસિદ્ધ છે. "આપણે વિચાર કરીએ છીએ એટલે જ સિદ્ધ થાય છે કે આપણે છીએ એ તો નક્કી." આત્માનું અસ્તિત્ત્વ તો છે પણ કેવો છે એનું આપણને પૂરેપૂરું જ્ઞાન થતું નથી. એનો અર્થ એ નથી કે આત્મા સમૂળગો સમજાતો નથી. "સત્યં, જ્ઞાનં, અનંતં, બ્રહ્મ આનંદરૂપં અમૃતં" એવું એવું તો અનુભવથી સમજાય છે.

શરીર બળીને ભસ્મ થઈ જાય અને મનનો પણ નાશ થાય ત્યારે કંઈજ ફેરફાર જેનામાં થતો નથી તેવો જે રહે છે તે આત્મા છે.

આત્માને ચૈતન્ય કહીને અને છતાં વિચાર અને ચૈતન્યના ભેદ બતાવીને આત્માપરમાત્માના વિષયને શંકરે બહુ રસમય બનાવી દીધો છે. પશ્ચિમના મનોવિજ્ઞાનમાં, વિચાર અને ચૈતન્યના સંબંધમાં ઘોટાળો છે અને આત્મા ને ચૈતન્ય એ એકજ છે એમ સિદ્ધ કરીને વેદાન્તતત્ત્વજ્ઞાનમાં જે સાચી સમજ આપવામાં આવી છે તેવી બુદ્ધિથી પર એવી ઉચ્ચ દશામાં સમજાય છે એમ તો પશ્ચિમ પણ હવે કચવાતે મને સ્વીકારે છે. ખાસ કરીને પશ્ચિમના સંતોના અનુભવ સાથે તો આપણો અનુભવ બંધબેસતો થાય છે એમ ત્યાંના વિચારકો કબૂલ કરે છે.

આત્મજ્ઞાન, અધિકાર કેળવ્યા વગર કે એની પાછળ તપશ્ચર્યા કર્યા વગર મળતું નથી. પરમ ચૈતન્યનું બરાબર પ્રતિબિંબ પડે એવો અંતરનો કાચ જીવનશુદ્ધિથી સ્વચ્છ કરવો જોઈએ.

આપણા તત્ત્વજ્ઞાનને તો ધર્મ માનીને એની પાછળ આખું જીવન સમર્પણ કરવાનું છે કારણ કે આપણે જ્ઞાનને માત્ર વ્યવહાર પૂરતું નહિ પણ આધ્યાત્મિક ઉન્નતિમાં પણ ઉપયોગી થાય એવું માનીએ છીએ. અને એને પ્રાપ્ત કરતાં ઘણી પંડિતાઈ અને કહેવાતી વિદ્વત્તાઓ પણ છોડવી પડે છે.

ઘણી અનિત્ય ઉપાધિઓને છોડયા વગર અને ક્ષણભંગુર જીવો જે અવિદ્યામાં પડ્યા છે તેમાંથી બહાર નીકળ્યા વગર આત્મ-વિદ્યા પ્રાપ્ત થતી નથી. પણ એ જ ખરી વિદ્યા છે, કારણ કે એ એકને જ જાણવાથી બીજું બધું જાણવાનું સમજાઈ જાય છે.

શંકરાચાર્યે જમાનાના કચરા કાઢી આધ્યાત્મિક જીવનની સાફસૂફી તો કરી પણ આખરે એ પણ છુપા વેશમાં બુદ્ધ જ નીવડયા. જ્ઞાનમાર્ગમાં શંકર અનિત્યવસ્તુને ધીમે ધીમે છોડતાં નિત્ય શાશ્વત સુખ આપે એવા આત્મતત્ત્વને પામવા બોધ કરે છે. એમને મને જગત એ જ હરિ છે અને હરિ એ જગત છે. આત્મા અને પરમાત્મા એક અખંડ એક રસ છે.

"હું જ એ છું" એમ એ કહે છે અને પછી "તે તું છે" એમ કહીને આપણને ધીરજ આપે છે કે એક વાર આટલું વચન કાને પણ પડે તો પછી કદાપિ એ ભુલાતું નથી. તરત ન સમજાય પણ આખરે ગમે તેટલા સમયે કે ગમે એટલા પ્રયત્ને તમે એને મેળવશો જ. જ્યાંસુધી તમને એ નહિ મળે ત્યાંસુધી તમને સાચી શાન્તિ નહિ જ મળવાની. એમનો ઉપાસનાક્રમ જ આત્માનુભવ કરવાનો છે.

શંકરાચાર્ય પણ બુદ્ધની જ માફક દુઃખનું કારણ અજ્ઞાન માને છે. જ્ઞાનનો ખરો અર્થ એ અનુભવજ્ઞાન જ કરે છે અને તૃષ્ણા-ઓનો ત્યાગ કરીને, નિષ્કામબુદ્ધિથી લોકસંગ્રહ (લોકકલ્યાણ) અર્થે કર્મ કરવાનો બોધ કરે છે. એવાં કર્મથી ચિત્તની શુદ્ધિ અને ચિત્ત-શુદ્ધિથી મોક્ષ મળશે એવું વચન આપે છે.

મોક્ષ એટલે આત્મા અને પરમાત્મા એક જ છે એવો અનુભવ–બ્રહ્મભાવ. આ બ્રહ્મભાવ પૂર્ણતા આવે નહિ ત્યાંસુધી સાધકને વ્યવ-હારદૃષ્ટિએ જગત ખરું છે એમ માનીને ચાલવાનું છે.

અસાધારણ કે સામાન્ય મનુષ્યને પણ જગત માયાવી છે એમ કહીને એનાથી ભાગી જવાનો અધિકાર નથી.

જ્યારે વ્યક્તિગત અહંકારનો નાશ થાય છે અને જ્યારે "તું તે છે" એ પરમ સત્ય જીવનમાં ઊતરે છે ત્યારે જ્ઞાનદૃષ્ટિએ અભેદ પામીને જીવ બ્રહ્મરૂપ બને છે અને પછી પણ લોકસંગ્રહને અર્થે એને કર્મ કરવાની સ્વતંત્રતા રહે છે.

૨૦૦–૩૦૦ વર્ષ એમણે આપેલો પુરુષાર્થે ટક્યો પણ પછી લોકોને શંકરાચાર્યનો વેદાંતધર્મ "અત્યંત તત્ત્વદર્શનમય લાગ્યો અને એમાંથી પૂરતો ધાર્મિક સંતોષ મળ્યો નહિ." સામાન્ય માણસોને તો પોતાના ઉપર વાત્સલ્ય રાખે, પોતાને ભીડને વખતે હાથ આપે અને પોતાનું રક્ષણ કરે એવો ઈશ્વર જોઈતો હતો. એ ભગવાનને ચરણે એને પોતાનું સર્વસ્વ ઓવારી નાખવું હતું. એ ભગવાનના ચરણકમળમાં રહીને એને મુક્તિનો આનન્દ ભોગવવો હતો—

"રામાનુજાચાર્યે મંદ પડેલી હિન્દુ પ્રજાને ફરી પાછી સુધારક વિચારોથી પ્રગતિમય ભાવભક્તિના વહેણમાં વાળી—અને નિર્ગુણ બ્રહ્મને બદલે સગુણ નારાયણની ભક્તિમાં તરબોળ કરી. ભાગવત ધર્મના પ્રાચીન વિચારોને એમણે શંકરાચાર્યના ઉચ્ચ અદ્વૈતમાં મેળવ્યા અને પોતાનું વિશિષ્ટાદ્વૈતદર્શન પ્રકટાવ્યું—

"૧૧–૧૨ મી સદીની સામાન્ય જનતાને ભક્તિરસથી અપૂર્વ ઉત્સાહ આવ્યો અને એમનું જીવન વધારે આર્દ્ર અને મૃદુ થયું–"

(સ્વ૦ આનંદશંકર ધ્રુવ)

સર્વપલ્લી રાધાકૃષ્ણન બરાબર કહે છે કે "રામાનુજનો ભગવાન કોઈ આકાશની ઊંચી અટારીએ બેસીને જોયા કરતો, કોઈ નિષ્ક્રિય અને કેવળ નથી. તે તો આપણા જીવનના અનુભવોમાં ભળે છે. આપણાં હૃદયોમાં શામીલ રહે છે, અને સંસારની નવરચના માટે કાર્ય કરે છે—નીલ મેઘના મધ્યમાં ચમકી રહેલી વિદ્યુલ્લેખાની જેમ એ ભગવાન સર્વનો અંતર્યામી છે."

રામાનુજાચાર્યથી વલ્લભ સુધીના બધા આચાર્યોએ ત્યાગનો

વિરોધી, ભોગધર્મ સ્થાપ્યો અને સંસારમાં સુખનો અનુભવ કરાવ્યો. પરંતુ એ ભોગ માત્ર પ્રભુના પ્રસાદરૂપે આરોગવાના હતા, વાસનાઓને પોષવા માટે નહિ.

વલ્લભાચાર્યની અસર ગુજરાતની સંસ્કૃતિ પર ઘણી થઈ. શુષ્ક વૈરાગ્ય અને ત્યાગના અતિશય પર અંકુશ મુકાયા અને "સંસારમાં કેવળ ફસામણ જ છે અને મોક્ષ મેળવવો હોય તો એમાંથી ભાગી છૂટો" એવી દંડાશાહી તૂટી અને સુખી ગૃહજીવન, વાત્સલ્ય અને સ્નેહ તથા સૌન્દર્ય દ્વારા પ્રભુની પૂજા થઈ શકે છે એમ મનાયું અને "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ" એવો ભગવદ્‌ગીતાનો લોકભોગ્ય અનુવાદ તે ધર્મ મનાયો.

સંગીત, ચિત્ર, નાટક, નૃત્ય, શિલ્પ અને સમા સમાનાં દર્શનથી વૈષ્ણવધર્મે સંસારમાં મધુર ભાવ રેડી દીધો. સ્વચ્છતા, શોભા, ફૂલો, ડોલયાત્રા, જલજાત્રા તથા યાત્રા અને ઉત્સવોથી પ્રજા આનંદ આનંદ અને થેઈથેઈકાર કરતી થઈ ગઈ! પ્રેમલક્ષણા ભક્તિ ગુજરાતમાં વ્યાપી ગઈ. ચૈતન્યે એ જ કામ બંગાળામાં કર્યું અને આખી બંગાળી પ્રજાને આજે આપણે ઊંડા ભક્તિભાવથી ભરેલી, આવેશી અને કવિત્વપૂર્ણ જોઈએ છીએ તે મોટે ભાગે પ્રતાપ ચૈતન્યના છે. ચૈતન્યનું જીવન આ પુસ્તકમાં નથી પરંતુ બીજું આખું પુસ્તક સસ્તા સાહિત્ય દ્વારા પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે.

પછી આવ્યા ૧૬–૧૭ સદીના નવા સુધારકો—કબીર, નાનક, દાદુ વગેરે. દાદુ વિષે શ્રીયુત ક્ષિતિમોહન સેન લખે છે કે:—

"જ્યારે અમારા ધર્મવિચારકો દ્વૈત અને અદ્વૈત, દ્વૈતાદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત વગેરેના ઝગડાઓમાં પડ્યા હતા અને સંસાર આખાને માયા કહીને મિથ્યા ઠરાવતા હતા, તેવા સમયમાં અમારી સમાજમાં જે લોકો છેક અપ્રસિદ્ધ હતા તેમનામાંથી સંતો અને ભક્તો નીકળી આવ્યા. મોચી અને વણકરો, તાઈ, પીંજારા અને ઢેડભક્તોએ, એ સમામાં પ્રભુનાં દર્શન કર્યાં. એમણે બુદ્ધિવાદના સિદ્ધાંતો અર્થ વગરના ઠરાવી દીધા. એનું કારણ એ હતું કે પેલા ધર્મતત્ત્વચિંતકોમાંના ઘણાએ આ સકળ સંસાર સત્ય, સૌન્દર્ય, પ્રેમ

અને આનંદથી ઊભરાઈ રહ્યો છે એ અંતરદૃષ્ટિથી જોયું ન હતું."

દાદુ, કબીર, રવિદાસ અને નાનક કંઈ સંન્યાસીઓ ન હતા. ફકીરી કે ત્યાગનો બોધ પ્રભુપ્રાપ્તિ કરવાનાં સાધનરૂપે એમણે કદાપિ નથી કર્યો. એ તો કવિઓ હતા, સંસારના ક્ષણભંગુર દુઃખોના ઊંડાણમાં એ ઊતરીને જોઈ શક્યા હતા કે એવાં દુઃખોથી આપણે નિરાશ થઈ જવાની કંઈ જરૂર નથી. એમણે અનેક દેખાવોની દોરીઓ જે એક પ્રભુના હાથમાં છે તે પ્રભુને જોયા હતા, એમને તો પ્રભુ પણ કોઈ મહાકવિ જેવા લાગ્યા છે.

વિતર્કથી આ સંતોની વાણી ભેદી શકાય એમ નથી. બાળકોની માફક ઘણી વાર તો આ સંત લોકો, કાલું કાલું બોલતા હોય એમ લાગે છે. પ્રભુના દર્શનથી એમને કેવી નજર પડી! એનાં–ભગવાનનાં સંગીત સાંભળતાં સાંભળતાં એ કેવા તલ્લીન બની ગયા! એનાં સૂરીલાં ભજનો એમણે બનાવ્યાં છે.

વિજ્ઞાનીઓ અને તત્ત્વજ્ઞાનીઓ કરતાં આ સંત અને ભક્તોએ, અમને ભગવાન કેવા એ નીચે મુજબ શીખવ્યું છે: "એક બાજુ પરમેશ્વર એકલો છે અને અહીં મારો આત્મા એકલો ભમે છે. અમે બે મળીએ નહિ તો ભારે આપત્તિ છે. બધું વિશ્વ પોલુભમ થઈ જાય."

"એનામાં આનંદરસ ભરપૂર ભર્યો છે. મને એ કહે છે આ મારો રસ લૂંટવા તું કેમ નથી આવતો? અમે બે જ્યાં સુધી મળીએ નહિ ત્યાં સુધી ભગવાન અધૂરો છે. અમારા મિલાપ પછી જ એ પૂર્ણરૂપે ખીલી ઊઠે છે."

દાદુ કહે છે: "આ જગતનું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે ભગવાનને પૂછ્યા વગર રહી શકતો નથી કે, 'નાથ! આ જગત બનાવવાની મરજી તને કેવી રીતે થયેલી? તારા આનંદપ્રવાહનાં ઊછળતાં મોજાં બહાર આવવાને તને કેવું દબાણ કરતાં હતાં, એ તું મને કહે! ફક્ત તારે ઊછળતો આનંદ બહાર પ્રદર્શિત કરવો હતો કે ફક્ત એવો ભાવ જ આવી ગયો?"

"થયું શું? તને કોઈ ચેળ તો નહિ આવેલી કે જેનાથી તને રૂપ લેવાનું મન થઈ ગયું?"

"આ સૃષ્ટિલીલા તને બહુ જ મજાહ આપતી હોય એમ તો મને લાગે છે. તારા અંતરના આનંદને જ તેં આ બધા ઘાટ આપ્યા હોય એમ લાગે છે.

"કારણ કે એકે એક ચીજમાં એ આનંદ ભરેલો હું જોઉં છું. આ પ્રશ્નોના ઉત્તર પણ કયા શબ્દોમાં અપાય? જે જાણે છે તે તો બધું સમજે છે."

બીજા એક ભજનમાં દાદુ કહે છે કે, "આ આશ્ચર્યકારક સંસાર જેણે બનાવ્યો છે તેની પાસે સીધા કેમ જતા નથી? એક બ્રહ્મમાંથી જ આ બહુરૂપધારી જગત ચમત્કારિક રીતે બનાવવામાં આવ્યું છે એમ તમને પોતાને નથી લાગતું? સૃષ્ટિ બહુ સુન્દર છે એમ વિચારી જ્યારે હું સૃષ્ટિ તરફ જોઉં છું ત્યારે મને બધું સુંદર લાગે છે. એકે એક નામ અને રૂપમાં હું સૌન્દર્યના ભંડાર ભર્યા દેખું છું...બ્રહ્મ સત્ય છે એમ બોલીએ તો એ પણ ખરું છે અને જગત જ સત્ય છે એમ બોલીએ તો એ પણ ખરું છે. × × જ્યાં અનુભવ વધે છે ત્યાં તો શબ્દોની જગાએ સંગીત આવી જાય છે. જ્યારે બુદ્ધિ હાર કબૂલ કરે છે અને શબ્દો નપાસ થાય છે ત્યારે પછીથી ખરેખરા અંતઃકરણના ઊંડાણમાંથી, ભગવાનના અનુભવનો આનંદ, ગીત બનીને ઊભરાઈ જાય છે. શબ્દોથી જે સ્પષ્ટતા નહોતી થતી તે મધુર ગીતથી થઈ જાય છે! એ સંગીતના તાલે તાલે ભગવાન નાચે છે અને એમને નાચતા જોઇને હું નાચું છું."

દાદુ પુકાર કરે છે: "આ કારણથી જ આ તમારું જગત—તમારી સૃષ્ટિ મને આટલી બધી મોહક થઈ પડી છે. તમારાં પાણી, તમારા પવન, અને એ બન્નેને ધારણ કરનાર આ પૃથ્વી મને મુગ્ધ કરે છે. આ ગિરિમાળા, મોટા સાગરો, હિમથી આચ્છાદિત પર્વતોનાં શિખરો, ધીકતો સૂર્ય, આ બધું મને ભવ્ય અને સુંદર લાગે છે. પૃથ્વીના ભુવને ભુવન; જમીન, આસ્માન અને આકાશ પર્યંત, ચેતનનાં મોજાં ઊછળી રહ્યાં છે! બધે હે ભગવાન! તારું રક્ષણ અને નિયમન હું જોઈ રહ્યો છું. તારું સૌન્દર્ય મને તલ્લીન કરે છે.

"હે અલખ! તને કોઈ પહોંચી શકે એમ નથી. તારો પાર

પામવા કોઈ સમર્થ નથી. દાદુને જાણવાની ઇચ્છા પણ નથી. દાદુ તો આ, તારા સૌન્દર્યમાં લપટાઈ રહીને અને તારી સાથે રહીને આનંદનો ઉપભોગ કરતો આ ઊભો!...મારી આંખોને તારા રંગોની મિજબાનીઓ મળી છે. કાનને તારું સંગીત મળ્યું છે. નાક અને જીભને સુગંધિત પુષ્પો અને ષડરસ ભોજનના સ્વાદ મળ્યા છે+!

× × × ×

હવે સંતોના અંતરજ્ઞાનનો જરા વિચાર કરવાની જરૂર છે. આધુનિક વિજ્ઞાને અને માનસશાસ્ત્રે, મનુષ્યદેહ અને મનોવ્યાપાર, તર્કથી અને પ્રયોગો દ્વારા સમજાય એટલા સમજી લીધા છે. મગજનાં ખાનેખાનાં એમણે જોયાં છે અને ઇન્દ્રિયો દ્વારા આવતા સંદેશાની પ્રતિક્રિયાઓ થતી જોઈ છે. (રીફ્લેકસીઝ)

પણ શરીરરૂપી યંત્રના ઈજનેર, ચલાવનાર–જીવ–એમને જડતા નથી. ઇન્દ્રિયો દ્વારા થતું જ્ઞાન, સ્મૃતિ, વિચારપરંપરા અને નિશ્ચયો કોણ કરે છે, એનો પત્તો નથી.

હવે વિજ્ઞાનતત્ત્વજ્ઞાનીઓ વેદ, શંકરાચાર્ય અને યોગવિદ્યામાં જે માનસશાસ્ત્ર વ્યક્ત થાય છે તેનો અભ્યાસ કરવા ભલામણ કરે છે અને માને છે કે કેવળ પ્રયોગશાળા દ્વારા બુદ્ધિગમ્ય જે જ્ઞાન થાય છે તેવું આત્મા–પરમાત્માનું જ્ઞાન નથી. (જુવો, ડાયાગ્નોસીસ ઓફ મેન બાય ડૉ૦ કેનેથ વૉકર).

સર વિલયમ જેમ્સે, આથી સંતોના અનુભવ તારવ્યા છે અને સાર કાઢ્યો છે કે (ઇન્ટચૂઇશન) એટલે અંતરજ્ઞાન અથવા પ્રેરણાથી જે અનુભવ થાય છે તે સાચો છે અને ડેસકારટીસ નામના ફ્રેન્ચ તત્ત્વજ્ઞાનીએ જે કહ્યું હતું કે "હું વિચાર કરું છું તેથી હું તો છું જ" એ પુરાવો સાચો મનાવવા લાગ્યો છે. આત્માનું જ્ઞાન તો સ્વતઃસિદ્ધ છે–એ બુદ્ધિથી પર છે અને એને કોઈ પુરાવાની જરૂર નથી. આપણા દેશને પણ આત્મા–પરમાત્માના શુભ સમાચાર તો સંતો—એટલે "મીસ્ટીકસ" એમણે જ આપ્યા છે. આપણા દેશમાં, યુગેયુગે, આવી મહાન વ્યક્તિઓ છતાં અને આવા સુન્દર એમના

---

+ સ્વાધ્યાયમાંથી.

ઉપદેશો છતાં સ્વામી વિવેકાનંદ કહે છે એ ખરું છે કે "જનસમાજ કૂતરાની પૂંછડી જેવો છે. સીધી કરોને પાછી એ હતી એવીને એવી વાંકી થઈ જાય છે."

પછીની પૂંછડી પાછી સીધી કરવા આવે છે, તુકારામ અને રામદાસ સ્વામી. એક વખત હું મહીસૂર ગયો હતો. ત્યાં પુરાતત્ત્વ મંદિરના શ્યામશાસ્ત્રીને મળવા અને પ્રણામ કરવા, ખાસ પ્રસંગ યોજ્યો હતો. શ્યામશાસ્ત્રીએ, અમદાવાદ અને ખાદીનાં વસ્ત્રો અને મહાત્મા ગાંધી તરફનો મારો ગુરુભાવ વગેરે જાણીને, ગાંધીજીને પોતાની તરફનો સંદેશો કહ્યો હતો. એમણે કહ્યું હતું કે, 'ગાંધીજીને ભારતવર્ષનાં ગામેગામ મઠો કાઢવાનું કહેજો. સમર્થ રામદાસ સ્વામીએ એમ જ કરીને સ્વધર્મ અને સ્વરાજ્યની સ્થાપના કરેલી.'

ગાંધીજી તે વખતે બેંગલોર હતા. મેં બેંગલોર જઈને એમને શ્યામશાસ્ત્રીનો સંદેશો કહ્યો પણ મહાત્માજીએ કહ્યું કે, "મઠો—અને અખાડા રામદાસ કાઢી શકયા. કારણ કે એ સમર્થ હતા પણ હું તો અસમર્થ છું."

પણ પછી તો પોતે મહીસૂર જવાના જ હતા એમ જ્યારે મેં જાણ્યું ત્યારે મેં એમને શ્યામશાસ્ત્રીને મળવાનું જ કહ્યું હતું અને એ મળ્યા હતા.

અને અત્યારે જિલ્લા સમિતિઓ અને તાલુકા સમિતિઓ, સ્વયંસેવકો અને જેલમાં જનારાં સ્ત્રી અને પુરુષો, ખાદીની દુકાનો અને ચર્ખાસંઘો, હરિજન સેવકો અને રચનાત્મક કામમાં દટાઈ ગયેલાં, એ બધાં મઠો અને અખાડારૂપ નથી એમ કોણ કહેશે?

પરંતુ આ થઈ આડકથા.

હજી ઐતિહાસિક ક્રમે આચાર્યોની વાત આપણી અધૂરી છે.

૧૯ મી સદીમાં સહજાનંદ સ્વામી આવે છે. વૈષ્ણવ મંદિરો અને આચાર્યોમાં સડા દાખલ થઈ ગયા છે. જ્ઞાન વગરની ભક્તિ, અંધશ્રદ્ધા અને જડતા લાવી રહી છે. રાધાકૃષ્ણના પ્રકૃતિ અને પુરુષના ઉચ્ચ ખ્યાલોમાં શૃંગારરસ અને કામવાસનાના વિચારોએ ઘેરો ઘાલ્યો છે. રાસ અને વસ્ત્રાહરણના આધ્યાત્મિક અર્થ ભુલાઈને

સ્થૂળ અર્થ થઈ ગયા છે. સમર્પણ કરવામાં સ્ત્રી, ધન ઇત્યાદિ ગુરુઓને આપવામાં ધર્મ ગણાય છે અને ભોગધર્મે ભોગવિલાસને ધર્મ માનવાની ભૂલ કરી છે.

સહજાનંદે નરનારાયણની પૂજા કરીને સખીને બદલે સખાભાવ દાખલ કર્યો અને નર એટલે અર્જુન અને અર્જુન એટલે જીવમાત્ર; એનો સાચો મિત્ર ભગવાન જે આપણા અંતરમાં રહીને અર્જુનનો રથ મહાભારતના યુદ્ધમાં હાંકતા હતા, તે જ રીતે દરરોજ આપણને દોરે છે.

કાઠી, ભીલ અને ધારાળાને એમણે દિક્ષાઓ આપી, સ્ત્રીપુરુષોનાં દર્શન પણ એમણે જુદાં કર્યાં, કોળી, મોચી વગેરે હલકી વર્ણોને પોતાના ઉદ્ધવ સંપ્રદાયમાં એમણે દાખલ કર્યા અને શિક્ષાપત્રી, શ્રીમદ્ભાગવત અને ભગવદ્ગીતાને પોતાના ધર્મગ્રંથો સ્થાપ્યા. કોળાં કાપી નાખે એમ માણસોને વાઢી નાખનારા ખૂનીઓને એમણે સુધાર્યા અને કૂડાપંથી, કૌલ, શાક્ત, વામમાર્ગીઓ અને શુષ્ક વેદાંતીઓ વગેરેના નાનામોટા પ્રમાણમાં સમાજમાં વહેમ, ત્રાસ, હિંસા અને અજ્ઞાન વર્તાવી રહ્યા હતા તેમને "સત્સંગી" બનાવ્યા. સતી, બાળહત્યા, કુલીનશાહી અને ધર્મને નામે અનાચાર ફેલાઈ રહ્યા હતા તે સુધારી, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોક્ત સનાતન હિન્દુ-ધર્મ એમણે શુદ્ધ સ્વરૂપમાં ઉપદેશ્યો.

તેમ છતાં, અંધ મૂર્તિપૂજા, પુરાણોની આલંકારિક વાર્તાઓને શબ્દશઃ ખરી માનવાની આદત, રૂઢિચૂસ્તતા, વેદ અને ઉપનિષદના સાચા જ્ઞાનનો અભાવ એ બધું સમાજને અધમ દશા પર લઈ જતું હતું. બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ ચાર ગુણસ્વભાવ પર જે વર્ણો હતા તે જન્મથી મનાતા હતા. એટલું જ નહિ પણ દરેક વર્ણની ૮૪-૮૪ તો શું પણ અસંખ્ય જાતિઓ અને પેટા જાતિઓ થઈ ગઈ હતી. જુલમથી પરધર્મમાં ગયેલાને પાછા હિન્દુ ધર્મમાં લેવાતા નહિ, સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી અપાતી નહિ, બાળવિધવાઓને પરાણે વૈધવ્ય પળાવાતાં; ગુરુઓના રાફડા ફાટ્યા હતા, વહેમ, જંતરમંતર અને વ્રતઉપવાસ અને સ્નાન કે દર્શન માત્રથી પાપ ધોવાઈ જાય

છે એવી માન્યતાએ ધર્મને નામે ફેલાઈ ગઈ હતી. અંત્યજોને દબાયલા ને દબાયલા રાખવામાં આવતા.

આ બધામાં સુધારો કરવા દયાનંદ સરસ્વતી જન્મ્યા અને એમની આર્યસમાજોએ કેળવણી, શુદ્ધ વૈદિક ધર્મ અને સંસાર-સુધારો કરવામાં અજબ પુરુષાર્થ કર્યો. વીરતા, સ્વાશ્રય, આત્મશ્રદ્ધા અને સમાજસેવા કરવાના શુભ પ્રયત્નો થયા અને પ્રજામાં ઉત્સાહ અને આશાનું નવું મોજું વ્યાપી ગયું.

રાજા રામમોહનરાય, શ્રી દેવેન્દ્ર ઠાકુર અને કેશવચંદ્ર પછી રાનાડે, ડૉ. ભાંડારકર, ભોળાનાથ સારાભાઈ વગેરેની બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજોએ પણ ધર્મવિચારોમાંથી કચરા કાઢી નાખ-વાનું શુભ કામ કર્યું. એક ઈશ્વરની પ્રાર્થના, સદાચાર અને ભક્તિના ઉપદેશથી સમાજને વહેમ અને જડ રૂઢિચુસ્તતામાંથી બચાવી, બુદ્ધિ સ્વાતંત્ર્ય અને સમાનતાના સિદ્ધાંતો સંસારસુધારામાં દાખલ કર્યા અને હિન્દુ પ્રજાને પ્રગતિમાન બનાવી દીધી.

મહર્ષિ દયાનંદ ઉત્પન્ન થયા ત્યારે "દેશમાં અજ્ઞાન હતું, કર્મ-માત્ર શિથિલ થઈ ગયાં હતાં. કુસંપ હતો, વેહેમો હતા અને જડ રૂઢિઓ પ્રજાજીવનને ગળે ફાંસો દઈ રહી હતી—ઈસાઈઓએ ગંગાને કાંઠે તંબૂ તાણ્યા હતા, અને આખા ભારતવર્ષને "વિશ્વાસી" કરી તેનો "ઉદ્ધાર" કરવાના નકશા દોરતા હતા. જાણે આપણો હજારો વર્ષથી ચાલી આવેલો આર્યસ્રોત પ્રાણ વિનાનો છે. તેમાં સ્વત્વ જ નથી અને જે કાંઈ છે તે પશ્ચિમથી આવેલા આ "દેવો"માં જ છે એવું વાતાવરણ જમાવવામાં આવતું હતું."

મેકોલેએ પોતાની માના ઉપર એક પત્ર લખ્યો છે તેમાં પોતે આખા દેશને ખ્રિસ્તી ધર્મનો કરવા કેવા મનોરથ સેવે છે તે લખ્યું છે અને અત્યારની કેળવણીની પદ્ધતિ ઘડવામાં પણ એમનો હેતુ તો આપણી પુરાણી આર્ય પ્રજા, પોતાનો તેજસ્વી ભૂતકાળ ભૂલી જાય એ જ હતો. અને કોઈ પણ પ્રજાને ગુલામ કરવી હોય તો એને પોતાનો ઇતિહાસ જ ભુલાવી દેવો એવો પશ્ચિમના ચાણક્યોનો ઉપદેશ છે. એ ઇતિહાસ ભુલાવીને જૂના સંસ્કાર કાઢી નંખાવવા, અંગ્રેજો જ

મહાન છે અને એમના રીતરિવાજ, એમનો ધર્મ, એમની વિદ્યાઓ એ જ સર્વશ્રેષ્ઠ છે એમ આપણા મન પર ઠસાવવાનો એ કેળવણીમાં રાજકીય હેતુ હતો એ હવે ખુલ્લું પડયું છે.

નિષ્પ્રાણ થઈ જતા રાષ્ટ્રમાં કોઈ પ્રાણ ફૂંકનારો જોઈતો હતો. અને મહર્ષિ દયાનંદ સરસ્વતી એ રાષ્ટ્રના પેગંબર થયા.

"ગૂજરાતે જગતને આપેલો એ મહાન જ્યોતિર્ધર છે. ભારતના ને સમગ્ર સંસારના સંસ્કૃતિ ઇતિહાસમાં એનું સ્થાન ઉજ્જવલ ને સનાતન છે." (આ જ પુસ્તકમાંથી)

હજી આપણા ઘણા વિદ્વાનો સુધ્ધાં એમ માને છે કે હાલની લોકસેવા એ આપણે પશ્ચિમના વિચારોમાંથી લીધી છે તેમને દયાનંદના ગુરુ વિરજાનંદનાં વચનો યાદ દેવડાવવાં પડશેઃ—

દયાનંદ ગુરુકુળ છોડીને જાય છે. જતાં જતાં ગુરુદક્ષિણામાં થોડાં લવિંગ આપે છે, ત્યારે વિરજાનંદ ગળગાળા થઈને કહે છેઃ "બેટા! તું મને લવિંગ કરતાં કંઈ વધારે આપી શકે એમ છે તે આપીશ?" દયાનંદ તે આપવાનું વચન આપે છે ત્યારે "બહુજનહિતાય બહુજનસુખાય" એ શબ્દોથી મહાત્મા ગૌતમ બુદ્ધે, પોતાના શિષ્યોને સારનાથથી ધર્મચક્ર ફેલાવવા મોકલ્યા હતા, તેનું સ્મરણ થાય છે. વિરજાનંદજી કહે છે "બેટા દયાનંદ! આ આપણો ભારત દેશ દીનહીન થઈ ગયો છે. દુઃખમાં પિસાઈ રહ્યો છે. જા! તું તેનો ઉદ્ધાર કર—મતમતાંરો અને કુરીતિઓની જડ કાઢી નાખ. આર્ય સંતાનો પર ઉપકાર કર! ઋષિશૈલી પ્રચલિત કરી વૈદિક ગ્રંથોમાં અભ્યાસની પ્રવૃત્તિ ચલાવ. ગંગા અને યમુનાની માફક નિરંતર પ્રગતિશીલ રહેજે. લોક સેવાની કામનાથી ક્રિયાત્મક જીવન જીવજે. આ જ, બેટા, આ જ ગુરુદક્ષિણા હું માગું છું." મહાન શિષ્ય, "જેવી આજ્ઞા" કહીને ચાલ્યા અને એ વચન એમણે કેવું પાળી બતાવ્યું તે તો આખો એમની પછી જાગી ગયેલો ભારતવર્ષ જાણે છે—

અમદાવાદ<br>તા. ૨૦-૬-૪૪ } **હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ**

## : અનુક્રમણિકા :

વાચકોને આ જીવનચરિત્રો નીચેના
ઐતિહાસિક ક્રમે વાંચવા વિનંતિ છે.

# હિંદના આચાર્યો

## नानक

૧

આર્યસંસ્કૃતિની ધર્મગંગામાં નવી નવી સરિતાઓ ફૂટીને ભળી છે, અને એમણે મૂળસ્રોતને પુષ્ટ, વિશુદ્ધ તથા સનાતન રાખ્યો છે. અનેક પ્રજાઓ આ દેશમાં આવી છે અને અહીંની થઈ રહી છે. ભારતવર્ષ એક સંયુક્ત કુટુંબ છે, અને એને આંગણે ઉદાર આતિથ્ય છે. એની સંસ્કૃતિની ગૂંથણીમાં વૈવિધ્ય છે, વિશિષ્ટતા છે, અને છતાં સંવાદની એકસૂરતા છે. તેથી તો આટઆટલાં આક્રમણો છતાં પ્રયાગના અક્ષયવટની જેમ એ અક્ષય રહી છે. વિકાસની ક્ષમતા, સુધારણાની જાગૃતિ, સમન્વયની સાધના અને સ્વત્વના સંરક્ષણથી તેનો પ્રાણ સદા ચેતનવંતો છે.

અગિયારમી સદીથી આ દેશ ઉપર એક જબરદસ્ત ધસારો આવવા માંડ્યો હતો. ઘોરી, ગજની અને તૈમૂર લૂંટફાટચલાવી ચાલ્યા ગયા હતા, પણ એમણે દેશમાં વર્તાવેલા ત્રાસ ને રંજાડ

પ્રજાને ડામી રહ્યા હતા. એ પછીના ચાર સૈકામાં નવયૌવનથી તસતસતી ઇસ્લામની સંસ્કૃતિએ આ દેશમાં રાજ્યસત્તા મેળવી, અને ધર્મઝનૂનના કેફે ચડી આ દેશને વીંખી નાખવાનો કાંડ માંડ્યો. આથી, જીવનની અસ્થિરતા એ જાણે તે યુગનું કાયમી લક્ષણ થઈ પડયું.

પણ, વખત જતાં મુસલમાન પ્રજાઓ આ દેશમાં ઠરીને વસવા લાગી, અને ત્યારે ઇસ્લામી સંસ્કૃતિ હિન્દની પ્રાચીન સંસ્કૃતિની સાથે સંઘર્ષણમાં આવી. શરૂઆતનો જુસ્સો હવે ઓછો થતો ગયો, અને એ અથડામણોમાંથી ઐક્યની ચાવીઓ નીકળવા લાગી. ઇસ્લામના સૂફીવાદને આપણા ભક્તિમાર્ગમાંથી વેગ મળ્યો, અને પીર તથા ઓલિયાઓ હિન્દુ સંતસાધુઓનાં જેવાં આદરમાન પામવા લાગ્યાં. લૂખાં ધર્મતત્ત્વ હવે પાછળ પડવા લાગ્યાં, અને સામાજિક વૃત્તિઓ સમાજજીવન ઉપર પ્રભાવ પાડવા મંડી. આ સ્થિતિમાં સંકરતા જણાય એમાં આશ્ચર્ય નથી. તે વખતની સ્થિતિનું આ બયાન આપણને ઘણું મદદગાર થઇ પડશે: 'મુસલમાનો હિન્દી બન્યા. નવી આવેલી પ્રજા ક્ષત્રિયો સાથે બળમાં બરાબરી કરનારી કે કદાચ ટપી જનારી હતી. બ્રાહ્મણની પૂજ્યતાને તે તુચ્છકારતી હતી. (ખુદાઇ) સત્તાથી તે ઘોષણા કરતી કે ઇશ્વર એક છે. બૂતપરસ્તીનો તેને તિરસ્કાર હતો. આ બધાની હિંદની જનતા પર ધીમેધીમે અસર પહોંચવા લાગી. અલબત્ત, આ અસર ધીમી જ હતી, કેમકે અનેક જાતો તથા કોમોને પોતાપોતાની સ્થાનિક કે ખાસ દેવતાઓ હતી, અને યુગોને જોરે મનુનો કાયદો લોકોના વિચારમાં અને રીતરિવાજોમાં બરાબર ઓતપ્રોત થઇ ગયો હતો. પણ વર્ણભેદ ને વર્ણાભિમાન તથા બ્રાહ્મણોની પૂજ્યતા આ નવા આવનાર અણઘડ લોકોના ધ્યાનમાં આવ્યા વગર કે

તેમની સ્તુતિને પાત્ર થયા વગર ન રહ્યાં. પરિણામે, શેખ અને સૈયદોમાં મૌલિક પવિત્રતા છે એમ ઠર્યું, અને રજપૂતોના ઊંચ-ભાવની અલગતા મુગલો ને પઠાણો કરવા લાગ્યા. જૂના વહેમી-પણાને પણ નવા વહેમો અનુસરતા ગયા. પીરો અને શહીદો કૃષ્ણ અને ભૈરવના જેવા ને જેટલા ચમત્કારો કરવા લાગ્યા; અને મુસલમાનો એક અલ્લાને લગભગ ભૂલી ગયા અને વચ્ચેનાં અનેક દેવદેવીઓની મદદ માગવામાં લોભાયા. આવી રીતે, મતમતાંતર અને રૂઢિઓમાં વિસંવાદ ઊપજ્યો. કેટલાક તો હંમેશ એમના મૂળ ગ્રંથ કુરાન કે વેદનો જ આધાર લેતા ને માનતા. પરંતુ સામાન્ય જનતા ખળભળી ઊઠી હતી, અને તેમને નિરાંત વાળવાનું સ્થાન નહોતું મળતું બ્રાહ્મણમાં કે મુલ્લામાં, મહાદેવમાં કે મહમ્મદમાં.'

પણ, ભાવિ ઉજ્જવળ હતું. આ સંકરતામાંથી ધીરેધીરે સંવાદ ઊભો થવા લાગ્યો, અને બંને પ્રજાઓ એકબીજામાં રસ લેવા લાગી. સંઘર્ષણો ઓછાં થવા લાગ્યાં. તેમાંથી સમન્વય આવવા લાગ્યો, અને પ્રજાને નિરાંત વાળવાનાં સ્થાન થવા લાગ્યાં. એ ગાળામાં થયેલો સંતધર્મ પ્રજાને શાંતિધામ થઈ પડ્યો. ભારતની સંસ્કૃતિગંગાને એણે નિર્મળ કરી, નવાં વહેણોમાં વિસ્તારી, અને આ દેશની પ્રતિભાને સમન્વયનું વ્યાકરણ હસ્તસિદ્ધ જ છે એ એકવાર ફરી પ્રત્યક્ષ કરાવ્યું.

રામાનંદ એ સૌ સંતોના શિરોમણિ હતા. એમણે બ્રાહ્મણ-ધર્મમાં સુધારણા કરનાર ભાગવતધર્મને વધારે વિશાળ ને વિશુદ્ધ કર્યો. શુદ્ધ અને એકાંતિક ભક્તિની સાથે એમણે જાત-પાંતના વાડાને વિસરાવી દીધા, અને સમાજના વહેમો તથા અનિષ્ટોની સામે થઇ જાગતા ધર્મને જીવંત રાખવા હાકલ કરી: રામનામની વિશાળ છત્રછાયામાં એમણે બ્રાહ્મણોને ને અંત્યજોને

એકઘાટે ભેગા કર્યા. સ્ત્રીઓ, વૈશ્યો અને શૂદ્રો સૌને માટે એમણે પોતાનું ધર્મક્ષેત્ર ખુલ્લું રાખ્યું, અને એમ ભાગવત-ધર્મની વિશિષ્ટતાને યથાર્થ સિદ્ધ કરી બતાવી. પણ આ માટે રામાનન્દજીને પોતાના ગુરુને છોડવા પડ્યા હતા, અને નવો ધર્મસંઘ સ્થાપવો પડ્યો હતો. એ જ રામાનંદના શિષ્ય-મંડળમાં કબીર થયો. મુસલમાનને ત્યાં ઊછરીને મોટા થયેલા એ સાળવીએ આપણી સંસ્કૃતિના પટમાં નવા તાણાવાણા નાખ્યા. એને મુસલમાની મજહબનો પરિચય હતો, અને રામાનંદનો શિષ્ય હોવાથી હિન્દુધર્મ એના હૈયાનો હતો. એણે રામ–રહીમના અભેદમાં સર્વ ભેદોને ઓગાળી નાખ્યા. મર્મીઓમાં મણિરૂપ, સરળતા ને સૌમ્યતાની મૂર્તિ જેવા અને અભણ છતાં સર્વશ્રેષ્ઠ જ્ઞાનીને માન મુકાવે એવા એ કબીરે ભક્તિ અને યોગની ધારાઓ વહાવી અને નીચલામાં નીચલા થરથી માંડીને છેક ઉપરના થર સુધી ધર્મામૃત પાયાં. જાતપાંતનો વિરોધ, ક્રિયાકાંડનો વિરોધ, જડ મૂર્તિપૂજાનો વિરોધ એટલામાં જ કબીરનું કાર્ય પૂરું થયું નહોતું. તેણે તો રામાનંદથી પણ એક ડગલું આગળ ભર્યું. ધર્મના ભેદ પણ ગાળી નાખ્યા. રામ–રહીમની એકતા બોધી. તેણે એક અનામી રામની નૈષ્ઠિક ભક્તિ કરવા સૌને ઇજન આપ્યાં. આ કબીરની સાથે ગોરખ-નાથનો ત્રીજો પ્રવાહ પણ ધ્યાન ખેંચતો હતો. ગોરખનાથનો યોગમાર્ગ આમ તો શિવમાર્ગી હતો. પણ એના સિદ્ધાંતોનું મુખ્ય લક્ષણ એની સાર્વભૌમતા હતું. એ સૌ જાતો માટે ખુલ્લો હતો અને એમાં ખાનપાનમાં ભારે આભડછેટ વગેરે કશું નહોતું. પહેલા બે પ્રવાહો ભાગવતધર્મના હતા, તો આ ત્રીજા પ્રવાહમાં બૌદ્ધ અને જૈન ધર્મોના કંઈક અવશેષ હતા.

આ ત્રણ પ્રવાહો ચાલી રહ્યા હતા, પ્રજાને નવસંસ્કારનાં

બળ મળતાં હતાં અને એમ સમન્વયને માટે કૂંચીઓ લગાડાઈ રહી હતી. એ જ અરસામાં ઈ. સ. ૧૪૬૯માં ગુરુ નાનક જન્મ્યા. એમણે ગોરખપંથીઓ પાસેથી સંયમ ને સાધના લીધાં અને ભક્તો પાસેથી ઈશ્વરશ્રદ્ધા, નમ્રતા તથા ઈશ્વરકૃપા મેળવ્યાં. પોતે આખું જીવન સંન્યાસીની જેમ ફર્યા, પણ જ્ઞાન તથા વયમાં વૃદ્ધ થઈને કરતારપુરમાં ગૃહસ્થ બની રહ્યા. એમણે ગૃહસ્થાશ્રમમાં રહી કડક ને સંયમસિદ્ધ સમાજજીવન જીવી બતાવ્યું. આમ જે પંચનદ પ્રદેશમાં પરદેશીઓનાં સૌથી વધુ આક્રમણો થયાં હતાં, જેને સૌથી વધુ ઘા ખાવા પડ્યા હતા, અને જેમાં સહજ રીતે સંકરતા વિશેષ આવી ગઈ હતી, એ પંજાબમાં જ ગુરુ નાનક પ્રકટ્યા અને પોતાની અનોખી રીતે એમણે સમન્વય-સાધના આપી.

આરસના જેવા પારદર્શક હૃદયની પ્રતીતિથી નાનકદેવે નવું જ જીવન ખડું કર્યું છે અને નવી જ માનવમૂર્તિ ઘડી કાઢી છે. પોતાના જીવનના પ્રકાશથી, સૌરભથી અને નમ્રતાથી લચી રહેલા શ્રદ્ધાયુક્ત પુરુષાર્થથી એ મહાન દ્રષ્ટા છે, પયગમ્બર છે, અને એમને આશ્રમે સકલ વિશ્વ વિશ્રાંતિ મેળવે છે. દેશના જીવન અને વિચાર ઉપર એમણે અનંતતાની મહોર પાડી છે, અને જગતના સૂક્ષ્મ એવા ભલાઈના બળમાં ઉમેરો કર્યો છે. ધન, સત્તા, કીર્તિ અને ભોગ પાછળ પડેલા જગતને એમણે આધ્યાત્મિક જીવનની હાકલ કરી છે. ભારતવર્ષના પૂજ્ય અને આરાધ્ય એવા વિરલતર અને વિશુદ્ધતર આત્માઓમાં નાનકદેવનું સ્થાન ગૌરવવંતું છે.

૨

શીખધર્મના સ્થાપનાર અને એના આદિગુરુ બાબા નાનક જન્મે ક્ષત્રિય હતા, અને લાહોર પાસેના તલવંડી ગામમાં

વિ. સં. ૧૫૨૬ (ઈ. સ. ૧૪૬૯)માં જન્મ્યા હતા. એમના પિતાનું નામ કાલુચંદ્ર વેદી હતું, અને માતાનું નામ તૃપ્તાજી હતું. નાનક બાળપણથી જ વિશેષતાઓ બતાવતા હતા. ઈશ્વરનું નામ તો પોતે બોલતા થયા ત્યારથી લેતા હતા. જ્યાં બેસતા ત્યાં તે પદ્માસન વાળીને બેસતા અને જાણે ધ્યાનમાં ડૂબી જતા. બીજાં બાળકો પૂતળીઓ ને રમકડાં ને ખાવાનાં માટે રઢ લેતાં હોય છે, તો નાનક તો એ વસ્તુઓ પોતાને મળતી ત્યારે બહાર જઈ બીજાં બાળકોમાં વહેંચી દેતા! આવી એમની પ્રકૃતિ હોવાથી એમનાં માસીએ તો એમને ગાંડા જ ઠેરવ્યા હતા! બાકી, એ 'ગાંડા' તો તે વખતે પણ ભગવાનની ગૂઢ જ્ઞાનવાર્તાઓ કરતા હતા, અને સૌને આશ્ચર્યચકિત કરી નાખતા હતા.

નાનક સાત વર્ષના થયા, ત્યારે પિતા કાલુચંદ્રે એમને એક નિશાળે બેસાડ્યા. પણ, ત્યાં તો વિચિત્રતા થઈ ગઈ. શિષ્યે જ ગુરુને ઉપદેશ આપવા માંડ્યો! પોતે શિક્ષકને કહેઃ 'હું તો અહીં પરમેશ્વરનું નામ પઢવા આવ્યો છું, તો આ સંસાર-બન્ધનથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો.' શિક્ષકે આ ઊંડી વાતને ધુતકારી નાખવા જેવી ગણી કાઢીઃ 'જા, જા! તું તે વળી બંધ અને મોક્ષમાં શું સમજે? આ તો ન ભણવાના જ ચાળા છે!' પણ નાનકે વિનયપૂર્વક કહ્યુંઃ 'મોહને બાળી નાખો, તેની ઘસીને શાહી બનાવો. તમારી બુદ્ધિને કાગળ કલ્પો, પ્રેમની કલમ બનાવો, અને પછી ગુરુનો હુકમ લઈને લખો કે અનંત ને પારાવાર એવા એ પરમાત્માનું નામ જયવંતું વર્તો. બાબા! એવો લેખ લખો કે જેની પાસે લેખું માગીએ તેના ઉપર સાચું નિશાન પડે.' આ સાંભળી શિક્ષકને લાગ્યું કે કોઈ ભટકતા બાવાવેરાગી પાસે આ આવું સાંભળી લાવ્યો

હતી. તેથી, તેણે નાનકને ક્રિયાવિધિ વિશે પૂછ્યું અને નાનકે સત્ય ધર્મ અંતઃકરણમાં જ છે, કર્મકાંડોની જાળમાં નથી એવું જણાવ્યું. અહીં નાનકે શિક્ષકને જુદો જ કક્કો ભણાવ્યો. એ પછી નાનકને પંડિત બ્રજનાથ શર્મા પાસે સંસ્કૃત ભણવાનું આવ્યું. એ શિક્ષક સાથેય નાનકને જ્ઞાનવાર્તા થઈ. એમણે શર્માજીને કહ્યું: 'જે વેદને માત્ર ભણી જ જાણે છે, પણ તેના અર્થને સમજતો નથી, તે ખરેખર સૂકા લાકડાના ઠૂંઠા જેવો જ છે!' શર્માને આ બાળકમાં ભવિષ્યના મહાપુરુષનાં લક્ષણ વરતાયાં, અને એમની વાતથી પ્રસન્નતા આવી. નાનકે આ પ્રમાણે હિન્દીનું પ્રાથમિક શિક્ષણ લીધું અને તે સાથે સંસ્કૃત તથા વેદાન્તનો પરિચય મેળવ્યો. એવામાં ગામના જાગીરદાર રાય બુલરે કાલુચંદ્રને કહ્યું: 'તમે તમારા આ પુત્રને ફારસી ભણાવો, તો હું તમારી મુનીમી એને અપાવું.' કાલુચંદ્ર પોતે પણ રાજ્યના નોકર હતા, અને તે વખતે રાજભાષા ફારસી હતી. એટલે નાનકે મૌલવીને ત્યાં ફારસી શીખવા જવાનું નક્કી થયું. મૌલવી કુતબુદ્દીને નાનકને 'અલેફ–બે' શિખવાડવા માંડ્યા, ત્યાં તો આગળના જેવી જ્ઞાનવાર્તા જ નાનકના મોંમાંથી નીકળી આવી. અહીં નાનકે પોતાનો ફારસી કક્કો કહ્યો: 'અલફ અલ્લાને યાદ કરવાનું કહે છે, અને બે બૂરાઈ છોડવાનો ઉપદેશ આપે છે.' આ કક્કાના બોધથી મૌલવીસાહેબ પણ સંસારની ખટપટથી મોકળા થઈ ગયા અને પ્રભુભક્તિમાં લીન બની ગયા. નાનકે આ મૌલવીસાહેબ ઉપરાંત એમના પિતાના મિત્ર સૈયદ હુસેન પાસેથી ફારસી ગ્રંથોનું જ્ઞાન મેળવ્યું.

પણ, નાનક શાળાનું ભણતર તો નહિ જેવું જ પામ્યા હતા. એમને તો ધ્યાન અને ચિંતન જ વધારે ફાવી ગયાં હતાં. આથી, ઘણી વાર એ ઝાડીમાં કે કોઈ એકાન્ત સ્થળમાં ચાલી

જતા અથવા ઘરના એકાદ ખૂણામાં કે ઓરડામાં શૂનમૂન બેસીને ગંભીર વિચારમાં પડી જતા. રમવાકૂદવા પાછળ એમને લક્ષ જ નહોતું. તીર્થયાત્રા કરતા સાધુસંતોની એ સોબત શોધતા, અને એમ અનુભવનું શિક્ષણ પામી એ જીવનસાફલ્યની સાધના કરતા. આ ચિન્તન હૃદયની કોઈ ગૂઢ પીડાને સૂચવતું હતું. એટલી નાની ઉંમરે પણ નાનકના હૃદયમાં એક કોયડો ગૂંચાયા કરતો હતો, પણ દુનિયાદારીના માણસોએ માન્યું કે આને કોઈ રોગ થયો છે. આથી પિતાએ એક વૈદ્યને બોલાવ્યો. પણ નાનકે તેને કહ્યું: 'વૈદ્યરાજ ! મને શરીરનું એકે દર્દ નથી. મને તો ભગવાનનું દર્દ છે. તમારાથી તે મટાડી શકાશે નહિ.' આ સાંભળી વૈદ્યે કાલુચંદ્રને કહ્યું: 'આને એકાન્તસેવન કરવા દેજો. ગભરાવાનું કાંઈ કારણ નથી.'

હવે નાનક નવ વર્ષના થયા હતા. ક્ષત્રિયના સંસ્કાર પ્રમાણે એમને જનોઈ આપવાનો પ્રસંગ આવી લાગ્યો હતો. બધી વિધિઓ થઈ રહી હતી, અને જનોઈ ગળામાં નાખવાની તૈયારી હતી, ત્યાં નાનકે પુરોહિતને પૂછ્યું: 'ભલા ! આ જનોઈના તાર નાખવાનો ઉદ્દેશ શો છે? તે પહેરનારે શા ધર્મો બજાવવાના છે?' પુરોહિતે તો પોતાને આવડતો હતો તે એકમાત્ર રૂઢિનો ઉત્તર આપ્યો ! એટલે નાનકે કહ્યું: '**દયાનો કપાસ લેજો અને તેમાંથી સંતોષરૂપી સૂતર કાંતજો. પછી સત્ય અને તપની ગાંઠ વાળજો. જીવનને માટે આ જનોઈ છે. એ જનોઈ કદી તૂટતી નથી કે કદી મેલી થતી નથી કે કદી બળી જતી નથી. જેઓ આ જનોઈ પહેરે છે, તેઓ ધન્ય છે.**' આવી નાનકની વાણી સાંભળીને સૌ કુટુંબીઓ વજ્ર પડ્યાનું દુઃખ અનુભવવા લાગ્યા. આખરે માતા તૃપ્તાજીની આજ્ઞાથી નાનકે જનોઈને ગળામાં ઘાલ્યું !

નાનકની આવી બધી વિચિત્રતાઓ જોઇ પિતાને લાગ્યું: 'આ કાંઈ ભણેગણે એમ નથી. ઓરડામાં કે ઝાડીમાં ભરાઇને બેસી રહે છે. એને હાથપગ હલાવવા જ નથી કે શું?' આથી, પિતાએ નાનકને કહ્યું: 'જો, લોકો કહે છે કે તું તો ગાંડો થઈ ગયો છે, આળસુ છે, અને એદી છે. મને લાગે છે કે તને ઢોર સાચવવાં ઘણાં ગમે છે, ખરું ને?' નાનકદેવે તુરત જ કહ્યું: 'હા, પિતાજી! ગાયભેંસ સાથે મને સારું ફાવે છે. તેમની વાત મને ઝટ સમજાય છે.' 'વાહ!' પિતાએ પૂછ્યું: 'તું વળી તેમની વાત કેવી રીતે જાણી લે છે?' એટલે નાનકે ઉત્તર આપ્યો: 'હૃદયના સમભાવથી.' પિતાએ આ વાત ટૂંકી પતાવી: 'તો, તું આપણું ખેતર સંભાળે તો કેવું સારું! આમ નવરા પડી રહીએ એ સારું નહિ. તું ખેતીનો જ ધંધો કરને!' અને નાનકે કહ્યું: 'હું કાલથી જ ખેતરે જઇશ.' હવે નાનક ખેતરનું રખોપું કરવા લાગ્યા. ત્યાં ગોવાળિયાઓ ધણ લઇને આવતા, અને નાનક તેમને ઉપદેશ આપતા. વળી, ત્યાં ચલિયાં ઊડીને દાણા વીણી જતાં, અને નાનક તેમને 'ભરપેટે ખાઈ લેવા' કહેતા! પિતા ઠપકો આપતા, તો નાનક તેને 'શાશ્વત પાક' લણ્યાનું જણાવતા! આ બધી મસ્તીને પરિણામે નાનકને ખેતરના કામમાંથી રુખસદ આપવામાં આવી

ત્યાં નાનકને 'સાચો સોદો' કરવાનો આવ્યો. પિતાએ એમને વીસ રૂપિયા આપ્યા અને કહ્યું: 'આ રૂપિયામાંથી તું સાચો સોદો કરજે તથા બહોળો નફો મેળવજે.' નાનકે કહ્યું: 'બરાબર સાચો સોદો કરીશ.' અને એ રૂપિયા લઇને નાનક, બાલા નામના એક જાટ સાથીને લઇને, ચૂંહડકા ગામે ગયા. ત્યાં નાનકે સાધુઓનું ઝુંડ જોયું. તેઓ તપસ્યા કરી રહ્યા હતા, અને ત્રણ ત્રણ દિવસથી તેમને પાણી સરખું મળ્યું નહોતું.

નાનકે પોતાની પાસેના વીસ રૂપિયા આ સાધુઓ પાછળ જ ખરચી નાખ્યા ! એટલે પેલા જાટ સાથીએ ઘેર આવીને નાનકે કરેલા આ ‘વિવાહના બારમા ’ના સમાચાર આપ્યા. ત્યાં કાલુચંદ્રનો પિત્તો ઊછળી ઊઠ્યો. પણ રાય બુલર નાનકની વિકસતી માનવતાના પરખંદા હતા. તેમણે કાલુચંદ્રને શાંત પાડ્યા, અને નાનક તો આ મહાન માનવધર્મમાં આગળ જ વધવા લાગ્યા.

નાનક તો ઘેર આવીને પોતાના ખંડમાં બેસી ગયા. ન તે એક અક્ષર બોલ્યા, અને ન તેમણે અન્નનો દાણો ય ખાધો. માતાએ પાસે આવીને કહ્યું: ‘ દીકરા ! તું કેમ ખાતો નથી ? આ તું સતનામ-સતનામ શું કહ્યાં કરે છે ? ’ ત્યાં નાનકની વાણી પ્રકટી: ‘ તેનું સ્મરણ કરવું એ જીવવું છે, તેનું વિસ્મરણ કરવું એ મરવું છે. જ્યારે એની ભૂખ લાગે છે, ત્યારે બધી ભૂખો મરી જાય છે. મા ! સત્ય તેનું નામ છે. એને બીજું નામ શે આપવું ? એ જેવો અનંત છે, તેવાં અનંત એનાં દાન છે. જેઓ એ સત્યસ્વામીને વીસરે છે, તેઓ જ નીચ છે. મા ! બીજા કોઈ નીચ નથી.’ અને, માતાની મમતાએ નાનકે થોડું ભોજન લીધું.

૩

નાનકનો કંઇ ઉપાય કરવો જોઈએ, એમ પિતાને લાગ્યા જ કરતું હતું. તેમાં એણે નક્કી કર્યું કે, આને થોડો સમય ઘરબહાર કાઢીએ તો એ ઠેકાણે પડે. એટલે, નાનકે સુલતાનપુર જવું એવું નક્કી કરવામાં આવ્યું. સુલતાનપુરમાં નાનકની મોટી બહેન નાનકી રહેતી હતી. નાનકના બનેવીનું નામ જયરામ શેઠ હતું અને તે ત્યાંના નવાબ દોલતખાનના દીવાન હતા. આમ સંવત ૧૫૪૧માં નાનક કપૂરથલા રાજ્યના સુલતાનપુર ગામમાં આવ્યા. પણ અહીં યે તે તો સાધુસંતોમાં ફર્યા કરતા, જ્ઞાનવાતો કરતા, અને બાકીનો વખત એકાન્તસેવનમાં ગાળતા !

બહેન-બનેવીને થયુંઃ 'આમ કરતાં આ નાનક ક્યારેક નાસી જશે, તો આપણને કાળી ટીલી આવશે.' એટલે સંવત ૧૫૪૨માં બનેવીએ નાનકને નવાબના મોદીખાનાના ભંડારી નિમાવ્યા.

આથી તો નાનક જાણે કુબેર ભંડારી થઈ ગયા! એમણે તો એ ભંડારમાંથી સદાવ્રતો માંડ્યાં, અને એમના મોદીખાના આગળ સાધુઓ, ફકીરો અને ભિક્ષુકોની લંગારો લાગી રહેવા લાગી. સૌને નાનક છૂટે હાથે આપ્યા જ કરતા હતા! આથી ગામના લોકોએ નવાબસાહેબને આ વાત પહોંચાડી, એટલે એણે મોદીખાનાનો હિસાબ તપાસાવ્યો. તપાસને અંતે નવાબસાહેબ નાનકની અવધિ વિનાની ઉદારતાથી પ્રસન્ન થયા. એ ઓલિયા પુરુષની શુદ્ધ પ્રામાણિકતાની કદર કરીને નવાબસાહેબે એમને ક્ષમા આપી. મોદીખાનામાં અનાજ જોખતાં જોખતાં પણ નાનક ભગવાનની ભક્તિમાં જ ડોલતા હતા. 'તેરા'નો આંક બોલતાં, પોતે ભગવાનના છે એવી ભક્તિના પ્રવાહમાં તે ડૂબી જતા.

પણ, નાનકની આ ભક્તિ ને દિલાવરીથી એમના પિતા વધારે ગુસ્સે થયા અને વધુ મૂંઝવણમાં પડ્યા. બીજાઓ સાથે સંતલસ કરીને એમણે નાનકને લગ્નની બેડી પહેરાવવાનું નક્કી કર્યું અને સંવત ૧૫૪૫ના જેઠ માસમાં નાનકને પખોગામના મૂલચંદ્રની પુત્રી 'સુલખણી' સાથે પરણાવવામાં આવ્યા. ત્યારે લગ્નક્રિયા વખતે પણ નાનકનું ધ્યાન તો ઈશ્વરમાં જ હતું અને મનમાં ને મનમાં એ ભગવાનનાં જ ભજન ગાતા હતા. નાનક ગૃહસ્થી તરીકે સુલતાનપુરમાં રહ્યા. એમને પેલી નોકરી તો ચાલુ જ હતી. આ ગૃહસ્થાશ્રમમાં નાનકને ત્યાં સંવત ૧૫૫૧-માં શ્રીચંદ્ર નામનો પુત્ર અવતર્યો અને પછી સંવત ૧૫૫૬-માં બીજો લક્ષ્મીચન્દ્ર જન્મ્યો. આ છ વરસના પ્રેમપૂર્ણ લગ્ન-જીવનને જોઈને લોકો માનવા લાગ્યા કે નાનક હવે ઠેકાણે પડ્યો

છે! પણ, એમના અંતરમાં ઠેઠ બાળપણથી જે કોયડો ગૂંચવાયા કરતો હતો, તેના ઉકેલ માટે એ કેટલાં મનોમંથન કરતા હતા! બહારના માનવીઓ આ લોકોત્તર પુરુષના હૃદયને તત્કાલ વાંચી ન શકે એ સ્વાભાવિક છે. પણ સુલતાનપુરના આ નિવાસ દરમ્યાન નાનકને મરદાના નામનો મુસલમાન સાથી મળ્યો, એ તો એક ભારે અગત્યની બીના છે. આ મરદાના નાનકના મહાન જીવનનો સંગાથી રહ્યો હતો, અને નાનકની આંતરપ્રતીતિથી એનું પોતાનું જીવન પણ ધન્યતા અનુભવી શક્યું હતું. એણે જીવનભર નાનકના સારંગીવાળાનું કામ કર્યું હતું. એ મુસલમાન હતો એ વસ્તુ તો નાનકના જીવનદર્શનને ઓર ખૂબી આપનારી હતી. આ મરદાનાને નાનકે રાજ્યની નોકરીમાં લેવડાવ્યો હતો.

મરદાના અને બાલા એ બે સાથીઓ સાથે નાનક કુટુંબવાસ કરી રહ્યા. ત્યાં તે સૌ ભગવાનનું ધ્યાનભજન કરતા. સવારમાં સ્નાનસંધ્યા કરીને નાનક ધ્યાનમાં બેસતા. પછી દિવસે મોદીખાનાનો કોઠાર સંભાળતા. એવામાં ફરી એક વાર નાનકના મોદીખાનાના ચોપડા તપાસાયા, અને નાનકે નોકરીને તિલાંજલિ આપી. આમ નોકરીથી છૂટ્યા, પણ સંસારને બાંધી રહેલી પેલી અજ્ઞાનરૂપી બેડીનું શું? નાનકના હૃદયમાં આ જ ગૂંચ વારંવાર ઉપર આવતી હતીઃ 'ત્યારે માણસે કરવું શું? કેમ કરીને તે સત્યમાં રમી શકે? કેમ કરીને કૂડ અજ્ઞાનના ઘોર થર તૂટે?'

૪

અને, એક દિવસ નાનક નદીએ સ્નાન કરવા ગયા, તે ત્રણ દિવસ સુધી પાછા જ ન આવ્યા! એ પહેલે દિવસે કોઈ સાધુ એમને મળ્યા હતા. તેણે કહ્યુંઃ 'બાબા! તું શા કાજે આ

સંસારમાં આવ્યો છે? તારે માટે તે સાચા દરબારનું શું ફરમાન છે? તું આ શી ઘડમથલમાં પડ્યો છે?' નાનકને આ વાણી જાણે પોતાના જીવનકાર્યના પ્રેરકમંત્ર જેવી લાગી. ત્રણ દિવસની આ ઉપાસના પછી અંતરનાં વલોવણાંનો અંત આવ્યોઃ નાનકને હૃદયપ્રતીતિ મળી. તે આત્મપ્રસાદની વાણી જપ્યાઃ 'सति नाम करता पुरखु निरभउ निरवैरु अकाल मूरति अजूनी सभं गुरुप्रसादि ॥ जपु ॥ आदि सचु जुगादि सचु ॥ है भी सचु नानक होसी भी सचु ॥' પરમતત્ત્વની આમ પ્રતીતિ પામીને નાનકની વાચા મૌનમાં વળી ગઈ. નાનક કશું જ બોલ્યા નહિ; તે મૂંગા થઈને જાગ્રત સમાધિમાં બેસી રહ્યા. સ્મશાનભૂમિમાં તેમણે આસન રાખ્યું. નાનકની આ દશા જોઈને બનેવીએ માન્યું કે આને ભૂત વળગ્યું છે. ભૂવો આવ્યો, પણ તે હારીને ગયો. ત્યાં બહેને કહ્યું: 'વીરા! અહીં તે તારાં બેસણાં હોય? ચાલ ઘેર.' પણ નાનકે ઉત્તર આપ્યોઃ 'બહેન મારી! માનવજાત મારું કુટુંબ છે, અને એની સેવા એ તમારી સૌની સેવા છે.' હવે નાનકે ફકીરનો વેશ લઈ લીધો અને બીજે દિવસે પહેલો ઉદ્‌ગાર કાઢ્યોઃ 'કોઇ હિન્દુ નથી કે કોઈ મુસલમાન નથી.' સાક્ષાત્કાર પછીની નાનકની આ પહેલી મંગલવાણી છે.

નાનક કહે છેઃ 'વિશ્વમાત્રમાં જે સત્ય છે તે એક (ॐ) છે. તેનું નામ સત્ય છે. તે જ જગતનો કર્તા છે. જેને કેટલાક પુરુષતત્ત્વ સમજે છે ને કહે છે, તે પણ તે જ છે. તે નિર્ભય છે, નિર્વૈર છે. તેનું રૂપ કાલાતીત છે. તે અજન્મા છે—સ્વયંભૂ છે. તે જ ગુરુ છે. તેનો પ્રસાદ ધન્ય કરે છે. તેનો જપ કરો.' વળી, નાનક આગળ કહે છેઃ 'વિશ્વના આદિમાં તે હતો, યુગોના આરંભમાં તે હતો; તે આજ પણ છે અને હવે પછી

પણ તે જ હોવાનો છે. માટે જ તે સત્ય છે. માટે જ તેનું નામ સત્ય છે.' આમ, સત્ય એ જ પરમેશ્વર છે, એ જ જીવનો ગુરુ છે, અને એનો પ્રસાદ જ સાધકને ધન્ય કરે છે. આથી જ નાનક કહે છે: 'એ સત્યની ઉપાસના કરવામાં હિંદુ કે મુસલમાન એવા કોઈ ભેદ જ નથી. એના દરબારમાં સૌ સમાન છે. અથવા કહો, આજે જે હિન્દુ છે અને જે મુસલમાન છે, તે અત્યારના ધાર્મિક કોયડાને ઉકેલી શકે એમ નથી. અથવા કહો, આજે કોઇ સાચો હિન્દુ નથી કે કોઇ સાચો મુસલમાન નથી.' સર્વ સંપ્રદાયોથી પર છતાં સર્વ સંપ્રદાયને તત્ત્વસ્વરૂપે માન્ય એવું આ મહાન મંગલસૂત્ર નાનકના જીવનદર્શનનો પાયો છે.

પણ 'કોઈ હિન્દુ નથી કે કોઈ મુસલમાન નથી' એ મંગલવાણી સુલતાનપુરના કાજીને ઇસ્લામી મજહબને ઝાંખી પાડનારી લાગી. તે ચિડાઈ ગયો અને નવાબને ભંભેરી નાનકને નસિયત કરાવવા મેદાને પડ્યો! નવાબે સિપાઇઓ મોકલી નાનકને દરબારમાં બોલાવ્યા અને એમની પાસે ખુલાસા માગ્યા. તે દિવસે શુક્રવાર હતો અને નમાજનો વખત પણ થવા આવ્યો હતો. એટલે નવાબે કહ્યું: 'નાનક! તું ઈશ્વરને એક જ માનતો હોય, તો તું મારી સાથે મસ્જિદમાં ચાલ અને નમાજ પઢ.' નાનક તેમ કરવા સંમત થયા. કાજીઓ અને નવાબસાહેબ નમાજ પઢવા લાગ્યા, પણ નાનક તો ઊભા જ રહ્યા. આથી, બંદગી પૂરી થતાં નવાબે ગુસ્સાભેર પૂછ્યું: 'જુઠ્ઠા! તું કેમ અમારી સાથે નમાજ પઢ્યો નહિ?' અને કાજીએ તુરત જ સૂર ઉમેર્યો: 'જોયું ને! આ તું હિન્દુ ને મુસલમાનને એકસરખો ઉપદેશ કરવાની વાત કરે છે, પણ તે કેવી ખોટી વાત છે! જો તું દીનને ખરેખર ચાહતો જ હોત,

તો તેં અમારી સાથે નમાજ પઢી જ હોત !'

ત્યારે નાનકે ગંભીર વાણીમાં કહ્યું: 'જે કોઈ એકચિત્ત થઈને ખરા હૃદયથી ખુદાની પ્રાર્થના કરે છે, તેની સાથે હું શામેલ થાઉં જ છું. પછી, ભલે તે પુરુષ હિન્દુ હોય કે મુસલમાન હોય. પણ જેનું ચિત્ત ઠેકાણે રહ્યું નથી અને જે કેવળ બહારનો ડોળ જ કરે છે, તેની કરેલી પ્રાર્થનામાં હું ભળી શકતો નથી. આ જુઓને, નવાબસાહેબ આમ તો મસ્તક ઢાળીને નમાજનો દેખાવ કરતા હતા, પણ એમનું મન તો કંદહારમાં ઘોડા ખરીદવાના વિચારમાં ઘુમરડી ખાતું હતું. અને આ કાજીસાહેબ ! એમને તો મનમાં પરમં દિવસે વિયાયેલી ઘોડીના જ વિચાર રમ્યા કરતા હતા ને એમને ફિકર પડી હતી કે રખેને વછેરું કૂદીને કૂવામાં પડી જાય ! આવાઓ સાથે હું શી રીતે બંદગી કરું ? બાકી, હું આ ધર્મસ્થાનમાં આવું ને બંદગી ન કરું એ બને જ નહિ.'

નાનકના અંતર્જ્ઞાને આ વાત કહી, તેથી નવાબ તો નમ્ર થઈ ગયો. પણ કાજીએ નાનકને પૂછવાનું જારી જ રાખ્યું: 'કહે ત્યારે, સાધુતાનું પહેલું પગથિયું કયું ? તેનું છેલ્લું પગથિયું કયું ? તેની કૂંચી કઈ ? તેનો પ્રકાશ કયો ? તેનો પોશાક શો ?' ત્યારે નાનકે મહાન સત્ય સમજાવ્યું: 'અહંકારનો નાશ એ સાધુતાનું પહેલું પગથિયું છે. અનન્ત જીવનનો અનુભવ એ તેનું છેલ્લું પગથિયું છે. નમ્રતા અને મનનો સંયમ એ તેની કૂંચી છે. શાંત ધ્યાન એ તેનું તેજ છે, અને સત્ય તથા સહનશીલતા એ તેનો પોશાક છે.'

આ સાંભળી કાજીએ ફરી મોરચો બદલ્યો: 'ત્યારે તું માથું કેમ મૂંડાવતો નથી ? કેમ તું ફકીરનાં વસ્ત્રો પહેરતો નથી ?' એટલે નાનકે એમના જીવનદર્શનનો વધુ પરિચય

આપ્યો: 'માથું મૂંડાવ્યે શું વળે? મન મૂંડાવું જોઈએ. ભાઈ! સમસ્ત જીવન ગુરુ–સતનામ–ને સોંપાઈ જવું જોઈએ, અને રાગ તથા આસક્તિ તમામ દૂર થઈ જવાં જોઈએ. માણસ વિષયતૃષ્ણાથી બંધાઈ રહ્યો હોય, પછી કફની પહેર્યે શું વળે?' 'ત્યારે આ બધા ફકીરો કંઈ કાળથી અમુક જ રંગનાં વસ્ત્રો પહેરે છે, તે બધા મૂરખા, કેમ?' કાજીએ પૂછ્યું. એટલે નાનકે ઉત્તર આપ્યો: 'તમે બરાબર સમજ્યા નહિ. એ વસ્ત્રો તો વૈરાગ્યમાં આગળ વધવા માટેની પ્રતિજ્ઞાનું સૂચન છે. માથું મૂંડાવવું ને ટોપી પહેરવી એ બાળકના જેવી નિર્દોષતાનું સૂચન છે. કફની એ મુડદાનો પોશાક છે, અને તે સૂચવે છે કે શરીરને તદ્દન કાબૂમાં રાખવું; તેની તૃષ્ણાઓ તથા રાગ મટી જ જવાં જોઈએ. શરીરે રાખ ચોળે છે, તેનો અર્થ પૃથ્વી જેવા સહનશીલ થવાનો છે. અને હૃદયમાં ભક્તિનો અગ્નિ પેટાવી ઇન્દ્રિયોની તમામ લાલસાને તેમાં બાળી નાખવી, એ તપનો હેતુ છે.'

'પણ,' કાજીએ વળી પૂછ્યું: 'એ સર્વ આસક્તિઓ શી રીતે નાશ પામે?' ત્યારે નાનકે કહ્યું: 'ઈશ્વર તરફ પ્રેમભક્તિ જ જગતની વસ્તુઓના મોહને ભસ્મ કરે છે. એથી જ આત્માને જ્ઞાનની પાંખ આવે છે અને એ પાંખથી તે પરમાત્મા તરફ ઊડી શકે છે.'

આ પુણ્યસંવાદે કાજીનો ગર્વ ગાળી નાંખ્યો, અને નવાબનો સદ્ભાવ વધારી દીધો. પછી નવાબે દીન અને દુનિયા એ બંનેના કલ્યાણનો માર્ગ પૂછ્યો. ત્યારે નાનકે કહ્યું: 'પહેલાં તો સાચું બોલવું, પછી ધર્મને રસ્તે નિર્વાહ કરવો અને એ પછી પરમેશ્વરના નામ ઉપર અતિથિ તથા અનાથોને દાન દેવું. ચોથું પોતાની દાનત સાફ રાખવી, અને છેલ્લે ખુદાનાં ગુણગાન કરવાં. આ પાંચ કાર્યો કરવાં એનું

નામ સાચી નમાજ પઢવી, અને પોતાના વર્તનમાં નિત્ય શુદ્ધિ આણતાં જવું એ જ કલમો છે.' વળી, નાનકદેવે કહ્યું: 'જે ખુદાના હુકમને રાહે ચાલે છે, તે જ ધાર્મિક મનુષ્ય છે. સર્વ ધર્મના પેગમ્બરોએ એ હુકમને આ આલમમાં આણ્યો છે. મારે મન તો સર્વ ધર્મો એ ખુદાના જ છે.' આમ નાનકદેવે મુસલમાનને સાચો મુસલમાન થવા ઉપદેશ આપ્યો. સત્યના સાક્ષાત્કારની દીપ્તિ આગળ આ રીતે સંશયો ભેદાઈ ગયા અને અજ્ઞાનની અંધારી ખસી ગઈ. ત્યારે એમના આયુષ્યની પહેલી પચ્ચીસી લગભગ પૂરી થવા આવી હતી: અને નાનકદેવ લોકગુરુ થયા.

૫

હવે તો લોકગુરુ નાનકદેવની અમૃતવાણી દૂરદૂર સુધી પ્રસરવા લાગી. અનેક જ્ઞાનતરસ્યાઓ આ જ્ઞાનામૃત પામી ધન્યતા અનુભવવા લાગ્યા. આમાં અનેક હિન્દુઓ હતા અને અનેક મુસલમાનો હતા. ત્યારે અનેક ભક્તો નાનકદેવને હજારો રૂપિયાની ભેટ આપતા હતા, છતાં તે પોતે તો તેમાંથી એક પાઇ પણ વાપરતા નહોતા. અનાથો અને અપંગોમાં જ તે બધું પોતે ખરચી નાંખતા હતા. કારણ કે, બીજાઓ પાસે ભલે લાખો હાથીઓ ને ઘોડાઓ હો, પણ લોકગુરુ નાનકદેવ પાસે એક પરમાત્મા જ હતો! આમ નાનકદેવની જીવનસુવાસ મઘમઘી રહી હતી અને એમને ચરણે ભક્તોની ભીડ જામતી હતી. પણ નાનકદેવ તો સદા જાગ્રત પુરુષ હતા. તેમને જ્ઞાનનો પાકો નિશ્ચય થયો હતો, પણ લોકનિરીક્ષણ કરીને તેને પ્રગલ્ભ ને સમૃદ્ધ કરવાનો હતો. આથી તે સ્થિર પગલે પરકમ્મા કરવાને તૈયાર થઈ ગયા.

નાનકદેવે અંચળો ઓઢી લીધો છે અને યાત્રાએ નીકળવાની તૈયારી કરી છે. પત્ની આવે છે અને આંસુગળતી

આંખે પૂછે છે: 'મને કોને સોંપી જાઓ છો? તમે ક્યાં જાઓ છો?' 'ભગવાનને સોંપું છું તને,' કહીને નાનકદેવે પત્નીને માથે હાથ મૂક્યો. અને ત્યાં પત્નીએ લળીને કહ્યું: 'જાઓ, પ્રભુ! જાઓ. સંસાર ભડકે બળી રહ્યો છે. નાથ! તમે એની ઝાળ બુઝાવો.' એ જ રીતે બહેન-બનેવીએ પૂછ્યું, ને નાનકદેવે કહ્યું: 'હું કરતારની સેવામાં જાઉં છું. એનો જેમ હુકમ હશે, તેમ હું જઈશ.' અને સૌ ઉપર પ્રેમલ જ્યોતની દૃષ્ટિ નાંખી નાનકદેવ નીકળી પડ્યા.

સાથે મરદાના છે, કેટલાક સંતફકીરો છે અને નાનકદેવયાત્રા આરંભે છે. આ સંવત ૧૫૫૬નો સમય છે. એ લાહોર તરફ જાય છે. જ્યાં જ્યાં એમનાં પગલાંના પડઘા પડતા સંભળાય છે, ત્યાં ત્યાં અનેક જિજ્ઞાસુઓ એમના ઉપદેશામૃત માટે ટોળે મળે છે. લાહોરમાં નાનકદેવે બાદશાહ સિંકદર લોદીના ગુરુ સૈયદ અહમદ સાથે જ્ઞાનચર્ચા કરી, અને તેને પરિણામે તે રાજગુરુ સાંપ્રદાયિકતા છોડી જ્ઞાનમાર્ગમાં આવ્યા. આ પછી નાનકદેવ એમનાબાદમાં ગયા અને લાલુ નામના એક ગરીબ સુતારના અતિથિ થયા. આ ગામમાં રાઈ ભાગે નામનો એક મોટો જમીનદાર હતો. તેણે બ્રાહ્મણભોજન આપ્યું, તેમાં નાનકદેવને પણ આમંત્રણ આપ્યું. નાનકદેવ ત્યાં ગયા તો ખરા, પણ એના ભોજનસમારંભમાં એમણે કશો જ ભાગ લીધો નહિ. આથી, જમીનદાર તપી ગયો. તે કહે: 'તમે પેલા શૂદ્ર લાલુનું આપેલું ખાઓ છો અને મારું આપેલું ખાતા નથી. આ તે શી વાત?' ત્યારે નાનકદેવ બોલ્યા: 'ભાઈ! સત્કર્મ એ જ મુક્તિના માર્ગનો દરવાજો છે. જો, એ લાલુનું ભોજન તો એના પરસેવાની પ્રસાદી છે. ત્યારે તારું ભોજન તો અનેકોને ત્રાસ-અપમાન આપીને મેળવેલી

લૂંટ છે. જો, તારા ભોજનમાં લોહીનાં ટીપાં છે, અને લાલુના ભોજનમાં દૂધની ધારા છે!' આ સાંભળી જમીનદાર શરમથી લેવાઇ ગયો.

હવે, નાનકદેવ લાલુ તથા મરદાનાને લઇને આગળ ચાલ્યા. રસ્તામાં એમને શેખ સજ્જન નામનો ભયંકર લૂટારુ મળ્યો. આ લૂટારાએ હિન્દુઓ માટે એક મંદિર બાંધ્યું હતું અને મુસલમાનો સારુ એક મસ્જિદ બાંધી હતી. આ ધર્મસ્થાનોમાં જે કોઈ યાત્રાળુઓ આવતા તેમને માટે એ જમવા કરવાની સગવડ આપતો. આમ દિવસમાં તે ફકીરનો લેબાસ રાખતો, પણ રાતે તે લૂટારુ બનતો: સૌ કોઈને લૂંટી લઈ, મારી નાખી, પાસેના કૂવામાં ફેંકી દેતો! ત્યાં સાંજ પડી અને નાનકદેવે પ્રાર્થના કરી: 'હે પરમાત્મા! માણસોએ શા માટે બહારના ઠાઠથી ભરમાવું જોઇએ? આ જિંદગી ચંદરોજની છે. સાથે તો કશું જ આવતું નથી અને છતાં જ્યાં બંદગી થતી હોય, જાત્રાળુ-ઓનો વાસ હોય અને ભગવાનની ભક્તિનો આચાર હોય, ત્યાં પણ આજે દંભ, જૂઠ અને લુચ્ચાઈ ભરાઈ બેઠાં છે! હે મન! તું આ બહારના ઠાઠમાઠથી ભોળવાતું મા! તું સત-નામમાં જ લાગ્યું રહેજે!'

લૂટારાને થયું: 'અરે! આ તો અહીંની બધી વાત જાણી ગયા છે. આ બંદગી તો મને જ ઉદ્દેશીને એમણે કરી છે. નક્કી આ કોઈ ઈશ્વરાવતારી છે.' અને વર્ષોથી કટાઈ ગયેલી એની શુભ વૃત્તિ એકદમ ચળકી ઊઠી. એ નાનકદેવને ચરણે પડ્યો. આંસુની ધારાથી એણે નાનકદેવના ચરણને અભિષેક કર્યો. નાનકદેવે કહ્યું: 'ભાઈ! તું ગભરાઇશ નહિ. તારા આ પસ્તાવાથી તારો બધો મેલ ધોવાઇ ગયો છે. તું સાદું જીવન ગાળજે, ભગવાનનું ભજન કરજે. તો જ તને ચિરશાંતિ મળશે

અને તારું જીવ્યું સફળ થશે.' સાચે જ એ સજ્જન થયો: એણે સર્વ મિલકત ગરીબોમાં વહેંચી દીધી.

અહીંથી તેઓ સિયાલકોટ આવ્યા. અહીં એક હમજાગૌસ નામનો ફકીર શહેરનો નાશ કરવા માટે કોઈ અભિચાર કરી રહ્યો હતો. નાનકદેવે તેને આમ કરવાનું કારણ પૂછ્યું, તો તેણે કહ્યું કે આ આખું શહેર જૂઠું છે. આ ઉપરથી નાનકદેવે મરદાનાને બે પૈસા આપ્યા અને કહ્યું: 'જા, ગામમાં જઇને તું એક પૈસાનું જૂઠ અને એક પૈસાનું સાચ લઈ આવ.' મરદાના દુકાને દુકાને ભટકયો. છેવટે મૂળચંદ્ર નામના એક ભક્ત દુકાનદારે તેના બે પૈસા લીધા, અને કાગળના કટકા ઉપર લખી આપ્યું: 'મરવું સત્ય છે અને જીવવું જૂઠ છે.' આ વાંચીને નાનકદેવે એ મૂળચંદ્રને બોલાવ્યો અને ફકીરના દેખતાં તેને કહ્યું: 'મરવું સત્ય છે અને જીવવું જૂઠ છે એમ તું જાણે છે. તો પછી આ સંસારની જાળમાં તું શા માટે ગૂંચાઈ રહ્યો છે?' અને એ વચન સાંભળતાં જ મૂળચંદ્રે સંસારની કાંચળી ઉતારી નાખી અને નાનકદેવની સાથે ભક્તિમાં લીન થઇ ગયો. આ પ્રસંગ જોઇ, પેલો ફકીર નાનકદેવને ચરણે પડ્યો અને ઉપદેશનું અમૃત પામી પોતાની જગાએ ચાલી ગયો.

નાનકદેવ એક વેપારી પાસે આવી પહોંચ્યા. ત્યાં વેપારીનાં કાટલાં તપાસી લોકગુરુએ એક નાનું વજન લીધું, અને કહ્યું: 'આ નાનું વજન કેવું નમ્ર રહીને સેવા કરે છે! જેમને હૈયે ભગવાનની ભીતિ છે અને જેઓ વિષયભોગના માપથી મુક્ત છે તે નમ્રોને ધન્ય છે—તેઓ જ પ્રભુને ચાહવાનું શીખે છે.'

ત્યાં નાનકદેવ પૂર્વ દેશોમાં જવાનો વિચાર રાખતા હતા, પણ તલવંડીના હાકેમ રાય બુલરે પોતાના અંતકાળે દર્શન આપવા એમને અત્યંત આગ્રહ કર્યો, એટલે એ તલવંડી ગયા.

એક વારના ગાંડા નાનકને આજે આવા મહાન સિદ્ધ થયેલા જોઇને ગામલોકોએ એમને ભાવભીનો આવકાર આપ્યો. ત્યારે, માતપિતાને અને પત્ની તથા પુત્રોને નાનકદેવનો સંન્યાસીવેશ જોઇ કેવું થયું હશે ? પ્રેમ, કરુણા અને સમર્પણના કેટકેટલા ઓઘ એ દર્શન સમયે ઊછળ્યા, શમ્યા અને વહ્યા હશે ? પણ એક જે નાનક આજ સુધી એમના હતા, તે આજે સકલ વિશ્વના થયા હતા. પ્રેમનું એ નાનું સરખું ઝરણું હવે મીઠો મહેરામણ થઇને સર્વને સંજીવન આપતું હતું. નાનકદેવે રાય બુલરને કહ્યું: 'મૃત્યુ એ તો નવજીવનનું દ્વાર છે. જે જીવન છે, તે કદી મરતું નથી. જે અનંત છે, તે સદૈવ અમર છે.' પણ તેઓ એ તલવંડીમાં થોડા જ દિવસ રોકાયા અને પછી ગુપચુપ જંગલમાં ચાલી નીકળ્યા. હવે, તે ફરતા ફરતા હરદ્વારમાં આવી પહોંચ્યા.

અહીં ક્યાંક યાત્રાળુઓ ગંગામાં સ્નાન કરતા હતા, તો ક્યાંક તેઓ સૂર્યની સામે જોઇ જળની અંજલિ આપતા હતા. ક્યાંક પુરોહિતો મંત્રો ગર્જતા હતા, તો ક્યાંક દક્ષિણા માટે યાત્રાળુઓની ખેંચાખેંચી થતી હતી. નાનકદેવે ગંગાના શીતલ જલમાં સ્નાન કર્યું અને આથમણી દિશા તરફ પાણીના ખોબા ઠાલવવા માંડ્યા! આ જોઇ એક પંડ્યો બોલ્યો: 'અરે! તું કોણ છે? તું આ શું કરે છે?' એટલે નાનકદેવ બોલ્યા: 'ભાઇ! હું તો કોઇ અગમ દેશનો આદમી છું. મારે નાતજાત કશું જ નથી. પણ તમે જ મને કહોને, આ લોકો ઊગમણી દિશામાં કેમ પાણી નાખે છે?' પંડ્યાજી તુચ્છકારથી હસ્યા અને કહેવા લાગ્યા: 'અરે મૂરખ! આ લોકો તો પિતૃતર્પણ કરે છે. સમજતો નથી?' 'તો, તો,' નાનકદેવે કહ્યું: 'હું પણ બરાબર કરું છું. મારું ગામ પશ્ચિમમાં છે. ત્યાં મારું ખેતર છે,

હું મારા એ ખેતરને અહીંથી પાણી સિંચું છું, સો કોશ જેટલું તે અહીંથી દૂર હશે.' 'અરે મૂરખના સરદાર!' પંડ્યાએ કહ્યું: 'એટલે દૂર ખેતરમાં તે અહીંથી આપેલું પાણી પહોંચતું હશે?' ત્યારે નાનકદેવે છેલ્લું નિશાન તાક્યું: 'હા, ભાઈ! કેમ ન પહોંચે? આ લોકો પિતૃઓને જળની અંજલિ આપે છે, તે જો દૂરદૂરના લોકમાં પહોંચી શકે છે, તો આ સો કોશ સુધી મારું પાણી ન પહોંચે?'

પંડ્યા બિચારા શો ઉત્તર આપે? પણ નાનકદેવે તો જડ કર્મકાંડમાં સત્યવિચારનું આત્મતેજ જગાવ્યું. એ સત્યની અહાલેક દૂરદૂર સુધી ગાજવા માંડી, અને નાનકદેવ સંવત ૧૫૬૧માં દિલ્હી આવ્યા. તે વખતે દિલ્હીની ગાદીએ સિકંદર લોદી હતો. તેને સાધુફકીર સામે એક સૂગ બંધાઈ ગઈ હતી. જે કોઈ સાધુફકીર આવે, તેને તે જેલકોટડીમાં પુરાવી દેતો. નાનકદેવની પણ એ જ દશા થઈ. તેમની સાથેના માણસોને પણ એ કોટડીમાં બેસવાનું આવ્યું અને વધારામાં દળવાની ઘંટી મળી! નાનકદેવે તેમને કહ્યું: 'તમે કોઈ ઘંટી ફેરવશો મા!' આ સ્થિતિથી જેલનો અમલદાર આશ્ચર્ય પામ્યો, અને બાદશાહને તેડી લાવ્યો. નાનકદેવની પ્રતિભાશાળી મૂર્તિ જોઈને અને એમ ને એમ પડી રહેલી પેલી ચક્કીઓ જોઈને બાદશાહને અંતરમાં સંતાપ થયો, અને તે નાનકદેવના ચરણમાં પડ્યો. નાનકદેવે તેને કહ્યું: 'આ સઘળા ફકીરોને છોડી દે અને ફરી ફકીરની હાય કદી લઈશ મા! ખુદા આદમીમાત્રમાં રહ્યો છે. પ્રાણી માત્ર એ પરમાત્માનું રૂપ છે.' બાદશાહ આ ઉપદેશથી પ્રસન્ન થયો. તેણે નાનકદેવને અનેક ભેટો આપવા માંડી, પણ તે તેમણે લીધી જ નહિ. પોતે કાશી તરફ ચાલી નીકળ્યા.

અલીગઢ, મથુરાં, વૃંદાવન, આગ્રા, કાનપુર, લખનૌ અને

અયોધ્યા થઈને નાનકદેવ સંવત ૧૫૬૩ માં કાશીમાં આવ્યા. હિન્દુધર્મની આ રાજધાનીમાં સૌ મતના અનુયાયીઓ નાનકદેવને પોતાના ગણવા લાગ્યા! હિન્દુઓ કહેઃ 'બાબા નાનક તો અમારા મતના છે.' મુસલમાનો કહેઃ 'ના, ના, નાનક તો અમારા પાક દીનનો પ્રચાર કરે છે.' ત્યાં વૈષ્ણવો એમને વૈષ્ણવ સાધુ માનતા, તો શૈવો એમને શૈવમતના મહાત્મા ગણતા! આવું સર્વને સમાવનારું નાનકદેવનું જીવનદર્શન હતું. અહીં વાસુદેવ શાસ્ત્રીએ નાનકદેવને પૂછ્યું: 'સાધુવર! આપ કયા વર્ણ અને આશ્રમને શોભાવો છો?' ત્યારે નાનકદેવે કહ્યુંઃ 'એ તો મને ખબર નથી. મારે તો પરમેશ્વર સાથે જ સૌથી અધિક સંબંધ છે! જે વર્ણાશ્રમ એ પરમાત્માના, તે જ મારા. બાકી, વર્ણાશ્રમધર્મનો સંબંધ તો આપણા સ્થૂળ શરીર સાથે કહ્યો છે.' છેવટે, નાનકદેવે તેમને કહ્યું: 'હું તો એક સર્વાન્તર્યામી પરમેશ્વરની જ ઉપાસના કરું છું. બીજાને સ્મરીને કરવું શું? એ તો જન્મે છે ને મરી જાય છે. જલથલમાં સમાઈ રહેલા એક સતનામને જ હું તો સ્મરું છું.'

હવે નાનકદેવ પટણા થઈને ગયાજી આવ્યા. ત્યાં અનેક હિન્દુઓ પિતૃશ્રાદ્ધ કરી રહ્યા હતા. એક બ્રાહ્મણ પિંડ તૈયાર કરતો હતો, અને તેની પાસે ઘીનો દીવો બળતો હતો. નાનકદેવે તેને કહ્યુંઃ 'ભાઈ! તમે આ શું કરો છો?' બ્રાહ્મણે ઉત્તર આપ્યોઃ 'હું મારા પિતૃઓ માટે પિંડ તૈયાર કરું છું.' 'ત્યારે આ દીવો શાને બાળો છો?' નાનકદેવે વધુમાં પૂછ્યું. એટલે બ્રાહ્મણ બોલ્યોઃ 'મારા પૂર્વજો અંધારી ગલીમાં થઈને સ્વર્ગમાં જશે ને? તેમને વાટ બતાવવા માટે આ દીવો છે!' 'પણ, ભાઈ!' નાનકદેવે કહ્યુંઃ 'તમે ઊંઘી જાઓ છો અને સ્વપ્નામાં ફરો છો, ત્યારે તમને કોણ દીવો બતાવે છે?'

'કોઈ નહિ, મહારાજ!' 'તો, તો,' નાનકદેવે વિચારનો તણખો આપ્યો: 'ભાઈ! આ દીવો પણ તમારા પૂર્વજોના પંથને ઉજાળશે નહિ. અને જુઓ, આ શરીર એ દીવો છે અને ઇચ્છાઓથી ઉત્પન્ન થતું દુઃખ એ તેમાં તેલરૂપ છે. ઈશ્વરના નામથી તે દીવો પ્રકટાવો, એટલે તેલ એની મેળે બળી જશે. ત્યાં તમને દિવ્ય પ્રકાશની સાથે એકતા મળશે.'

આ પછી નાનકદેવ બુદ્ધગયા ગયા, અને ત્યાંથી મુંગેર, ભાગલપુર, સાહેબગંજ તથા રાજમહેલ થઈને સંવત ૧૫૬૪માં માલદેવમાં આવ્યા. ત્યાંથી મુર્શિદાબાદ, બરદ્વાન, હુગલી, કૃષ્ણનગર, શાહજાદપુર અને શિરાજપુરમાં જ્ઞાનોપદેશ કરતા કરતા તે ઢાકામાં આવી પહોંચ્યા. ઢાકા પ્રાંતમાં જંત્રમંત્રનું ખૂબ જોર ચાલતું હતું, પણ નાનકદેવ આગળ સૌ જંત્રમંત્ર-વાળા નમી પડ્યા. અતિ ઉત્તમ જીવનવિદ્યાને સિદ્ધ કરી શકેલા નાનકદેવે તેમને કહ્યું: 'જાદુ અને મંત્રતંત્ર એ સઘળું દેવતાને અધીન છે. પરન્તુ મારી પાસે મહામંત્ર છે. તે સત્યનામ છે, અને તેનો અધિદેવ સર્વાન્તર્યામી પરમાત્મા છે. એ મહામંત્રની આગળ બીજી સર્વ દેવતાઓ પાણી ભરે છે.'

ઢાકાથી આગળ નીકળીને નાનકદેવ એક ગામમાં ગયા. એ ગામની સ્ત્રીઓ જાદુમાં કુશળ હતી અને તે દ્વારા દુરા-ચારમાં લાગી રહેતી હતી. એમાં નૂરશાહ નામની સ્ત્રી સૌની સરદાર હતી. તે મરદાનાને જોઇને મોહિત થઈ ગઈ, અને તેણે યુક્તિથી તેને કેદ કરી લીધો. આથી, નાનકદેવ પોતે જ તે સ્ત્રીને ઘેર ગયા. નૂરશાહે નાનકદેવને રીઝવવા અને પોતાના કરવા અનેક હાવભાવો કર્યાં, ભેટસોગાદો આપી અને જાતજાત-ની ભૂરકીઓ નાંખી. પણ નાનકદેવે તેને ઉપદેશનાં અમૃત આપી તેનાં વિષ કાઢી નાંખ્યાં. તે નાનકદેવને ચરણે પડી અને

પૂર્વજીવનને દાટી દઈ તદ્દન નવું જ જીવન જીવવા લાગી.

આ પછી નાનકદેવ કામરૂપ દેશમાં ગયા. ત્યાં વામમાર્ગીઓનું પુષ્કળ જોર હતું. અહીં એમણે સત્યધર્મનો ઉપદેશ કર્યો. ત્યાંથી નીકળી નાનકદેવ ગૌરીપુર બંદરે આવ્યા, અને પછી આસામમાં અજમેરીગંજ, કરીમગંજ, સિલહટ વગેરે સ્થળોએ જઈ તે મણિપુર થઈને લોશાઈ દેશમાં પહોંચ્યા. લોશાઈમાં દેવલોત રાજાએ નાનકદેવનું શિષ્યત્વ સ્વીકાર્યું. ત્યાંથી નાનકદેવ આજના કલકત્તામાં આવ્યા અને પછી બાલેશ્વર, મેદિનીપુર જઈ કામઠી આદિ નદીઓ ઊતર્યા. આમ, નાનકદેવ કટકમાં આવી પહોંચ્યા.

આટલામાં સંવત ૧૫૬૬ નો ચૈત્ર માસ આવ્યો, અને નાનકદેવ જગન્નાથપુરીમાં આવ્યા. મંગુમઠમાં એમણે આસન રાખ્યું. ત્યાં લોકની ભાષામાં એમણે ભજનો ગાવા માંડ્યાં, અને લોકો એમને વીંટાઈ વળ્યા. સાંજે આરતીને વખતે નાનકદેવ મંદિરમાં ગયા, પણ પૂજારીઓથી જુદા પડી એકલા જ સ્તુતિ કરવા લાગ્યા. પૂજારીઓ આથી વાદવિવાદમાં ઊતર્યા, અને નાનકદેવે ધર્મનું હાર્દ સમજાવ્યું: 'આ જગન્નાથ છે, તે તો સકળ જગતના સ્વામી છે. તે એક જ દેશમાં રહેતા નથી, સર્વમાં રહે છે. સર્વના અંતરમાં રમી રહેલો એ પરમેશ્વર જ મારો જગન્નાથ છે. તેની આરતી પણ હમેશાં આપોઆપ થયાં જ કરે છે. જુઓ, આ આકાશમંડળ થાળી છે, તેમાં સૂર્ય ને ચંદ્ર દીપક છે. એ મહાથાળમાં આ તારામંડળો મોતીનાં લૂમખાં છે. આ જુઓ મલયગિરિ ઉપરનાં ચંદનવૃક્ષો ધૂપ કરી રહ્યાં છે, અને આ વાયુ ચમ્મર ઢાળી રહ્યા છે. આ પૃથ્વી પરની વનસ્પતિમાત્ર પૂરાં ખીલેલાં પુષ્પો છે, અને આ જે પાંચ પ્રકારના અનહદ બાજે છે તે ઘંટમૃદંગ છે. આવી

આરતી સ્વયંભૂ છે—તે નિશદિન ચાલ્યાં જ કરે છે. આ ભવ્યાતિભવ્ય આરતી ઉતારીને આપણે પ્રભુના અગાધ સામર્થ્યનું સ્મરણ કરવાનું છે—અને એમ જીવનને કૃતાર્થ કરવાનું છે.'

અહીં શોર નદીના કિનારા ઉપર નાનકદેવે એક સુંદર જગાએ મુકામ કર્યો. જગદીશ ક્ષેત્રના પૂજારીએ ત્યાં આવીને નાનકદેવને સર્વ સગવડ કરી આપવા કહ્યું, પણ નાનકદેવે કહ્યું: 'અમારે માટે કદાચ રતને જડેલું સુંદર મંદિર બની જાય, તેમાં સુગંધી તેલ તથા અત્તરની છાકમછોળ ઊડે, તેમાં મખમલ મશરૂના ગાદીતકિયા બિછાવાય અને બીજો ઠાઠમાઠ થાય; કદાચ ઇન્દ્રની અપ્સરાઓ આવે, અને આખો દેશ અમારી આગળ મસ્તક ઝુકાવે; પણ, ભાઈ! એક પરમાત્માના સ્મરણ સિવાય બીજા કશાનો જ અમારે ઉપયોગ નથી. અમે તો જે પદાર્થોથી ભગવાનની યાદી તાજી રહે, તેમને જ ભોગવીએ છીએ.'

હવે નાનકદેવ ચીલકા સરોવરને કિનારે થઈ અનેક ગામો અને શહેરોમાં ઉપદેશ કરતા આગળ વધ્યા. મહા નદી ઓળંગીને તે સુહાગપુરમાં આવ્યા અને પછી કોહકંટક પર્વતમાં થઈ કૌડા ભીલના જંગલી પ્રદેશમાં પેઠા. નાનકદેવે એ જંગલીઓને પણ સભ્યતાનો સાચો ઉપદેશ આપ્યો. પછી જંગલમાં પંદરવીસ દિવસ ફરી, અનેક સાધુસંતો સાથે જ્ઞાનચર્ચા કરી, નાનકદેવ નર્મદાને કિનારે જબલપુરમાં આવ્યા. આ જંગલની યાત્રામાં એક નોંધવાજોગ પ્રસંગ બન્યો હતો. આ જંગલમાં આવતાં મરદાના ખૂબ ગભરાઈ ગયો હતો. નાનકદેવે તેને સારંગી છેડવા કહ્યું તો એ બોલ્યોઃ 'આ હું ભૂખથી ને તરસથી પીડાઇ રહ્યો છું. કેવી રીતે હું સારંગી છેડું?' બાબા કહેઃ 'જો, આ ઝાડ ઉપર ફળ છે. તું તે ખા. જોજે, ધરાઈ

પછી બીજાં ગજવામાં ઘાલીશ નહિ.' પણ મરદાનાએ ફળ ખાધાં ને સાંજને માટે બીજાં ભરી લીધાં! ગુરુઆજ્ઞાનો એ ભંગ જ હતો. બીજી વેળ થતાં મરદાનાએ પેલાં સંઘરેલાં ફળ ખાવા માંડ્યાં, તો એને તુરત સમજાઈ ગયું: 'આ તો ઝેરરૂપ છે.' ખરેખર! સાધુ સાંજનો વિચાર નહિ કરી શકે. આણે એ વિચાર કર્યો, ને તેનું અમૃત ઝેર થઈ પડ્યું!

જબલપુરમાં નાનકદેવે જ્ઞાનચર્ચા કરી અને પછી પોતે ચંદેરી, કાલરાબારન, ઝાંસી, ગ્વાલિયર, રેવારી તથા કરોલી વગેરે થઇને કરનાળમાં પહોંચ્યા. અહીં શેખ શલદીન અનેક ફકીરો તથા અમીરો સાથે નાનકદેવના શિષ્ય થયા. પછી, નાનકદેવ સૂર્યગ્રહણને દિવસે કુરુક્ષેત્રમાં આવ્યા, અને ત્યાંથી સંવત ૧૫૬૬ ના પોષ માસમાં પોતાની બહેન નાનકીને મળવા માટે સુલતાનપુર ગયા. ત્યાં તેમણે સૌને ઉપદેશ આપ્યો: 'સૃષ્ટિની સેવા કરવી એ સર્જનહારની સેવા છે. સત્યનામનેજ જીવનાધાર બનાવો.' આટલે નાનકદેવની પહેલી પરકમ્મા પૂરી થઈ

૬

પણ, નાનકદેવ સુલતાનપુરની સાંકડી શેરીમાં રોકાઈ રહે એમ નહોતા. એમને તો પોતાની આત્મપ્રતીતિ હૈયેહૈયે જગાવવી હતી. આથી, સંવત ૧૫૬૭ના વૈશાખ માસમાં એમણે બીજી પરકમ્મા આદરી. કસૂર વગેરે શહેરોમાં થઈ, નાનકદેવ બિકાનેરમાં આવ્યા. ત્યાં જૈન ધર્મના સાધુઓ સાથે જ્ઞાનવાર્તામાં એમણે કહ્યું: 'પોતે સન્માર્ગે ચાલવું અને બીજાઓને તેવો માર્ગ બતાવવો, એ જ મારો ધર્મ છે. પરમેશ્વરનું યથાર્થ સ્વરૂપ સમજવું અને તેના અસ્તિત્વનો સ્વીકાર કરવો, એ જ સન્માર્ગ છે. અને સત્ય એ પરમેશ્વરનું

વાસ્તવ સ્વરૂપ છે.' વળી નાનકદેવે ત્યાં કર્મ સંબંધમાં કહ્યું: 'કર્મો તો ક્રિયાવિશેષણ જેવાં છે. તેમનામાં ફળ આપવાનું સામર્થ્ય ક્યાંથી આવી શકે? માટે ઈશ્વરને જ ફલદાતા તરીકે માનવો જોઇએ.'

આ પછી નાનકદેવ જેસલમીર, જોધપુર, અજમેર અને પુષ્કરજી થઈ આબુ ઉપર આવ્યા. ત્યાંથી પાટણ, ઇડર, અહમદનગર, ડુંગરપુર અને વાંસવાડા વગેરે સ્થળોએ થઇને તેઓ ઉજ્જન તરફ ગયા. પછી કામટી અને હુગલી થઇને નાનકદેવ નામદેવના જન્મસ્થાન અવંડામાં ગયા. એ પ્રસિદ્ધ સંતમણિ સાથે જ્ઞાનસમાગમ કરીને નાનકદેવ ગોદાવરી ઓળંગી ગોવળકોંડા તથા હૈદ્રાબાદ વગેરે સ્થળોએ ગયા અને જંગલમાં એક ગિરિશિખર ઉપર પહોંચ્યા. આ સ્થળે ગોરખપંથી નાથસાધુઓ નાનકદેવની પરીક્ષા કરવા આવ્યા! તેમણે એક તલ આપ્યો અને કહ્યું: 'આને સર્વમાં વહેંચી દો.' નાનકદેવે બાલાને કહ્યું: 'આ તલને વાટી નાંખો અને પછી પાણીમાં મિલાવી લઇ સૌને પ્રસાદી આપો!' ત્યાંથી વિઠોબાના પંઢરપુરમાં થઇને નાનકદેવ તાંજોર, ત્રિચિનાપલ્લી અને નેગાપટ્ટમ વગેરે સ્થળોની મુલાકાત લઈ સેતુબંધ રામેશ્વર આવ્યા.

રામેશ્વરમાં દરિયાને કાંઠે નાનકદેવ એક ટોળા તરફ ગયા. ત્યાં એક સાધુ બોલી ઊઠ્યો: 'અલ્યા એ જોજે, મારા ભોજનને અભડાવતો!' નાનકદેવ બોલ્યા: 'ભાઈ! અનાજ એ દેવ છે, જળ એ દેવ છે અને અગ્નિ પણ દેવ છે. તો પછી તારું ભોજન કેવી રીતે અભડાઇ જાય?' એટલે સાધુ કહે: 'ગમે તેમ હોય, તું મારા ચોકામાં પગ મૂકીશ મા.' 'અરે! ભાઈ!' નાનકદેવે કહ્યું. 'આ તમારા ચોકામાં અજ્ઞાન, વિકાર, ક્રોધ અને દ્વેષ વગેરે અપવિત્રતાઓ બેઠી છે. તો પછી આ ચોકાના

ફૂંડાળાથી શું વળશે? આવો અપવિત્ર ખોરાક તમે કઇ રીતે શાલગ્રામને ધરાવી શકો?' પછી નાનકદેવે નૈવેદ્યની સાચી ભાવના સમજાવતાં કહ્યું: 'તમારી જાતને શુદ્ધ કરો, આપવડાઇને મારી નાંખો, અભિમાનને મસળી નાંખો અને નિઃસ્વાર્થ ભક્તિપૂર્વક અર્પણ કરવામાં આવેલો ગમે તેવો ખોરાક પણ પરમેશ્વર સ્વીકારશે. તમે છાયાને જ સત્યરૂપ માનશો મા.' આ પછી થોડીક વાતચીત થઈ, અને સાધુ બોલ્યોઃ 'જુઓ, તમે સંન્યાસી થાઓ, હું તમને કાનમાં દિવ્ય કુંડળ પહેરાવું.' એટલે નાનકદેવે કહ્યું: 'ભાઈ! સંન્યાસી થવાને ભગવાં પહેરવાની જરૂર નથી. સાચો સંન્યાસી તો ઇન્દ્રિયોને નિયમમાં રાખે છે અને પોતાનાં સર્વ કાર્યો પ્રભુપ્રીત્યર્થે કરે છે. એ જ મુક્તિ પામી શકે છે.' આ સાંભળી ગુરુ થવા ઇચ્છતો એ સાધુ નાનકદેવનો શિષ્ય થઇ ચરણે પડ્યો!

આ પછી નાનકદેવ સિંહલદ્વીપ (લંકા)માં ગયા. ત્યાં રાજા શિવનાભે પ્રસન્નતાપૂર્વક નાનકદેવની સેવા કરી. નાનકદેવે રાણીને વશીકરણમંત્ર આપ્યો કે વિનયપૂર્વક મધુરું ભાષણ કરવું, ક્ષમાનો ગુણ ધારણ કરવો અને પતિનાં વચન સહન કરવાં. લંકામાંથી પાછા ફરતાં નાનકદેવે મલબાર થઇ શૃંગેરીમઠના શંકરાચાર્યની મુલાકાત લીધી, અને તેમની સાથે જ્ઞાનચર્ચા કરી. પછી કોચીન, કાલીકટ, ગોવા વગેરે સ્થળોમાં થઈ નાનકદેવ નાશકમાં આવ્યા અને ત્યાંથી તાપી અને નર્મદા ઊતરી તેમણે ભરૂચ, વડોદરા, અમદાવાદ વગેરે શહેરોમાં મુકામ કર્યો. આ પછી તેમણે કાઠિયાવાડની મુલાકાત લીધી. ભાવનગર, પાલીતાણા અને જૂનાગઢ વગેરે કરી નાનકદેવ વેરાવળ અને પ્રભાસપાટણ ગયા. પછી પોરબંદર થઇને તે દ્વારકા પહોંચ્યા. હવે કચ્છનાં અંજાર વગેરે સ્થળો કરી, નાનકદેવ સિંધ

પ્રાંતમાં થઈ મુલતાન ગયા. તે વખતે મુલતાનમાં અનેક ફકીરો રહેતા હતા. તેમણે દૂધનો કટોરો મોકલી નાનકદેવને સૂચન કર્યું કે આ શહેર તો સાધુફકીરોથી છલાછલ ભર્યું છે; તમે આવશે તો તે વધારાપડતું થઇ જશે. એટલે નાનકદેવે તે દૂધમાં પતાસાં નાખ્યાં અને ઉપર ચમેલીનું ફૂલ મૂક્યું. આ મીઠાશ અને ખુશબો જોઇને સાધુઓ મર્મ સમજી ગયા. તેઓ જાતે જ નાનકદેવનાં દર્શને આવ્યા.

હવે નાનકદેવ આગળ ચાલ્યા અને તલંબા ગામમાં આવ્યા. ત્યાંથી પોતે ફરીવાર તલવંડી ગયા અને માતપિતાનાં દર્શન કરી સંવત ૧૫૬૨માં સુલતાનપુરમાં પોતાની બહેન પાસે આવી પહોંચ્યા. થોડાક દિવસ ત્યાં રહી નાનકદેવ લાહોર ગયા. પછી, ત્યાંથી ૨૦ કોશ ઉપર આવેલી અને રાવી નદીને કિનારે રહેલી એક રમણીય જગાએ નાનકદેવ આવ્યા. ત્યાં જાટ લોકોની વિનંતિ ઉપરથી સંવત ૧૫૬૯માં કરતારપુર નામે ગામ વસાવવામાં આવ્યું, અને કરોડીમલ્લ ક્ષત્રિયે એ ગામનું સ્વાધીનતાપત્ર લખી આપ્યું. હવે ગામ આબાદ થયું અને ભક્તોની વિનંતિથી નાનકદેવે પોતાનાં પત્નીપુત્રોને પખોગામથી બોલાવીને ત્યાં રાખ્યાં. આ કરોડીમલ્લે કંઇ એમને એમ જ જમીન આપી દીધી હતી, એમ નહોતું. એને તો નાનકદેવની ભારે ચીડ હતી. તેમને હેરાન કરવાને તેણે અનેક પ્રયત્નો કર્યા હતા. પણ તે સૌમાં એ હારી ગયો હતો. પછી નાનકદેવના પ્રભાવથી એ પીગળી ગયો. એણે કહ્યું: 'ઓ ગુરુ! આ મારી સર્વ જમીન આપને અર્પું છું—આપ તે સ્વીકારો.' નાનકદેવ કહે: 'ના, એ જમીન તો કરતારની છે. આ ગામનું નામ કરતારપુર થાઓ.' એ કરતારપુરમાં નાનકદેવની બીજી પરકમ્મા પૂરી થઇ.

૭

નાનકદેવની ત્રીજી પરકમ્મા સંવત ૧૫૭૦માં શરૂ થઈ. નૂરપુર અને કાંગડા થઇને તે જ્વાલાદેવી પર્વત આગળ આવ્યા. ત્યાં જ્વાલાદેવીના શિખરમાંથી અગ્નિ અને ધુમાડો નીકળતાં હતાં. ત્યારે મરદાનાના પૂછવાથી નાનકદેવે કહ્યું: 'લોકો માને છે કે દેવાસુરસંગ્રામ વખતે ભગવાને અસુરોનો સંહાર કરવા માટે આ અગ્નિ પ્રકટાવ્યો છે. પણ સાચી વાત તો આ છે- ભૂગર્ભમાં અપાર અગ્નિ રહ્યો છે, અને તે જમીન ફોડીને બહાર નીકળી આવે છે.' પછી રાવલસરમાં બીજું એક અદ્ભુત દશ્ય જોવામાં આવ્યું. ત્યાંના સરોવરમાં પાંચ–છ નાના ડુંગરા તરતા હતા અને તેના પર ઝાડો ને વેલીઓ છવાઈ રહ્યાં હતાં. ત્યાં ચોખા રંધાઇ જાય એવા ગરમ પાણીના કુંડ હતા. આ જોઇને નાનકદેવે કહ્યું: 'આ પણ ભૂમિશક્તિનો જ પ્રતાપ છે.' આમ, પૌરાણિક માન્યતાઓને ઉકેલીને નાનકદેવે સત્યનું સ્થાપન કર્યું. પછી, વિલાસપુર અને કહલૂર થઇ તે કીર્તિપુરમાં ફકીર બુઢ્ઢનશાહને દર્શને ગયા. ત્યાંથી તેઓ નજીકના એક પર્વતશિખર ઉપર ગયા અને પોતાના ભક્ત માહીના નામથી 'માહીસુર' નામનો મીઠા પાણીનો ઝરો કાઢયો. હવે, ગઢવાલ અને ઉત્તર કાશીમાં થઈ નાનકદેવ બદરીનારાયણ ગયા. પાછા ભીમકોટ પર્વતને જોતા જોતા તે રાણીખેત અને અલમોડા થઈને નૈનિતાલમાં આવ્યા. અહીં પાસેના જંગલમાં નાનકદેવે કાનફટા યોગીઓ સાથે સાચી ઉપાસનાસિદ્ધિ વિશે ચર્ચા કરી.

અહીંથી ગોરખપુર થઈ, માનસસરોવરનું દર્શન કરી, નાનકદેવે ધૌલાગઢને રસ્તે સંવત ૧૫૭૧ માં નેપાળમાં પ્રવેશ કર્યો અને ખટમંડુમાં પશુપતિ મહાદેવનાં દર્શન કર્યાં. પછી સિક્કીમમાં જઈ, કંચનગંગા તથા દાર્જિલિંગ થઈ, નાનકદેવે

ભૂતાનની રાજધાનીની મુલાકાત લીધી. ત્યાંથી પાછા ફરી નાનકદેવ મિથિલાનગરી અને સીતાપુર વગેરે અનેક શહેરોમાં સદુપદેશ કરી સુલતાનપુર આવ્યા. પછી, તેમણે સંવત ૧૫૭૩ના માગશર માસમાં કરતારપુરમાં નિવાસ કર્યો.

હવે કરતારપુર નાનકદેવની ધર્મપીઠ થઈ ગયું. જુદા જુદા ભાગોમાંથી અનેક શિષ્યધારાઓ ગુરુચરણમાં ભેટ આપવા આવી રહી. હિન્દુ ને મુસલમાન, રાય ને રંક, પંડિત ને મૂર્ખ, સદાચારી ને દુરાચારી, સ્ત્રી ને પુરુષ સૌ નાનકદેવને ચરણે બેસી જીવનની મંગલતા પામવા લાગ્યાં. પુષ્કળ ભેટો આવતી હતી, છતાં નાનકદેવ તે બધીને ગરીબોમાં વહેંચી દેતા. હવે ઘામના દિવસ પૂરા થયા હતા, અને નાનકદેવની અમૃતવર્ષા ભારતવર્ષનાં પુણ્યને વાવતી હતી. ધર્મમાં બુદ્ધિપૂર્વકની વિચારણા આવી, સાંપ્રદાયિકતા ટળી ગઈ, હિન્દુ ને મુસલમાનના ભેદ ભુલાવા લાગ્યા અને એક સતનામમાં સર્વ અજ્ઞાન ને અસત્ય ઓગળવા મંડ્યાં. આ કરતારપુરમાં નિવાસ થયો, ત્યાં નાનકદેવની ત્રીજી પરકમ્મા પૂરી થઈ.

૮

એક દિવસ મરદાનો સિતાર વગાડતો એકાએક અટકી ગયોઃ નાનકદેવને કહેઃ 'મારે કાબાનાં દર્શન કરવાં છે.' અને એ તથા નાનકદેવ લાલુને લઈને હજ કરવા ઊપડ્યા. એમનાબાદ, વજીરાબાદ, ડેરા ઇસ્માલખાન, શિકારપુર અને હૈદ્રાબાદ થઈ નાનકદેવ કરાંચી બંદરે આવ્યા. આમ, આખા સિન્ધ પ્રાંતમાં શિષ્યધર્મ પ્રસરાવી નાનકદેવ બલુચિસ્તાનને માર્ગે ખિલાત વગેરે શહેરોની મુલાકાત લઈ સંવત ૧૫૭૫માં મક્કા શરીફમાં પહોંચ્યા. તે વખતે નાનકદેવે ફકીરનો લીલો ઝભ્ભો પહેર્યો હતો, હાથમાં કમંડળ જેવું એક પાત્ર રાખ્યું હતું અને

સાથે નમાજ પઢવાની સાદડી લીધી હતી.

નાનકદેવ થાક્યાપાક્યા મસ્જિદમાં સૂતા હતા. ત્યાં ઊંઘ-માં એમના પગ કાબા તરફ થઈ ગયા. સવારમાં મુજાવરે આ જોયું ને એનો પિત્તો ઊછળી આવ્યો. તે બકવા લાગ્યો: 'અલ્યા કાફર! તું ખુદાના ઘર તરફ પગ રાખીને કેમ સૂતો છે?' નાનકદેવે પહેલાં તો ભૂલ થઈ ગઈ એમ જણાવ્યું. પણ પછી, વધારે ટપાટપી થઈ, એટલે તે બોલ્યા: 'ભાઈ! તું બતાવ, ખુદાનું ઘર કઈ બાજુ નથી? એટલે હું મારા પગ તે તરફ રાખું!' આ સાદું છતાં એટલું જ ગહન સત્ય ત્યાં હાજર રહેલા માણસોને સમજાયું અને નાનકદેવ કોઈ ઓલિયા છે એવી તેમને ખાતરી થઈ ગઈ.

ત્યાં રુકિમદ્દીન મુફ્તી આવ્યા. તેમણે નાનકદેવને પૂછ્યું: 'તમારા વેશ વગેરે પરથી લાગે છે કે તમે ફકીર આદમી છો. તમે કયા ધર્મના છો?' 'ભાઈ! હું તો દૃશ્યાદૃશ્ય સર્વના સ્વામી એવા ખુદાના ધર્મનો છું,' નાનકદેવે ઉત્તર આપ્યો. વળી તેમણે ઉમેર્યું: 'એ ખુદા એક છે, જન્મ અને મૃત્યુથી પર છે, અખંડ છે, અદ્વિતીય છે અને સર્વવ્યાપી છે.' 'તો તો, તમે એક અલ્લામાં જ માનો છો—તમે મુસ્લિમ છો?' 'ના, એવા કોઈ નામ મને ખપતાં નથી. હું તો ખુદાનો નાચીજ બંદો છું; સેવકને તે વળી પોતાની ઇચ્છા શી હોતી હશે? હું તો એ હુકમીના હુકમને જ અનુસરું છું.' 'પણ,' મુફ્તીએ કહ્યું: 'આ તો તમે કલમામાં કહ્યા જેવું કહો છો. તમે મુસ્લિમ કેમ થતા નથી?' એટલે નાનકદેવે જવાબ આપ્યો: 'વેદો પણ એક જ ઈશ્વરની વાત કરે છે—એક જ પરમાત્મા કહે છે. તો, હું મારી જાતને હિંદુ કેમ ન કહેવડાવું? ભાઈ! સત્ય તો સનાતન છે. આ તો આપણે રંગેલા કાચે વસ્તુને રંગાયેલી

જોઇએ છીએ. ખુદાનો આદમી તો ક્ષણેક્ષણ ખુદાની હાજરી અનુભવે છે. તેને મતમતાંતરો તો સત્યને જકડનારાં લાગે છે. આ તમે તમારો જ દાખલો લો. આ મસ્જિદને તમે ખુદાનું ધામ કહો છો. પણ તમે સાચા ધ્યાનવાળા હો, તો તમને સ્થળસ્થળમાં—કણકણમાં ખુદાનાં ધામ અનુભવવાનાં મળે. તમે કહો છો કે અલ્લાહ એક છે. તો પછી, ભાઈ! બીજા ધર્મ-વાળાઓને તમે તમારા ભાઈ કેમ ગણતા નથી?' આ સંવાદથી રુકિમદીન અત્યંત પ્રસન્ન થયા. તેમણે નાનકદેવને કુરબાનીમાં શામેલ થવાનું ઇજન આપ્યું, એટલે કરુણા ને સત્યના આદર્શરૂપ નાનકદેવે કહ્યું: 'ભાઈ! લોહીનું એક ટીપું સરખું પણ તમારા બદનને લાગે છે, તો તમે નાપાક થઈ જાઓ છો. તો, આખી છૂરી હુલાવીને તમે ખુદાને કેમ પ્રસન્ન કરી શકો? પ્રેમનો કાયદો ફરમાવે છે કે આપણે મનવચનકર્મથી નિર્દોષ રહેવું જોઇએ. એ જ સાચો કાયદો છે. બકરું મારવું એ કુર-બાની નથી. કુરબાની તો પારકાના ભલા માટે જાત ઓગાળી નાંખવી એમાં છે. જે નિષ્કામભાવે સમર્પણ કરે છે, તે ખુદાઈ છે.'

આ ધર્મરહસ્ય સાંભળીને સૌને પ્રસન્નતા મળી. હવે મસ્જિદ-ના વડા મુજાવરે નાનકદેવને અંતરથી આવકાર આપ્યો. તેણે નાનકદેવને પૂછ્યું: 'શું કુરાન પઢનારો મુસલમાન અને વેદ ભણનારો હિંદુ ખુદાને ન પામે? તો પછી કોણ તેને પામશે?' એટલે નાનકદેવ બોલ્યા: 'વેદકુરાન પઢવાથી આત્માને પરમ શાન્તિ મળતી નથી. તે તો પરમેશ્વરના અનુભવથી જ થાય છે. એ અનુભવ ભક્તિથી થાય છે. તમે આત્મસંયમ કરો, અને ખુદા તમારા અંતરમાં જ મળશે. જ્યાં સુધી આત્માને લાગેલો અહંતાનો ડાઘ ભૂંસાતો નથી, ત્યાં સુધી આત્મા પરમપદમાં સ્થાન પામતો નથી. બાકી, આ જે જુદાજુદા ધર્મો, સંપ્રદાયો,

ફાંટાઓ, ક્રિયાકાંડો અને ગુરુઓ છે તે તો માયાનાં બળતાં રૂપો છે. ખરેખર! જેના ઉપર રહીમની રહેમત થાય છે, તે જ અનુભવી શકે છે કે અલ્લા અણુઅણુમાં રહ્યો છે અને આ ખલકથી જુદો નથી.' છેવટે નાનકદેવે કહ્યું: 'પવિત્રતા, દિલની સચ્ચાઈ, અહંતાનો ત્યાગ, સર્વ તરફ સમાન દૃષ્ટિ અને અલ્લાનું દમબદમ સ્મરણ એ જ ખુદાને તખ્તે પહોંચવાનો માર્ગ છે.'

હવે નાનકદેવ મદીના થઈને બગદાદમાં ગયા. બગદાદ તે વખતે ખલીફાની રાજધાની હતું. તે વખતનો ખલીફ ખૂબ અત્યાચારી હતો, અને જોરજુલમથી પુષ્કળ ધનદોલત ભેગી કરતો હતો. એ નાનકદેવને સામે મળવા આવ્યો. એટલે નાનકદેવે પોતાની પાસે સો કાંકરા ભેગા કરી રાખ્યા. ખલીફ કહે: 'હઝરત! આ કાંકરા શીદને ભેળા કર્યા છે?' 'આપને અનામત આપવા,' નાનકદેવે કહ્યું. 'ઓહો!' ખલીફ હસીને બોલ્યો: 'આપ એ અનામત પાછી ક્યારે લઈ જશો?' એટલે નાનકદેવે કહ્યું: 'નામદાર! આમ તો જલદી જલદી લઇ જવાની ઇચ્છા નથી. પણ ક્યામતને દિવસે તો હું ત્યાં જ હોઇશ. આપ તે વખતે આ કાંકરા લેતા આવજો.' 'બાબા!' ખલીફે કહ્યું: 'આ તે આપ શું બોલ્યા? ક્યામતને દિવસે તે આને સાથે લઈ જવાય છે?' 'તો, ખલીફસાહેબ!' નાનકદેવ બોલ્યા: 'એ તો હુંય જાણું છું કે કયામતને દિવસે કોઈ કંઈ લઈ ગયું નથી. પણ આપ આટલી બધી મહેનતથી આ બધી દોલત ભેગી કરી રહ્યા છો, તે કાંઇ આપ થોડા જ અહીં છોડી જશો? એટલે મને થયું, કે એ ધનદોલત ભેગા આટલા કાંકરાનો આપને ભાર લાગશે નહિ, અને આપ સાથે લઇ આવશો.' આ સાંભળી ખલીફ એકદમ ચેતી ગયો. પોતાની તમામ દોલત ગરીબોમાં વહેંચી દઇ તે ખુદાની રાહે ચાલવા મંડ્યો.

બગદાદનો મુફ્તી નાનકદેવને મળવા આવ્યો, અને બોલ્યો: ' મારે તમારી સાથે ચર્ચા કરવી છે.' એટલે નાનકદેવે કહ્યું: ' ભાઈ! ચર્ચા તો વાપાણી છે. સાચી વાત તો તમારા હૃદયમાં ભક્તિનો તણખો હોવો જોઈએ એ છે. જુઓ, તમે કહો છો કે એક અલ્લાહ જ છે, બીજું કશું જ નથી. છતાં, તમે બીજા ધર્મવાળાઓને કાફર કહો છો! તમે કલમા પઢો છો, છતાં તમારામાં ક્ષમા નથી, તેમ તમે કદી દાન આપતા નથી. આ તો તમારી જીભ અલ્લાહ અલ્લાહ બોલે છે અને તમારું હૃદય બીજી જ વસ્તુઓ માટે તલસે છે.' ત્યાં નાનકદેવે સૂફીઓ સાથે જ્ઞાનચર્ચા કરતાં કહ્યું: ' સવારનો અરુણપ્રકાશ રાત્રિના ઘોર અંધકારમાં જ લપાઇ રહ્યો છે. પ્રકાશમાં અંધકાર છે ને અંધકારમાં પ્રકાશ છે. અહંતા અંધકારરૂપે જામે છે અને ભક્તિનો અગ્નિ આત્માને પ્રકાશમાં પ્રકટાવે છે.'

પછી નાનકદેવ ઈરાન અને અફઘાનિસ્તાનમાં તહેરાન અને કાબુલ વગેરે સ્થળોએ ગયા અને જલાલાબાદ તથા પેશાવર થઇને કાશ્મીરમાં આવી પહોંચ્યા. પણ આ યાત્રામાં નાનકદેવનો નિત્યનો સાથી મરદાના અવસાન પામ્યો. બોખારા પ્રાંતના એક શહેરમાં આ પ્રસંગ બન્યો. આમ તો મરદાનાને સાધારણ માંદગી આવી હતી, પણ પાછળથી એ માંદગી જીવલેણ થતી ગઈ. એટલે નાનકદેવે કહ્યું: ' મરદાના! કદાચ તારું મૃત્યુ થાય, તો તારા શરીરની શી વ્યવસ્થા કરવી? તારા શરીરનો અગ્નિસંસ્કાર કરવો કે પછી તારા શબ ઉપર કબર ચણવી?' અનન્ય શ્રદ્ધાથી ભરેલા મરદાનાએ ઉત્તર આપ્યો: 'બાબા! આપના ઉપદેશથી મારું દેહાભિમાન ઓગળી ગયું છે. આત્મા તો અજર ને અમર છે. એ આત્મા નીકળી જાય, પછી ખાલી શરીરની કિમ્મત શી? આપને યોગ્ય લાગે

તેમ કરજો.' ત્યારે નાનકદેવ બોલ્યાઃ 'તેં ખુદાને ઓળખ્યા છે. તું સંસ્કારે બ્રાહ્મણ છે. અમે તારું શરીર રાવી નદીમાં પધરાવશું. હવે તો પ્રભુનું ધ્યાન કર—તેમાં જ ડૂબી જા.'

અને મરદાના નામસ્મરણ કરવા લાગ્યો. બીજે દિવસે પરોઢિયે નાનકદેવના ખોળામાં માથું રાખી એ ચિરનિદ્રામાં સૂતો. એના પછી એનો પુત્ર શાહજાદો નાનકદેવની સેવામાં રહ્યો—સારંગી બજતી જ રહી, માત્ર બજાવનારી આંગળીઓ બદલાઈ હતી.

તે જ વખતે હિન્દના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉમેરાતું હતું. સમરકન્દથી બાદશાહ બાબરે હિન્દ ઉપર ચડાઈ કરી હતી. કાશ્મીર જીતીને તે આગળ વધી રહ્યો હતો. સંવત ૧૫૭૮ નો એ સમય હતો. નાનકદેવ અત્યારે અમીનાબાદમાં હતા. બાદશાહને હેરાન કરવાના આરોપસર કેટલાક નગરજનો ભેગા નાનકદેવને પણ ગિરફતાર કરવામાં આવ્યા. પણ બાબરે જ્યાં નાનકદેવને જોયા ત્યાં એની સત્તાએ નાનકદેવની સાધુતા આગળ સર ઝુકાવ્યું. નાનકદેવે આશિષ આપીઃ 'ખુદાની એવી જ ઇચ્છા છે કે, તું દિલ્હીના સિંહાસન ઉપર બેસ અને પ્રજામાં શાંતિ ફેલાવ.'

બાદશાહે નાનકદેવને કીમતી રત્નોની ભેટ ધરી, પણ બાદશાહના બાદશાહ નાનકદેવે કહ્યું : 'અમારે ફકીરને આ કાંકરાપથરાનું કામ શું?'

હવે નાનકદેવ સંવત ૧૫૭૯માં કરતારપુર આવી રહ્યા. આટલે નાનકદેવની ચોથી પરકમ્મા પૂરી થઈ.

## ૯

આમ, સંવત ૧૫૭૯માં એટલે ઇ. સ. ૧૫૨૫માં નાનકદેવ રાવી નદીના રમ્ય તટે કરતારપુરમાં સ્થાયી નિવાસ કરીને

રહ્યા. આ ત્રીસ વર્ષના ગાળામાં એમણે જાતજાતનો અનુભવ લીધો અને અનેક જાતપાંતના લોકોને સતનામ સમજાવ્યું. અનેક શિષ્યો એમને ચરણે આવીને બેઠા. હવે નાનકદેવે સંન્યાસીનો વેશ કાઢી નાંખ્યો અને શાંત તથા સ્વસ્થ ગૃહસ્થ-જીવન શરૂ કર્યું. એમનાં માતપિતા, પત્ની અને પુત્રો સૌ એમની સાથે જ રહેતાં. પોતે જાતે જ નાનું સરખું ખેતર ખેડતા અને પરસેવાની પ્રસાદીમાંથી અનેકને ધન્ય કરતા. આ ગૃહસ્થજીવનમાં સરળતા, સંયમ અને અનન્ય ઈશ્વરભક્તિ હતાં. તે પળેપળ 'હુકમી'ના 'હુકમ'ની રાહમાં રહેતા. આ જ એમનો માનસ-સંન્યાસ હતો. એ માનસસંન્યાસ વિશે એમણે જ કહ્યું છે કે, એવા સંન્યાસીને સંતોષ એ કાનનાં કુંડળરૂપ હોય. મહેનત એ એની ઝોળી હોય. ધ્યાન એની વિભૂતિ હોય. કાળ સર્વની કેડે લાગ્યો છે, એ જ્ઞાન એની ગોદડી હોય. કન્યાની કાયા જેવી શુદ્ધ ને પવિત્ર એની રહેણી હોય. બુદ્ધિનો નિશ્ચય એ એનો દંડ હોય. સકલ વિશ્વ સાથે બંધુતા એ એનો પંથ હોય. મનના નિગ્રહથી એણે સર્વ જગતને જીત્યું હોય. એ માનસસંન્યાસમાં ભોગને સ્થાને જ્ઞાન હોય, અને દયા એ સંન્યાસીનો ભંડાર સાચવનારી હોય.

નાનકદેવ કહે છેઃ 'સત્ય પ્રભુ છે. એનું જ કાર્ય સત્ય છે. જુગના જુગ જે એક વેશધારી સ્થિર રહ્યો છે, જે સર્વનો આદિ છે, જે શુદ્ધ છે અને જેનો કદી નાશ જ નથી, તે આદિ ઈશને મારાં નમન છે.'

વળી, તે કહે છેઃ 'આ ધરાને ધર્મ જ ધારી રહ્યો છે. એ ધર્મનું મૂળ દયા છે. એ દયાથી જ ઈશે આ સૃષ્ટિતંત્રને સુસ્થિત, સંતુષ્ટ અને સુસ્થિર સ્થાપ્યું છે. એ ઈશની આજ્ઞામાં રહેવું, એનો હુકમ સમજવો. એ હુકમ આત્મામાં અંકાયેલો છે, અને

નાથે તે લખ્યો છે. એ હુકમમાં જ બધા બંધાયેલા છે. એ હુકમની બહાર કશું જ નથી. જેઓ આ તત્ત્વને સમજે છે, તેઓ ક્યારે ય પોતે કંઈક છે એમ પોતાને વિશે કહેતા નથી. તેઓ તો એ હુકમમાં મગ્ન થઈને શૂન્યતાને પામે છે.' ત્યારે બંધમોક્ષનું શું ? એવો પ્રશ્ન થશે. નાનકદેવ કહે છે: 'દુઃખ એ તો ઈશનાં દાન છે. કર્મથી દેહની પ્રાપ્તિ છે, અને ઈશની કૃપાથી મોક્ષનો લાભ છે. આ સત્ય સમજો અને પ્રભુને સર્વસ્વ માનો.' સ્વર્ગ ને નરક વિશે પૂછો છો ? તો, નાનકદેવ કહે છે: 'ધરમરાજાની સામે જીવનાં શુભાશુભ કર્મો વંચાશે અને તે પ્રમાણે તમે ઈશ્વરની પાસે કે ઈશ્વરથી દૂર સ્થાન પામશો.' આમ, માણસ જે કર્મબીજો વાવે છે, તે પોતે જ લણે છે. હુકમની રાહે તે જન્મે છે અને મરે છે. પછી નાનકદેવ કહે છે: 'જેમ નદીનાળાં સાગરમાં જલભારને ધરે છે, છતાં સાગર કેવડો છે તે જાણતાં નથી તેમ જનને વિભુ છે.' આથી, મોટા દેશના અને ધનમાલના પાદશાહો પણ ઈશને કદી ય ન વિસારતી કીડીને તોલે આવી શકે એમ નથી. કારણ કે, 'હે ઈશ ! તું જેમને ભક્તિનું દાન બક્ષે છે, તેઓ ખરેખર શાહના પણ શાહ છે—સર્વ બાદશાહો તેમની આગળ તણખલા તોલ છે.' ભગવાનની એ કૃપામયતાને વર્ણવવાને વાણી થાકી જાય છે, અને આટલું જ બોલે છે: 'કેટલાં દાન તું આપે છે !' આથી નાનકદેવ એ દાતારને કહે છે: 'એક વાર પણ હું તારામાં લીન થઇ જાઉં તો ! હે નાથ ! તને જે ભાવે છે, તે જ ભલું છે. તું જ એક નિરાકાર, સત્ય, અને સનાતન છે.'

આટલા ઉપરથી નાનકદેવના જીવનદર્શનનો થોડોક તો ખ્યાલ આવી ગયો હશે. કરતારપુરમાં સ્થિર નિવાસ કર્યો, ત્યારે તેમની જે દિનચર્યા હતી તે જ આજે ધાર્મિક શીખો

સાચવી શ્રદ્ધા છે. રોજ બ્રાહ્મમુહૂર્તે ઊઠીને નાનકદેવ 'જપજી' અને 'આસાદીવાર'નો પાઠ કરતા. પછી તે પોતાનાં ભજનો ગાતા અને શીખોને સમજાવતા. એ પછી 'આરતી'નો પાઠ થતો ને તે બાદ નાસ્તો થતો. સાંજનાં પાછાં ભજન ચાલતાં ને 'સોદર'નો સંધ્યાપાઠ થતો. પછી બધા શીખો સાથે જમતા અને ભજન ચાલતાં. છેવટે, 'સોહિલા'નો પાઠ થતો, અને દિનચર્યાની સમાપ્તિ થતી. આ રીતે 'શીખસંગત'નો આરંભ થયો હતો.

નાનકદેવ પોતાની 'સંગત'ને કોઈ સંપ્રદાયનું સ્વરૂપ આપવા ઇચ્છતા નહોતા. એમને કોઈ વેશ કે રૂઢિનો આગ્રહ નહોતો. ઊલટા, તે તો પોતાના સમાગમમાં આવતા હિન્દુઓ અને મુસલમાનોની, સાધુઓ અને ફકીરોની તેમજ સિદ્ધો અને જોગીઓની રૂઢિઓ તથા તેમના રીતરિવાજો ઉપર સૂક્ષ્મ વિચારપ્રહાર કરતા અને સૂક્ષ્મ રહસ્યદૃષ્ટિ આપી સત્યનિષ્ઠાને આગળ કરતા. આ બધું તે મધુર રીતે, ધીરજથી અને સમભાવથી કરતા. એમના જીવનદર્શનમાં સત્યધર્મ હતો.

આથી, કોઈ મુસલમાન એમને પૂછતો, તો તેને એ અલ્લાહ અને ઇસ્લામને નામે બોધ આપતા. એ જ રીતે કોઈ હિન્દુ એમને પૂછતો, તો તેને એ દેવદેવીઓ અને બીજી ધર્મ-ક્રિયાઓને અનુલક્ષીને ઉપદેશતા. એક વાર મિયાં મીઠા નામના ફકીરે નાનકદેવને કહ્યું: 'ખુદા પહેલો ને પછી તેનો પેગમ્બર. તું જો આમ કલમો પઢે તો ખુદાને ત્યાં તારો સ્વીકાર થાય.' ત્યારે નાનકદેવે ઉત્તર આપ્યો: 'ખુદા પહેલો, અને તેના દરબાર આગળ કેટલા બધા પેગમ્બરો છે! હે શેખ! સદાચારી બનો તો ત્યાં સ્વીકાર થશે.' એમ જ એક વાર બાબરે એમને કહ્યું: 'તમે મુસ્લિમ થાઓ.' એટલે નાનકદેવે પોતાનો નિશ્ચય

જણાવતાં કહ્યું: 'મહમ્મદ હજારો છે, પણ ખુદા એક છે. અનેક ને અસંખ્ય મહમ્મદો ખુદા સામે ખડા થાય છે. પેગમ્બરો તો આવે છે ને જાય છે. એક ઇશ્વર જ પવિત્ર છે ને બીજું કાંઈ નથી.'

નાનકદેવ તલવંડીને રસ્તે જઈ રહ્યા હતા. ત્યાં એક ગામને પાદરે મંદિર હતું, અને લોકો તેમાં ઘંટનાદ કરતા હતા તથા ફૂલો ચડાવતા હતા. નાનકદેવે એક જણને કહ્યું: 'ભાઈ! તારા હૈયામાં હરિ રહ્યો છે, તેનું તને ભાન નથી? તું રામનામ લે અને તેની અંતરમાં પૂજા કર. એ સર્વવ્યાપી છે; એક ને અદ્વિતીય છેઃ તો પછી આ બહારનાં મંદિરોમાં બીજા દેવોની શી પૂજા કરવી?' પેલાએ કહ્યું: 'આજે સુદ બારસ છે. ગઈ કાલની એકાદશીએ ઉપવાસ કર્યા પછી હું આ પૂજન કરું, તો મને મોટું પુણ્ય મળે.' એટલે, નાનકદેવે સત્યવિચાર આપ્યોઃ 'ભાઈ! આ તું મંદિરે આવ્યો, મૂર્તિ ઉપર થોડાં ફૂલ વેરી ગયો, એટલે તારો ધર્મ પૂરો થયો, એમ? બારશે તારે ધન્યતા મેળવવી હોય, તો તારામાં સાચી દયા આવવી જોઇએ અને તારે દાન આપવાં જોઇએ. તારે તારા બહાર છટકતા મનને અંદર વાળવું જોઈએ. આપણે આપણાં કર્મનાં ફલની આસક્તિ જ કાઢી નાંખીએ, તો તે જ સાચો ઉપવાસ છે. અન્ન ન લઇએ, એ તો માત્ર કષ્ટસહન છે. આપણે રામનામ એવું લેવું જોઇએ, કે આપણા અંતરાત્મામાં પણ એનો રણકાર ચાલી રહે. સાચી પૂજા તો અસત્યમાંથી સત્યને સમજી લેવામાં છે. જો ભાઈ! હૈયેહૈયે હરિનો વાસ છે. એ અંતર જ સાચું મંદિર છે. પ્રભુના પ્રેમથી એ હૈયાને ભરી દો. એવું ધ્યાન લગાવો કે પરમાત્મા સાથેનો જીવાત્માનો વિયોગપટ ચિરાઈ જાય. એમ થશે, તો મૃત્યુ મરી જશે.'

પાકપટ્ટણના શેખ બહેરામને નાનકદેવે કહ્યું: 'અજ્ઞાનીઓ જ સત્યના પ્રકાશ ઉપર પોતાનું અંધારું પાથરે છે. જેઓ ભેદ જુએ છે, તેઓ ખુદાને જાણતા નથી. જેઓ ખુદાને જાણે છે, તેઓ એકતાને ઉદ્‌બોધે છે. એ ઈશ્વરને પામવા માટે વસ્ત્રો કાઢી નાખવાની જરૂર નથી તેમ કામળો ઓઢી લેવાની આવશ્યકતા નથી. તમારું હૈયું પવિત્ર હશે, અને તમારી ભક્તિ અનન્ય હશે, તો ખુદા પોતે જ તમારા અંતર્ધામમાં પ્રકટ થશે. શેખસાહેબ! પરમાત્માને વેશની, ભૂષાની કે ચહેરાની પડી નથી. એને તો પવિત્ર હૃદય જોઈએ છે અને ભક્તિની નિષ્કલંક જ્યોત જોઈએ છે. સ્મરણમાં રાખજો કે જ્યાં સુધી હૃદયમાંથી અહંકાર ગયો નથી, ત્યાં સુધી સાચા ઇશ્કનો તણખો જાગનાર નથી. ખુદાની ભક્તિથી હૈયાનું જામ પૂરેપૂરું ભરાઈ જવું જોઈએ. સાચા ને સદ્‌ગુણી ભક્તે તો ભગવાનના મૌનમાં સમાઈ જવું જોઈએ.'

મુલતાનમાં પીર બહાઉદ્દીને નાનકદેવને પૂછ્યું: 'આ સૃષ્ટિ કેવી રીતે થઈ?' એટલે એ લોકગુરુએ લાક્ષણિક રીતે કહ્યું: 'પીરસાહેબ! એ જાણવું જરૂરી છે? પરમાત્માથી આ જે વિજોગ થયો છે, તે જ કાપી નાખો.'

મિયાં મીઠાએ નાનકદેવને પૂછ્યું: 'ઠીક, ખુદાના દીવાનમાં જવાની લાયકાત ક્યારે આવે?' એટલે નાનકદેવે ઉત્તર આપ્યો: 'માયાના ઝગઝગાટને કોઈ શસ્ત્ર છેદી શકે એમ નથી. એમાંથી ઊગરવાનો એક માત્ર રસ્તો ખુદાને કદમે ઝૂકી રહેવામાં છે. ભગવાનની ભીતિની દિવેટ બનાવો, સત્ય અને મિથ્યાના વિવેકથી તેને ચેતાવો, એટલે તેલ વિના દીવો બળશે, અને એની રોશનીમાં રહીમનાં દર્શન સાંપડશે.'

એ પ્રેમ વિશે નાનકદેવે 'સદા સુહાગણ' શેખને કહ્યું:

'ભાઈ! શબ્દોમાં એ પ્રેમની વ્યાખ્યા આપી શકાય નહિ. એ તો અનુભૂતિનો વિષય છે. એમાં સર્વસમર્પણ છે. આપણે જ્યારે ખુદાને ચાહીએ છીએ, ત્યારે તે આપણને આપણા અંતરાત્માના મંદિરમાં તેમજ સકલ સૃષ્ટિમાં દર્શન આપે છે. એને ચાહવો એટલે જીવમાત્રને ચાહવા.'

દયાળપુર પાસેના એક ગામડાના એક મુસ્લિમ ખેડૂતને નાનકદેવે આપેલો આ ઉપદેશ ખાસ ઘૂંટી રાખવા જેવો છે: 'ભાઈ! સત્કર્મથી તું તારું હળ ખેડજે. તેના પવિત્ર નામનું બી વાવજે. સત્યનાં તેને પાણી પાજે. આમ તું સરસ ખેડૂત બનજે. સ્વર્ગ અને નરકની ચિન્તા કર્યા વિના તું તારી શ્રદ્ધાને બઢાવજે. તું ધનના મદમાં અને બહારના સૌન્દર્યના કેફમાં કદી પડીશ મા. ખાલી ચર્ચા કર્યે સિદ્ધિ વળશે નહિ. શરીરરૂપી શેવાળમાં મનરૂપી દેડકાને કમળની ખબર નથી. એ તો કમળ ઉપર ગુંજારવ કરતી મધમાખો જ એનું રહસ્ય જાણે છે.' જ્ઞાનનો આ ઉપદેશ અપાતો હતો, ત્યારે એક શરાફ પણ ત્યાં હતો. તે બોલી ઊઠ્યો: 'અરે! આ ગરીબ ખેડૂત આવી બધી ઊંડી વાતને કેમ કરી સમજી શકશે?' એટલે નાનકદેવે કહ્યું: 'ભાઇ! જે દીન છે, તે જ દીનબંધુની પાસે છે. યાદ રાખજે કે તેં આજે બધું ધન ભેગું કર્યું છે, તે તારી સાથે આવનાર નથી. પણ જેમનાં હૈયાં ખુદાની ભક્તિથી ઝગી રહ્યાં છે, તેઓ જ ઇશ્વરકૃપાના અધિકારી છે.'

જંત્રમંત્રમાં ભારે કુશળતા ધરાવનારી સ્ત્રીઓને નાનકદેવે કહ્યું: 'તમે દયાની દેવીઓ થાઓ. પુરુષો અવળે રસ્તે જાય છે. તમે તમારું જીવન આદર્શ કરીને એ પુરુષોને માટે માર્ગરૂપ થાઓ. તમે જ દેવી છો, શક્તિ છો. તમારું જીવનકાર્ય તો સંતાનોમાં સદ્‌વર્તનનાં બી નાંખવાનું છે. સદાચરણ ન

હોય તો ધર્મનો એક અક્ષર પણ ન સમજાય.'

એક શાહીને નાનકદેવે કહ્યું: 'દીકરી! તું હવન કરે છે, તેના કરતાં મારો આ હવન સાચો છે. જો, તું આજે મને આપી રહી છે, તે હું આ ભૂખ્યાંને ખવરાવી દઉં છું. ભગવાનનાં આ ભૂખ્યાં સંતાનોને તૃપ્તિ થાય છે, એથી ભગવાનની તૃપ્તિ અનેક ગણી વધે છે. જે ભગવાનની સેવામાં દૂબે છે, તેને જ ભગવાનની કૃપા મળે છે.'

કારતક માસની એક પૂર્ણિમાએ નાનકદેવ ઉજ્જૈન પધાર્યા હતા. ત્યાં પોતે એક અંત્યજને ઘેર આસન રાખ્યું હતું. આથી ઊંચ વર્ણના લોકો નાનકદેવથી દૂર બેઠા. એટલે નાનકદેવે કહ્યું: 'વર્ણ તો કર્મને અનુસાર છે. જેનાં જેવાં કર્મ, તેવી તેની જાત છે. ભક્તિ કરો, અને જન્મમરણના ચક્રમાંથી છુટકારો મેળવો. જાતપાંતની ચિન્તા રાખો નહિ. ચોક્કસ સમજો કે ઈશ્વરનો પ્રકાશ સર્વમાં છે. એને ત્યાં નાતજાત નથી. વળી, પુરુષ સ્ત્રીમાં છે, અને સ્ત્રી પુરુષમાં છે. મૌનમાં શબ્દ છે, અને ધ્યાનમાં પોતે જ શબ્દ છે. આ સંસાર તો અહંકારનો ઓળો છે. એ અહંકારને ગાળી નાંખો, એટલે પ્રકાશને આવરતો પેલો ઓળો પણ આથમી જશે.'

નાનકદેવે નાશકમાં એક ગરીબને ત્યાં મુકામ કર્યો હતો. ત્યાં પોતે જમીન ઉપર સૂઈ રહ્યા હતા. એક શ્રીમંત શરાફે આ જોઈને કહ્યું: 'જુઓ, મેં તમને મારે ઘેર પધારવા કહ્યું ત્યારે તમે આવ્યા નહિ. અને હવે તમને આ તકલીફ જ છે ને!' નાનકદેવે ઉત્તર આપ્યો: 'ભાઈ! જેને ભગવાન સંસારનાં સુખોથી બકાત રાખે છે, તેને જ તે પોતાનું સકલ કૃપામૃત બક્ષે છે. આથી હું એના આ કૃપાપાત્ર સાથે રહ્યો છું. મને થાય છે કે ભગવાન મને પણ આની સાથે કૃપાનાં દાન આપે.'

કસ્તારપુરમાં દીવાન ભરાયો છે. એક શીખ ઉતાવળો ઉતાવળો જવા તૈયાર થાય છે. નાનકદેવ તેને કહે છે: 'કેમ ઉતાવળ કરે છે?' 'ગુરુજી!' તે શીખે કહ્યું: 'એક મિત્ર માંદો છે. હું તેની સેવામાં છું. તે જીવે એવી આશા પણ નથી. છતાં, આપનાં દર્શન કરવાને હું અહીં આવ્યો છું.' 'તો, તો,' ગુરુએ કહ્યું: 'તેં મારી આજ્ઞા તોડી છે. મારાં દર્શનની શી જરૂર હતી? જરૂર તો હતી પેલા માંદા મિત્રની સારવાર કરવાની. ભગવાને તને જેની સોંપણુ કરી, તેને એકલો મૂકીને તું મારાં દર્શન કરવા કેમ આવ્યો? ભાઈ! આ એક વાત ઘૂંટી રાખજે. મારાં દર્શન કરવાં તેના કરતાં મારા બોલને હૃદયમાં ઉતારી એ પ્રમાણે આચરણુ રાખવાં, એ જ મહત્ત્વની વાત છે. જે જીવમાત્રમાં એ પરમાત્માને જુએ છે, તે જ ધન્ય છે. શીખે તો સત્યનિષ્ઠ, સંતોષી અને સર્વ પ્રત્યે કરુણાવાન રહેવાનું છે.'

નાનકદેવ પાસે શીખોની સંગત ભેગી થાય છે. એમાં સાત વર્ષનો એક છોકરો રોજ આવે છે. નાનકદેવે તેને પૂછ્યું: 'બેટા! તું અહીં કેમ રોજ આવે છે?' એટલે તેણે ઉત્તર આપ્યો: 'ગુરુજી! એક દિવસ મારી માતાએ મને ચૂલો સળગાવવાનું કહ્યું. મેં તે સળગાવ્યો. ત્યારે મેં જોયું કે જે નાની લાકડીઓ હતી, તે ઝટ બળવા લાગતી હતી. આથી મને થયું કે મને ય જલદી મોત આવશે. તો એની તૈયારી માટે હું આપની પાસે આવું છું.'

નાનકદેવે કહ્યું: 'તારી વાણી તો વૃદ્ધોને શોભે એવી છે. તને હું ભાઈ બુધો કહીશ. જો, ભાઈ! જીવન તો એક નદી જેવું છે. તે ડુંગરામાં ને ખીણુમાં ક્યારેક દેખાય છે ને ક્યારેક અલોપ થઈ જાય છે! આથી, ભગવાનના એક જ રંગમાં

રંગાઇ જવું જોઇએ.' આ જ બુધો, શીખ ઇતિહાસનું એક ચિરસ્મરણીય પાત્ર છે. પાંચ ગુરુઓને દીક્ષા આપવાનું સૌભાગ્ય એને મળ્યું હતું.

એક શ્રીમંત શિષ્યને ત્યાં બ્રહ્મભોજન ગોઠવાયું હતું. નાનકદેવ પણ ત્યાં ગયા હતા. બાજપડિયા મુકાઈ ચૂકયાં હતાં, અને એકાએક ખબર આવી કે પેલા શિષ્યને ત્યાં કોઇ બાળકનો જન્મ થયો છે. આથી ઘરને વૃદ્ધિસૂતક લાગ્યું, અને બ્રાહ્મણો ભરેલાં ભાણું મૂકીને ચાલ્યા ગયા. શિષ્યને ખૂબ મૂંઝવણુ થઇ પડી. પણ નાનકદેવે તો ત્યાં ભોજન લીધું જ અને કહ્યું: 'તું શીદને મૂંઝાય છે? જા, ગામમાંના ગરીબગુરબાંને બોલાવી જમાડી દે. આથી તેઓ આશીર્વાદ આપશે, અને આ બ્રહ્મભોજન કરતાં દશગણું પુણ્ય તને મળશે. બાકી, આ જેઓ સૂતક સૂતક કર્યાં કરે છે, તેઓ ખરું સૂતક સમજતા નથી. આમ તો છીપ અને લાકડામાં કીડા જન્મે છે ને મરે છે. અન્નના દાણામાં પણ જીવાત હોય છે. પાણીના એકએક ટીપામાં જંતુઓ હોય છે. એ સૂતક કેવી રીતે ટાળશું? ખરી વાત તો આ છેઃ લોભ એ મનનું સૂતક છે, મિથ્યા ભાષણ એ જીભનું સૂતક છે, પરસ્ત્રી ને પરધન તરફ કુદૃષ્ટિ એ આંખનું સૂતક છે, અને પરનિંદા સાંભળવી એ કાનનું સૂતક છે. એ બધાં સૂતકો આપણને અપવિત્ર કરનારાં છે. બહારથી નાહીધોઇને પવિત્ર થયેલો ગમે તેવો માણસ પણ જો આ સૂતકોથી અભડાયો હોય, તો નક્કી તે નરકમાં જ જશે.' એવું જ જ્ઞાનભર્યું નાનકદેવે એક બ્રાહ્મણને કહ્યું હતું: 'ભાઇ! પુસ્તકનો પાઠ કરવાથી, સંધ્યાવંદન કરવાથી, અને નાકઆંખ બંધ કરીને બગલાની જેમ ધ્યાન ધરવાથી કશું વળે એમ નથી. એ તો જેમના મોંમાં જૂઠાણું જ ભર્યું છે, તેઓ આવા ડાળ

કરે છે. પણ ત્રણ લોકના ધણીને આ કશું જ અજાણ્યું નથી. ગળામાં માળા ઘાલવી, કપાળ ઉપર ટીલાં કરવાં, અને નિયમ પ્રમાણે ધોતિયાંઉપરણાં લગાવવાં એને જેઓ બ્રાહ્મકર્મ સમજે છે, તેઓ ધર્મની ભીંત ભૂલ્યા છે. નિશ્ચયાત્મક બુદ્ધિથી પ્રભુનું ચિન્તન કરવું એ જ સાચું છે. અને એ ધ્યાન સદ્‌ગુરુ વિના કોઈ બતાવી શકે નહિ.'

એ સદ્‌ગુરુ કોણ? નાનકદેવે તો કોઈને ગુરુ કર્યો નહોતા. એમણે તો ઈશ્વરને જ ગુરુ માન્યો છે. પણ એમના દર્શનમાં એક વસ્તુ સ્પષ્ટ છેઃ સદ્‌ગુરુ જ જીવ અને શિવ વચ્ચે ઐક્ય કરાવનાર છે. આમ એ ગુરુ શરીરી નથી, અને શરીરધારી હોય તો તે ઈશ્વરનું પ્રતીક જ હોય. આમાં શિવ તો નિરંજન છે, સર્વથી પર અને અદ્વિતીય છે. તે ઘટઘટમાં વ્યાપી રહેલો છે, અને અંતરજામી છે. જીવ તેનો આજ્ઞાકારી છે. કારણ કે, ઈશ્વર કરે તે જ ખરું છે. આગળ નાનકદેવે કહ્યું છેઃ 'હુકમી રજાઈ ચલણા—ઈશની આજ્ઞાએ ચાલવું.' એ જીવની કર્મોનુસાર ગતિનું સૂચન છે. આમ, જીવ એકાદ વેળે સાધુસંગ મેળવે છે, તેના અંતરમાં જ્ઞાનનો ઉજાશ પ્રકટે છે, અને તનમનથી સત્યનામમાં એકરંગે રત રહે છે. આ પ્રમાણે સાધના કરતાં કરતાં તે પરબ્રહ્મના સંગમાં વસે છે—જીવશિવનું ઐક્ય અનુભવે છે.

પણ, આ ભક્તિ વેવલાઈમાં ભ્રષ્ટ થવી ન જોઈએ. તેથી એ ભક્તને પરબ્રહ્મ વિશે તીવ્ર જિજ્ઞાસા હોવી જોઈએ. આમ શોધન કરતાં તે પોતાને શૂન્યવત્ જુએ છે, અને ભગવાનના આશરાને જ સાચો અનુભવે છે. આ રીતે અભિમાન ગળાઈ જાય, શૂન્યવત્તા પરખાય એટલે તે 'સર્વકલાભરપૂર પ્રભુ'નાં ગુણગાન જ કરે છે. એ સમજે છે કે આ જે રૂપવાનનું રૂપ છે, ધનવાનનું ધન છે, અને શૂરવીરનું શૌર્ય છે તે બધું સર્વ

જીવોના પ્રતિપાલક પરમેશ્વરને લીધે જ છે. આ પ્રમાણે પ્રભુ, તેનું નામ અને ગુરુ અથવા સત્સંગ એમ ત્રિપુટી બને છે.

આ સત્યદર્શનમાં પ્રભુપ્રીત્યર્થે સમર્પણ, પ્રભુએ કરેલા ઉપકારોની કૃતજ્ઞતા, કૃતજ્ઞતાપૂર્વક ભક્તિના અવસરનો ઉલ્લાસ, અનિત્ય દ્રવ્યો દ્વારા નિત્યને જોઈ લેવાનો સુયોગ, અને નિત્ય-ની જ પ્રીતિ તથા અનિત્યનું વિસ્મરણ એટલાં મુખ્ય અંગો છે. આ રીતે પ્રભુને શરણ થવું એ જીવનનું સર્વોત્કૃષ્ટ બળ છે. આ દર્શનમાં સંસારમાંથી ભાગવાનું નથી, જગત ઉપર ઘૃણા નથી, અને દુન્યવી જીવન બલારૂપ નથી. એમાં જગત મિથ્યા છે, પણ એનું મિથ્યાત્વ સમજી લેવાનું છે. આથી, નાનકદેવે એક વાર કહ્યું છેઃ 'મેં તો ક્યારની દુકાન માંડી છે. કાળ અને દિશારૂપી મારી એ દુકાનમાં સત્ય અને ઇન્દ્રિયરૂપી માલ છે. વળી, સત્ય એ મારી વાટ છે, અને સત્શાસ્ત્રો એ મારા ભોમિયા છે. સત્કર્મોરૂપી સોનામહોરોથી ભરેલી કોથળી સાથે હું પર-માત્માના દેશમાં જઈશ. હું તો ક્યારનો ય પરમાત્માનો દાસ થઈ ચૂક્યો છું. હું તો એની ચાકરી જ ઉઠાવી ચૂક્યો છું.' આમ વેપાર માંડીને, જીવનસંગ્રામમાં બરાબર મોરચા માંડીને, લક્ષ્ય સાધવાનું છે.

નાનકદેવનાં અનેક વચનો આપણે જોઈ ગયા છીએ. ત્યાં ઈશ્વર અને તેના પ્રતીક તરીકે એમણે મૂર્તિને નહિ પણ નામને–સતનામને–સ્વીકાર્યું છે અને એ નામસ્મરણનો મહિમા એમણે વારંવાર ગાયો છે. આ એકાંતિક ભક્તિને માટે એમણે પૂજાઅર્ચનનો લાંબો ક્રિયાયોગ પસંદ ન કર્યો, તેમ એને માટે એમણે પુરાણો સંન્યાસમાર્ગ પણ ન સ્વીકાર્યો. એમણે તો સર્વસામાન્ય લોકમાર્ગ બતાવ્યો. આથી નાનકદેવનું આ વચન મુમુક્ષુઓ માટે ખાસ ઘૂંટી રાખવા યોગ્ય છેઃ 'નામસ્મરણ કરવાની સાથે બીજા ચાર માર્ગ છેઃ પહેલો સત્સંગ, બીજો

સત્ય, ત્રીજો સંતોષ ને ચોથો ઇન્દ્રિયસંયમ. આમાંના કોઈ પણ સાધન દ્વારા માણસ ઈશ્વરને ઓળખી શકે છે. પછી, ભલે એ માણસ સંન્યાસી હોય કે ગૃહસ્થ હોય.'

રામાનંદ અને કબીર વગેરે સંતમણિઓએ સંસ્કૃત ભાષાને બદલે લોકભાષામાં જ ઉપદેશ આપવા માંડ્યો હતો, અને નાનકદેવે તે જ માર્ગ આગળ ચલાવ્યો. એમનો ધર્મગ્રંથ—જપજી—એ પણ તે વખતની પંજાબી ભાષામાં જ છે. આમ લોકગમ્ય શૈલીમાં ને લોકભાષામાં ધર્મબોધ આપી, નાનકદેવે ધર્મગંગાને સૌને આંગણે વહેતી કરી. ધર્મગ્રંથો સંસ્કૃતમાં જ હોઈ શકે અને મનુષ્ય કુરાન કે વેદ જેવું લખી જ ન શકે, એ જડ માન્યતાને એમણે કુહાડાનો ઘા કર્યો. વળી પોતાની ઉપાસનામાં એમણે સંગીતને સુયોગ્ય સ્થાન આપ્યું, અને એમ સંગીતમય ઉપાસનાની શક્તિને વિકસિત કરી.

નાનકદેવ ઉખેડવા આવ્યા નહોતા કે ઉજ્જડ કરવા આવ્યા નહોતા. તે તો વહેતા ઘાને રુઝવવા આવ્યા હતા, અને વેરાનમાં વાટિકા રોપવા આવ્યા હતા. એમણે તે વખતની જડતાને દૂર કરી અને સત્યને આવરણમુક્ત કર્યું. બંધિયાર થઇ ગયેલાં પ્રણાલિકાનાં પાણીને એમણે મુક્ત કર્યાં અને નવું ચૈતન્ય આપ્યું.

એમણે તો લક્ષ્ય વીંધી નાખ્યું હતું. કરતારપુરમાં તે આત્મતૃપ્ત જીવન જીવી રહ્યા હતા. હવે, વૃદ્ધાવસ્થા એમને મહાયાત્રાનું સૂચન આપી રહી હતી. એમને થયું: 'કોઇક તો ઉત્તરાધિકારી કરવો પડશે. તે સાચો ગુરુ હોવો જોઇએ.' અને, ત્યાં ગુરુપત્નીએ તથા બીજાઓએ કહ્યું: 'આ આપના બે પુત્રો છે, તેમાંથી એકને પસંદ કરોને!' પણ નાનકદેવ ગુરુગાદીને વંશપરંપરાની કરવા ઇચ્છતા નહોતા.તેમને તો સહાય કોઈ જાગ્રત અને ઈશ્વરમાં ડૂબી રહેલો જોઇતો હતો. એવામાં એક પ્રસંગ બન્યો.

નાનકદેવની પથારી ઉપર મરેલો ઉંદર પડ્યો. નાનકદેવે પોતાના પુત્રોને કહ્યું: 'આને ઉપાડીને ફેંકી દો.' પણ તે પુત્રોએ તો નોકરને બૂમ પાડી. ત્યારે, પાસે ઊભેલા લહનાએ જ એ ઉંદરને ઊંચકીને બહાર ફેંકી દીધો. વળી એક વાર નાનકદેવનો પથ્થરનો પ્યાલો કાદવમાં પડી ગયો. પુત્રોએ તે કાઢી આપવા માટે નોકરને સાદ કર્યો. પણ ત્યાં તો લહનાએ જ પહેરેલાં કપડાં સાથે એ ખાબોચિયામાં ભૂસકો માર્યો ને પ્યાલો બહાર કાઢ્યો. પછી ત્રીજો પ્રસંગ બન્યો. નાનકદેવે શિકારીનો વેશ લીધો અને કહ્યું: 'જેઓ મારા ખરા શિષ્યો હોય, તેઓ મારી સાથે આવે.' કેટલાક તો નાનકદેવનો આ ભયંકર વેશ જોઈને જ ભાગી ગયા, અને કેટલાકે નાનકદેવનો સાથ કર્યો. બધા આગળ ચાલ્યા, તો રસ્તામાં તાંબાના સિક્કા વેરાયેલા તેમણે જોયા. કેટલાક એ સિક્કાઓ લઈને ઘરભેગા થઈ ગયા. વળી આગળ ચાલ્યા, તો ત્યાં ચાંદીના સિક્કાઓ વેરાયેલા હતા. એટલે, બીજા કેટલાક તે લઈને ઊપડી ગયા. હજુ આગળ ગયા, તો રસ્તામાં સોનાના સિક્કાઓ વેરાયેલા હતા, અને તે લઈને કેટલાક ચાલ્યા ગયા. ત્યાં એક લહના, બે બીજા શિષ્યો, જોગો અને નાનકદેવ એટલા જ રહ્યા. તેઓ આગળ ચાલ્યા, અને ઘોર શ્મશાનમાં આવી પડ્યા. અહીં એક મુડદું જેવું પડ્યું હતું. નાનકદેવ કહે: 'જેને મારી સાથે આવવું હોય, તે આમાંથી થોડુંક ખાય.' પેલા બે શિષ્યો ધ્રૂજી ઊઠ્યા, જોગો તટસ્થપણે જોઈ રહ્યો, અને લહનાએ તો તરત જ મુડદા ઉપરની ચાદર ખસેડી નાખી! પણ ત્યાં મુડદું નહોતું, દિવ્ય ભોજન હતું. નાનકદેવે તે સર્વને વહેંચી આપ્યું. એટલે, જોગાએ કહ્યું: 'ખરેખર! લહના જ આપનો સાચો શિષ્ય છે. આપના અંગમાંથી નીકળે તે જ આપનું ગુરુપદ સંભાળી શકે.'

નાનકદેવ લહનાને ભેટી પડ્યા. એને અંગદ નામ આપ્યું: એને ગુરુપદનું છત્ર મૂક્યું અને ગુરુ તરીકે નમસ્કાર કર્યાં. તે વખતે નાનકદેવના શ્રીચંદ્ર અને લક્ષ્મીચંદ્ર એ બંને પુત્રો પણ ત્યાં હતા. નાનકદેવે શ્રીચંદ્રને પૂછ્યું: 'તારે શું જોઇએ છે?' એ બોલ્યો: 'પ્રભુભક્તિ.' એને એ ભક્તિ મળી. સંન્યાસી થઈ એણે શીખધર્મના ફાંટારૂપ ઉદાસીન સંપ્રદાય ચલાવ્યો. લક્ષ્મીચંદ્રને તો વૈભવ જોઈતો હતો, અને તે ય તેને મળ્યો. આજે પણ વેદી સાહેબજાદા તરીકે તેના વંશજો પ્રસિદ્ધ છે.

સંવત ૧૫૪૫નો આશ્વિન માસ ચાલી રહ્યો હતો અને અનેક શિષ્યો નાનકદેવની અમૃતવાણી સાંભળી રહ્યા હતા. એક દિવસ નાનકદેવ બોલ્યા: 'હવે મારું મહાપ્રયાણ થાય છે. સત્ય એ જ શ્રેષ્ઠ ધર્મ છે. તમે તેનું પાલન કરજો. પંથો અને પાખંડોમાં ફસાતા નહિ. જ્ઞાન જ મુક્તિનો માર્ગ છે. પ્રભુનું નામ જપજો. તે નામ જ તારક ને ઉદ્ધારક છે. એ જ સત્ય છે, પ્રભાવવંતું છે, અનુપમ છે, અને પરમ પવિત્ર છે. અને, તે ગુરુ વિના મળી શકતું નથી, એ ઘૂંટી રાખજો. ૐ સત શ્રી અકાલ! ૐ સત શ્રી અકાલ!' આમ શિષ્યોની ભજનધૂનની સાથે નાનકદેવે પરલોકની મહાયાત્રા આદરી! ૬૯ વર્ષ, ૧૦ માસ અને ૧૦ દિવસનું આયુષ્ય ભોગવી નાનકદેવ સન ૧૫૩૯માં સમાધિનિષ્ઠ થયા.

નાનકદેવનું આ એક ભજન છે: 'પાપ રાજા છે, ને લોભ તેનો મહેતો છે. જૂઠ તેનો સિક્કાદાર છે, અને કામ તેનો સલાહકાર છે. તે બધાને મળીને તોડ કરે છે. આંધળી બિચારી રૈયતને જ્ઞાન નથી. મુડદાની માફક તે આ રાજતંત્રને કુર્નિશ બજાવે છે. પુરોહિતો નાચે છે, વાજિંત્ર વગાડે છે, અને રૂપ-શણગાર કર્યા કરે છે. બૂમો પાડીને તે યુદ્ધ ને યોદ્ધાઓનાં ગુણગાન કરે છે. મૂર્ખ પંડિતો હિકમત ને કજિયા કરીને ધન

સંચયને જ વહાલો કરે છે. ધર્મી લોક ધર્મકાર્યો કરે છે, પણ તેની કાંઈ કિંમત નથી. કેમકે તેઓ તેમાંથી મોક્ષ કમાવામાં જ ખપી જાય છે. યતિ કહેવાતા લોકો ઘરબાર તો છોડે છે, પણ તેમને રસ્તાની ગમ નથી. દરેક પોતપોતાને પૂરણ માને છે, ને કોઈ પોતાની ઊણપ જોતો નથી!'

અને, નાનકદેવના જીવનકાળમાં જ બાબર હિંદ ઉપર ચડી આવે છે ને એમનું હૃદય આ ઉદ્ગાર કાઢે છેઃ 'હે પ્રભુ! તેં ખુરાસાનને વહાલું કર્યું ને હિંદને ડરાવવા ધાર્યું. તેમાં તારો તો કશો દોષ લાગતો નથી. મોગલરૂપે યમે જ આવીને અમારો નાશ કર્યો. પણ, પ્રભુ! એટલું એટલું દુઃખ ને એટલી એટલી ચીસ સાંભળી તને કાંઈ ન થયું? હે કિરતાર! તું સૌનો સરખો છે. બળિયો બળિયાને મારે તેમાં મનમાં રોષ નથી થતો. પણ ભૂખ્યો સિંહ ગાયોના વૃંદ પર તૂટી પડે ત્યારે તો ગોપાળે એની મરદાનગી બતાવવી જોઈએ.'

આ વેદનામાંથી મહાન દ્રષ્ટા નાનકદેવે સમન્વયનું સત્ય-દર્શન આપ્યું. હિન્દુ આર્યસંસ્કૃતિના વૈદિક જ્ઞાન—આત્માનુ-ભવના સનાતન પ્રવાહમાંથી એ નવું ઝરણું નીકળ્યું. મેલકચરો સાફ કરી નાખીને ફરી એ એક પ્રવાહે વહેવા લાગ્યું. એ સત્ય-દર્શન દેશકાળથી પર હતું, અને તે તે કાળની ચળવળના રાગ-દ્વેષથી સ્વતંત્ર હતું. એમાં તો મનુષ્યમાત્ર માટે સર્વકાળની સનાતન દૃષ્ટિ હતી. નાનામોટા સૌને માટે એ સમાન મુક્તિ-ને સ્થાન આપતું હતું, અને એના સ્વીકારમાં માનવતાનો પૂર્ણ વિકાસ સાધવાની શક્તિ હતી. આવો નાનકદેવનો સંદેશો હતો. એણે શીખોમાં બલિદાનની શક્તિ પ્રકટાવી અને એકતાની ઉદાત્ત ભાવના જગાવી. આથી જ નાનકદેવ હિન્દુઓના ફકીર છે અને મુસલમાનોના પીર છે.

---

# महर्षि दयानंद

## ૧ : મચ્છુકાંઠાનો મૂળશંકર

આ દેશમાં વિપ્લવનો ધુમાડો ધુમાઈ રહ્યો હતો. રાષ્ટ્રમાં અવ્યવસ્થા હતી, અજ્ઞાન હતું, શિથિલતા હતી, કુસંપ હતો, વહેમો હતા અને જડ રૂઢિઓ પ્રજાજીવનને ગળે ફાંસો આપી રહી હતી. મોગલ સત્તા ત્યારે છેલ્લાં ડચકાં ખાતી હતી, અને બ્રહ્મદેશની સ્વાધીનતા છેલ્લાં હવાતિયાં મારી વિરમી જવા આવી હતી. સિન્ધિયા ને પેશવાનાં સિંહાસનો હચમચી ઊઠ્યાં હતાં. રાજપૂતોનાં શૌર્ય રણમેદાન મૂકી ગયાં હતાં, અને જ્યાં ત્યાં અંગ્રેજી સત્તાનો સિતારો ચમકી રહ્યો હતો. એક માત્ર શીખ સત્તા તે વખતે બધાને માન મુકાવતી હતી. મહારાજા રણજિતસિંહની સિંહગર્જના સિન્ધુથી માંડીને સતલજ સુધીની સીમાને ધણધણાવી રહી હતી.

તે વખતે ઈસાઈઓએ ગંગાને કાંઠે તંબૂ તાણ્યા હતા, અને આખા ભારતવર્ષને 'વિશ્વાસી' કરી તેનો 'ઉદ્ધાર' કરવાને નકશા દોરાતા હતા. નિશાળો, ઇસ્પિતાલો અને એવી

બીજી સંસ્થાઓ એ ધર્મપરિવર્તનની રાવટીઓ જેવી થઈ બેઠી હતી, અને હજારો હિન્દુઓ એ નવા તેજમાં અંજાઈને ખ્રિસ્તી થઈ 'સુધરી જતા હતા.' જાણે આ આપણો હજારો વરસથી ચાલી આવેલો આર્યસ્રોત પ્રાણ વિનાનો છે, તેમાં સ્વત્વ જ નથી, અને જે કાંઈ છે તે પશ્ચિમથી આવેલા આ 'દેવો'માં જ છે– એવું ત્યારનું વાતાવરણ હતું.

એ નિષ્પ્રાણ થઈ જતા રાષ્ટ્રમાં કોઈ પ્રાણ ફૂંકનારો જોઈતો હતો; અને મહર્ષિ દયાનન્દ સરસ્વતી એ રાષ્ટ્રત્વના પેગમ્બર થયા. એના આત્મામાં ઈશ્વર હતો, આંખમાં દૃષ્ટિ હતી અને હાથમાં શક્તિ હતી. એ વડે એણે પોતાની ધારી માનવમૂર્તિ કોરી કાઢી. સરજનહારની સૃષ્ટિનો એ પ્રાણવાન દ્રષ્ટા હતો અને કુશલ શિલ્પી હતો. ઈશ્વરીય પ્રકાશનો તે સેનાની હતો, ઈશની સૃષ્ટિનો તે રણવીર હતો, માનવ ને સંસ્થાઓનો તે સ્થપતિ હતો, અને આત્માની સામે આવતાં પ્રાકૃતિક બળોનો ને વિજેતા હતો. તેનામાં અધ્યાત્મ હતું અને તેણે તેને વ્યવહારમાં વણી લીધું હતું. આવો તે આધ્યાત્મિક વ્યવહારી હતો.

આપણો એ આગવો રાષ્ટ્રવિધાયક છે. ગુજરાતે જગતને આપેલો એ મહાન જ્યોતિર્ધર છે. ભારતના ને સમગ્ર સંસારના સંસ્કૃતિઇતિહાસમાં એનું સ્થાન ઉજ્જવલ ને સનાતન છે. રાષ્ટ્રનું નવનિર્માણ કરવા માટે એ આપણી આર્યસંસ્કૃતિના આદિતમ મૂલ સુધી ગયો છે. એણે જાળાંઝાંખરાં ખસેડીને વેદના જ્ઞાનસૂર્યને સહસ્રકલામાં પ્રકાશિત કર્યો છે. સહજ શક્તિ અને આત્મિક પ્રેરણાની નિશ્ચયાત્મકતાથી એણે આપણા રાષ્ટ્રને યૌવનનું, માનવ્યનું અને સમગ્ર રાષ્ટ્રત્વનું સર્વાંગી શિક્ષણ આપ્યું છે. અદ્ભુત એનું વ્યક્તિત્વ છે, અને અદ્ભુત એનું જીવનકાર્ય છે. એનામાં ગિરનારની ભવ્યતા ને અચલતા છે,

અરબ્બી સમુદ્રનાં ઊંડાણુ ને ઘુઘવાટ છે, અને પ્રકૃતિનું કૌમાર્યવન્તું આરોગ્ય ને સૌન્દર્ય છે.

દયાનન્દ એ એનું સંન્યાસી તરીકેનું નામ છે. એનું પૂર્વાશ્રમનું નામ મૂળશંકર છે.

એ મૂળશંકર કાઠિયાવાડમાં આવેલા મોરબી રાજ્યમાં મચ્છુ નદીને કાંઠે આવેલા ટંકારા ગામમાં વિ. સં. ૧૮૮૧ (ઈ. સ. ૧૮૨૪) માં જન્મ્યા હતા. એમના પિતાનું નામ કરસનજી ત્રવાડી હતું. તે કુળવાન ઔદિચ્ય બ્રાહ્મણ હતા. તેમની પાસે જરજમીન ઠીકઠીક હતાં અને રાજ્યના થાણદાર હોવાથી તેમને ત્યાં સિપાઈસપરાં પણ રહેતાં હતાં. તે પ્રાચીન ધર્મવૃત્તિના હતા અને શિવમાર્ગી હતા. આવા પિતા ને પ્રેમમયી માતાની છાયામાં મૂળશંકરે પાંચ વર્ષની ઉમ્મરે એકડો ઘૂંટવા માંડ્યો. પછી તો મૂળશંકરને શ્લોકો, મંત્રો અને સ્તોત્રો પણ મોઢે કરવાનાં આવ્યાં. ત્રણ વર્ષમાં એમણે સારી જેવી પ્રગતિ કરી, અને આઠમે વર્ષે એમને જનોઈ આપવામાં આવી. એમને ગાયત્રી મંત્રની દીક્ષા મળી. હવે કરસનજી ત્રવાડી પોતાના એ પુત્રને પોતાની સાથે ફેરવવા લાગ્યા, અને સાથે સાથે ધર્મશાસ્ત્રો તથા વ્યવહારની કેળવણી આપવા લાગ્યા. આમ છ વરસ ગયાં, અને ચૌદમું વરસ થતાં તો મૂળશંકરે આખી યજુર્વેદસંહિતા મોઢે કરી દીધી! વળી, એમણે બીજા વેદોના કંઈક ભાગો પણ જોઈ નાખ્યા તેમ જ વ્યાકરણના નાના ગ્રંથો પણ ભણી લીધા.

આ પ્રમાણે મૂળશંકરનો વિદ્યાભ્યાસ ચાલતો હતો, તો બીજી બાજુ એમના પિતા એમને વ્રતઉપવાસોમાં જોડવાનો સતત પ્રયત્ન કરતા હતા. માતાએ કંઈ વાર કહ્યું: ‘ મૂળશંકર બાળક છે. એનાથી આવાં વ્રતો ને ઉપવાસો રાખી શકાશે નહિ.

અને એ રખાવવાનો આગ્રહ જ કરશું, તો એનું શરીર તૂટી જશે.' પણ, કરસનજી હવે માને એમ નહોતું. એમણે તો મૂળશંકરને કુલાચાર પ્રમાણે વ્રતઉપવાસ કરવાની આજ્ઞા આપી દીધી. ત્યાં, મૂળશંકર આગળ વ્રતના માહાત્મ્યની તથા સ્વર્ગનાં સુખોની રોચક વાતો કહેવાવા માંડી, એટલે મૂળશંકરને પણ એમાં રુચિ ઊપજી આવી! આવું એક મહાન વ્રત આવી ઊભું. સંવત ૧૮૯૫ના માહ માસની વદ ચૌદશે મહાશિવરાત્રિ આવી, અને પિતાએ મૂળશંકર પાસે તે વ્રત કરાવ્યું.

ગામની બહાર એક મોટું શિવાલય હતું. ગામના સૌ ભક્તો ને પ્રતિષ્ઠિત માણસો તે દિવસે ત્યાં જઈ પૂજાપાઠ, જપ અને જાગરણ કરતા હતા. ત્યાં રેશમી પીતાંમ્બરો પહેરીને અને હાથમાં પાણીના કળશો લઈને બ્રાહ્મણો આવ્યા હતા, વેદના મંત્રોનો ઘોષ થતો હતો, ઘંટાના નાદ ગાજતા હતા, દીપકનાં તેજ ઝળહળતાં હતાં, અને કરસનજી ત્રવાડી બાળ મૂળશંકરને તેડીને ત્યાં આવ્યા. આખા દિવસનો મૂળશંકરને ઉપવાસ હતો. એમણે તે રાતે જાગરણ કરવાનું હતું. પિતાએ એમને ભણાવ્યું હતું: 'આ વ્રત કરીશ, એટલે સાક્ષાત્ મહાદેવ તારા ઉપર પ્રસન્ન થશે અને તારા સર્વ મનોરથો પૂરા કરશે.'

મૂળશંકરે એ શિવમંદિરમાં તે મહાશિવરાત્રીએ જાગરણ શરૂ કર્યું; પિતા ઊંઘી ગયા, બીજા ભક્તો ઘસઘસાટ ઘોરવા લાગ્યા, પણ મૂળશંકર તો જાગતા જ રહ્યા. ઊંઘનું જરાક પણ ડોલું આવે, તે અટકાવવા સારુ તે વારંવાર આંખ ઉપર પાણી લગાડતા હતા; એમની દૃષ્ટિ શિવના તે લિંગ ઉપર જ સ્થિર હતી. એવામાં ક્યાંક દરમાંથી એક ઊંદર ધસી આવ્યો, અને શિવલિંગ ઉપર ચડી ગયો! તેણે શિવને ધરાવાયેલા નૈવેદ્યને આરોગવા માંડ્યો! અને મૂળશંકરને એકદમ બુદ્ધિનું ચૈતન્ય

ચમકી ઊઠ્યુંઃ 'અરે! જે ત્રણે ભુવનોને આંખ ઉઘાડતાંની સાથે ભસ્મ કરી નાખે છે, જેના ડમરુના નાદે સકલ વિશ્વ તાંડવમાં ડોલે છે, અને જેનાં પિનાક ને ત્રિશૂલ મહાન શસ્ત્રો છે, તે વિશ્વંભર વિશ્વનાથ મહાદેવ શું આ તુચ્છ ઉંદરડાને પણ ખસેડી શકતા નથી? નક્કી આ મહાદેવ નથી, આ તો માટીનો પિંડો જ છે!' એમનો એ વલોપાત વધારે ને વધારે ઉગ્ર બન્યો. એમણે પિતાને જગાડ્યા અને પૂછ્યુંઃ 'આ મહાદેવ હોય? આના ઉપર તો ઉંદરડા દોડાદોડ કરે છે ને લીંડીપેશાબ નાખે છે!' પિતાને તો આ સાંભળી ગુસ્સો ચડી આવ્યોઃ 'નાસ્તિક! આવી શંકા થાય નહિ.' પણ પિતાના આ ખુલાસાથી મૂળ-શંકરને બિલકુલ સમાધાન મળ્યું નહિ. આમ, વિવેકનું સ્ફુલિંગ સ્ફુર્યું, એટલે વ્રતઉપવાસનો આવેશ ઊતરી ગયો, અને મૂળ-શંકરે ઘેર જવા પિતાની આજ્ઞા માગી. આ રજા તો મળી, પણ સાથે ઉપવાસ ન તોડવાની તાકીદ અપાઈ.

મૂળશંકરે ઘેર આવીને માતાને કહ્યુંઃ 'બા! મારે ખાવું છે. મારાથી રહેવાતું નથી.' માતા બોલીઃ 'દીકરા! એ તો હું જાણુતી જ હતી. ચાલ, ખાઈ લે. પણ જોજે, તારા બાપને આની ખબર પડવા દઈશ નહિ. પાછા તે ગુસ્સે થશે.' પણ પિતા એ વાતને જાણી ગયા. માતાએ અને પ્રેમાળ કાકાએ મૂળશંકરનો બચાવ કર્યો, પણ પિતાનો રોષ ઊતર્યો નહિ. આખરે કાકાએ કહ્યુંઃ 'એને અભ્યાસ કરવા દો. આમ ઉપવાસમાં નાખી એને શા માટે તાવી નાખો છો?' આ પ્રસંગથી મૂળશંકરને કાકા સાથે વધારે નિકટતા મળી. હવે, મૂળશંકર એક પંડિત પાસે નિઘંટુ, નિરુક્ત, પૂર્વમીમાંસા અને કર્મકાંડના ગ્રંથો ભણવા લાગ્યા.

મૂળશંકરને બે નાની બહેનો અને બે નાના ભાઈઓ હતાં.

એ પાંચ પરસ્પર પ્રેમભર્યું સુખ અનુભવતાં હતાં. ત્યાં સંવત ૧૮૯૬ માં એક રાતે મૂળશંકરની ચૌદ વર્ષની એક બહેન કોગળિયામાં સપડાઈ ગઈ. ઉત્તમમાં ઉત્તમ દવાઓ કરવામાં આવી, અને સૌએ તનતોડ સેવાચાકરી કરી, છતાં તે કુમારિકા કાળના પગ તળે કચરાઈ ગઈ. આખા ઘરમાં રોકકળ થઈ રહી, પણ મૂળશંકર તો મરણ પામેલી બહેનના શબને જ જોઈ રહ્યા! એમની આંખમાંથી ન એક આંસુનું ટીપું પડ્યું, ન એમના કંઠમાંથી એક ઝીણી સરખી હાય બહાર આવી. તે તો જાણે નિશ્ચેષ્ટ પથ્થરનું પૂતળું હોય તેમ ઊભા જ રહ્યા હતા! સૌએ માન્યું કે આ તો જડ પથરો જ છે! પણ, મૂળશંકરના હૃદયમાં કેવાં મંથનો ચાલી રહ્યાં હતાં, તે બહારનાંને ક્યાંથી સમજાય? એમનું મન આ પ્રસંગથી ખળભળી ઊઠ્યું હતું: 'આજે આ મારી પ્રિય બહેન મરી ગઈ છે, અને સૌ એક પછી એક એ જ કાળનો કોળિયો થશે. મૃત્યુ કોઇને મૂકતું નથી, અને મારે ય કોઈ દિવસ આમ ચાલ્યા જ જવાનું આવશે.' આ ખળભળાટે એમને રાતે ઊંઘ પણ આવવા દીધી નહિ, અને એમને અમર જીવનનો ઉપાય ખોળવાની ચિન્તા પેઠી. એમને ફરીફરીને વિચાર ઊપડી આવ્યા: 'બધા જ મરણશરણ થવાને નિર્માયા છે. તો આ જન્મમરણની ફાંસમાંથી કોઈ ઉપાય શોધવો જ જોઇએ. એ મુક્તિના માર્ગ માટે કોના ઉપર ભરોસો મૂકી શકાય?'

મૂળશંકરનું આવું મનોમંથન ચાલી રહ્યું હતું, તેવામાં સંવત ૧૮૯૯ માં બીજો એક પ્રસંગ બન્યો. કાકાને મૂળશંકર ઉપર ખૂબ વહાલ હતું. તેમને પણ કોગળિયું થયું. તેમની નાડીઓ ખેંચાઈ રહી હતી, આંગળીઓ ઊંચકાઈ રહી હતી, અને તેમણે મૂળશંકરને પ્રેમપૂર્વક પાસે બોલાવ્યા. તેમણે

પોતાના એ ભત્રીજાની અંતિમ વિદાય લેવા માંડી, અને તેમની આંખમાંથી આંસુની ધારા ટપકી રહી. આ દૃશ્યે મૂળશંકરનું હૈયું ધીરજ જાળવી શક્યું નહિ. તે ફાટફાટ રડવા લાગ્યા, અને તેમની આંખ રડીરડીને સૂજી ગઈ. કાકાના આ અવસાન-થી મૂળશંકરનાં મનોમંથન વધારે ઉગ્ર બની ગયાં. વૈરાગ્યના મૂળ તણખામાં એક નવી આગ ઉમેરાઈ. કોઈકે એમને કહ્યું: 'યોગાભ્યાસ એ જ પરમપદ પામવાનો ઉપાય છે.' અને મૂળ-શંકરે નક્કી કર્યું: 'આ સંસાર મિથ્યા જ છે. હવે તો અહીંથી ચાલી નીકળીને યોગનો અભ્યાસ કરું. આ ફાંસમાંથી અમર-જીવન મેળવવાને કંઈ તો કરવું જ જોઈએ.'

પણ આ વિચારપ્રવાહની ખબર માતાપિતાને ક્યાંકથી થઈ જ ગઈ. તેમણે મૂળશંકરને લગ્નમાં જોતરી દેવાનો વિચાર કર્યો. મૂળશંકરના વિરોધથી તે વરસ તો ચાલી ગયું, પણ એકવીસમું વર્ષ બેઠું ત્યાં ફરી એ વાત ઊપડી. આથી, સંવત ૧૯૦૦ માં મૂળશંકરે પિતાને વિનંતિ કરી: 'મારે વ્યાકરણ, જ્યોતિષ અને વૈદકના ગ્રંથ શીખવા છે, આ માટે મને કાશી જવાની રજા આપો.' માતાપિતા કાશી જવાની આ વાત સમજી ગયાં હતાં! માતાએ તો ખુલ્લું કહી દીધું: 'બેટા! હું બરાબર જાણું છું કે બહુ ભણેલોગણેલો છોકરો લગ્ન કરવાને ઇચ્છતો નથી. તારી આ કાશી જવાની વાતમાં પણ એ જ દાવ છે!' બધી વાત રહેવા દઈ, અમે તારાં લગ્ન જ કરી નાખશું.' એટલે, આ પછી મૂળશંકરે એક દિવસ પિતાને કહ્યું: 'આપ ભલે મને કાશી ન જવા દો. પણ અહીંથી ત્રણ ગાઉ ઉપર જે વૃદ્ધ શાસ્ત્રીજી છે, તેમની પાસે તો મને ભણવા જવા દો! વળી, ત્યાં રહીને હું આપણી જમીન પણ જોતો રહીશ.' પિતાએ આ પ્રસ્તાવ માન્ય રાખ્યો, અને મૂળશંકર પેલા વૃદ્ધ શાસ્ત્રી પાસે

ભણુવા રહ્યા. ત્યાં, એક વાર વાતવાતમાં મૂળશંકરથી કહેવાઈ ગયું: 'પંડિતજી! મને લગ્ન સામે સખત સૂગ છે. એ કેમે ય મારા મનમાંથી ટળતી નથી.' આ વાત પંડિતજીએ કરસનજી ત્રવાડીને પહોંચાડી, એટલે ત્યાં લગ્નની તૈયારીઓ મંડાઈ ગઈ!

## ૨ : બ્રહ્મચારી શુદ્ધચૈતન્ય

સગાંસંબંધીઓથી ઘર ભરાઈ રહ્યું હતું, અનેક જાતની શોભાઓ કરવામાં આવી હતી; વાજિંત્રો વાગી રહ્યાં હતાં, અને વસ્ત્રાભૂષણો ઝબક ઝબક ઝળકી રહ્યાં હતાં. ઘરમાં લગ્નનો મોટો ઓચ્છવ ચાલી રહ્યો હતો. તે વખતે બાવીસ વર્ષના મૂળશંકરના હૃદયમાં લાગણીઓનાં વેગભર્યાં વલોવણાં ચાલતાં હતાં. તે વિચારતા હતા: 'આ ધનધાન્યથી ભરેલું ઘર છે. પ્રેમથી પૂરી ભરેલી આ માતાની ગોદ છે. આ કડક છતાં વાત્સલ્યથી ભરેલા પિતા છે. આ સ્નેહે છલકાતાં સગાંસંબંધીઓ છે. આ યૌવનની વસંત પાંગરી રહી છે. પણ એ બધું મારે છોડવું જ છે—અમરજીવન શોધવાને માટે મારે આ બધું છોડવું જ છે-મારે મૃત્યુની મહાઔષધિ જોઇએ છે.'

સંવત ૧૯૦૩ ની એ રાત હતી. નીરવ શાંતિ પથરાઈ હતી. મૂળશંકર ઊઠ્યા; ઊભા થયા. બંધનને તોડીને ઊછળી રહેલા પ્રેમાર્દ્રભાવે બધું જોઈ રહ્યા; સ્થિર પગલે ઊપડ્યા, અને પવનવેગે ચાલવા લાગ્યા. પહેલી રાત મૂળશંકરે પોતાના ગામથી છ સાત ગાઉ ઉપર આવેલી એક જગાએ વિતાવી. એ જ રાતના પાછલા પહોરે મૂળશંકર ત્યાંથી આગળ ચાલ્યા, અને સાંજ પડતાં સુધીમાં પંદર ગાઉની મજલ કાપી એક ગામના હનુમાનમાં રહ્યા. મૂળશંકર જાણીતા માર્ગો લેતા નહોતા. તે તો અજાણી ને અવાવરી કેડીઓ જ પકડતા, અને એમ પોતે

પકડાઈ ન જાય તેની સંભાળ રાખતા હતા. પાછળ પિતાએ મોકલેલા ઘોડેસવારો અને પાળાઓ તપાસમાં ઘૂમી રહ્યા હતા, અને મૂળશંકર તો આગળ ને આગળ ચાલ્યા જતા હતા. રસ્તામાં સાધુવેશમાં રહેલા ઠગોની એક ટોળી મળી. મૂળશંકરને જોઈને એક વેરાગી ઠગ બોલ્યો: 'અલ્યા! જુઓ તો સહી! આ નીકળ્યા છે ત્યાગી થવાને અને આંગળી પરની વીંટી તો હજી છૂટતી નથી!' બસ, મૂળશંકરે ત્યાં જ પોતાના અંગ ઉપરનાં આભરણો ઉતારી નાખ્યાં ને પેલા વેરાગીઓની સામે ઝીકયાં!

આમ ચાલતાં ચાલતાં મૂલી સ્ટેશનથી ચાર ગાઉ ઉપર આવેલું સાયલા ગામ આવ્યું. અહીં લાલા ભગતના સ્થાનકમાં એક બ્રહ્મચારીએ મૂળશંકરને નૈષ્ઠિક બ્રહ્મચર્યની દીક્ષા આપી. હવે એમનું નામ 'શુદ્ધચૈતન્ય' રાખવામાં આવ્યું. એમને કાષાયવસ્ત્રો અને તુંબીપાત્ર આપવામાં આવ્યાં. શુદ્ધચૈતન્ય ત્યાં યોગનો અભ્યાસ કરવા લાગ્યા. પણ એક રાતે તે મઠની બહાર એક વિશાળ વૃક્ષની નીચે સાધના કરતા હતા, ત્યાં પક્ષીઓનો 'ઘૂ ઘૂ' અવાજ આવ્યો. બાળપણમાં માતપિતાએ ભૂતપ્રેતનો એક ભય ઘાલી દીધો હતો, તેના સંસ્કાર આ વખતે જોર કરી બેઠા. શુદ્ધચૈતન્ય બીધા અને મઠમાં ભરાઈ ગયા.

શુદ્ધચૈતન્યને તો વિશેષ જોઈતું હતું. અમરજીવનની ચાવી માટે તે ઉત્સુક હતા. આથી, આ સાયલાથી તે આગળ ચાલ્યા અને અમદાવાદ જિલ્લાના કોઠગાંગડ ગામે આવ્યા. અહીં કેટલાક વેરાગીઓએ એમને પોતાના ફંદમાં ફસાવવાનો પ્રયત્ન કર્યો. તેમણે શુદ્ધ ચૈતન્યનાં ગેરવાં વસ્ત્રોની મશ્કરી કરી. આ વખતે એમની પાસે માત્ર ત્રણ રૂપિયા હતા. એ નાણાંમાંથી એમણે એક સાદું ધોતિયું લીધું ને પોતાનું અત્યાર સુધીનું

રેશમી કિનારનું ધોતિયું ત્યાં ઉતારી નાખ્યું. અહીં શુદ્ધ ચૈતન્ય ત્રણ માસ રહ્યા. ત્યાં એમણે સાંભળ્યું કે સિદ્ધપુરમાં કારતકી પૂનમે મોટો મેળો થવાનો છે અને એ મેળામાં કંઈ વિદ્વાન સંતો ને સંન્યાસીઓ આવનાર છે. શુદ્ધચૈતન્યે આ અવસર ઝડપી લેવાનો નિશ્ચય કર્યો: એમને સત્ય શોધવું હતું.

શુદ્ધચૈતન્ય સિદ્ધપુર માટે ઊપડ્યા. રસ્તામાં એક પરિચિત સંન્યાસીનો મેળાપ થયો. એ સંન્યાસી શુદ્ધચૈતન્યને અને તેમના કુટુંબને પહેલેથી સારી રીતે ઓળખતો હતો. આટલે મહિને, ઘર છોડ્યા પછી, આ પહેલી જ પરિચિત વ્યક્તિ શુદ્ધચૈતન્યને મળી, અને એ મેળાપથી એમનું હૃદય ઊભરાઈ આવ્યું; એમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. સંન્યાસીએ શુદ્ધચૈતન્યની બધી વાત સાંભળી લીધી અને એ સિદ્ધપુરના મેળામાં જાય છે તે પણ જાણી લીધું. પછી, બંને છૂટા પડ્યા અને શુદ્ધચૈતન્ય સિદ્ધપુર પહોંચ્યા. ત્યાં એમણે નીલકંઠ મહાદેવમાં આસન રાખ્યું, અને યોગવિદ્યા જાણવા માટે હરકોઈ સિદ્ધ–સંન્યાસીની મઢીએ ઘૂમવા માંડ્યું.

સવારનો વખત હતો. શુદ્ધચૈતન્ય શિવાલયમાં બેઠા હતા. ત્યાં પિતા કરસનજી ત્રવાડીની રુદ્રમૂર્તિ દેખાઈ! પેલા પરિચિત સંન્યાસીએ તેમને શુદ્ધચૈતન્ય વિશે પૂરી ભાળ આપી હતી, એટલે પોતે થોડાક સિપાઈઓ લઈને સિદ્ધપુરમાં આવ્યા. કંઈ ઠેકાણાં શોધ્યાં, અને છેવટે આ શિવાલયમાં તેમણે પોતાના પુત્રને ભગવાં વસ્ત્રોમાં જોયો! એમના ક્રોધને કશી જ સીમા રહી નહિ. પુત્ર પણ સમય વર્તી ગયો. પિતાના ચરણ પકડી તે બોલ્યો: 'મારી ભૂલ થઈ. સારું થયું આપ આવ્યા તે!' પણ ત્રવાડી એમ ઠંડા પડે એવા નહોતા. તેમણે તો ગાળોની ઝડીઓ વરસાવી, પુત્રને હત્યારો કહી ભાંડ્યો, અને

બાંધીને મુકામે લઇ આવ્યા. શુદ્ધ ચૈતન્ય પિંજરમાં પુરાયા, અને તેમના ઉપર સિપાઈઓની કડી ચોકી બેઠી! આમ બે દિવસ ને બે રાત ચાલ્યાં ગયાં. ત્રીજો દિવસ પણ એમણે જેમ તેમ કરીને કાઢી નાખ્યો. ત્રીજી રાત આવી, અડધી ચાલી પણ ગઈ; અને શુદ્ધચૈતન્ય હાથમાં લોટો લઈને ફરી બહાર નીકળી પડ્યા. ત્યારે ચોકીદારો તો ઘસઘસાટ ઊંઘતા હતા, અને ચારેબાજુ નિઃશબ્દતા હતી.

સવારનો પહોર થયો અને સૌએ જાણ્યું કે પિંજરું સૂનું પડ્યું છે; કેદી ભાગી ગયો છે! બધે ઘોડેસવારો છૂટ્યા, જ્યાં ત્યાં તલાશ થઈ રહી. ગામથી અડધોએક ગાઉ ઉપર એક જૂનું મંદિર હતું, ત્યાં વિશાળ વડલાએ જટા પાથરીને શિખરને ઢાંકી દીધું હતું. ઘોડેસવારો એની નીચે થઇને નીકળ્યા. તેમણે માળીને પૂછ્યું, પણ શુદ્ધચૈતન્યની ભાળ તેમને મળી જ નહિ. કારણ કે, એ જ શિખરના ભાગમાં શુદ્ધચૈતન્ય સંતાઈ રહ્યા હતા. શ્વાસ સરખો પણ તે બહાર ફફડવા દેતા નહોતા. એટલા સાવધાન થઇને તે લપાઈ રહ્યા હતા કે પાંદડું સરખું પણ તેમનાથી હાલતું નહોતું! આખો દિવસ એ શિખરના કળશભાગમાં જ એ ભરાઈ રહ્યા. ન એમને તે દિવસે કાંઈ ખાવાનું મળ્યું, ન એમને તે દિવસે કંઈ પીવાનું મળ્યું. સાંજના સાત વાગ્યા, અંધારું થયું, બધા ચાલી ગયા છે એની ખાતરી થઈ અને સંકટ નથી એટલી શ્રદ્ધા પડી, એટલે તે નીચે ઊતર્યા, અને બે ગાઉ દૂર આવેલા એક ગામમાં રાતવાસો કર્યો. સવાર થઈ અને ત્યાંથી પણ તે આગળ ચાલ્યા.

ગામગામ ફરતા, શુદ્ધચૈતન્ય હવે અમદાવાદ થઈ વડોદરા આવ્યા. ત્યાં ચૈતન્યમઠમાં એમને બ્રહ્મચારીઓ તથા સંન્યાસીઓ સાથે વેદાન્ત વિષયમાં વાર્તાલાપ થયો. અહીં એમણે

'अहं ब्रह्मास्मि' મંત્રનો પહેલી વાર ઉચ્ચાર કર્યો. અહીં એમણે સાંભળ્યું કે નર્મદાકિનારે અનેક વિદ્વાન બ્રાહ્મણો અને સંન્યાસીઓ રહે છે. આથી, શુદ્ધચૈતન્યે તે રસ્તો લીધો. નર્મદાકિનારે એમને સચ્ચિદાનંદ નામના પરમહંસ સાથે મેળાપ થયો. ત્યાંથી તે ચાંદોદ–કરનાળી પહોંચ્યા, અને ત્યાં બિરાજેલા દીક્ષિત તથા ચિદાનંદ વગેરે સંન્યાસીઓ સાથે એમણે જ્ઞાનચર્ચા કરી. અહીં જ એમણે પરમહંસ પરમાનન્દ પાસે વેદાન્તસાર વગેરે ગ્રંથોનું અધ્યયન કર્યું.

આ બ્રહ્મચર્યાશ્રમમાં શુદ્ધચૈતન્યને હાથે રસોઈ પકાવવાની રહેતી હતી. ઉપરાંત બીજાં નિત્યનૈમિત્તિક કર્મો પણ એમને કરવાનાં રહેતાં. આથી એમને વિદ્યાભ્યાસમાં ઘણી ખલલ પડતી હતી. એમને થયું: 'સંન્યાસ લઈ લઇએ, તો આમાંની ઘણી કડાકૂટ નીકળી જાય અને અધ્યયનમાં વિશેષ સરલતા મળતાં તે સમૃદ્ધ પણ થાય.' આ કારણે એમણે કંઈ સંન્યાસીઓને વિનતિ કરી: 'મને સંન્યસ્તદીક્ષા આપો.' પણ, સૌએ આમનું ભર્યું યૌવન જોઇને નન્નો જ ભણ્યો. આમ કરતાં કરતાં દોઢ વરસ થઈ ગયું.

## ૩ : સંન્યાસી દયાનંદ

શુદ્ધચૈતન્ય નર્મદાતટે રહેતા હતા, ત્યારે એમને પચીસમું વર્ષ ચાલતું હતું. સંન્યાસની એમની ઇચ્છા એવી ને એવી જ ઉત્કટ હતી. પણ સંન્યાસ આપવાને હજુ કોઈ તૈયાર થયું નહોતું. એવામાં એમણે સાંભળ્યું કે આ ચાંદોદથી દોઢ ગાઉ ઉપર જંગલ છે, તેમાં કોઈ ઉત્તમ ને વિદ્વાન સંન્યાસી ઊતર્યા છે. એ દક્ષિણના છે ને દર્શનીય છે. શુદ્ધચૈતન્ય પોતાના એક દક્ષિણી મિત્ર સાથે એ દંડી સંન્યાસી પાસે પહોંચ્યા. શુદ્ધ

ચૈતન્યે એમની સાથે બ્રહ્મવિદ્યા વિશે વાતચીત કરી. એમને નિશ્ચય થઈ ગયો કે આ સંન્યાસી ને એમની સાથેના બ્રહ્મચારી બન્ને બ્રહ્મવિદ્યામાં નિપુણ છે. હવે, શુદ્ધચૈતન્યના મિત્રે એ પૂર્ણાનંદ સરસ્વતીને કહ્યુંઃ 'સ્વામીજી! આ બ્રહ્મચારી સુયોગ્ય છે. એને હાથે રસોઈ વગેરે કરવાનાં હોય છે, તેથી જોઇએ તેવી રીતે એ અધ્યયન કરી શકતો નથી. તો આપ એને સંન્યાસની દીક્ષા આપો. આપના શિષ્ય થવાની સર્વ યોગ્યતા એનામાં છે.' પૂર્ણાનંદે જુવાન શુદ્ધચૈતન્યને નીરખીને જોયા અને એમને સંન્યાસ આપવાને એમનો જીવ એક વાર તો ન જ ચાલ્યો; ફરી વિનંતિ કરી, ત્યારે એ તૈયાર થયા.

બે દિવસ શુદ્ધચૈતન્યે જપ વગેરે કર્યાં અને ત્રીજે દિવસે તે પૂર્ણાનંદજી પાસે દીક્ષા માટે આવી ઊભા. એમને વિધિપૂર્વક સંન્યસ્ત આપવામાં આવ્યું. હવે એ દયાનંદ સરસ્વતી થયા. દીક્ષાગુરુએ એમને યતિઓના ધર્મ સમજાવ્યા, સંન્યાસીની રીતિનીતિ સમજાવી અને વિદ્યાનું ઉપાર્જન તથા જપતપની શિક્ષા આપી. દયાનંદે એમની પાસે થોડો વખત બ્રહ્મવિદ્યાનું અધ્યયન કર્યું. પછી ગુરુની આજ્ઞાથી એમણે દંડને રજા આપી. પછી પૂર્ણાનંદજી તો દ્વારકા જવા ઊપડી ગયા અને દયાનંદજી ત્યાં ચાણોદમાં જ રહ્યા.

પણ, એટલામાં જ દયાનંદને તૃપ્તિ થવાની હતી? એમને તો હજુ યોગનાં અનેક રહસ્યો જાણવાં હતાં, નવી નવી વિદ્યાઓ હાથ કરવી હતી અને અનેક શાસ્ત્રો શીખવાં હતાં. એમને ભાળ મળી કે વ્યાસાશ્રમમાં યોગાનંદજી છે, તે યોગની ક્રિયાઓમાં કુશળ છે. સ્વામીજી તેમની પાસે ગયા અને જ્ઞાન પામ્યા. પછી તે કૃષ્ણશાસ્ત્રી નામના વૈયાકરણી પાસે વ્યાકરણ ભણ્યા, અને પાછા ચાંદોદ આવી રાજગુરુ પાસે અધ્યયન

કરવા લાગ્યા. એવામાં સ્વામીજીને જ્વાલાનંદપુરી અને શિવાનંદગિરિ નામના બે સમર્થ મહાત્માઓનો મેળાપ થયો. તેમણે સ્વામીજીને યોગનો સુંદર અભ્યાસ કરાવ્યો. એ બંને યોગીઓ આ પછી અમદાવાદ આવ્યા, અને દયાનંદજી પણ મહિના પછી તેમને દૂધેશ્વરને આરે મંદિરમાં મળ્યા. આ બંને મહાત્માઓએ પોતાનું સર્વ રહસ્ય દયાનંદને આપ્યું, અને દયાનંદજી તેમને વિશે આ ઋણસ્વીકાર કરે છેઃ 'એ બંને મહાત્માઓએ મને નિહાલ કરી નાખ્યો. એમના પ્રભાવથી યોગવિદ્યાની સકલ ક્રિયા મને પરિચિત થઈ. હું એમનો અત્યંત કૃતજ્ઞ છું. ખરેખર! એમણે મારા ઉપર એક મહાન ઉપકાર કર્યો છે.'

આ પછી સ્વામીજી આબુ ગયા. વિદ્યાને અર્થે, સત્યને અર્થે એમણે ત્યાં અનેક મઢૂલીઓની મુલાકાત લીધી, અનેક સંતમહાત્માઓ સાથે ચર્ચા કરી અને એમ યોગના સંબંધમાં એમને વિશેષ પ્રાપ્તિ થઈ. આમ યતિમુનિઓને મળતાં મળતાં સ્વામીજી સંવત ૧૯૧૨ ના વૈશાખ માસમાં હરદ્વારના કુંભ મેળામાં આવી પહોંચ્યા. આ વખતે એમની ઉમ્મર ત્રીસ વર્ષની હતી. એ તીર્થસ્થળ માખીઓથી બમણી રહ્યું હતું અને એંઠાં પતરાળાંથી ગંધાઈ રહ્યું હતું. ત્યાં પુષ્કળ ગિરદી ને કોલાહલ હતાં અને ગંગાજીનાં જલ નાહધોવાથી ડહોળાઈ ગયાં હતાં. સ્વામીજી આ કારણે ગંગા પાસેના ચંડી પર્વતના જંગલમાં ઊતર્યા હતા. અહીંથી સ્વામીજી હૃષીકેશ ગયા, અને ત્યાં સંતસમાગમ કરી યોગસાધનની વધુ રીતિઓ શીખ્યા. અહીં એક બ્રહ્મચારી અને બે પહાડી સાધુઓ મળ્યા અને સ્વામીજી તેમની સાથે ટિહરીની યાત્રાએ ઊપડ્યા.

ટિહરીમાં ત્યાંના રાજપંડિતે સ્વામીજીને પોતાને ત્યાં ભિક્ષા

લેવા આમંત્રણ આપ્યું. સ્વામીજી અને એમનો બ્રહ્મચારી સાથી એ બન્ને તેને ત્યાં ગયા. પણ આંગણામાં પગ મૂકતાં જ સ્વામીજીને ઘૃણા છૂટી આવી. કોઈ એક પંડિત ત્યાં માંસ સમારીને રાંધી રહ્યો હતો! સ્વામીજી જરાક આગળ ગયા, તો ત્યાં માંસ ને હાડકાંના ઢગલા પડ્યા હતા. આ ભયંકર દૃશ્ય જોઇને સ્વામીજી પોતાના સાથી સાથે ત્યાંથી પાછા ફરવા લાગ્યા. રાજપંડિત કહેઃ 'અરે સ્વામીજી! આપ અંદર પધારો. આમ કેમ પાછા વળો છો? આપને માટે જ આ બધું ભોજન રંધાયું છે!' સ્વામીજી કહેઃ 'ના, ભાઈ! માંસને હું જોઈ પણ શકતો નથી, તો તે ખાવાની વાત જ શી? તમે મારે માટે ફલફલાદિ મોકલશો એટલે બસ.' આ સાંભળી રાજપંડિત લજવાઈ ગયો અને ઘરમાં આવી તેણે સ્વામીજી માટે ફલ વગેરે મોકલી આપ્યાં. આ જ રાજપંડિતે સ્વામીજીને તંત્રગ્રંથો આણી આપ્યા. એ વાંચીને સ્વામીજી કંપી ઊઠ્યા. એમનો વિશુદ્ધ આત્મા એ ગ્રંથમાં વર્ણવેલા ભ્રષ્ટ વિધિઓથી ઊકળી ઊઠ્યો.

અહીંથી નીકળી સ્વામીજી શ્રીનગર ગયા અને ત્યાં ગંગાગિરિ નામના એકાન્તવાસી મહાત્મા સાથે એક ઝાડીમાં સત્સમાગમ કર્યો. અહીંથી રુદ્રપ્રયાગ, શિવપુરી, ગુપ્તકાશી, ગૌરીકુંડ, ભીમગુફા, વગેરે સ્થળોએ જઈ, સ્વામીજી ફરી કેદાર-ઘાટ આવ્યા. ગંગાગિરિ મહાત્માનો સંગ એમને અત્યંત રુચી ગયો હતો, એટલે બેત્રણ વાર સ્વામીજી બીજે જઇને એમની પાસે કેદારઘાટ આવ્યા હતા. હવે, સ્વામીજીને હિમગિરિનાં જુદાં જુદાં શિખરો ને સંતસાધુઓનાં સ્થાનકો જોવાની ઇચ્છા થઈ.

આ માટે પોતે એકલા યાત્રાએ નીકળ્યા. બરફથી ઢંકાયેલાં,

ગગન સાથે વાતો કરતાં અને અંગોને ચીરી નાખે એવાં ધારદાર કંઈ શૃંગો ઉપર સ્વામીજી ઘૂમ્યા. તુંગનાથ ઉપર ચડતાં સ્વામીજી એક વિકટ ને અપરિચિત કેડીએ ચડી ગયા. ત્યાં અંધકારથી ભરેલું વિકટ અરણ્ય આવી પડ્યું. એમાં મોટીમોટી શિલાઓ પડી હતી, જળહીન નાળાં હતાં, અને માણસના પગરવની નિશાની સરખી નહોતી. ત્યાં આકાશને ઊંડળમાં ભરતાં વૃક્ષોએ સૂરજનાં દર્શન ઢાંકી દીધાં હતાં. તે વખતે મધબપોરે મધરાત હતી. આવા વિષમ સ્થાનમાં સ્વામીજી ઘેરાઈ ગયા. તેમણે ઊંચું જોયું તો તેમને થયું: 'અરે! આવી સીધી લીટી જેવી ચોટ ઉપર હું કેવી રીતે ચડ્યો હોઇશ!' તેમણે નીચે ઊતરવાનું નક્કી કર્યું. સૂકાં ઘાસડાળાંને પકડી તે એક નાળા સુધી આવ્યા. ચારે બાજુ અગમ્ય શિખરો અને અભેદ્ય જંગલો! તેવામાં સૂર્ય પણ ડૂબી ગયો. ક્ષણિક સ્વામીજી કંપી ઊઠ્યા. પણ ફરી એ પ્રબળ પુરુષાર્થીએ આગળ ચાલવા માંડ્યું. ત્યારે તેમનાં વસ્ત્રોની ચિંદરડીઓ ઊડી હતી, ધારદાર પથરાઓથી તેમના પગ ઠોકરાતા હતા, શરીર ઉપર અનેક ઘાવો પડ્યા હતા, ક્યાંકથી લોહી વહેતું હતું અને વેદનાનો પાર નહોતો. છતાં, સ્વામીજી તુંગનાથની તળેટીમાં આવી રહ્યા. અંધારામાં ફંફોસતાં ફંફોસતાં તે એક પગરવવાળા માર્ગે આવ્યા, ત્યાં તેમને થોડીક મઢૂલીઓ જોવામાં આવી. એ જ રાતે સ્વામીજી ઓખી મઠમાં પહોંચ્યા.

સ્વામીજી એ મઠમાં આવેલા અનેક સાધુસંન્યાસીઓ સાથે જ્ઞાનચર્ચા કરવા લાગ્યા અને મઠના મહંત સ્વામીજીનાં આ જ્ઞાનચારિત્ર્યને જોઈ મુગ્ધ થઇ ગયા. તેમણે સ્વામીજીને કહ્યું: 'વત્સ! આ બધી તગડ શીદને વેઠે છે? તું મારો શિષ્ય થઈ

જા. આ લાખો રૂપિયાની સંપત્તિ તારી જ થશે, અને વળી તું મહંત કહેવાશે! તારા સુખમાં કશી જ મણા રહેશે નહિ.' પણ સ્વામીજી કહેઃ 'તમે સંપત્તિ બતાવો છો? અરે! એ જ જોઇતી હોત તો મારા પિતાને ત્યાં શું ઓછું હતું? એ બધું સુખ છોડીને હું કાંઈ અહીં તમારી મહંતાઇને માટે આવ્યો નથી.' 'ત્યારે, ભાઈ!' મહંતે પૂછ્યુંઃ 'તારો ઉદ્દેશ શો છે? શાને કાજે આ બધો ક્લેશ ઉઠાવે છે?' સ્વામીજીએ કહ્યુંઃ 'મારે તો સત્ય શોધવું ને પરખવું છે. મારે યોગવિદ્યા જાણવી છે. મારે મુક્તિ મેળવવી છે. એ સિદ્ધ થશે નહિ, ત્યાં સુધી હું તપસ્યા કરીશ અને મનુષ્યમાત્રનાં આવશ્યક કર્તવ્યો કરીશ.' આ ઉચ્ચ ઉદ્દેશને જાણીને મહંત બોલ્યાઃ 'આ તો સુંદર વાત છે.' અને બીજા દિવસનું મળસકું થયું, એટલે તો સ્વામીજી જોષીમઠમાં ચાલ્યા ગયા. પછી, ત્યાંથી તે બદરીનારાયણ પહોંચ્યા.

અહીં બદરીનારાયણમાં સ્વામીજીએ ત્યાંના મહંત રાવળજી સાથે અનેક વાદવિવાદ કર્યા. ત્યાં, તે કોઈ સાચા યોગીની શોધમાં નીકળી પડ્યા. ચાલતાં ચાલતાં સ્વામીજી અલકનંદાના તટ પર આવી પહોંચ્યા. એને કાંઠે કાંઠે સ્વામીજીએ એના મૂળ તરફ ચાલવા માંડ્યું. આસપાસ પર્વતોની ઊંચી ઊંચી શૃંગ-માળાઓ હતી, બરફની ઘન પથારીઓ પથરાઈ હતી અને ત્યાં અલકનંદા પથ્થરોમાં ટક્કર લઈ લઇને ઘુમરડી ખાતી વહેતી હતી. એ પ્રવાહનો જોશ પર્વતગુફાઓમાં પડઘા પાડતો હતો. આમ, ત્યાં પ્રકૃતિનું કરાળકોમળ સૌન્દર્ય હતું. સ્વામીજી એ વિષમ માર્ગે ઠેઠ મૂળ સુધી પહોંચ્યા. હવે આગળ પહાડને ભેદી શકાય એમ નહોતું. એટલે, સ્વામીજીએ અલકનંદાના આઠદશ હાથના પટને પાર કરી જવાનો નિશ્ચય કર્યો. તે વખતે સ્વામીજીના બદન ઉપર કપડાં પણ થોડાં હતાં, તેમાં તીરના

જેવો ઠંડો પવન તેમના આખા શરીરને વીંધીને વાતો હતો. તરસે ગળું સુકાઈ રહ્યું હતું, અને ભૂખે મોઢું પાડી નાંખ્યું હતું. વચમાં સ્વામીજીએ બરફનો કટકો ખાધો હતો, પણ પેટની આગ તેથી બુઝાઈ નહોતી. ત્યાં સ્વામીજી અલકનંદાના પ્રવાહમાં પડ્યા. બરફનાં ચોસલાં એમના પ્રત્યેક અંગને ટકરાતાં હતાં અને જ્યાં ત્યાં ઉઝરડા પડતા હતા. આંગળીઓને છેદ પડતા હતા અને લોહીની સેરો છૂટતી હતી. ચોમેર ભીષણ ઠંડીનું રાજ્ય હતું, અને સ્વામીજી જાણે મૂર્છા ખાઈ ગયા. ફરી પૌરુષ પ્રકટ્યું, અને તે સામે કાંઠે પહોંચ્યા. ત્યારે સ્વામીજીમાં પૂરી શક્તિ નહોતી, હાલવાચાલવાનું પૂરું સામર્થ્ય નહોતું અને ચિત્તની પૂરી સ્વસ્થતા નહોતી. એવામાં બે પહાડીઓ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે સ્વામીજીને કહ્યું: 'ચાલો, અમે આપને સિદ્ધપત સ્થાન સુધી પહોંચાડી દઈએ.' પણ સ્વામીજી પાસે એટલું ચાલવાની શક્તિ નહોતી, એટલે પહાડીઓ તો ભક્તિ બતાવીને આગળ ચાલ્યા ગયા. અહીં સ્વામીજીએ થોડો વખત વિસામો લીધો અને પછી 'વસુધારા' પહોંચ્યા. અહીંથી પાસેના પ્રદેશમાં થઈ તે રાતે આઠ વાગે પાછા બદરીનારાયણ આવી રહ્યા.

બદરીનારાયણમાં એક રાત આરામ લઈને સ્વામીજી રામપુર ગયા અને ત્યાં રામગિરિ મહાત્મા સાથે નિવાસ કર્યો; થોડો વખત ત્યાં રહીને, સ્વામીજી કાશીપુરી થઈ દ્રોણસાગર આવ્યા. અહીં એમને એક વાર વિચાર આવ્યો: 'હવે તો હિમાલય ઉપર જઈ હાડ ગાળી નાંખું.' પણ બીજો વિચાર તરત જ એમને સ્ફુર્યો: 'આમ અધૂરા જ્ઞાન સાથે દેહત્યાગ કરવો એ બરાબર નથી. પૂર્ણ જ્ઞાન મેળવવું જ જોઈએ.' અને તે માટે સ્વામીજી સતત પરિશ્રમ કરી રહ્યા હતા. અહીંથી તે

મુરાદાબાદ, સંભલગઢ અને મુક્તેશ્વર થઇને ગંગાતટ પર આવી પહોંચ્યા. આ વખતે એમની પાસે અનેક પુસ્તકો હતાં. તેમાં 'શિવસંધ્યા,' 'હઠયોગ પ્રદીપિકા' અને 'યોગબીજ' વગેરે ગ્રંથો પણ હતા. સ્વામીજીને યોગનાં આ પુસ્તકોમાં વર્ણવેલાં નાડીચક્રો વિષે સંશયો ઘોળાયા કરતા હતા. એટલામાં ગંગાના પ્રવાહમાં એક મડદું તણાતું એમણે જોયું. તરત જ પોતે તેમાં કૂદી પડ્યા અને પેલા મડદાને તાણી લાવ્યા. પાસે ચપ્પુ હતો, તે વડે એમણે તે શબને ચીર્યું અને પુસ્તકના વર્ણન સાથે એ શરીરના અંગોપાંગને મેળવવા લાગ્યા. એમણે સર્વ અંગોનું પરીક્ષણ કર્યું, પણ પેલાં નાડીચક્રોનો કંઈ જ મેળ ખાધો નહિ. એટલે, સ્વામીજીએ એ મડદાને તથા પેલી ચોપડીઓને ગંગાજીમાં પધરાવી દીધાં. પોતે નિશ્ચય કરી નાંખ્યો કે વેદો, ઉપનિષદો, પાતંજલ અને સાંખ્યશાસ્ત્ર સિવાયનાં યોગને લગતાં સર્વ પુસ્તકો મિથ્યા અને અશુદ્ધ છે.

ગંગાતટ ઉપર યાત્રા કરી, સ્વામીજી સંવત ૧૯૧૨ ના આસો માસમાં ચંડાલગઢ ગયા. ત્યાં એમણે ભાત ખાવાનો છોડી દીધો અને કેવળ દૂધ ઉપરજ રહેવા માંડ્યું. તથા યોગનું અધ્યયન તેમજ તેનો અભ્યાસ આગળ વધાર્યાં. અહીંથી સ્વામીજી પાસેના એક ગામમાં ગયા. ત્યાં શિવમંદિરમાં એમને એક પુરાણો સાથી મળી આવ્યો. તેની સાથેના શિષ્ટાચારમાં સ્વામીજીએ ભાંગ પીધી! એ કેફને લીધે એમને એક વિચિત્ર સ્વપ્નું આવ્યુંઃ પાર્વતી શંકરને કહી રહ્યાં છે–'આ દયાનંદને પરણાવવો જોઇએ.' શંકર ભાંગનો નશો બતાવી પાર્વતીને જવાબ આપે છે–'ના, એ નહિ બને.' એટલામાં તો સ્વામીજીને મદનું ઝેર ઊતરી ગયું. એ સ્વપ્નું સંભારીને એમને અપાર કષ્ટ ને વેદના થયાં. પોતે બહાર મંદિરના વંડામાં આવી રહ્યા. ત્યારે

મુસળધાર વરસાદ પડતો હતો, એટલે સ્વામીજીએ પોતાનાં વસ્ત્રો ને પુસ્તકો મંદિરમાંના પોઠિયાના પેટમાં મૂક્યાં! સ્વામીજી ફરી પેલા સ્વપ્નનો વિચાર કરવા લાગ્યા. ત્યાં નંદીની પાછળ કોઈ ચોર છુપાઇ રહેલો એમણે જોયો. પોતે જ્યાં હાથ પસાર્યો, ત્યાં ચોરે ચલતી પકડી. હવે, નંદી પાછળ જગ્યા ખાલી પડી, એટલે સ્વામીજી ત્યાં સૂઇ રહ્યા. સવાર થયું, અને એક ઘરડી ડોશી મંદિરે દર્શન માટે આવી. પોઠિયાની પાછળ બેઠેલા સ્વામીજીને એણે દેવતા માની લીધા! તેણે નંદીને દહીં ને ગોળ અર્પણ કર્યાં અને સ્વામીજીએ તે નૈવેદ્ય આરોગ્યું! ખટાશ ખાવાથી ભાંગનો રહ્યોસહ્યો નશો પણ ઊતરી ગયો, અને સ્વામીજીએ ભાંગનો કાયમને માટે ત્યાગ કર્યો.

સંવત ૧૯૧૪ ના ચૈત્ર માસમાં સ્વામીજીએ નર્મદાજીની યાત્રા આરંભી. પોતે નર્મદાના મૂળ તરફ જઇ રહ્યા હતા. માર્ગ વિકટ હતો, અને અનેક મુશ્કેલીઓ ઊભી હતી. રસ્તામાં ગાઢ અરણ્ય આવ્યું. કેડીઓ પણ ખોવાઇ જતી હતી. સ્વામીજી ભૂખતરસથી પીડાઈ રહ્યા હતા. એક ઝંપડી દેખાઈ, અને ત્યાં સ્વામીજીને દૂધ મળ્યું. આગળ ચાલ્યા, તો કેડી પણ લોપાઈ ગઇ. સામે રીંછ આવીને ઊભું રહ્યું. સ્વામીજીએ દંડ ઊંચો કર્યો એટલે તે ભાગી ગયું. પણ એ રીંછના બરાડા સાંભળીને કેટલાક ગ્રામવાસીઓ ત્યાં આવી રહ્યા. તેમણે સ્વામીજીને કહ્યું: 'મહારાજ! આગળ જશો મા. ત્યાં તો મોટું જંગલ છે. ફાડી ખાનારાં ભયંકર પશુઓનું તે ધામ છે. તમે અમારી સાથે પાછા ગામમાં પધારો.' પણ સ્વામીજીએ કહ્યું: 'મારે તો નર્મદાજીનું મૂળ જોવું જ છે. તમે મારી ચિન્તા કરશો મા.' એટલે પેલા ગ્રામવાસીઓએ સ્વામીજીને મોટો દંડ આપ્યો. પણ એમણે તો એ ફેંકી દીધો ને આગળ યાત્રા આરંભી.

એમને અનેક કાંટાઓ વાગ્યા, ઠોકરો લાગી, ઘા પડ્યા, લોહી નીકળ્યાં, અને હાથપગ વગેરે અંગોને જાતજાતની વિપત્તિઓ આવી. આમ છતાં તે આગળ જ ચાલ્યા, અને વનદુર્ગને વીંધીને વસ્તીવાળા ભાગમાં પહોંચ્યા. ત્યાં ઝૂંપડીઓ દેખાતી હતી, અને સ્વામીજીએ એક વિશાળ વૃક્ષની છાયામાં નિદ્રા લીધી. સવાર થઇ, અને પોતે સંધ્યોપાસના કરવા બેઠા. ત્યાં કંઇ લોકો ઉત્સવનિમિત્તે સ્વામીજી પાસે આવી પહોંચ્યા. તેમણે સ્વામીજીનો સત્કાર કર્યો તેમજ રાતના એમનું રક્ષણ થાય એની સગવડ કરી. હવે, સ્વામીજીનો થાક ઊતરી ગયો, અને સવાર થતાં એમણે આગળ યાત્રા આરંભી.

આ પ્રમાણે સ્વામીજીએ ત્રણ વર્ષ સુધી નર્મદાતટે યાત્રા કરી. તપસ્યાની ભઠ્ઠીમાં તવાઇને એમના મલવિક્ષેપ દૂર થઈ ગયા. અને એમનું જીવન હોમાનલની દીપ્તિથી કાંચનવર્ણું ઝળહળી રહ્યું.

ત્યાં એમણે મથુરામાં વિરાજતા વિરજાનન્દ સ્વામીનો યશ સાંભળ્યો, અને પોતે એ મથુરામાં પહોંચ્યા.

## ૪: જ્ઞાનગુરુને ચરણે

સ્વામી વિરજાનંદજી મૂળે પંજાબી હતા. કરતારપુર પાસેના કોઈ ગામમાં એમનો જન્મ થયો હતો. જાતે તે શારદશાખાના સારસ્વત બ્રાહ્મણ હતા. તેમનું ભારદ્વાજ ગોત્ર હતું. વિરજાનંદ પાંચ વર્ષના હતા, ત્યારે એમને બળિયા આવ્યા. એ મહારોગમાં એમની બન્ને આંખો ચાલી ગઈ. એ અગિયાર વર્ષના થયા ત્યાં એમના પિતા નારાયણદત્ત અવસાન પામ્યા, એ જ વખતે એમણે માતા પણ ગુમાવી. હવે ભાઈભાભીના

રાજ્યમાં એમને ખૂબ દુઃખ પડવા માંડ્યું, અને પોતે ભણીને હૃષીકેશ આવ્યા. એમણે તુરત જ પરમહંસ દીક્ષા લઈ લીધી અને એક વર્ષ ગાયત્રીજપ કરી એ કનખલ ગયા. ત્યાં પૂર્ણાનંદ સ્વામી પાસે એમણે ષડલિંગ વગેરે વ્યાકરણભાગોનું અધ્યયન કર્યું. અહીં પોતે એક વાર વિષ્ણુસ્તોત્ર બોલી રહ્યા હતા, ત્યારે અલવરના રાજા વિનયચંદ્ર વિરજાનંદજીની ચમત્કારી શક્તિથી મુગ્ધ થઈ ગયા. તે એમને અલવર લઈ ગયા. પણ સ્વામીજીએ એ રાજવી સાથે શરત કરી હતીઃ 'તમે મારી પાસે રોજ અધ્યયન કરશો, તો જ હું અલવરમાં રહીશ.' એક વખત રાજાસાહેબને અધ્યયન કરતાં નાચગાનનું વધારે આકર્ષણ થયું, એટલે તે સ્વામીજી પાસે ગયા નહિ. પરિણામે સ્વામીજીએ અલવર છોડ્યું. પછી મુરસાન અને ભરતપુર કરીને વિરજાનંદજી મથુરામાં સ્થાન કરી રહ્યા.

જમના નદીના વિશ્રામઘાટ ઉપરની સડકની એક બાજુએ નાનીસરખી અડાળીમાં વિરજાનંદજીનું આસન હતું. અલવર અને જયપુરના રાજાઓ તેમજ બીજા ધનિક લોકો એમનો વ્યવહાર નિભાવતા હતા. સવારમાં સ્નાનસંધ્યાદિ કરીને વિરજાનન્દજી ધ્યાનમાં બેસતા અને પછી પોતાનું અધ્યાપનકાર્ય શરૂ કરતા તે બપોર તથા સાંજ સુધી પહોંચતું. સાંજે ફરી સ્નાનસંધ્યાદિ કરી તે ધ્યાનમાં વિરાજતા. પોતે મોટે ભાગે દૂધથી જ ચલાવતા હતા. એમની વિચારશક્તિ અત્યંત તેજસ્વી હતી, તેવી જ પ્રતાપી એમની ધારણશક્તિ હતી. એક વખત કાને આવેલો પાઠ એ કદાપિ વીસરતા નહોતા. એ સાફબોલા, નિષ્કપટ અને સરળ વૃત્તિના હતા. છતાં, એમનો સ્વભાવ ખૂબ ઉગ્ર હતો. તે ઋષિપ્રણીત ગ્રંથો જ ભણાવતા હતા, એટલે કૌમુદી વગેરે ગ્રંથોનું એમને ત્યાં અધ્યાપન થતું નહોતું.

એમના વિદ્યાર્થીઓ નિઘંટુ, નિરુક્ત, અષ્ટાધ્યાયી અને મહાભાષ્ય વગેરે આર્ય ગ્રંથોનું અધ્યયન કરતા. વળી, એમને શ્રીમદ્ભાગવતની સામે સખત ચીડ હતી. એ ધ્યાનપરાયણ સંન્યાસી એમના પ્રખર પાંડિત્ય માટે પ્રસિદ્ધ હતા અને વ્યાકરણના ભાસ્કર તરીકેની એમની નામના હતી.

તે વખતે એમને ૮૧ મું વર્ષ ચાલતું હતું. સંવત ૧૯૧૭ ના કારતક માસની અજવાળી બીજે સ્વામી દયાનંદજીએ વિરજાનંદજીની કુટિરનાં દ્વાર ખખડાવ્યાં. વૃદ્ધ વિરજાનંદજીએ કહ્યું: 'દયાનંદ! તું અત્યાર સુધી અનાર્ષ ગ્રંથો ભણ્યો. તારે મારી પાસે ભણવું છે ને? તો તો એ ગ્રંથોને ખાડમાં નાખી દે. મારી પાસે તો ઋષિપ્રણીત ગ્રંથોનો જ અભ્યાસ થઈ શકશે. અને દયાનંદ! તું તો સંન્યાસી છે. તારા ભોજન વગેરે માટે અહીં કોઈ ગોઠવણ નથી. આ નિશ્ચિંતતા વિના ભણાય જ નહિ. માટે જા.'

પણ, આ નૂતન શિષ્ય એમ ચાલ્યા જાય એ બને જ નહિ. દયાનંદજીએ કહ્યું: 'આ અનાર્ષ ગ્રંથો તો મેં ફેંકી જ દીધા. અને ભોજનની ગોઠવણ તો હું કરી લઇશ. ગુરુવર્ય! આપ મને પાઠ આપવા માંડો.' અને વિરજાનંદજીએ શહેરમાં ફાળો કરાવી દયાનંદજી માટે રૂા. ૩૧ ખરચી મહાભાષ્યની પ્રત મેળવી આપી.

આ અધ્યયનનો આરંભ થયો, ત્યારે ઉત્તરભારતમાં દુકાળનો દારુણ પંજો ફરી રહ્યો હતો. આથી, શરૂઆતના દિવસોમાં સ્વામીજીને ચણા ઉપર જ રહેવું પડ્યું હતું, છતાં એમણે અધ્યયનમાં ખાડો પડવા દીધો નહોતો. પાછળથી અમરલાલ નામના એક સજ્જને સ્વામીજીને ભોજન તથા ગ્રંથ વગેરે બાબતમાં નિશ્ચિંત કર્યા. સ્વામીજી રાતના પણ પાઠ

કરતા હતા. પણ તેલનો ખરચ કોણ આપે? એટલે લાલા ગોરધનદાસે એ પેટે માસિક ચાર આના આપવા માંડ્યા! દૂધને માટે હરદેવ પથ્થરવાળા સ્વામીજીને માસિક બે રૂપિયા આપતા થયા. મુકામને માટે સ્વામીજીએ પહેલેથી જ વિશ્રામ-ઘાટ ઉપરના લક્ષ્મીનારાયણ મંદિરની નીચે એક કોટડી મેળવી લીધી હતી. એમાં સગવડસોઈ એવાં હતાં કે સ્વામીજી મોકળાશથી પોતાના પગ પણ એમાં પસારી શકતા નહોતા.

પરન્તુ, સમિત્પાણિ થઇને જ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે બેસવાનું હતું, અને એ સદ્ગુરુની પ્રસાદી મેળવી પરમ-વિજ્ઞાનનો સાક્ષાત્કાર કરવાનો હતો. આથી, સ્વામીજી ગુરુજીને માટે રોજ જમનાજીમાંથી વીસ વીસ ઘડા પાણી લઈ આવતા, અને ગુરુસેવામાં ટાઢતડકો કશાની ગણતરી રાખતા નહોતા. આ બધું સ્વામીજી નિયમપૂર્વક કરતા, અને એમાં કદી ય ચૂક આવી નહોતી. આ અનુપમ સેવાથી સદ્ગુરુ પણ પ્રસન્ન થયા.

એક વાર દયાનંદજી ગુરુએ આપેલો પાઠ ભૂલી ગયા. ગુરુનો નિયમ હતો કે એક પાઠ બીજી વેળા આપવો જ નહિ. દયાનંદજી ગુરુને વીનવી રહ્યા, પણ વિરજાનંદ ગુરુ તો ચિડાઈ ગયા: 'ન આવડે તો જમનાજીનાં પાણીમાં ડૂબી મર. હું ફરી પાઠ નહિ જ આપું.' સ્વામીજીએ પોતાની સ્મરણશક્તિને ખૂબ ખૂબ કસી, પણ પેલો પાઠ યાદ આવ્યો જ નહિ. છેવટે, એમણે કાલિન્દીનાં કાળાં પાણીમાં ઝુકાવી મૂકવાનું નક્કી કર્યું. અને ફરી મગજને કસવા લાગ્યા. એમને એકાએક સ્વપ્નું આવ્યું, અને તેમાં કોઇ વ્યક્તિએ એમને એ ભુલાઈ ગયેલા પાઠનું સ્મરણ કરાવ્યું. આમ, પાઠ યાદ આવ્યો એટલે દયા-નંદજી ગુરુજી પાસે દોડી ગયા. તેમના ચરણકમળમાં મસ્તક ઢાળીને એમણે સર્વ વાત કહી. એ સાંભળી વિરજાનંદજીને

હર્ષનાં આંસુ આવ્યાં, અને દયાનંદજીને ગાઢ આલિંગન આપી તે મંગલ આશિષ વરસાવી રહ્યા.

દયાનંદજીનું બ્રહ્મચર્ય તો બજરંગ બલી હનુમાનનો વજ્ર-કછોટો હતો. નૈષ્ઠિક બ્રહ્મચર્યના એ મૂર્તિમાન આદર્શ હતા. વિરજાનંદજીના ગુરુકુલમાં એ અઢી વરસ રહ્યા, છતાં ક્યારે ય એમણે સ્ત્રીઓની સામે આંખ માંડીને જોયું સરખું નહોતું. એ તો હંમેશાં નીચું જોઈને ચાલતા હતા. એમના આ કડક વ્રતપાલનને લીધે આજુબાજુમાં પણ એમની ધાક બેસી ગઈ હતી. એક દિવસ સ્વામીજી સ્નાન કરીને પદ્માસન વાળી સમાધિ-માં બિરાજ્યા હતા. કોઈ ભક્તિમયી બાઈએ સ્વામીજીની ચરણરજ લઈ એમને નમસ્કાર કર્યો. આમ, અચાનક શીતલ વસ્ત્રનો સ્પર્શ થયો, એટલે સ્વામીજી સફાળા જાગી ગયા. પોતે જુએ છે, તો પગ આગળ એક સ્ત્રીનું મસ્તક નમી રહ્યું છે. સ્વામીજી તુરત જ ઊભા થઈ ગયા: 'માઈ! માઈ!' કહેતા નિર્જન એકાન્તમાં ઊપડી ગયા. ત્યાં ત્રણ દિવસ ઉપવાસ અને ધ્યાનમાં પરાયણ રહી સ્વામીજીએ આ અજાણતાં થઇ ગયેલા સ્ત્રીસ્પર્શનું ઘોર પ્રાયશ્ચિત્ત કર્યું. ચોથે દિવસે સ્વામીજી ગુરુજી આગળ અધ્યયન કરવા બેઠા, એટલે ગુરુજીએ પૂછ્યું: 'આટલા દિવસ ક્યાં ગયો હતો?' અને જ્યાં દયાનંદજીએ આવો પ્રસંગ કહી જણાવ્યો, ત્યાં વૃદ્ધ વિરજાનંદજીને રોમાંચ થઈ આવ્યા. હર્ષથી તે જાણે થનગની રહ્યા.

પણ, વિરજાનંદજી એક કુસુમકોમળ જ નહોતા; તે તો કડકાઇ ને શિસ્તની ચીવટે કરીને વજ્રકઠોર પણ થતા હતા. એક વખત વિરજાનંદજી ખૂબ તપી ગયા, અને આવેશમાં આવીને તેમણે દયાનંદજીના હાથ પર ડાંગ ચોડી દીધી! પાંત્રીસ વર્ષના દયાનંદજી ગુરુજીને કહેવા લાગ્યા: 'ભગવન્!

હું તો ખૂબ કઠોર છું. મને મારતાં આપના કોમળ હાથને કષ્ટ પડશે. આથી, આપ મને મારો નહિ તો સારું!' આ ડંડાનો ઘા દયાનંદજીને ઠેઠ સુધી રહ્યો હતો, અને એ જોતાં જ એમને ગુરુજીના અણગણ ઉપકારોનાં સ્મરણો ઊભરાઈ આવતાં હતાં.

દયાનંદજીના સાથીઓમાં એક નયનસુખ નામનો તેજસ્વી જુવાન હતો. આમ તો, તે અધ્યયન કરવા બેસતો નહોતો. પણ ગુરુજી બીજાને ભણાવતા હોય, ત્યારે તે સાંભળ્યા કરતો. આ રીતે સાંભળી સાંભળીને તેણે અષ્ટાધ્યાયી ને મહાભાષ્ય મોઢે કરી નાખ્યાં હતાં. એક વાર ગુરુજી ચિડાઈ ગયા, અને દયાનંદજીને લાઠીનો ઝપાટો લગાવી બેઠા! દયાનન્દજી તો જાણે કંઈ જ બન્યું નથી, એમ પોતાના પાઠમાં જ પરાયણ રહ્યા. પણ નયનસુખથી રહેવાયું નહિ. તેણે ગુરુજીને કહ્યું: 'સ્વામીજી! આ દયાનંદ કંઈ અમારા જેવા ગૃહસ્થ નથી. એ તો સંન્યાસી છે. આપ એમને ગમે તેવું કહો અને ગમે તેમ મારો એ બરાબર નથી.' વિરજાનંદજી આ વચનનું સત્ય તરત સમજી ગયા અને બોલ્યા: 'બરાબર છે. હવે હું એને માન ને પ્રતિષ્ઠા સાથે ભણાવીશ.'

પાઠ પૂરા થઈ ગયા, અને સૌ વિદ્યાર્થીઓ બહાર નીકળ્યા એટલે દયાનંદજીએ નયનસુખને કહ્યું: 'ભાઈ! તેં આ શું કર્યું? તેં ગુરુજીને શા માટે આવો ઠપકો આપ્યો? જો ને ભાઈ! કુંભાર માટીને ટીપીટીપીને જ ઘાટ ઘડે છે ને? ગુરુજી પણ તેમ જ મને ઘડી રહ્યા છે. મારું કલ્યાણ એ જ એમની કામના છે.'

વિરજાનંદજી કંઈ વાર દયાનંદજીને માટે પોતાની કોટડીનાં દ્વાર બંધ કરી દેતા! એક વાર વિરજાનંદજીનો પૂર્વાશ્રમનો

કોઇ સંબંધી મથુરા આવ્યો. તેને ગુરુજીનાં દર્શનની તીવ્ર ઇચ્છા હતી પણ કોઈની તાકાદ નહોતી કે તે તેને વિરજાનંદજી પાસે લઈ જાય. એવી એમની આકરી આજ્ઞા હતી. પેલા સંબંધીએ દયાનંદજીને વીનવ્યા, અને દયાથી ભરેલા સ્વામીજીએ તેને વિરજાનન્દજીનાં દર્શન કરાવ્યાં. બીજા વિદ્યાર્થીઓએ આ વાત ગુરુજીને કરી, એટલે તેમણે દયાનંદજીને બહાર કાઢી મૂકયા. બીજી એક વાર સ્વામીજી કચરો વાળીને એક ખૂણામાં ભેગો કરીને ટોપલી શોધતા હતા, તેવામાં ગુરુના પગ તે કચરા સાથે ટકરાયા. આથી ગુરુજીનો ક્રોધ ઊછળી ઊઠ્યો ને તેમણે દયાનંદજીને બહાર તગેડી મૂકયા. આ પ્રસંગ થયો, ત્યારે સમાવર્તનનો સમય નજીક આવી ચૂકયો હતો. નયનસુખ અને બીજા એક સાથીની સાથે રહી, સ્વામીજીએ ગુરુજીની ક્ષમા મેળવી અને ફરી અધ્યયન ચાલ્યું.

વિરજાનંદજીનો ક્રોધ દૂધના ઊભરા જેવો હતો, તે તો આ પ્રસંગો જ કહી આપે છે. એમના હૃદયમાં વાત્સલ્યની અમીધારાઓ વહેતી હતી, અને શિષ્યને ઉચ્ચત્તમ અધિકારી બનાવવાની ધગશ ધગતી હતી. આથી ગુરુજી ઘણી વાર કહેતા: 'દયાનંદ! તારી વાદશક્તિ અદ્ભુત છે. તારી સાથે વાદમાં ઊતરવાની કોઇની હામ જ નથી. તું તો કાલજિહ્વા છે, આવી બળવાન તારી તર્કશક્તિ છે.' વળી, કોઈ વાર કહેતા, 'દયાનંદ! આજ સુધીમાં મેં અનેકને ભણાવ્યા છે. પણ તને ભણાવવામાં મને જે રસ અને આનંદ મળ્યા છે તે બીજા કોઇને ભણાવવામાં મળ્યા નથી.' આથી, ગુરુજીએ પોતાના આ અદ્ભુત શિષ્યને પોતાની પાસેનાં સર્વ વિદ્યારત્નો અર્પણ કર્યાં હતાં. ગુરુજીના જ્ઞાનનાં ગૂઢતમ રહસ્યો પામીને દયાનંદજી ગુરુકુલમાંથી બહાર નીકળવાને તૈયાર થયા.

તે વિદાયદિન આવી ઊભો 'ગુરુજી!' દયાનંદજી ગળ-ગળે સાદે ગુરુજીના ચરણમાં વંદન કરતા બોલ્યા! 'ગુરુજી! હું આપની વિદાય-આશિષ ઇચ્છું છું. આપે મને જે આપ્યું છે, પ્રેમથી આપે મને નવરાવી દીધો છે અને જે પ્રકાશ આપે મારામાં સિંચ્યો છે, તે સૌ માટે મારું રોમેરોમ આપને ધન્યવાદ આપે છે. આપને ગુરુદક્ષિણામાં હું શું આપું, ભગ-વન્? એવી કોઈ ચીજ મારી પાસે નથી. આ માત્ર ગણુતર લવિંગ છે. આપ તે સ્વીકારો.'

વૃદ્ધ ગુરુજીનાં અંગેઅંગ ભાવથી ભીનાં થઈ ગયાં. દયા-નંદજીના મસ્તક ઉપર હાથની છાયા પસારી ગુરુજી બોલ્યા: 'બેટા! તારું મંગલ થાઓ. ભગવાન તારી વિદ્યાને સાફલ્ય આપો. પણ, આ લવિંગથી અધિક મારે જોઇએ છે. બેટા! એ ગુરુદક્ષિણા આપવાની તારી શક્તિ છે, બોલ આપીશ?'

'ભગવન્! આ સર્વ જીવન આપને ચરણે છે. આપ આજ્ઞા આપો.' દયાનંદજીએ કહ્યું.

'તો બેટા!' વિરજાનંદજી જાણે ભાવિના ઊજળા ઉજા-શની ચમક પામતા કહેવા લાગ્યા: 'બેટા દયાનંદ! આ આપણો ભારતદેશ દીનહીન થઇ ગયો છે. દુઃખમાં પિલાઇ રહ્યો છે. જા, તું તેનો ઉદ્ધાર કર. મતમતાન્તરો અને કુરીતિઓની જડ કાઢી નાંખ. આર્યસંતાનો ઉપર ઉપકાર કર. ઋષિશૈલી પ્રચલિત કરી વૈદિક ગ્રંથોમાં અભ્યાસની પ્રવૃત્તિ ચલાવ. ગંગા ને યમુનાની માફક નિરન્તર પ્રગતિશીલ રહેજે-લોકસેવાની કામનાથી ક્રિયાત્મક જીવન જીવજે. આ જ, બેટા! આ જ ગુરુદક્ષિણા હું માગું છું. બીજી કોઇ સાંસરિક કામના મને નથી.'

'જેવી આજ્ઞા,' દયાનંદજીએ કહ્યું. નૂતન રાષ્ટ્રને નિર્માણ

કરવાની આ પ્રતિજ્ઞા હતી. પ્રેમ અને ભક્તિથી ભર્યોભર્યો એ પ્રસંગ આ દેશના ઇતિહાસની એક ચિરસ્મરણીય રેખા છે.

ગુરુના મંગલ આશીર્વાદની અમોલી થાપણ લઇને દયાનંદજી ગુરુકુલની બહાર નીકળ્યા.

## ૫: શંખનાદ

ગુરુકુલમાંથી બહાર નીકળીને સ્વામીજી જીવનના કર્મક્ષેત્રમાં ઊતર્યા. સંવત ૧૯૨૦ના વૈશાખ માસમાં તે આગરા આવ્યા. અહીંથી સ્વામીજી એક વીર સેનાપતિ, કટ્ટર સુધારક, સુદૃઢ ધર્મસંસ્થાપક, પ્રતિભાવાન રાષ્ટ્રવિધાયક અને અમર જીવનના અનુપમ દ્રષ્ટા તરીકે આપણને દર્શન આપે છે. એ ઋષિવરનાં જ્ઞાન, વિદ્વત્તા, શૌર્ય, બ્રહ્મચર્ય, દયા, ક્ષમા, વ્યવસ્થાશક્તિ, કુનેહ અને સૌથી વિશેષ એમની અવિરામ સત્યોપાસના પયગમ્બરની સર્વ કલાથી મંડિત એવી અદ્ભુત માનવતાની મૂર્તિ ખડી કરે છે.

આગરામાં પંડિત સુન્દરલાલજીએ સ્વામીજીને પૂછ્યું: 'આપ સંસ્કૃત ભાષાનું આટલું બધું ગૌરવ કેમ કરો છો? એ તો મૃતભાષા મનાઈ છે.' એટલે સ્વામીજીએ કહ્યું: 'પંડિતજી! એથી પરલોક સુધરે છે, અને આ લોકમાં પણ કલ્યાણ કરવાની મદદ મળે છે.' અહીં સ્વામીજીએ સંધ્યોપાસનાનું પુસ્તક પ્રકટ કરાવ્યું, અને તેની ત્રીસ હજાર નકલો પ્રજાને ધરી.

સ્વામીજીએ એક માસ સુધી અહીં ગીતાની કથા કરી. લોકો એમની રમણીય શૈલીથી, અગાધ વિદ્વત્તાથી, અને શાસ્ત્રોની ઊંડી સમજથી ચકિત થઈ ગયા. સ્વામીજી જ્યાં ત્યાં પ્રતિમાપૂજનનું ખંડન કર્યું, તેથી અનેકોએ મૂર્તિઓને

પાણીમાં પધરાવી દીધી. અહીં સ્વામીજી મહાભારતની વિચારણા કરતા, ભાગવતનું ખંડન કરતા, અને જિજ્ઞાસુઓને યોગના કેટલાક ઉપચારો શીખવતા. વળી, પોતે અહીં અઢાર કલાક સુધી સમાધિમાં બિરાજતા.

આ પ્રમાણે આગરામાં વેદધર્મનો શંખનાદ બજાવી, સ્વામીજી ધૌલપુર થઈ ગ્વાલિયર આવ્યા. તે વખતે ગ્વાલિયરના મહારાજા તરફથી ભાગવતસપ્તાહનો આરંભ મંડાયો હતો. મહારાજાએ સ્વામીજીને પૂછ્યું: 'ભાગવતસપ્તાહનું માહાત્મ્ય શું?' એટલે સ્વામીજીએ કહ્યું: 'આવા કાર્યનું ફળ કષ્ટ ને કલેશ સિવાય બીજું કશું નહિ આવે. કરો ને જુઓ.' મહારાજાએ સ્વામીજીને એ સપ્તાહની કથામાં પધારવા આમંત્રણ આપ્યું. પણ સ્વામીજીએ એમને આ ઉત્તર આપ્યો: 'હું સપ્તાહમાં નહિ આવી શકું. ગાયત્રીનું પુરશ્ચરણ હોય, ત્યાં આવી શકું.'

પણ એ સપ્તાહ તો શરૂ થઈ અને સ્વામીજીએ બીજે સ્થળે ભાગવતનું ખંડન કરવા માંડ્યું! લોકોનાં પૂર સ્વામીજીની કથા સાંભળવાને ઊલટી રહ્યાં. સૌ સ્વામીજીની નીડરતા ને સત્યનિષ્ઠા જોઈ મુગ્ધ થઇ ગયાં. આ બાજુ સપ્તાહ પૂરી થઇ, ત્યાં ગ્વાલિયરમાં કૉલેરા ફાટી નીકળ્યો અને જે કુમારના દીર્ઘાયુષ્ય માટે આ કાર્ય મંડાયું હતું તે પણ ત્યારે મરી ગયો! સ્વામીજીએ આગળથી જ કહ્યું હતું: 'અહીં ભારે વિઘ્ન આવી રહ્યું છે. મોટો ઉપદ્રવ થશે.'

પછી જયપુરમાં આવતાં સ્વામીજીને ત્યાંના શાસ્ત્રીઓ સાથે મહાભાષ્ય સંબંધમાં શાસ્ત્રાર્થ થયો. એ શાસ્ત્રીઓ મહાભાષ્યને વ્યાકરણ તરીકે માનતા નહોતા. એટલે પછી, તેમણે ગલ્લાંતલ્લાં કરી શાસ્ત્રાર્થને પડતો મુકાવ્યો તેમાં આશ્ચર્ય જેવું

નહોતું. સ્વામીજીએ જૈન યતિને શાસ્ત્રાર્થ કરવાનું કહેણ આપ્યું, પણ તે તો ત્યાંથી ઉઠાંતરી જ કરી ગયા. અહીં એમણે મનુસ્મૃતિ, ઉપનિષદ અને ગીતા ઉપર કથાવાર્તાઓ કરી તેમજ બ્રહ્મચર્યનો ઉપદેશ આપ્યો.

એક પ્રસંગે સ્વામીજી મનુસ્મૃતિનો પ્રાયશ્ચિત્તવિભાગ સમજાવી રહ્યા હતા. વ્યભિચાર, ગોવધ અને સુરાપાન કર્યાથી શાં શાં પ્રાયશ્ચિત્તો કરવાં પડે છે, તેનું સ્વામીજીએ વિવરણ કરવા માંડયું. સભામાં હીરાલાલ નામનો એક માણસ હતો. તે ત્યાં પણ દારૂ પીને આવ્યો હતો ! સ્વામીજીનું આ વિવરણ સાંભળી તે ડૂસકેડૂસકે રડવા લાગ્યો. સ્વામીજીએ તેને આ પસ્તાવાનો મહિમા સમજાવ્યો, અને તે દારૂની લતમાંથી કાયમનો છૂટી ગયો.

સ્વામીજીની વાદકુશળતાનો પરચો અહીં એક બીજી રીતે મળ્યો. શૈવો અને વૈષ્ણવો વચ્ચેના શાસ્ત્રાર્થમાં સ્વામીજીએ શૈવપક્ષની આગેવાની લીધી; અને વૈષ્ણવપક્ષને હાર મળી ! આથી જ્યાં ત્યાં રુદ્રાક્ષની માળાઓ લટકવા માંડી, અને ઘોડાહાથીના ગળામાં પણ એ માળાઓ શોભી ઊઠી !

સંવત ૧૯૨૩ ના ચૈત્ર માસમાં સ્વામીજી કૃષ્ણગઢ ગયા, અને ત્યાંથી અજમેર થઈ પુષ્કરરાજ પહોંચ્યા. ત્યાં બ્રહ્માના મંદિરના બહારના ભાગમાં પોતે મુકામ રાખ્યો. પ્રતિમાપૂજનનું ખંડન એ તો એમનો નિત્યનિયમ હતો. અહીં વ્યંકટશાસ્ત્રી સાથે એમને ભાગવતના વિષયમાં શાસ્ત્રાર્થ થયો, અને પરિણામે એ શાસ્ત્રી સ્વામીજીના સમર્થક થઈ ગયા. આ વખતે પુષ્કરરાજમાં મોટો મેળો હતો. સ્વામીજી તેમાં કુરીતિઓનું ખંડન કરતા, અને એથી સેંકડો કંઠીઓ ઊતરી ગઈ. એકવાર સ્વામીજીએ પંડિત તાનુરામને કહ્યું: 'તમે આ કંઠીનો બખેડો

કેમ ધાલો છો ? એ અવૈદિક ચિહ્નને કેમ ફેંકી દેતા નથી.' પંડિત કહેઃ 'આપ લોકમાં કોઇ અબ્રાહ્મણ સંન્યાસી ન બને, તો હું કંઠી બાંધવી છોડી દઉં.' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'ભલા ! અત્યારે તો આકાશ પણ ફરી ગયું છે. મને પૂછો તો હું સ્પષ્ટ કહી દઉં કે વિદ્વાન બ્રાહ્મણ સિવાય બીજા કોઇને સંન્યાસનો અધિકાર નથી.'

બ્રહ્માના મંદિરના મહંત માનપુરી સ્વામીજી પ્રત્યે મમતા રાખતા હતા. તેમણે સ્વામીજીને દૂધ આપ્યું, એટલે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ ! પથ્થરપૂજાનું દૂધ હું પીતો નથી.' આથી મહંતજી ચિડાઇ ગયા. પણ પાછળથી એમને સ્વામીજી સાથે મૈત્રી થઈ. એક વાર સ્વામીજીએ એમને કહ્યુંઃ 'મહંતજી ! તમને તો અઢીમણની પારસમૂર્તિ મળી છે ! એનાથી જેટલું સોનું મળે તેટલું ભેગું કરો અને સાધુસંન્યાસીઓને લાડુ વગેરે આપ્યા કરો. જો જો, ભાંડ ને ધૂર્ત લોકમાં ખરચ ન કરી બેસતા.'

શિવદયાળ નામે એક પૂજારી હતો. તે બ્રહ્માની પૂજા કરતો હતો. સ્વામીજીએ તેને પૂછ્યું: 'શિવદયાળજી ! તમારા દેવ તમારી સાથે વાત કરે છે ખરા ?' 'ના રે, મહારાજ !' શિવદયાળે ઉત્તર આપ્યો. પછી, સ્વામીજીએ કહ્યું: 'આમ છે, તો પછી ઝાંઝ કૂટવાથી શું વળે ?' ત્યારે શિવદયાળે ઈશ્વરનું નામ પૂછ્યું, અને સ્વામીજીએ તે સચ્ચિદાનન્દ કહ્યું. આ થતાં શિવદયાળે મૂર્તિપૂજા છોડી દીધી, ગોરપદું મૂકી દીધું, અને ડાકઘરમાં નોકરી કરી પોતાનો નિર્વાહ ચલાવવા માંડ્યો

કોઇ ઘરડી ડોસી મંદિરમાંથી બહાર આવી. એટલે સ્વામીજી તેને કહેઃ 'માઇ ! તમારા બ્રહ્માજીએ તમને કંઈ ઉપદેશ આપ્યો કે ?' ડોશી કહેઃ 'હોવે, મહારાજ !' એટલે સ્વામીજી

એ ડોસીને મૂર્તિ પાસે લઈ ગયા અને કહેઃ 'મા! આ મૂર્તિ મારી આગળ કેમ બોલતી નથી?' એટલે ડોસીએ હસીને કહ્યુંઃ 'મહારાજ! મૂર્તિ તો શું બોલે? પણ જેઓ બોલે છે, તેઓ તમારી પાછળ જ બોલે છે—આગળ તો કોઈ જ બોલતું નથી.'

સંવત ૧૯૨૩ના બીજા જેઠમાં સ્વામીજી ફરી અજમેર આવ્યા. આવતાંવેંત એમણે શહેરમાં જાહેરખબર વહેંચાવીઃ 'મૂર્તિપૂજા વગેરે વિષયોમાં જે કોઇને કાંઈ પણ શંકા હોય, તે સમાધાન કરાવે.' પણ કોઈ સામું આવ્યું નહિ. કેટલાક પંડિતોએ લખી મોકલ્યુંઃ 'સંન્યાસીએ કોઈ પણ ગામે ત્રણ દિવસથી વધુ રહેવું બરાબર નથી અને તેણે બળદગાડી વગેરે વાહનનો ઉપયોગ કરવો યોગ્ય નથી.' સ્વામીજીએ જણાવ્યુંઃ 'લોકહિતાર્થે સંન્યાસી વધુ રહી શકે છે, તેમજ તે વાહનનો ઉપયોગ કરી શકે છે, નિયમો તો લોકહિતાર્થે છે.'

અહીં સ્વામીજીને પાદરી રોબિન્સન, ગ્રે અને શૂલબ્રેડની સાથે જીવ, ઈશ્વર અને સૃષ્ટિક્રમ સંબંધમાં ત્રણ દિવસ સુધી સંવાદ થયો હતો. ચોથે દિવસે સ્વામીજીએ ઈશુના ઈશ્વર હોવાપણા વિષે, મરીને ફરી જીવતા થવા વિષે અને આકાશમાં આરોહણ કર્યા વિષે પ્રશ્ન કર્યા એટલે પાદરી કોઈ ઉત્તર આપી શક્યો નહિ. આથી ત્યાં ભેગા થયેલા છોકરાઓએ તાળી પાડી, પણ સ્વામીજીએ તેમને આવી વર્તણુંક ન રાખવા સમજાવ્યા. ચર્ચામાં કોઇ એક આક્ષેપને કારણે પાદરી શૂલબ્રેડ ચિડાઈ ગયો અને સ્વામીજીને કહેવા લાગ્યોઃ 'આવી વાતો કરશે, તો તમારે જેલભેગા થવું પડશે.' સ્વામીજીએ તુરત જ ઉત્તર આપ્યોઃ 'સત્યને માટે કારાવાસ સેવવો, એ કોઈ રીતે શરમાવા જેવું નથી. ધર્મના માર્ગ ઉપર ચડીને હું આવી વાતોથી તદ્દન નિર્ભય છું. મારા પ્રતિપક્ષીઓ પોતાનું જોર ચલાવી

ભલે મને કષ્ટમાં નાખે. એ કષ્ટ સહેતાં મારા ચિત્તમાં શોકની એક છાંટ સરખી પણ થાય એમ નથી. ભાઈ! હું પ્રતિપક્ષીનું બૂરું તો ક્યારેય ન ઇચ્છું. પાદરી સાહેબ! લોકોનો ડરાવ્યો હું સત્યને છોડી દઉં એમ નથી. જુઓને, લોકોએ જ ઇશુને ફાંસી પર લટકાવી દીધો હતો ને!' ખરેખર! આકાશમાંના તારાઓ જેટલા અણગણ વિરોધીઓ હોય, પણ સત્યનાં રખવાળાંવાળા એ સ્વામીજીને નિર્ભયતા જ રહેતી.

સ્વામીજીએ અજમેરના કમિશનર મેજર ડેવિડસનની મુલાકાત લીધી અને તેને રાજા–પ્રજાના સંબંધ વિષે જણાવી ઉપદેશ આપ્યો: 'દેશમાં અંધકાર ફેલાઈ રહ્યો છે. તમારા રાજ્યમાં મતમતાન્તરના લોકો ભોળી પ્રજાને ફોલી ફોલીને ખાઈ રહ્યા છે. તમારે આનો કંઈ પ્રબંધ કરવો જોઇએ.' પણ કમિશનરે કહ્યું: 'આ તો ધર્મની વાત થઈ. રાજ્યકર્તા લોક એમાં હાથ નાંખી શકે નહિ.'

એ વખતે ત્યાં કર્નલ બ્રૂક ગવર્નર જનરલનો એજંટ હતો, તેને ભગવાં કપડાં સામે જબ્બર સૂગ હતી. એક દિવસ તે સ્વામીજીને મુકામે આવી પહોંચ્યો. એ વખતે સ્વામીજી ખુરશી ઉપર બેઠા હતા. પાસે ઊભા રહેલા લોકોએ બ્રૂકને આવતો જોયો, અને સ્વામીજીને કહ્યું: 'મહારાજ! આપની ખુરશી જરા ખસેડી લો.' પણ સ્વામીજી તો ઊલટા એ ખુરશીને આગળ લાવી બેઠા.' બ્રૂક અંદર આવ્યો, એટલે લોકો ગભરાઇ ગયા. પણ બ્રૂક પાસે આવ્યો, એટલે બંનેએ અરસપરસ શિષ્ટાચાર કર્યો. સ્વામીજીએ તેને કહ્યું: 'તમે ધર્મનું સ્થાપન કરો છો કે ઉત્થાપન?' બ્રૂકે ઉત્તર આપ્યો: 'ધર્મનું સ્થાપન કરવું એ અમને સારું લાગે છે, પણ અમે તો જેમાં લાભ હોય, તે જ કરીએ છીએ.' આ પછી સ્વામીજીએ ગોવધમાં રહેલી

હાનિ અને ગોરક્ષામાં રહેલો લાભ એને સમજાવ્યો તેમજ ગોરક્ષા માટે પ્રયત્ન કરવા સૂચના કરી. બ્રૂકે એ માટે સ્વામીજીને ઉપરી અધિકારીને મળવા ચિઠ્ઠી લખી આપી.

સ્વામીજીનો મુકામ અજમેરમાં જ હતો, તે વખતે કેટલીક સ્ત્રીઓ એમની પાસે આવીને ઊભી રહી. સ્વામીજીએ તેમને પૂછ્યું: 'બહેનો! તમે ક્યાંથી આવો છો?' તેમણે જવાબ આપ્યો: 'મહારાજ! સાધુઓ પાસેથી.' એટલે સ્વામીજી કહે: 'તમે સાધુઓ પાસે કેમ ગયાં હતાં?' તેઓ બોલી: 'આપ કહો તો આપની પાસે આવતાં રહીએ.' 'પણ,' સ્વામીજીએ પૂછ્યું, 'મારી પાસે આવવાનું પ્રયોજન શું?' એટલે તે સ્ત્રીઓએ કહ્યું: 'મહારાજ! અમે ઉપદેશ લેવા ઇચ્છીએ છીએ.' એટલે સ્વામીજીએ તેમને સ્પષ્ટ કહી દીધું: 'એ જ પ્રયોજન હોય, તો તો તમે તમારા પતિઓને અહીં મોકલો. હું તેમને ઉપદેશ આપીશ, અને તેઓ તમને આપશે. બાકી, હું સ્ત્રીઓને ઉપદેશ આપતો નથી.' આ સાંભળી સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ અને ફરી કદી દેખાઈ નહિ.

આ વખતે અજમેરમાં રામસ્નેહી સંપ્રદાયનો એક મોટો મહન્ત આવ્યો હતો. સ્વામીજીએ તેને શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન આપ્યું. પણ તેણે તો કહેવડાવ્યું: 'અમે તમારી સાથે શાસ્ત્રાર્થ કરી શકીએ નહિ. કારણ કે, અમે કોઈને ત્યાં જતા નથી, અને જેઓ અમારે ત્યાં આવે છે તેમને અમે ગાદી ઉપરથી ઊઠીને આદરમાન આપતા નથી.' સ્વામીજીએ ઉત્તર મોકલાવ્યો: 'ભલા! મને આદરમાનની જરૂર નથી. આપ સુખેથી ગાદી ઉપર બેસી રહેજો પણ શાસ્ત્રાર્થ તો કરજો!' એટલે મહન્તજીએ ખુલ્લી વાત કહી દીધી: 'ભાઈ! અમે તો રામરામ કરીએ છીએ અને ખાવુંપીવું પામી સુખ માણીએ

છીએ. શાસ્ત્રાર્થ કરતાં અમને આવડતો જ નથી.' ત્યારે સ્વામીજીએ તેને થોડાક પ્રશ્નો લખી મોકલ્યા, પણ તેણે તો 'કાલે જવાબ આપીશું' કહીને રતોવાઈ અજમેર છોડી દીધું!

અહીંથી સ્વામીજી કીસનગઢ પધાર્યા. ત્યાંનો રાજા વલ્લભ-કુલનો સેવક હતો. તેણે સાંભળ્યું હતું કે સ્વામીજી ભાગવત ઉપર તીખીતમતમતી ટીકાઓ કરે છે. આથી કેટલાક માણસો દ્વારા તેણે પ્રપંચ રચ્યો. પેલા માણસો સ્વામીજીના મુકામે પહોંચ્યા, ત્યારે સ્વામીજી સ્નાનાદિથી પરવારીને આસન ઉપર બેઠા હતા. પહેલાં તો તેમણે શાસ્ત્રાર્થનો ઢોંગ કર્યો, અને તેમાં તેઓ હારી ગયા એટલે સ્વામીજી ઉપર સીધો હલ્લો કરવા મંડ્યા! ત્યારે સ્વામીજીએ સિંહની જેમ ગર્જના કરીઃ 'તમારે શાસ્ત્રાર્થ કરવો હોય, તો હું તૈયાર જ છું. અને વળી, તમારે શસ્ત્રાર્થ જ કરવો હોય, તો હું પાછો પડું એમ નથી. હરકોઈ રીતે હું તમારું માન મોડી નાખું એમ છું. ખબરદાર! મને એકલો જાણીને હાથ ઉપાડ્યો તો! તમારી હડ્ડી ખેરવી નાખવાને હું સમર્થ છું.'

કૃષ્ણગઢથી સ્વામીજી દૂદૂ ગયા. ત્યાંના રાજાએ સ્વામીજીને રાજમંદિરમાં પધારવા ઘણી વિનંતીઓ કરી. એટલે સ્વામીજી ત્યાં ગયા. પણ, તે વખતે રાજાસાહેબ તો રાણીવાસમાં રોકાયા હતા, એટલે સ્વામીજી ત્યાંથી ઝટ ચાલી નીકળ્યા. રાજાને આ વાતની ખબર પડી, એટલે તેણે સ્વામીજીને અનેકાનેક આગ્રહો કર્યા. પણ સ્વામીજી એ પછી ત્યાં ગયા જ નહિ. અહીંથી સ્વામીજી આગરા જવા નીકળ્યા, ત્યારે ઠાકુર રણજિતસિંહજી તથા રામદયાલજીને ભક્તિભાવથી આંસુ આવી ગયાં. સ્વામી-જીએ તેમને કહ્યું: 'મેં તમને જે ઉપદેશ આપ્યો છે, તે તો તમને હસાવનારો છે—આમ રડાવનારો તે નથી.' હવે સંવત

૧૯૨૩ ના કારતક વદમાં સ્વામીજીએ આગરામાં ભાગવત-ખંડન ઉપર એક નાનું પુસ્તક લખ્યું અને તેની હજારો નકલો જનતામાં વહેંચાવી.

આગરાથી સ્વામીજી ગુરુનાં દર્શને મથુરા પધાર્યા. ગુરુજીને તેમણે એક સોનામહોર અને મલમલનો એક તાકો અર્પણ કર્યાં. 'ભાગવતખંડન'ની પુસ્તિકા વિશે પણ સ્વામીજીએ ગુરુજીને પરિચિત કર્યાં. પોતાના સુયોગ્ય શિષ્યનું આ બધું કાર્ય જોઈને વિરજાનંદજી અત્યંત પ્રસન્ન થયા, અને સ્વામીજીને વારંવાર આશીર્વાદ આપી રહ્યા. અહીં ગુરુજી સાથે સ્વામી-જીએ અનેક શંકાસમાધાનો મેળવ્યાં અને તત્ત્વચર્ચા કરી. પછી, ગુરુજીની આજ્ઞા લઈ તે મીરત જવા નીકળ્યા.

મીરતમાં સ્વામીજીએ ગંગારામને અભ્રક ભસ્મનું વિધાન શીખવ્યું. આ ઉપરથી ગંગારામે સ્વામીજીને પૂછ્યું: 'મહારાજ! અભ્રક તો વાજીકરણ ઔષધ છે. આ અભ્રક ખાતા છતાં આપ કેવી રીતે ઇન્દ્રિયવિજય મેળવી રહ્યા છો?' સ્વામીજી કહે: 'ભાઈ! કામવાસના જીતવા માટે આ વિધાન છે. એકાન્ત સ્થાનમાં રહેવું, નાચરંગ કદી ન જોવા, અનુચિત સ્વરૂપ ન જોવું, અનુચિત શબ્દ ન સાંભળવો, અને અનુચિત વસ્તુઓનું સ્મરણ ન કરવું. સ્ત્રીઓની સામે જોવું નહિ અને નિયમપૂર્વક જીવન ગાળવું. આ સાધનોથી વાસના મંદ પડી જાય છે. વાસનાને તૃપ્ત કરવાને માણસ જે પ્રયત્ન કરે છે, તેથી તો વાસના વધે છે પણ શાંત થતી નથી. આથી વિષય-વાસનાનું ચિન્તન પણ ચિત્તમાં ન કરવું. જિતેન્દ્રિય થવાની અભિલાષાવાળાએ રાતદિવસ પ્રણવનો જપ કરવો. રાતે જપ કરતાં આળસ વધી જાય, તો બે કલાક ઊંઘ લઈને ફરી ઊઠવું ને જાપ કરવો. અતિ નિદ્રાથી અધિક સ્વપ્નો આવે છે, અને

જિતેન્દ્રિય માણસ માટે તે અનિષ્ટ છે. મળસકે માલકાંકણીના પાંચ દાણા ખાધા કરવા. આમ, જપ વગેરે સાધનોથી કામવાસના જીતી શકાય છે.'

આટલે સુધી સ્વામીજીએ ભાવિસંગ્રામના શંખનાદ બજાવ્યા. તેમણે મૂર્તિઓનું ખંડન કર્યું; વૈષ્ણવ, શૈવ અને શાક્ત આદિ સંપ્રદાયોને નિર્મૂળ ઠરાવ્યા; વામ વગેરે માર્ગની પોલ ખોલી; કંઠી, તિલક, છાપ અને માળાનાં નિરાકરણ કર્યાં; અવતારવાદ અને પુરાણ–ઉપપુરાણોને વેદવિરુદ્ધ સાબિત કર્યાં; ગંગા વગેરે નદીઓમાં સ્નાન અને એકાદશી વગેરે વ્રતોનાં માહાત્મ્યોને જૂઠાં ઠેરવ્યાં તેમ જ તેમણે વેદ અને આર્ષ-ગ્રંથોનો પ્રચાર કર્યો.

## ૬: પાખંડખંડનની પતાકા

સંવત ૧૯૨૪ના ચૈત્ર માસમાં, કુમ્ભમેળાના પ્રસંગે, સ્વામીજી હરદ્વાર આવી પહોંચ્યા. સાધુઓ, સંતો, મહંતો, મઠાધીશો અને સામાન્ય યાત્રીઓથી આખું નગર જાણે કીડીથી ઊભરાઈ રહ્યું હતું. ભીમચોડાની ઉપર સાતસ્રોત ઉપર એક વાડો બાંધવામાં આવ્યો હતો, અને તેમાં થોડી મઢૂલીઓ ઊભી કરવામાં આવી હતી. સ્વામીજી એમના પાંચ છ સાથી સંન્યાસીઓ સાથે એવી એક ઝૂંપડીમાં રહ્યા હતા. અહીં એમણે સત્યનો પ્રચાર કરવા 'પાખંડખંડિની પતાકા' રોપી અને ઉપદેશો આપવા માંડ્યા. લાખો યાત્રીઓ એ મેળામાં આવ્યા હતા, અને પુરાણધર્મનો જાણે દુર્ભેદ્ય દુર્ગ બંધાઈ ગયો હતો. છતાં સ્વામીજીએ ત્યાં મૂર્તિપૂજાનું ખંડન, શ્રાદ્ધોનું નિરસન અને અવતારવાદનું છેદન કરવા માંડ્યું. સાથે તેમણે

પુરાણો ને ઉપપુરાણોને કપોળકલ્પિત ઠેરવ્યાં અને પર્વ–સ્નાનના માહાત્મ્યને ગપ ઠરાવી. એક નિર્ભય સંન્યાસી આ રીતે ઝંડી ફરકાવી પુરાણધર્મોને કુહાડાના ઘા મારે, એ એક રોમાંચકારી વિસ્મય હતું. છતાં, એમની મઢીએ શ્રોતાઓની ભીડ વધતી ગઈ. ત્યાં શાસ્ત્રાર્થ માટે ઘણા ધસી આવતા હતા, પણ બેએક સવાલજવાબ થાય એટલે તેઓ પાછા હઠી જતા હતા.

સ્વામીજીના વેદજ્ઞાને અને ચારિત્ર્યપ્રભાવે અનેકોને મુગ્ધ કરી દીધા હતા. તેથી મોટા મોટા મહંતો પણ હવે સ્વામીજીનાં દર્શને આવવા લાગ્યા ! કાશીના સુપ્રસિદ્ધ પંડિત વિશુદ્ધાનંદે એક દિવસ ‘ब्राह्मणोऽस्य मुखमासीत्’ વગેરે મંત્રનો અર્થ કરતાં કહ્યું: ‘બ્રાહ્મણો બ્રહ્માના મુખમાંથી નીકળ્યા છે, અને ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો અનુક્રમે એ દેવના બાહુ, જાંઘ, અને પગમાંથી ઉત્પન્ન થયા છે.’ એટલે સ્વામીજીએ આનો સાચો અર્થ સમજાવતાં કહ્યું: ‘ચાતુર્વર્ણ્ય મનુષ્ય-સમાજમાં બ્રાહ્મણ મુખ છે–મુખરૂપ છે, અને ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો અનુક્રમે તેના બાહુ, જાંઘ અને પગરૂપ છે.’

પણ, અહીં સ્વામીજીને એક જબરદસ્ત ઉદ્વેગ ઊઠી આવ્યો: પોતે અત્યાર સુધીમાં બ્રાહ્મણોને કર્તવ્યક્ષેત્રમાં આવવા હાકલ કરી અને અહીં સાધુ–સંન્યાસીઓને આમંત્રણ આપ્યું. પણ બેમાંથી કોઈ દેશના કર્મયોગમાં જોડાવા આવ્યું નહિ. સ્વામીજીને થયું: ‘અહીં તો કોઇ ભગવદ્ભક્તિ અને પ્રજા-પ્રેમની એકઠી માળા જપતું નથી. અહીં વેષ છે, નામ છે, આકૃતિ છે અને રંગ છે; પણ અહીં આત્મા જ નથી.’ વળી, એમણે વિચાર્યું: ‘પરોપકાર એક મહાયજ્ઞ છે. મેં એની દીક્ષા લીધી છે. પણ જ્યાં સુધી એ યજ્ઞની પૂર્ણાહુતિમાં હું મારું સર્વસ્વ સ્વાહા કરીશ નહિ, ત્યાં સુધી એ સર્વોપરિ યજ્ઞ સિદ્ધ

થશે નહિ. આથી, સ્વામીજીએ પોતાનાં તમામ ઉપકરણો ત્યજી દીધાં. મહાભાષ્યનું પુસ્તક, એક સોનામહોર અને મલમલનો એક તાકો એટલું એમણે શ્રીગુરુચરણે મથુરા મોકલી દીધું. પોતે આ પ્રમાણે ત્યાગ કરી રહ્યા હતા, ત્યારે કૈલાસ-પર્વતજીએ તેમને કહ્યું: 'તમે આ તે શું કરી રહ્યા છો?' ત્યારે સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'જ્યાં સુધી જરૂરિયાતો ઓછી કરવામાં આવે નહિ, ત્યાં સુધી પૂર્ણ સ્વતંત્રતા મળે નહિ તેમ જ પ્રયોજનની સિદ્ધિ પણ થાય નહિ. હું તો સર્વ પંથોની વિરુદ્ધ સાફસાફ કહી દેવા ઇચ્છું છું. આથી, નિર્દ્વંદ્વ થવું અત્યંત આવશ્યક છે.'

આ ઉદ્વેગથી સ્વામીજી અંતર્મુખ થઇ ગયા. તેમણે મૌન સેવવા માંડયું, અને મઢલીમાં ધ્યાન ધરીને રહેવા લાગ્યા. પણ, એક દિવસ કોઈકે આવીને કુટીર આગળ લલકાર કર્યો: 'निगमकल्पतरोर्पतितं फलम्' અને સ્વામીજી એકદમ ભાગવતનું ખંડન કરવા બહાર આવ્યા!

હવે, સ્વામીજી હૃષીકેશ ગયા અને પાછા હરદ્વાર આવી કનખલ તથા લંઢોરા ગયા. અહીં એમને ત્રણ દિવસના ઉપવાસ થયા, અને ગંગાતીરના કોઈ ખેતરના ધણી પાસેથી ત્રણ વેંગણ ખાઇ ભૂખ મટાડી! ત્યાંથી શુક્રતાલ અને પરીક્ષિતગઢ થઇ સ્વામીજી મુક્તેશ્વર આવ્યા. અહીં એક માછીની ઝૂંપડી પાસે સ્વામીજી રાતદિવસ રેતીમાં પડ્યા રહેતા. કોઈ આવતું, તો તેને તે સંસ્કૃતમાં ઉપદેશ આપતા. ત્રણ દિવસના ઉપવાસ પછી સ્વામીજીને પેલા માછી પાસેથી અડધી રોટલી પ્રેમપૂર્વક ખાવા મળી હતી! આ પછી સ્વામીજી કર્ણવાસ ગયા, અને ત્યાં તેમણે ગંગાની રેતમાં આસન રાખી વિદ્યાર્થીઓને અષ્ટાધ્યાયી, ઉપનિષદ તથા મનુસ્મૃતિ ભણવાનો ઉપદેશ આપ્યો.

સંવત ૧૯૨૪ના જેઠ માસમાં સ્વામીજી ફરુકાબાદ ગયા. ત્યાં એક જણે પૂછયું: 'સ્વામીજી! ગંગા અને સૂર્ય શી વસ્તુ છે?' એટલે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! એ તો જડ પદાર્થો છે.' પછી ચાસીમાં અનેક જાટોને વૈરાગી મતથી બચાવી સ્વામીજી થારપુરથી રામઘાટ આવ્યા. અહીં ટીકારામ સાથે વાતચીત થતાં સ્વામીજીએ તેને મર્મગ્રાહી ઉપદેશ આપ્યો. આથી, તેણે સહસ્રનામ અને 'ગંગાલહરી' વગેરે સ્તોત્રો તેમ જ ઠાકોરજીની મૂર્તિઓ ગંગાજીમાં પધરાવી દીધાં. પાછા કર્ણવાસમાં પધારી સ્વામીજીએ ક્ષત્રિયોને ઉપનયનસંસ્કાર કરવાનો આગ્રહ કર્યો. અહીં એક પંડિતે સ્વામીજીને ઠાકોરજીને ધરાવેલો ભોગ ખાવા આપ્યો, પણ સ્વામીજીએ કહ્યું: 'હું આવી એંઠ ખાતો નથી.'

સ્વામીજી અનૂપશહેરમાં આવ્યા, ત્યારે નગરમાં ભાગવત-કથાની ધૂમ ચાલતી હતી. સ્વામી રામદાસે સ્વામીજીને કહ્યું: 'જુઓ, આ ભાગવતકથા ચાલે છે અને તમે એનું ખંડન કરો છો; એટલે, તમે અહીં ખંડન કરવા જશો, તો માધુકરી મળવી પણ મુશ્કેલ થશે.' સ્વામીજીએ હસતાં હસતાં ઉત્તર આપ્યો: 'અરે! ભાઈ! એની કાંઈ ચિન્તા નહિ. મારું પ્રારબ્ધ મારી સાથે!' આ જ શહેરમાં નવલજંગ નામનો મલ્લ સ્વામીજીની સેવામાં હાજર થયો. એ પંજાબી બ્રાહ્મણ હતો, અને ગમે તે માસમાં ગંગાજીને પાર કરી જતો હતો. એને એક બ્રહ્મચારિણી બહેન હતી, તે પણ હાથમાં તલવાર લઇને ચોમાસામાં ગંગાજીને પાર કરી જતી હતી. એક દિવસ પાંચસાત વામમાર્ગીઓ હાથમાં દારૂના બાટલા લઈ સ્વામીજીને મુકામે આવ્યા અને ફાવે તેમ બકવા મંડ્યા. સ્વામીજીએ નવલજંગને કહ્યું: 'જો તો નવલજંગ! આ વામીઓ છાકટા

થઇને ગરબડ કરી રહ્યા છે. જરા દૂર લઈ જઈ એમનો મદ ઉતારી નાખ તો!' અને જ્યાં નવલજંગ સામો આવતો દેખાયો, ત્યાં વામમાર્ગીઓ પોબારા ભણી ગયા!

અહીં સ્વામીજીને પંડિત અમ્બાદત્તજી સાથે શાસ્ત્રાર્થ થયો. તે વખતે પંડિતોની ભીડ જામી હતી અને સ્વામીજી યુક્તિ તથા પ્રમાણોની ઝડી વરસાવી રહ્યા હતા. બિચારા અમ્બાદત્તજી તો મૂંઝાઈ ગયા અને સામા ઉત્તર આપવા જેટલી ય તેમનામાં હામ રહી નહોતી. આથી સ્વામીજીએ તેમને કહ્યું: 'આપ વૃદ્ધ છો. વધારે બોલવાનો આપને મહાવરો પણ હશે નહિ. એટલે આપ થાક ખાઓ.' આમ ધીરજ મળી, એટલે ફરી શાસ્ત્રાર્થ શરૂ થયો. સ્વામીજીએ પંડિતજીને કહ્યું: 'જો મહાદેવ પોતાની રક્ષા પણ કરી શકતા નથી, તો પછી તેમની પૂજા કરવાથી શું વળે? વળી, તમે કહો છો કે મહાદેવ કૈલાસમાં રહે છે અને વિષ્ણુ વૈકુંઠમાં રહે છે. તો પછી તેઓ મંદિરોમાં નથી જ રહેતાને? આમ, તેઓ મંદિરમાં રહેતા નથી, તો તમે કોની પૂજા કરવા ઇચ્છો છો?'

આ જ શહેરમાં સ્વામીજીએ રામલીલાનો વિરોધ કરતાં જણાવ્યું: 'શ્રીરામ જેવા મહારાજા અને જાનકી જેવી દેવીના વેશ બનાવી બજારોમાં ઘૂમવું એ અપમાનજનક ને લજ્જાસ્પદ કર્મ છે.'

એક દિવસ એક બ્રાહ્મણ અત્યંત વિનય બતાવતો બતાવતો સ્વામીજી પાસે આવ્યો, અને અતિ સન્માન બતાવી તેણે સ્વામીજીને પાનનું બીડું અર્પણ કર્યું. સ્વામીજીએ તે ઝટ મોંમાં મૂકી દીધું, પણ જરા સરખો સ્વાદ આવતાં તે ઝેરવાળું લાગ્યું. આથી, સ્વામીજી તરત જ ગંગાતટે ચાલ્યા ગયા, અને

ત્યાં બસ્તી તથા ન્યોલીકર્મ કરીને ઝેર કાઢી નાખ્યું. આ કરી, પાછા તે સ્વસ્થતાપૂર્વક આસન ઉપર આવીને બેઠા અને ઉપદેશ આપવા લાગ્યા. પણ લોકોને આ વાતની ખબર પડી ગઈ હતી. તેમાં વળી શહેરના તહસીલદાર સર સૈયદ મહમદ તો સ્વામીજીના ભક્ત જેવા થઈ ગયા હતા. તેમણે પેલા બ્રાહ્મણને પકડીને જેલની કોટડીમાં પૂરી દીધો ! પછી, સર સૈયદ સ્વામીજી પાસે આવ્યા, તો સ્વામીજી તેમનાથી નજર ફેરવીને બેઠા અને તેમની સાથે એમણે કશી વાત જ કરી નહિ. આ જોઈ ઘણાને આશ્ચર્ય થયું. સર સૈયદે પૂછ્યું: 'આપને નારાજ થવાનું કંઈ કારણ છે ?' એટલે સ્વામીજીએ કહ્યું: 'મેં સાંભળ્યું છે કે તમે આજે એક માણસને મારે માટે કેદ કર્યો છે. ભાઈ ! હું મનુષ્યોને બંધનમાં નાંખવા આવ્યો નથી, હું તો તેમને બંધનમાંથી છોડાવવાને આવ્યો છું. જો દુષ્ટ પોતાની દુષ્ટતાને છોડી શકતો નથી, તો હું મારી શ્રેષ્ઠતાને શા સારુ છોડું ?' આ પરમ ભવ્ય ઉદારતા જોઈને સર સૈયદને રોમાંચ થઈ ગયા અને તેમણે પેલા બ્રાહ્મણને તુરત જ છોડી દીધો.

હવે, સ્વામીજી રામઘાટ આવ્યા. આ વખતે સ્વામીજી તુલસીનાં પાન ચાવતા હતા. એટલે કોઈના પૂછવાથી તેમણે કહ્યું: 'તુલસી ચાવવાથી મોં શુદ્ધ થાય છે. આંગણામાં તુલસી વાવી હોય, તો ઘરનો પવન પણ પવિત્ર થાય છે.' રામઘાટથી સ્વામીજી બેલૌન આવ્યા. ત્યાં એક જણના પ્રશ્નથી સ્વામીજીએ કહ્યું: 'શ્રીરામ અને શ્રીકૃષ્ણ અવતાર નહોતા, પણ પ્રતાપી રાજા હતા. રાસલીલાથી તો શ્રીકૃષ્ણનું ગૌરવ ઘટી જાય છે.' કોઈકે સ્વામીજીને પૂછ્યું: 'આપ આ ગંગાજીની માટી કેમ દેહ પર લગાવો છો ?' સ્વામીજીએ કહ્યું: 'એમ કરવાથી મચ્છર કરડતાં નથી !' એક જણે આવીને પૂછ્યું: 'સ્વામીજી !

દંડવત્ એટલે?' સ્વામીજી કહેઃ 'ભાઈ! તું જ દંડવત્ છે.'×

બેલૌનથી સ્વામીજી કર્ણવાસ આવ્યા. આ વખતે સેંકડો રજપૂતોએ સ્વામીજીને હાથે યજ્ઞોપવીતની દીક્ષા લીધી. બસો બસો ગાઉથી રજપૂતો આવ્યા અને સ્વામીજી પાસેથી દીક્ષા મેળવી ધન્યતા અનુભવવા લાગ્યા. ગંગાના કાંઠા ઉપર તે વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોની હારો જામી હતી, અને સૌ સ્વામીજીને હાથે જનોઈ પહેરી ગાયત્રીનો ઉપદેશ હૃદયમાં ઘૂંટી રહ્યા હતા. આ સમયે સ્વામીજીએ એક મોટો હવન પણ કરાવ્યો હતો. આથી, કર્ણવાસની ગલીએ ગલીએ સ્વામીજીની ગાથા ગવાવા લાગી હતી. ત્યાં એક હંસા ઠાકુરાની નામે બાલવિધવા હતી. ત્યારે તેની ઉંમર ૯૦ વર્ષની હતી. તે પાંચછ ગામની ગરાસદાર હતી, છતાં પોતે જવની રોટી તથા મગની દાળનું જ ભોજન બનાવી ખાતી હતી. સ્વામીજીએ એ બાઈને ઠાકોરપૂજા છોડી દેવા કહ્યું અને ગાયત્રીનો ઉપદેશ આપ્યો. આમ, સ્ત્રીને ગાયત્રીમંત્ર આપ્યાનો આ પહેલો જ પ્રસંગ હતો; અને તે હંસાદેવી પણ છેલ્લી ઘડી સુધી સ્વામીજીના ઉપદેશમાં પરાયણ રહી.

અહીં પંડિત હરિવલ્લભ નામનો એક સમર્થ પંડિત હતો. ઋગ્વેદ અને યજુર્વેદ તેને મોઢે હતા. દર્શનશાસ્ત્રમાં અને વ્યાકરણમાં તે ભારે નિષ્ણાત હતો. કેટલાક પંડિતોને લઈને તે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો. સભાની વચ્ચે તેણે શાલગ્રામ, બાલમુકુન્દ અને શંખચક્ર વગેરે મૂક્યાં હતાં અને મોઢેથી પ્રતિજ્ઞા પોકારી હતીઃ 'આજે દયાનન્દ પાસે ઠાકોરજીને ભોગ ધરાવું ત્યારે ખરો!' છ દિવસ સુધી લાગલાગટ શાસ્ત્રાર્થ ચાલ્યો. તેમાં એક દિવસ તો નવ કલાક સુધી અવિરામ ચર્ચા

× દંડવત્ એટલે દાંડા જેવો. દંડવત્ પ્રણામ કહેવાને બદલે પેલાએ ખોટો પ્રયોગ કર્યો હતો.

ચાલી હતી. આખરે પંડિતજી હાર્યા અને બોલ્યા: 'સ્વામીજી જે કાંઇ કહે છે, તે સત્ય અને પ્રામાણિક છે. એમની વિદ્યા અગાધ છે અને એમનું શાસ્ત્રાનુશીલન અપાર છે.' આમ કહીને પંડિતજીએ પેલી મૂર્તિઓને ગંગાજીમાં પધરાવી દીધી અને એમ ખાલી પડેલા સિંહાસન ઉપર તેમણે વેદની સ્થાપના કરી.

માહ માસમાં સૂર્યગ્રહણ આવ્યું. શિવદયાળે સ્વામીજીને પૂછ્યું: 'સ્વામીજી! ગ્રહણ લાગે તે પછી ભોજન ક્યારે લેવું?' સ્વામીજી કહે: 'ભૂખ લાગે ત્યારે.' એ જ પ્રસંગે સ્વામીજીએ તેને યજ્ઞોપવીત એ આર્યોનું ધર્મનું તેમ જ કર્તવ્યનું ચિહ્ન છે એમ સમજાવ્યું. પછી સંસ્કારના લાભ વિશે તેમણે કહ્યું: 'સંસ્કારથી જાતિ પ્રબલ થાય છે, જેમ સૂતરના તારો એકઠા કરવાથી તે બળવાન બને છે. વસ્ત્રો ધોવાથી તેમાં ઉજાશ ને દૃઢતા આવે છે અને જેમ ઔષધિઓને પુટ તથા ભાવના આપવાથી તેમનો પ્રભાવ વધે છે, તેમ સંસ્કારથી મનુષ્યજીવન બળવાન બને છે.'

અહીં ઇન્દ્રમણિએ સ્વામીજીને પૂછ્યું: 'આપ તો અવધૂત છો. તો પછી આપ આ ખંડનમંડનના ઝગડામાં શા માટે ફસાઈ ગયા છો?' 'ભાઈ!' સ્વામીજીએ કહ્યું: 'મારે માટે આ કામ ઝગડારૂપે નથી. આ તો હું મારા ઉપરનું ઋષિઋણ ઉતારી રહ્યો છું. અત્યારે સ્વાર્થી લોકો ઋષિસંતાનોને અવળે માર્ગે ચડાવી તેમને ભૂંડા રીતરિવાજના અણીદાર કાંટાઓ ઉપર ચલાવી રહ્યા છે. આર્યસન્તાનોની આ દીનહીન દુર્દશા દેખીને મારાથી રહેવાતું નથી. મેં તો પ્રતિજ્ઞા કરી છે, કે આ પ્રાણોને ભોગે પણ હું એમને સન્માર્ગ ઉપર લાવવાનો પ્રયત્ન કર્યા જ કરીશ.'

બુલંદ શહેરના કલેકટરે એક માણસ સાથે સંદેશો મોકલી

સ્વામીજીનાં દર્શનની ઇચ્છા બતાવી. સ્વામીજી તે વખતે જ્ઞાન-ધ્યાનમાં બેઠા હતા. એટલે તેમણે જવાબ મોકલાવ્યો: 'મને અત્યારે અવકાશ નથી. પણ તમને ક્યારે અવકાશ છે?' કલેકટરે ચાર વાગ્યા પછીનો વખત બતાવ્યો. એટલે સ્વામીજી પરવારીને તુરત જ બહાર આવ્યા અને કલેકટરને શિષ્ટાચાર-પૂર્વક આવકાર આપ્યો. પોતે વેદમંત્રો અને મનુસ્મૃતિના શ્લોકો કહી, તેમને રાજધર્મનો ઉપદેશ આપ્યો અને કહ્યું: 'ભાઇ! જેમને શિરે એક પરિવારનું ભરણપોષણ કરવાનો ભાર હોય, તેને માથું ખંજવાળવા જેટલીય નવરાઈ મળે નહિ. તમારે માથે હજારો મનુષ્યોનો આવો ભાર છે અને દીન-દુખિયાનાં સંકટ દૂર કરવાનું તમારું કર્તવ્ય છે, છતાં તમે અવકાશ બતાવી શકો છો, એ એક આશ્ચર્ય છે.'

એક દિવસ નંદકિશોર ઉપાધ્યાયે સ્વામીજીને ચરણે થોડાંક ફળ અર્પણ કર્યાં. સ્વામીજી કહે: 'હું ચોરીનાં ફળ લેતો નથી.' ઉપાધ્યાય કહે: 'મહારાજ! મેં આની ચોરી કરી નથી.' 'ચોરી નથી કરી?' સ્વામીજીએ પૂછ્યું: 'તું ખેતરમાંથી એના ધણીને પૂછ્યા વિના આ લઈ આવ્યો છે. એ ચોરી જ છે, ભાઇ!'

સ્વામીજીનો યોગાભ્યાસ એમના તપની પ્રસાદીરૂપ હતો. હિમ પડ્યું હોય, જળ જામી ગયું હોય, અને અંગોપાંગને વીંધી નાખતી ઠંડી સુસવાતી હોય, તો પણ સ્વામીજી માત્ર એક કૌપીનભેર ગંગાની ઠંડી રેતીમાં પદ્માસન લગાવીને બેસી રહેતા હતા! સ્વામીજી આમ ધ્યાનમાં લીન હોય, ત્યારે કોઈ એમને કામળી ઓઢાડી જતું તો પણ પોતે તે કાઢી નાખતા. આવા એક પ્રસંગે ગોપાળસિંહજીએ સ્વામીજીને પૂછ્યું: 'ભગવન્! આ ઠંડીમાં અમે તો ધ્રૂજી રહ્યા છીએ, અમારા દાંત કચકચે છે, અને આપને તો આમાંની એક પણ અસર

લાગતી નથી.' સ્વામીજી કહેઃ 'એ તો બ્રહ્મચર્ય અને યોગાભ્યાસનો પ્રતાપ છે.' એમ કહીને તેમણે બંને હાથના અંગૂઠાને ઘૂંટણ ઉપર રાખી એવા દબાવ્યા કે તેમના કપાળ ઉપર પરસેવાનાં મોતી જામ્યાં, શરીર ઉપરની માટી ભીની થઈ ગઈ અને બગલમાંથી ટપટપ ટીપાં પડવા લાગ્યાં!

કર્ણવાસથી નીકળી સ્વામીજી ગંગાજીને કાંઠે જુદાં જુદાં ગામો કરતા આગળ ગયા. એક દિવસ ગંગાની રેતમાં પોતે યોગસાધના કરતા હતા, ત્યાં બદાયુંનો કલેક્ટર તેના કેટલાક યુરોપી મિત્રો સાથે તે સ્થાને આવી ઊભો. કલેક્ટરે સ્વામીજીને કહ્યું: 'આશ્ચર્યની વાત છે કે આટલી સખત ઠંડી છતાં આપ આ રીતે રેતમાં ધ્યાનમાં બેસી શકો છો. આપને બરફ લાગતો નથી?' પણ સ્વામીજી જવાબ આપે તે પહેલાં જ એક યુરોપી સાથી બોલી ઊઠ્યોઃ 'આ શરીર તગડા જેવું છે—માલમલીદા ઝાપટવાના મળે છે—પછી બરફ ક્યાંથી લાગે?' એટલે સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું: 'ભાઈ! અમે તો દાળરોટલો ખાનારા; અમે ક્યાં માલમલીદા ખાઈએ! માલમલીદા તો તમે ખાઓ છો. તમે માંસ ખાઓ, ઇંડાં ખાઓ, અને ઉપર દારૂ પીઓ! અને ભાઈ! માલમલીદા ખાવાથી જ જો ટાઢ સહન થતી હોય, તો તમે જ કપડાં ઉતારી નાખીને અહીં મારી સાથે બેસી જાઓ.' પણ કોઈએ આ બીડું ઉપાડ્યું નહિ.

આમ સ્વામીજી ફરુકાબાદ સુધી ગયા, અને પાછા ચાસી તથા આહારની વચ્ચેના એક ગામડામાં રહ્યા. સ્વામીજીનો નિયમ હતો કે જે કાંઈ ખાવાનું પ્રથમ મળતું તે પોતે સ્વીકારી લેતા. એટલે, આ ગામનો એક વેરાગી સ્વામીજીને પજવવા માટે રોજ સૌથી પ્રથમ પાણીમાં પલાળી દીધેલો રોટલો આપતો અને સ્વામીજી તે ખાઈ જતા! આવું કેટલાક

દિવસ ચાલ્યું અને પરિણામે વૈરાગી સ્વામીજીનો ભક્ત થઈ ગયો! આ પછી સ્વામીજીએ ચાસીમાં મુકામ કર્યો.

ત્યાં ઓંકારદાસ નામના વ્યાયામવીરે કહ્યું: 'સ્વામીજી! મને આપની પગચંપી કરવાનો અધિકાર આપી આભારી કરો.' તે સ્વામીજીના પગ ચાંપવા મંડ્યો, તો લોહના ગઠ્ઠા જેવી સ્વામીજીની પિંડીઓ ઉપર એના હાથ ચાલ્યા જ નહિ! આમ, એણે ખૂબ ખૂબ મહેનત કરી પણ માંસની ગોળી એના હાથમાં આવી જ નહિ! છેવટે, એને આખે શરીરે પરસેવો થઈ રહ્યો, અને પગ દબાવવાનું માંડી વાળી એ બોલી ઊઠ્યો: 'આખા જન્મારામાં આવી બળવાન વીરમૂર્તિ મેં જોઈ નથી.'

પંડિત ગંગાપ્રસાદ સ્વામીજીના એક શ્રદ્ધાળુ ભક્ત હતા. અનેક જાટો, રજપૂતો અને વાણિયાઓને જનોઈ પહેરાવી, તે સ્વામીજીને મળવા આવ્યા. સ્વામીજીએ તેમને કહ્યું: 'પંડિતજી! જનોઈ પહેરાવો છો તે તો સારું છે. પણ કોઈનાં જનોઈ ઉતરાવો છો ખરા કે?' પંડિતજીએ કહ્યું: 'હા, ભગવન્!' એટલે સ્વામીજીએ પ્રસન્નતાપૂર્વક ઉમેર્યું: 'જેઓ ધર્મ અને કર્મથી હીન હોય, તેમનાં જનોઈ તો ઉતારી જ લેવાં.'

આ જ અરસામાં ખંદોઈ ગામનો છત્રસિંહ જાટ સ્વામીજીને કહેવા લાગ્યો: 'સ્વામીજી! તમે ગમે તે કહો. પણ મને તો લાગે છે, કે આ દેખાતું જગત આકાશકુસુમ જેવું, વંધ્યાસુત જેવું અને સસલાના શિંગડા જેવું મિથ્યા કલ્પિત છે. તે અસત્ય છે, ભ્રમમાત્ર છે.' ત્યાં સ્વામીજીએ થોડી વાર રહીને એ જાટને હળવી થાપટ લગાવી દીધી, એટલે તે બોલી ઊઠ્યો: 'અરે! સ્વામીજી! આપના જેવા જ્ઞાની આમ આવેશમાં આવી જઈ થાપટ લગાવી બેસે એ આપને શોભતું નથી.' સ્વામીજી કહે: 'અરે ભાઈ! તારો તો પાકો નિશ્ચય છે કે બ્રહ્મ એક જ

સત્ય છે, અને બીજું બધું તો મિથ્યા છે. તો પછી પોતાથી બીજો કોણ હોય કે તેણે તને થપ્પડ મારી હોય? તને આવી ખોટી સમજ ક્યાંથી થઇ આવી?' છત્રસિંહ તો સ્વામીજી-ને ચરણે લોટી પડ્યો અને બોલ્યોઃ 'સ્વામીજી! હું તો અનુભવ વિનાનો આદમી છું. વેદાન્તની ખાલી બડબડ કરી રહ્યો છું. આપે આજે મારી આંખ ઉઘાડી.'

સ્વામીજી અનૂપ શહેરમાં આવી પહોંચ્યા. ઠાકુર ગિરિવર-સિંહે એમને પૂછ્યુંઃ 'સ્વામીજી! શિવપૂજન કરવું સારું ને?' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'એ કરતાં તો કીડીપૂજન સારું! શિવને નૈવેદ્ય ધરાવશો, તો એ પથરા ઉપર જ રહેશે અને કીડીને નૈવેદ્ય ધરાવશો તો એ કંઇ જ રહેવા દેશે નહિ.'

અહીં એક પુરોહિતે આવી સ્વામીજીનું શરણ લીધું હતું. બરૌલીના રાવ કર્ણસિંહ નવા નવા વૈષ્ણવ થયા હતા, અને તે પોતાના સર્વ સેવકોને બળાત્કારે કંઠીતિલક લેવડાવતા હતા! રાવસાહેબની આ ઘેલછા એટલી હદે પહોંચી હતી, કે તેમણે ગાયભેંસને પણ કંઠીતિલક લગાવ્યાં હતાં! પેલો પુરોહિત આ રાવસાહેબના પંજામાંથી છૂટીને અહીં ભાગી આવ્યો હતો. સ્વામીજીએ તેને ઓસડવેસડ કર્યાં અને આરામ થયો ત્યાં સુધી પોતાની પાસે જ રાખ્યો.

એ દયામૂર્તિ દયાનંદજી છૂતાછૂત ન જ પાળે. એમને દ્વારે અંત્યજ ને બ્રાહ્મણ સૌને આદર હોય. શૂદ્રોનું રાંધેલું અન્ન એ પ્રેમપૂર્વક લેતા હતા. એક વાર એ જ ગામમાં ઉમેદ નામનો નાયી પોતાને ઘેરથી ભોજનનો થાળ લઈ આવ્યો. સ્વામીજી ભક્તિપૂર્વક અપાયેલું એ ભોજન ખાવા લાગ્યા. એટલે ત્યાં બેઠેલા બ્રાહ્મણો બોલી ઊઠ્યાઃ 'અરે! સ્વામીજી! આ તો

નાચીની રોટી છે.' સ્વામીજી હસતાં હસતાં બોલ્યાઃ 'ના, ભાઈઓ! આ તો ઘઉંની છે.'

અનૂપ શહેરમાંથી સ્વામીજી કર્ણવાસ થઈ ગઢિયામાં આવ્યા. અહીં એમને પોતાના સુપરિચિત કૈલાસપર્વતજી મળ્યા. સ્વામીજીએ એમને કહ્યું: 'આપ મારા આ સત્યકાર્યમાં સહાયક થાઓ.' કૈલાસપર્વતજી કહે: 'આપની બધી વાતો સાચી છે. પણ આપ મૂર્તિપૂજાનું અને ભાગવતનું ખંડન કરવાનું બંધ કરો તો હું આપની સાથે રહેવા તૈયાર છું.' સ્વામીજી કહે: 'એ નહિ બને. આ અજ્ઞાન ને સંપ્રદાયો, એ મૂર્તિપૂજા ને ભાગવત આદિપુરાણોને લીધે જ ટકી રહ્યાં છે. આ મંદિરો એમનાં જ ધામ છે. એમનું ખંડન ન થાય ત્યાં સુધી ઋષિપ્રણીત ગ્રંથોનો આદર ને પ્રચાર ન થાય–લોકોને સાચા વેદધર્મની સમજ ન આવે.' પણ કૈલાસપર્વતજી પીગળ્યા નહિ. તેમને તો પોતાના મંદિરની આમદાની આકર્ષી રહી હતી, અને પ્રતિષ્ઠા ગુમાવી બેસવાનો ડર પેઠો હતો! છતાં સ્વામીજી માટે તેમના હૃદયમાં માનભર્યું સ્થાન હતું. સ્વામીજી જવા લાગ્યા, એટલે કૈલાસપર્વતજી તેમને કહે: 'દયાનંદજી! ભિક્ષા લઈને જાઓ.' પણ સ્વામીજીએ તેજસ્વી વાણીમાં કહ્યું: 'કૈલાસપર્વતજી! હું આપની પાસે અન્નની ભિક્ષા માટે આવ્યો નહોતો. આપ સત્યમાં સહાયક થાઓ, એ જ ભિક્ષા હું આપની પાસે માગવા આવ્યો હતો. ખેર, હવે ઈશ્વર જ મને સહાય કરશે.' સત્યનો આ આગ્રહ જોઈને કૈલાસપર્વત બોલી ઊઠ્યા: 'આ અપ્રતિમ પુરુષ છે.' સ્વામીજી પણ કૈલાસપર્વતજીને આદર આપવામાં કશી કચાશ રાખતા નહિ અને તેમની સાથે વિનોદ પણ કરતા. એક વાર કૈલાસપર્વત સ્વામીજીની કુટીએ આવ્યા હતા. ત્યારે સ્વામીજીએ તેમને હસતાં હસતાં કહ્યું: 'અહો! આવો

મોટો કૈલાસપર્વત કેમ કરીને આવડી નાની ઝૂંપડીમાં આવી શકયો !'

સ્વામીજીનો મુકામ સોરોમાં થયો ત્યારે કેટલાક ઉપદ્રવી લોકોએ એક કાવતરું રચ્યું અને દયાનંદજી ધારીને કોઈ બીજા જ સંન્યાસીને ખાટલા સાથે ગંગાજીમાં નાખી દીધો ! પાછળથી તે સાધુએ ચીસાચીસ પાડી મૂકી, એટલે તેને પાણી-બહાર કાઢવામાં આવ્યો. અહીં એક પહેલવાન જેવો જાટ કાંધ ઉપર મોટી ડાંગ રાખીને સ્વામીજીની સામે આવ્યો અને કહેવા લાગ્યો : 'તું ઠાકોરપૂજાનું ખંડન કરે છે અને ગંગા-મૈયાની નિંદા કરે છે કેમ ? તું દેવતાઓની વિરુદ્ધ બોલે છે ને ? ચાલ બતાવ, તને આ ડાંગ કયાં લગાવું કે તારો અધ્યાય પૂરો થઈ જાય.' સ્થિતપ્રજ્ઞ સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! મારા માથા ઉપર જ મારજે. એ મસ્તકમાં જ આ બધા વિચાર આવે છે.' આ નિશ્ચલતા, નિર્ભયતા ને સાગરસમી શાંતિ જોઈને જાટ તો સ્વામીજીના ચરણમાં લોટી જ પડ્યો અને ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો. સ્વામીજી તેને આશ્વાસન આપવા લાગ્યા: 'ભાઈ! રડ નહિ. તેં મને માર્યો હોત, તોય શું થઈ જાત ? જા, ઈશ્વર તને સાચો માર્ગ બતાવે !'

અહીંના વેરાગીઓ સ્વામીજી સામે એટલા ઊછળ્યા હતા, કે કાનપુર પાસેના વેરાગીઓએ એક વિરજાનંદ નામના સંન્યાસીને દયાનંદ માનીને ગંગામાં ધકેલી દીધો હતો પણ તે સંન્યાસી જબરો તારો હતો, એટલે પાછો કિનારે આવી શકયો હતો.

સંવત ૧૯૨૫ના જેઠ માસમાં સ્વામીજી કર્ણવાસ આવ્યા. ત્યાં બરૌલીના પ્રસિદ્ધ રાવ કર્ણસિંહજી પણ ગંગાસ્નાનના મેળા માટે આવ્યા હતા. તેમણે સ્વામીજીને પોતાને મુકામે

થનારી રાસલીલા માટે આમંત્રણ આપ્યું. પણ સ્વામીજીએ કહ્યું: 'હું એવા નિંદાસ્પદ કામોમાં સામેલ થતો નથી.' આથી, રાવસાહેબ રોષે ભરાયા, અને બીજે દિવસે તે પોતાના લાવલશ્કરને લઈને ખટખટ કરતા સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ તેમને 'આવો બેસો' આવકાર આપ્યો. પણ રાવસાહેબ કહેઃ 'ક્યાં બેસીએ?' સ્વામીજીએ તેમને કહ્યું: 'તમને ગમે ત્યાં.' એટલે રાવસાહેબ તડૂક્યા: 'જ્યાં તું બેઠો છે, ત્યાં જ બેસીશ.' ત્યારે સ્વામીજીએ પોતાની ચટાઈ ખસેડી લીધી અને કહ્યું: 'ભલે, તમે અહીં બિરાજો.'

રાવસાહેબે સ્વામીજી પાસે ખુલાસો માગ્યો: 'સંન્યાસી થઈને તમે મારે ત્યાંની રાસલીલામાં કેમ ન આવ્યા?' સ્વામીજીએ કહ્યું: 'આપણા પૂજ્ય પુરુષોની આવી રીતે વિડંબના થાય, એ મને માન્ય નથી. આશ્ચર્યની વાત છે, કે તમે કુલીન ક્ષત્રિય થઈને આવા વેશ ભજવો છો!' એટલે રાવસાહેબે ઓર પોત પ્રકાશ્યું: 'મેં સાંભળ્યું છે, કે તું અવતારોની અને ગંગાજીની નિંદા કરે છે. મારી આગળ નિંદા કરી જોને! બરાબર બતાવી આપીશ સમજ્યો?' 'રાવસાહેબ! સ્વામીજીએ અચલ સત્યનિષ્ઠાથી કહ્યું: 'હું નિંદા કરતો જ નથી, હું તો સત્ય જ કહું છું. મને તો ગંગા જેવી ને જેટલી લાગે છે, તેવી ને તેટલી હું તેને વર્ણવું છું, અને સત્ય વાત કહેતાં મને કશો જ ભય નથી.' ત્યારે રાવસાહેબ ગર્જ્યા: 'તો બોલ, ગંગાજી કેવડાં છે?' સ્વામીજીએ કમંડળ ઉઠાવીને કહ્યું: 'મારે માટે આવડાં!'

આટલું થયું, ત્યાં સ્વામીજીએ પૂછ્યું: 'રાવ મહાશય! આ આપના કપાળમાં રેખા જેવું શું છે?' રાવસાહેબ કહેઃ 'એ તો શ્રી છે. જે એને ધારણ કરતું નથી, તે ચંડાળ છે.' 'ત્યારે

આપ ક્યારના વૈષ્ણવ થયા છો?' 'હમણુંના જ.' 'તો આપના પિતા પણ વૈષ્ણવ સંપ્રદાયના હતા?' 'ના, તે તો નહોતા.' 'તો, તો,' સ્વામીજીએ જાણે ચોટ લગાવી: 'આપના કહેવા પ્રમાણે આપના પિતા અને થોડાં વર્ષ પહેલાં આપ પોતે પણ ચંડાળ સિદ્ધ થઈ જાઓ છો!'

બસ. રાવસાહેબનો ક્રોધ છેલ્લી હદે પહોંચી ગયો. 'બાવા! મોં સંભાળીને બોલ.' અને તે વખતે રાવસાહેબની સાથેના માણસો જાણે હથિયાર સંભાળી રહ્યા. શ્રોતાજનો આથી ગભરાઈ ગયા, એટલે સ્વામીજી બોલ્યા: 'તમે શા માટે ડરો છો? કોઈ વાતની ચિંતા રાખશો નહિ. મેં જે કાંઇ કહ્યું છે, તે સત્ય જ છે.' આ સાંભળી રાવસાહેબનો પારો વળી વધારે ચડ્યો. તે ગાળોની ઝડી વરસાવી રહ્યા. એટલે સ્વામીજીએ કહ્યું: 'રાવસાહેબ! જો તમારે શાસ્ત્રાર્થ કરાવવો હોય તો તમે વૃંદાવનથી રંગાચાર્યને બોલાવો.' ત્યાં, રાવસાહેબ કહેવા મંડ્યા: 'અરે! ક્યાં શાસ્ત્રાર્થ તેં રંગાચાર્ય સાથે! તારા જેવા તો કંઈ એમના જોડા સાફ કરે છે.' આટલું કહી રાવ-સાહેબ વારંવાર પોતાની તલવારની મૂઠ ઉપર હાથ રાખવા લાગ્યા. એટલે સ્વામીજીએ પડકાર કર્યો: 'જુઓ, શાસ્ત્રાર્થ કરાવવો હોય તો તમારા ગુરુ રંગાચાર્યને બોલાવો, અને તમારે શસ્ત્રાર્થ કરવો હોય તો શા માટે એક સંન્યાસી સામે કેડ બાંધવા નીકળ્યા છો? જાઓને જયપુર–જોધપુર સામે.' ત્યાં તો, રાવસાહેબ ફફડતે ઓઠે તલવારનો ઘા કરવા સ્વામીજી ઉપર ધસી જ આવ્યા. સ્વામીજીએ એક વાર તો એમને હડસેલો મારી ખસેડી નાખ્યા અને બીજી વાર તલવાર ઝૂંટવી લીધી! પછી તેમણે તલવારને મૂઠેથી એવી દબાવી, કે તેના બે કટકા થઈ ગયા! અને સ્વામીજીની સિંહગર્જના ગાજી

રહી: 'બોલો, તમે આતતાયી છો. તમારા ઉપર બદલો લઉં?' રાવસાહેબનું મોં પીળું પડી ગયું, જાણે એમને મૂર્છા આવી રહી. એટલે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! હું તો સંન્યાસી છું. તમે અત્યાચાર કર્યો છે, તેથી હુ ચિડાઈ ન શકું. હું તમારું ભૂંડું ઇચ્છું જ નહિ. જાઓ, ઈશ્વર તમને સન્મતિ આપો.'

પણ લોકો સ્વામીજીને કહેવા લાગ્યા: 'અરે! આના ઉપર ખટલો માંડવો જોઈએ. એને બતાવી આપવું જોઈએ. મહારાજ! આપ અમને સંમતિ આપો.' એટલે બ્રહ્મર્ષિ દયાનન્દ બોલ્યા: 'અરે ભાઈઓ! એણે ક્ષત્રિયત્વ છોડ્યું, પણ મારે શા માટે મારું બ્રાહ્મણત્વ છોડવું? ધર્મ ન છોડાય. એને સાચવીએ તો જ એ આપણને સાચવે. એને મારીએ તો એ આપણને મારી જ નાખે.'

આ પછી સ્વામીજી સોરોમાં આવ્યા, અને ત્યાં સમર્થ વિદ્વાન અંગદજી સાથે શાસ્ત્રાર્થ થયો. ચર્ચાને અંતે અંગદજીએ સ્વામીજીનો મત સ્વીકાર્યો. શાલગ્રામને ગંગાજીમાં પધરાવી દીધા અને ભાગવતની કથા કરવાનું મૂકી દીધું. આવા સુપ્રસિદ્ધ શાસ્ત્રી સ્વામીજીના શિષ્ય બની ગયા, એ જાણીને વૈષ્ણવ સંપ્રદાયના મોડવી રંગાચાર્યજી તો દૂરથી જ થરથરી રહ્યા! આ વખતે સોરોમાં સ્વામીજીના પ્રભાવથી સેંકડો બ્રાહ્મણકુલોએ કંઠી, મૂર્તિ અને ભાગવતની કથાને તિલાંજલિ આપી દીધી.

સ્વામીજી કંઈ વાર શાસ્ત્રાર્થને માટે સાધુસંન્યાસીઓનો પીછો પણ પકડતા. એક દિવસ ગંગાજીને કાંઠે કોઈ એક સાધુ કમંડલ ધોઈ રહ્યો હતો. તેણે સ્વામીજીને કહ્યું: 'આવા ત્યાગી પરમહંસ થઈને તમે ખંડનમંડનની જાળમાં કેમ પડો છો? નિર્લેપ થઈ જાઓ.' સ્વામીજી કહે: 'મહારાજ! એમ કરવા છતાં હું નિર્લેપ જ છું. તમે મને નિવૃત્તિ લેવાનું કહો છો;

પણ પ્રજાપ્રેમથી પ્રેરિત થઇને સૌ કોઈએ પ્રવૃત્તિ કરવી જ જોઇએ.' એટલે સાધુ કહેવા લાગ્યો: 'અરે! આ પ્રજાપ્રેમનો બખેડો ક્યાંથી ઉપાડ્યો? આત્મા સાથે પ્રેમ કરો, મહારાજ!' ત્યાં સ્વામીજીએ રાષ્ટ્રત્વનો પયગમ્બરી આદેશ સમજાવ્યો: 'સાધુજી! તમે આત્માને સર્વમાં રહેલો માનો છો. પણ તમે મહાન આત્મા સાથે પ્રેમ જ કરતા નથી. તમને તો તમારી ભિક્ષાની ચિન્તા છે અને કૌપીનને ઊજળું રાખવાની ચિન્તા છે; પણ તમે કદી આ વિચાર કર્યો જ નથી—આ આપણા દેશના લાખો માણસો રાત ને દિવસ ભૂખ ને તરસની ભડભડતી ચિતા ઉપર સૂઈ રહ્યા છે, તેમને પહેરવાને એક લંગોટી સરખું ચીંથરું પણ નથી, પશુની જેમ તેઓ કાદવકીચડમાં દિવસ કાઢે છે અને કોઈ તેમને સહાયની આંગળી સરખી આપતું નથી! લાખો માનવીઓ રસ્તાઓ ઉપર રડવડતાં પ્રાણ મૂકે છે પણ કોઇ એમની ભાળ લેવા નીકળતું નથી. મહાત્માજી! તમે આત્મા સાથે—વિરાટ આત્મા સાથે–પ્રેમ કરતા હો તો આ સૌને તમારે તમારા આત્મારૂપ ગણીને અપનાવવા પડશે. આપણી ભૂખ ભાંગતાં ને તરસ છિપાવતાં આપણે એ લાખો ને કરોડોની ચિંતા કરવી જોઇશે. પરમાત્માનો સાચો પ્રેમી કોઇની ઘૃણા કરતો નથી. તે ઊંચનીચના ભેદભાવોને તિલાંજલિ આપે છે. તે પુરુષાર્થથી બીજાનાં દુઃખ કાપે છે, કષ્ટક્લેશ દૂર કરે છે. જેટલું એ પોતાને માટે કરે છે, તેટલું એ બીજા માટે કરે છે. આવો જ્ઞાની જ આત્મપ્રેમી છે.'

આ યાત્રા દરમ્યાન સ્વામીજીએ કાસગંજમાં પાઠશાળા ખોલાવી. સંવત ૧૯૨૫ના ચૈત્ર વદમાં સ્વામીજીને વિરજાનન્દજીના અવસાનના સમાચાર શાહબાજપુરમાં મળ્યા, એટલે એ મહાન વિરક્ત શિષ્યને શોકની જરાક છાયા આવી ગઇ.

પોતે કહ્યું: 'આજે વ્યાકરણનો સૂર્ય આથમી ગયો છે.' આ પછી સ્વામીજી કકોડા, જરોલી અને અભરોલી ફરી આવ્યા ને ત્યાં મૂર્તિપૂજાનું ખંડન કર્યું તથા ગાયત્રીનો ઉપદેશ આપ્યો. પોતે કાયમગંજમાં પધાર્યા ત્યારે એક ઈસાઈ સ્વામીજીને મુકામે આવ્યો અને એમના કરતાં ઊંચે આસને બેઠો. આથી ભક્ત લોકોને માઠું લાગ્યું, એટલે સ્વામીજીએ કહ્યું: 'કોઈ ઊંચે આસને બેસે એટલે બીજો કંઇ નીચો થઈ જતો નથી; એમ તો પંખી ઝાડની ટોચ ઉપર સૌથી ઊંચું બેસે જ છે ને!' અહીંથી સ્વામીજી શમસાબાદ થઈ ફરુકાબાદ આવ્યા. લાલા જગન્નાથે એમને પૂછયું: 'મનુષ્યનું કર્તવ્ય શું?' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'આદર્શની પ્રાપ્તિને માટે કર્તવ્યકર્મ કરવાં. એ આદર્શની પ્રાપ્તિ એટલે પરમાત્માની પ્રાપ્તિ છે, એ માટે એણે ઈશ્વરની જેમ સર્વ ઉપર દયા કરવી. ઈશ્વર સત્યસ્વરૂપ છે તેથી મનુષ્યે પણ સત્યવાદી થવું. આમ ઈશ્વરના ગુણોને પોતાનામાં ધારણ કરે તો મનુષ્ય પરમેશ્વરને પામે.'

આ જ શહેરમાં કેટલાક સાધુઓ હતા. તેઓ ગૃહસ્થી હતા અને કામધંધો કરીને જીવનનિર્વાહ ચલાવતા હતા. બીજા બ્રાહ્મણો અને વૈશ્યો વગેરે એ સાધુઓના હાથનું જમતા નહોતા; પણ એ સાધુઓએ પ્રેમપૂર્વક સ્વામીજીને ભોજન અર્પણ કર્યું અને સ્વામીજીએ તેટલા જ પ્રેમથી તે સ્વીકાર્યું. આથી, બ્રાહ્મણલોક નારાજ થયા અને કહેવા લાગ્યા: 'સ્વામીજી! આ સાધુઓનું ભોજન લઇને આપ ભ્રષ્ટ થયા છો. આપે આવું ન કરવું જોઇએ.' સ્વામીજી કહે: 'ભાઇ! ભોજન તો બે જ રીતે ભ્રષ્ટ થયેલું કહેવાય. એક તો તે જો અન્યને દુઃખ દઇને મેળવ્યું હોય તો અને બીજું એ ભોજનમાં કંઈ મલિન વસ્તુ હોય કે એવી એવી વસ્તુ ઉપરથી પડી હોય. આ મને જે

ભોજન મળ્યું છે, તે તો પરસેવાનો પ્રસાદ છે. તેથી તે શુદ્ધ છે.'

અહીં એક વાર સ્વામીજી જનોઈ પહેરાવી રહ્યા હતા. તેવામાં એક પંડિત બોલી ઊઠ્યોઃ 'સ્વામીજી! શુક્ર આથમી રહ્યો છે, તેથી એ સમયે જનોઈ પહેરાવવાનો નિષેધ છે.' સ્વામીજીએ તુરત જ પરખાવી દીધુંઃ 'જેનું શુક્ર આથમી ગયું હોય, તે ભલે જનોઇ ન પહેરાવે. અમારું શુક્ર તો અનસ્ત છે–અમે અવશ્ય જનોઇ પહેરાવીશું.' આથી જુદો બીજો એક પ્રસંગ ત્યાં જ થયો હતો. કેટલાક મુસલમાનો સ્વામીજી પાસે આવ્યા હતા અને પયગમ્બર સાહેબના સંબંધમાં પૂછવા લાગ્યા. સ્વામીજીએ ત્રણ વાર કહ્યુંઃ 'ભાઈ! મારી વાત તમને ગમશે નહિ.' છતાં તેમણે સાંભળવાનો આગ્રહ પકડ્યો. એટલે સ્વામીજી કહેઃ 'આ તમે એમના અનુયાયી થઈ ગયા છો, તે યોગ્ય નથી કર્યું. પાછળની શિખા કાઢીને તમે આગળ લાંબી દાઢી રાખી છે, તેમાં શો લાભ થયો?'

અહીં હરિગોપાળ નામના શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ થયો અને તેમાં એ શાસ્ત્રી હારી ગયો. પરિણામે તેણે ગામમાં સ્વામીજી સામે એક બખેડો ઊભો કર્યો. આ સંબંધમાં લાલા જગન્નાથે સ્વામીજીને વિનંતિ કરીઃ 'નીચ લોકો વારંવાર આપના ઉપર હલ્લો કરે છે. માટે આપ કૃપા કરીને અંદરના ભાગમાં રહેવાનું સ્વીકારો.' અભયના જીવંત આદર્શ સમા સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'મહાશયજી! અહીં તો આપ મારી રક્ષા કરશો. પણ બીજે કોણ રક્ષા કરશે? જુઓ, પરમાત્મદેવ જ સર્વત્ર મારી રક્ષા કરે છે. આથી હું સદૈવ ને સર્વથા નિર્ભય છું.'

એક દિવસ કથાઉપદેશ ચાલતો હતો. કાલિનો કોઇ ઉપાસક દારૂ પીને એમાં બેઠો હતો. પહેલાં તો તેણે ગાળો ભાંડી

પણ પછી ઝટ દઈને તેણે સ્વામીજી ઉપર જોડા ઝીક્યો. પણ તે ઠેઠ પહોંચ્યો નહિ અને સ્વામીજીને કશું થયું નહિ. સભામાં બેઠેલા બીજા સાધુઓ આ બનાવથી ચિડાઇ ગયા અને તેમણે પેલા કાલિભક્ત બ્રાહ્મણને પકડીને મારવા માંડ્યો. દયાવાન દયાનંદજી ત્યાં બોલી ઊઠ્યા: 'ભલેને એણે આમ કર્યું. મને તો કંઈ વાગ્યું નથી! અને એ જોડો વાગ્યો જ હોત તો યે શું? એ ક્યાં રામબાણ હતું, ભાઈ! એણે તો અજ્ઞાનથી કર્યું છે. એને છોડી દો.'

કેટલાક માણસોએ એક લઠ્ઠ આદમીને ડાંગ સાથે સ્વામીજી સામે મોકલ્યો. આવીને તે બકવા મંડ્યો: 'અલ્યા બાવા! તું મૂર્તિને ઈશ્વર નથી માનતો કેમ?' સ્વામીજી કહે: 'ભલા! તું જ ઈશ્વરનું સ્વરૂપ કહે ને!' એટલે તે બોલ્યો: 'ઈશ્વર સચ્ચિદાનંદ, સર્વશક્તિમાન, ભક્તવત્સલ અને સર્વત્ર પરિપૂર્ણ છે.' 'ખરું, ખરું!' સ્વામીજીએ કહ્યું: 'આ તો તદ્દન સાચી વાત. હવે આ જ લક્ષણો તું મૂર્તિમાં લગાવી જો.' ત્યાં તો પહેલવાનની કાયાપલટ થઈ ગઈ, તે શઠ મટી સન્ત થઇ ગયો!

આ સમયે વેશ્યાગમન એ તો એક 'સુલક્ષણ' ગણાતું હતું. સ્વામીજીએ આ પાપસંસ્થા ઉપર જબ્બર ઘોઘ પાડ્યો અને કંઈ યુવકો વેશ્યાઓની જાળમાંથી છૂટા થયા. પરિણામે, વેશ્યાઓ પણ 'પોતાના ધંધા'ને ખેરવનારી એ વ્યક્તિને જોવા આવી હતી! ગઢીના નવાબે સ્વામીજીને પૂછ્યું: 'યોગીઓ દૂર જગ્યાના સમાચારનું જ્ઞાન ધરાવી શકે છે?' સ્વામીજીએ કહ્યું: 'એવી ગુપ્ત વાતો જાણવા યોગીઓ ઇચ્છતા નથી. તેઓ તો સર્વ વસ્તુઓમાં બ્રહ્મસત્તાને જ જાણવાનો ઉદ્દેશ રાખે છે.'

લાલા વંશીલાલ એક મંદિર બંધાવવાનો વિચાર કરી રહ્યા હતા. સ્વામીજીએ તેમને તેમ કરતાં અટકાવ્યા અને તેમની

પાસે પાઠશાળા સ્થપાવી. આ મંદિરો બાંધવા સંબંધમાં સ્વામીજીએ બે બીજા સજ્જનોને કહ્યું હતું: 'આ તમે મંદિરો પાછળ લાખો રૂપિયાનું પાણી કર્યું છે અને તેથી અનધિકારીઓ-નાં પેટ ભરાયાં છે તથા ઇંટિરોડામાં એ ખવાઈ ગયા છે. આ જ દ્રવ્ય તમે દેશના ભલામાં અને મનુષ્યમાત્રના હિતમાં વાપર્યું હોત તો કેટલું સારું થાત! કોઈ પાઠશાળા સ્થાપી હોત તો કેવું જનહિત થાત! દેશમાં શિલ્પનો અભાવ છે અને તમે એ દ્રવ્ય શિલ્પશાળા સ્થાપવામાં ખરચ્યું હોત, તો સ્વદેશવાસીઓમાં કલાકૌશલનો પ્રચાર થાત અને લોકનું ભારે હિત થાત!'

એક દિવસ સ્વામીજી ગંગામાં પગ પસારીને પડ્યા હતા. કોઈ બાળકોએ કુતૂહલવશ થઇને એમના ઉપર રેતીના ગોળા જ છોડ્યા કર્યા. છેવટે, રેતી આંખમાં પડીને ખૂંચવા લાગી ત્યારે સ્વામીજી ચુપચાપ ત્યાંથી ઊઠીને બીજે ચાલ્યા ગયા. એક બીજી વાર સ્વામીજી સ્નાન કરીને આવી રહ્યા હતા. ત્યાં મલ્લો સામે આવીને ઊભા. સ્વામીજીએ પોતાનું કૌપીન નિચોવીને તેમને આપ્યું અને કહ્યું: 'જોઇએ, તાકાદ હોય તો આમાંથી ટીપું પાણી કાઢી આપો!' મલ્લો આંટી લઈ લઈને થાક્યા, પણ એક ટીપું ય બહાર ન આવ્યું!'

એક માણસે સ્વામીજીને ગાળો દેવાનો જાણે ધંધો જ માંડ્યો હતો. છતાં સ્વામીજી તેને સામે કડવો શબ્દ પણ કહેતા નહિ. અને ઊલટા તેને 'આવો, બેસો' કહીને આવકાર આપતા. પછી તે પસ્તાયો ત્યારે સ્વામીજી તેને ધીરજ આપવા લાગ્યા: 'ભાઈ! એ બોલ તો આકાશમાંથી ઊપજ્યા હતા અને આકાશ-માં ગેબ થઈ ગયા હતા. મને એનું કંઇ જ દુ:ખ થયું નથી.'

આ વખતે અનેક જવાનો ખ્રિસ્તી મતમાં ધસડાઇ રહ્યા

હતા. સ્વામીજીના ઉપદેશ સાંભળીને અનેક યુવકોએ ખ્રિસ્તી પાદરીઓને સંભળાવી દીધું: 'હવે અમને તમારા ધર્મમાં કંઈ વિશેષતા જણાતી નથી. અમારે અમારો પ્રાચીન ધર્મ છોડવાની કશી જ જરૂર નથી.' આમ છતાં સ્વામીજી ઉપર આક્ષેપો આવ્યા કરતા હતા: 'એ તો સંન્યાસી વેશમાં ખ્રિસ્તી પાદરી છે!'

ફરુકાબાદમાં સ્વામીજીએ હલધરને શાસ્ત્રાર્થમાં એવી હાર આપી, કે તે મૂર્છિત થઈ ગયો. અહીંથી સ્વામીજી શ્રીશૃંગી, રામપુર અને કનૌજ થઈને કાનપુર આવ્યા. ત્યાં પુરાણ આદિ આઠ ગપોનું ખંડન કરી તેમણે આ આઠ સત્યોનું મંડન કરનારી જાહેરાત આપી: 'ઋગ્વેદથી મહાભારત સુધીના ગ્રંથ-ભાગો ઈશ્વર અને ઋષિપ્રણીત છે, તેથી તે સત્ય છે. બ્રહ્મ-ચર્યાશ્રમમાં ગુરુસેવા કરી, ધર્મનું અનુષ્ઠાન આપી, વેદનું અધ્યયન કરવું. વેદોક્ત વર્ણાશ્રમના ધર્મ પાળવા તેમ જ સંધ્યાવંદન તથા અગ્નિહોત્ર વગેરે કર્મ કરવાં. ધર્મશાસ્ત્રમાં ઋતુકાલ આદિ જે નિયમપૂર્વક ગૃહસ્થાશ્રમ લખ્યો છે, તેનું અનુસરણ કરવું. શમદમાદિથી માંડીને સમાધિ સુધીની ઉપા-સના કરવી અને સત્સંગનું સેવન કરી, વાનપ્રસ્થાશ્રમનું પાલન કરવું. વિચાર, વિવેક અને વૈરાગ્ય આદિનો અભ્યાસ રાખી, સંન્યાસ સ્વીકારી, સકલ કર્મોમાં ફલની અનાસક્તિ રાખવી. હર્ષશોક આદિ દ્વંદ્વો અનર્થકારી છે, તેમનો ત્યાગ કરવો. અવિદ્યા આદિ પંચ કલેશોથી તેમ જ તમોગુણ આદિ ત્રિગુણોથી નિવૃત્તિ મેળવી પાંચ ભૂતોથી અતીત એવા મોક્ષરૂપ સ્વરાજને પ્રાપ્ત કરવાનું પરમ લક્ષ્ય રાખવું.

ફરી આ નગરમાં, ૧૮૬૯ના જુલાઈ માસની છેલ્લી તારીખે હલધરની સાથે શાસ્ત્રાર્થ થયો. સર્વસંમતિથી ત્યાંના

મદદનીશ કલેક્ટર મિ. થેનને મધ્યસ્થ નીમવામાં આવ્યા હતા. શાસ્ત્રાર્થમાં હલધરની મદદમાં બીજા એક લક્ષ્મણ શાસ્ત્રી પણ જોડાયા હતા. સ્વામીજીએ પોતાની અદ્ભુત શૈલીથી અને અગાધ પાંડિત્યથી ચર્ચા ચલાવી પણ સામા પક્ષે ગરબડ કરાવવામાં જ પોતાનો વિજય માન્યો! છેવટે મિ. થેને મધ્યસ્થ તરીકે ચુકાદો આપ્યો અને સ્વામીજીનો જયજયકાર બોલાવ્યો.

આવા ગરમ વાતાવરણમાં સ્વામીજી કેટલી સ્વસ્થતાપૂર્વક કટાક્ષો કરતા હતા, તે પણ જાણવા જેવું છે. એક જણ શિવને બીલીપત્ર ચડાવવા જતો હતો, એટલે સ્વામીજી કહેઃ 'ભાઈ! ત્યાં ચડાવશે તો કોઈ ખાશે નહિ. ઊંટને જ ચડાવને, એ ખાઇ જશે.' બીજો એક માણસ સ્વામીજી પાસે આવ્યો અને બોલ્યોઃ 'સ્વામીજી! તમારો લોટો આપો ને!' 'કેમ?' સ્વામીજીએ પૂછ્યું. 'મારે શિવજી ઉપર પાણી ચડાવવું છે.' એટલે સ્વામીજીએ કડકડતો કટાક્ષ કર્યોઃ 'અરે! ભાઈ! લોટો ભૂલી ગયો તો મોં ક્યાં જતું રહ્યું છે! જરા એનાથી જ કોગળા કરી પાણી ચડાવજે ને!' પછી, એક દિવસ પોતે વિનોદમાં કહેઃ 'કંઈ પંડિતો ભોળા લોકોને અરધો અરધો મંત્ર આપીને ગુરુ બની બેસે છે! પણ મેં તો પાનાનાં પાનાં ભરાય તેટલું બતાવ્યું છે. તો પછી હું કેમ ગુરુ ન બની શકું?'

એક દિવસ સ્વામીજી ગંગામાં સ્નાન કરી રહ્યા હતા. ત્યાં એક ભક્તે જોયું તો સ્વામીજીની પાસે એક મોટો મગર જલવિહાર કરતો હતો. ભક્તે સ્વામીજીને પોકારીને કહ્યુંઃ 'આપ ઝટઝટ બહાર આવી રહો. આ આપની બાજુમાં મોટો મગર છે.' પણ સ્વામીજી તો સ્નાનમાં જ પરોવાઇ રહ્યા અને બોલ્યાઃ 'ભાઈ! હું એ મગરને કશી છેડ કરતો નથી તો એ શા માટે મને છેડે?'

ગંગામંદિરનો એક પૂજારી સ્વામીજીની પાસે જ રહેતો હતો. તે નિત્યનિયમ તરીકે સ્વામીજીથી જરા દૂર ઊભો રહીને એમને ગાળો ભાંડતો હતો. આવું લગભગ વીસેક દિવસ ચાલ્યું પણ સ્વામીજી પૂજારીને કશું જ કહેતા નહોતા. હવે સ્વામીજી આગળ રોજ ભક્તો લાડુ, પેંડા કે બદામ વગેરે લાવતા અને સ્વામીજી તે બધું સત્સંગમાં વહેંચી દેતા. એક દિવસ સ્વામીજી આગળ આ ભેટો આવી રહી હતી, ત્યાં પેલો પૂજારી સ્વામીજીની દૃષ્ટિએ પડ્યો. પોતે તુરત ઊભા થઈને તે પૂજારી પાસે ગયા અને તેને લાડુ વગેરે સર્વ પદાર્થો આપી બોલ્યાઃ 'ભાઈ! રોજ સાંજે તું આવતો રહેજે. તને આવું આવું ભરપટ્ટે ખાવા મળશે.' છસાત દિવસ આવાં મીઠાં ભોજન મળ્યાં, એટલે એનું ગાળનું નિત્યકર્મ અટકી ગયું; પસ્તાવાથી પવિત્ર થઈને તે સ્વામીજીની ક્ષમા માગવા લાગ્યો.

હવે, કાનપુરથી સ્વામીજી શિવરાજપુર, ફતેહપુર અને મિરજાપુર થઈને પ્રયાગ ગયા. અહીં શિવસહાય નામના એક અભિમાની પંડિત સાથે સ્વામીજીને વાલ્મીકિરામાયણ ઉપરની એની ટીકા સંબંધમાં ચર્ચા ચાલી. એ પંડિત ત્યાંથી ભાગી ગયો અને કાશીનરેશની છાયામાં ભરાઈ પેઠો. પણ સ્વામીજીએ એની પૂંઠ લીધી. પોતે કાશી તરફ પ્રયાણ આદર્યું.

અહીં સ્વામીજીની ગંગાયાત્રા જાણે પૂરી થઈ. આ યાત્રામાં સ્વામીજીએ આપણને પોતાની અનન્ય વિભૂતિઓનાં દર્શન આપ્યાં છે. એ પ્રખર પંડિત, ઉદ્દામ રાષ્ટ્રભક્ત, દીર્ઘદર્શી રાષ્ટ્રવિધાયક અને જનતાજનાર્દનના સર્વોચ્ચ સેવક આ યાત્રામાં મખમલના ગાદીતકિયા ઉપર આળોટ્યા નથી, એમણે તો ધરતીની શય્યા ઉપર ઇંટનાં ઓશીકાં રાખી આરામ લીધો છે. એમણે ભિક્ષાની ભીખ માગી નથી અને જે મળ્યું તેનાથી

ચલાવ્યું છે. આમ કરવામાં તે ઉપવાસથી હાર્યા નથી ને શોકથી ડુભાયા નથી. રાષ્ટ્રના ઉદ્ધારનો મંત્ર ગુંજતા અને રાષ્ટ્રસેવાની તાલાવેલીથી તરવરતા તે આ દીનહીન દેશને ઉજ્જ્વલ કરવાને માટે આગળ જ વધ્યા છે. એમના ઉપર વાણીના વજ્રપ્રહારો થયા, તલવારના ઝાટકા વીંઝાયા, ઈંટરોડાના વર્ષાવ થયા; પણ શૌર્ય અને ક્ષમાની એ અભય પ્રેમમૂર્તિએ શત્રુને નિઃશસ્ત્ર કરી નાખ્યા છે; તેમનાં જીવન પલટી નાખ્યાં છે. તપસ્યાની હેમાનલ-જેવી દીપ્તિથી એમણે વનખંડને ને જનખંડને અજવાળી મૂક્યા છે; જ્યાં જડતા જામી રહી હતી ત્યાં એમણે ચૈતન્યના ચમત્કારો પ્રકટાવ્યા છે. અને માનવને માનવ્યના મહાન આદર્શની સિદ્ધિ અપાવવા માટે એ મહર્ષિ કાશીનો ગઢ જીતવા ઊપડ્યા છે.

•

## ૭ : વિજય અને ધર્મસંસ્થાપન

સન ૧૮૬૯ના સપ્ટેમ્બરમાં સ્વામીજી રામનગર આવી રહ્યા. પેલો પંડિત શિવસહાય એ નગરના મહારાજાને ત્યાં ભરાઈ રહ્યો હતો. સ્વામીજીએ મહારાજાને કહ્યું: 'પંડિતજીને શાસ્ત્રાર્થ માટે બહાર કાઢો.' પણ પંડિતજી જ ત્યાંથી ગચ્છંતી કરી ગયા. એક મહિના પછી સ્વામીજી કાશીનગરમાં આવ્યા. એક મયારામજીએ એમને પૂછ્યું: 'શાંકરવેદાન્ત અદ્વૈત કહે છે અને રામાનુજદર્શન જીવ-બ્રહ્મનો ભેદ બતાવે છે. તો સાચું કોણ?' સ્વામીજીએ કહ્યું: 'બંને પૂરા સાચા નથી. ઈશ્વર સર્વવ્યાપક છે, તેથી અભેદ છે અને જીવ એકદેશીય છે, તેથી ભેદ છે. ખાલી ખેંચતાણ કરવી વ્યર્થ છે.' અહીં સ્વામીજીએ વેદ, ઉપવેદ, વેદાંગ, ઉપાંગ ને મનુસ્મૃતિ મળી પોતાને ૨૧

ગ્રંથો પ્રમાણુરૂપ છે, એમ જણાવ્યું.

એટલામાં સંવત ૧૯૨૬ના કારતક માસની સુદ બારશ આવી. તે દિવસે ભારતવર્ષના ધર્મની રાજધાનીમાં સ્વામીજી અને વિશુદ્ધાનંદ આદિ અઠ્ઠાવીસ પંડિતો વચ્ચે મહાન શાસ્ત્રાર્થ થયો. એ સમારોહ વખતે ગરબડ અને હલ્લાની ભીતિ તો આગળથી રહેતી હતી. એક જણે સ્વામીજીને ચેતાવ્યા પણ ખરા. છતાં પોતાની અનન્ય ને અવિચલ શ્રદ્ધાને પ્રકટ કરી, એ અભયમૂર્તિએ કહ્યું: 'ભાઈ! ઈશ્વરની આજ્ઞા અનુસાર મનુષ્ય સત્યનો ઉપદેશ કરે, તેમાં ભય ક્યાં હોય? સત્પુરુષ ભયભીત થઈને સત્યને કદી છુપાવતો નથી. જીવન જાય તો ભલે પણ અંતરાત્માના આદેશને–સત્યને–શા માટે છોડાય? એક હું છું–આત્મા છું, એક પરમાત્મા છે અને એક ધર્મ છે. પછી બીજા કોઇથી ય ડરીને હું ધ્રૂજું એમ નથી. ભલે સૌકોઇ આવે. હું જોઈ લઇશ.'

શાસ્ત્રાર્થ તો જુદી જુદી રીતે ચાલ્યો; ક્યારેક શિરસ્તાસર અને ક્યારેક શિરસ્તો મૂકીને. સાંજ પડી અને વિશુદ્ધાનંદે ચાલાકી વાપરી અને 'દયાનંદ હારી ગયો છે' એવી બૂમ પડાવી. સભામાં હોહા વધી ગઈ. સ્વામીજી ઉપર ઈંટ, પથ્થર, કાંકરા, માટી અને જોડાની ઝડીઓ પડી. પણ બીજે દિવસે છાપાંએ સ્વામીજીનો વિજય જાહેર કર્યો. પંડિત ઈશ્વરસિંહ સ્વામીજી ઉપર ગુજરેલાં અપમાનો સાંભળીને અત્યંત ખેદ પામ્યા. સ્વામીજી ઉપર તેના શા પ્રત્યાઘાતો થયા છે, તે જોવાને પોતે જ સ્વામીજી પાસે આવ્યા. બન્ને વચ્ચે લાંબી જ્ઞાનચર્ચા ચાલી અને ઊઠતી વખતે પંડિતજી બોલ્યા: 'આપ સમર્થ પંડિત છો, એ તો મેં જાણ્યું હતું. પણ આપ સાચેસાચ વીતરાગ છો; એ અત્યારે પ્રત્યક્ષ અનુભવ્યું.'

રામસ્વામી મિશ્ર મહામહોપાધ્યાય ફાવે તેમ બકવામાં શૂરા હતા. સ્વામીજીને તે કહેઃ 'તારા જેવા પતિત પુરુષ સાથે દેવવાણીમાં બોલવું, એને હું પાપ સમજું છું. આથી હું દેશ-ભાષામાં જ વાતચીત કરીશ.' સ્વામીજી કહેઃ 'ભલે. પણ સંસ્કૃત શબ્દો વાપરું તો તમને વાંધો નથી ને?' એટલે પંડિતે એક શરત મૂકીઃ 'જો, આ હું મારી પાસે એક છરી લાવ્યો છું. જે કોઇ શાસ્ત્રાર્થમાં હારશે, તેનું નાક આ છરીથી કાપી નાખવામાં આવશે.' ત્યારે સ્વામીજીએ પોતા તરફથી શરત મૂકીઃ 'ભાઈ! સાથે ચપ્પુ પણ રાખજો. જે કોઈ શાસ્ત્રાર્થમાં હારે તેની જીભ એ ચપ્પુથી કાપી નાંખવામાં આવશે. બિચારા નાકનો શો ગુનો? ગુનો તો જીભનો જ છે.' પણ છરી કે ચપ્પુ કોઇની જરૂર ન રહી. અસત્ય એની મેળે જ કપાઈ ને વેરાઇ ગયું!

અહીં કેટલાક મુસલમાનો સ્વામીજી ઉપર ચિડાઈ ગયા હતા. એક વાર બે મુસ્લિમોએ આવીને સ્વામીજીને બે હાથે પકડી લીધા અને ગંગાજીમાં ફેંકી દેવાને માટે તેઓ તેમને ઝૂલાવવા લાગ્યા. પણ જ્યાં ગંગાનો પટ આવ્યો ત્યાં સ્વામીજીએ બંને હાથોને સંકોચીને, પેલા બંને મુસ્લિમો સાથે એક જબરદસ્ત છલંગ ભરી અને બેઉને લઇને પોતે પાણીમાં પડ્યા. મુસ્લિમોથી પાણી પિવાઈ ગયું અને જેમતેમ કરીને તેઓ કિનારે આવ્યા. ત્યાં ઊભા રહી, તેઓ સ્વામીજી બહાર નીકળે તેની વાટ જોઈ રહ્યા પણ સ્વામીજીએ તો ગંગાજીમાં તર્યા જ કર્યું. સાંજ થતાં અંધારું થયું અને મુસ્લિમો ચાલ્યા ગયા ત્યાર પછી બહાર નીકળી, પોતે પોતાને આસને ગયા.

સ્વામીજીનો જાન લેવા માટે અહીં પણ કાવતરાં થયાં હતાં. આ પહેલાં કોઇકે ઝેરવાળું પાન આપીને સ્વામીજીનો

જીવ લેવાનો પ્રયત્ન પણ કર્યો હતો. આ બધી વાતોથી બાવા જવાહરદાસજીને ખૂબ ચિન્તા થતી હતી. પણ સ્વામીજીએ તેમને આશ્વાસન આપ્યું: 'બાબા! તમે કોઇ ચિન્તા કરશો નહિ. મારા પર તો કંઈ વાર આવું વીતી ચૂકયું છે. હું માતા-પિતાને ત્યાં હતો ત્યારે અમારા એક પડોશી જમીનદારે અમારી જમીનને પચાવી લીધી હતી. પિતાજીએ મને જ્યારે આ વાત કરી ત્યારે હું આવેશમાં આવી ગયો અને તલવાર ખેંચી, એ જમીનદાર સામે ધસ્યો. મને જોતાં જ તે ધ્રૂજી ઊઠ્યો અને ભાગી છૂટ્યો. એટલે, ભાઈ! દશપંદર ગુંડાઓ મારા ઉપર તૂટી પડે તો ય હું એકલો તેમને પહોંચી વળીશ.'

હવે સ્વામીજીનું આસન પ્રયાગમાં થયું. ત્યાં તેમણે કહ્યું: 'જેઓ સત્યોપદેશ, પ્રજાપ્રેમ અને લોકહિતનાં કાર્યો છોડીને પોતાને નિષ્કર્મ માને છે, તેઓ પણ પેટ ભરવાને માટે તો ગાઉના ગાઉ સુધી મજલ કરે છે. સાચી વાત તો આ છે: સત્ય અને પરકલ્યાણને માટે પોતાનાં સર્વ સુખોનો—જિન્દગી સુધ્ધાંતનો—ત્યાગ કરવો એ જ સર્વોત્તમ ત્યાગ છે.' આ પરકલ્યાણનું વ્રત સ્વામીજીના હૃદયમાં કેવું પ્રેમરસાયન વહાવી રહ્યું હતું, તેનો પરિચય આપણને કંઇ વાર થયો છે. છતાં, આ એક પ્રસંગ એમના પરમ પ્રકાશમય જીવનદર્શનને આપણી આગળ એક અનોખી રીતે રજૂ કરે છે.

ગંગાજીનો રમણીય કાંઠો વિસ્તરી રહ્યો છે. સ્વામીજી પ્રકૃતિનું સૌન્દર્ય જોઇ રહ્યા છે. ત્યાં એક સ્ત્રી પોતાના મરેલા બાળકને કાંધે ઉપાડી ગંગાના પટ તરફ જઇ રહી છે. તે પાણીમાં ઊતરે છે, ઊંડાં પાણી તાગી જુએ છે. પછી આંસુથી છલકાતી આંખે તે પોતાના કલેજાના કકડાને પાણીમાં મૂકી દે

છે. પણ, હાય! તે આ શું કરી રહી છે? બાળકને ઓઢાડેલો કકડો તે પાછો ખેંચી લે છે. પાછી તે કિનારે આવે છે. કકડાને પવનમાં સૂકવતી સૂકવતી તે ઘેર તરફ ચાલે છે. આખો રસ્તો આંસુધારાથી અંકાઇ રહે છે. સ્વામીજી આ જુએ છે, આર્દ્રતામાં હૃદય કંઈ અકથ્ય શોકકથા કહી નાંખે છે. એમનો પ્રેમ–રાષ્ટ્રપ્રેમ–પરમોદાર પરમાત્મપ્રેમ આ વેદના કાઢે છે: 'હાય! આ મારો ભારતદેશ! તે આટલો બધો નિર્ધન થઇ ગયો છે! આટલો બધો કંગાળ થઇ ગયો છે! આ બિચારી સ્ત્રી પાસે બીજું કપડું જ નહિ હોય, તેથી તો તેણે બાળકને જવા દીધો, પણ આ એના ઉપરનું કફન પાછું લઈ લીધું. બસ, આમની વાણીમાં પ્રચાર કરીને, હું એમની આગળ દુ:ખનિવારણનું સાધન મેળવી આપીશ.'

આ પછી સ્વામીજી મિરજાપુર પધાર્યા. ત્યાં કોઈ શેઠે એક મંત્રશાસ્ત્રીને રોકીને સ્વામીજીના જીવનનો અંત આણવાનો પ્રયોગ શરૂ કરાવ્યો. થોડે દિવસે મંત્રશાસ્ત્રીએ શેઠને કહ્યું: 'હવે બલિદાન લાવો, જોજો, એકવીસમે દિવસે દયાનંદનું માથુ અહીં પડશે જ.' ત્યારે શેઠે કહ્યું: 'પંડિતજી! દયાનંદનું માથું પડશે કે કેમ તેની મને હવે પડી નથી. આ મારું માથું જ જવા માંડયું છે ને!' કારણ કે, શેઠને એક ફોલ્લામાંથી જબ્બર દર્દ ઊપડી આવ્યું હતું. અહીં છોટુગિરિ નામનો ગોસાંઈ સ્વામીજીને વારંવાર સંતાપ આપ્યા કરતો હતો. એક વાર તે સ્વામીજીને આસને ચડી આવ્યો એટલે સ્વામીજીએ હુંકાર કર્યો: 'બહારથી બારણાં બંધ કરી દો. હું એકલો જ એને પહોંચી વળીશ.' આ જોઈ છોટુગિરિ તે વખતે ભાગી ગયો. પછી તેણે બે જણને સ્વામીજી સામે મોકલ્યા, એટલે સ્વામીજીએ એક હુંકાર એવો કર્યો, કે તે બંનેને ઝાડાપેશાબ

થઈ ગયા! પછી સ્વામીજીએ એ બંનેને આશ્વાસન આપીને નિર્ભય કરી, વિદાય કરાવ્યા.

અહીંથી ગંગાકિનારે ફરતાં ફરતાં સ્વામીજી બનારસ ગયા અને ત્યાં એમણે 'અદ્વૈતમતખંડન' નામની પુસ્તિકા છપાવી પ્રસિદ્ધ કરી. કાશીના મહારાજાએ આ વખતે સ્વામીજીને ભારે સંમાન આપ્યું અને આગલી વખતે થયેલા ખેદજનક પ્રસંગ માટે ક્ષમાયાચના કરી. સ્વામીજીએ તેમને કહ્યું: 'એવી વાતો મારા મનમાં ટકતી જ નથી. તમારે તેથી દિલગીર થવું જ નહિ.'

કાશીથી નીકળી સ્વામીજી કાસગંજ પધાર્યા. પોતે બજારમાં ચાલ્યા હતા, ત્યાં એક મતવાલો સાંઢ સામેથી ગર્જનાભેર આવી રહ્યો હતો. સૌએ સ્વામીજીને માર્ગમાંથી ખસી જવા કહ્યું. પણ સ્વામીજીએ તે માન્યું નહિ. પોતે સાંઢની સામે જ ઊભા રહ્યા. સાંઢ પણ સ્વામીજીને જોઈને બાજુએથી ચાલી ગયો. આ વખતે એક જણે પૂછ્યું: 'પણ સ્વામીજી! આ સાંઢે આપને શિંગડાં ભરાવ્યાં હોત તો?' એટલે સ્વામીજી કહેઃ 'ભાઈ! તો તો, હું એને શિંગડેથી ઊંચકીને ફેંકી દેત.'

રામઘાટ થઈ સ્વામીજી છલેસર આવ્યા, ત્યારે એમનો ભોજનનો થાળ ત્યાંના ઠાકોરોને ત્યાંથી આવતો હતો. છતાં એક વાર એક ખેડૂતે સ્વામીજીને પ્રેમપૂર્વક રોટલા અર્પણ કર્યા અને ઠાકોરના ભોજનથાળની રાહ ન જોતાં, સ્વામીજીએ તે રોટલા હાથ પર મૂકીને અત્યંત પ્રેમથી ખાધા. અહીંથી પોતે ફરુકાબાદ જવા નીકળ્યા, ત્યારે અનેક ભક્તો ગળગળા થઈ ગયા; એટલે સ્વામીજીએ તેમને કહ્યું: 'સંન્યાસી તો પવનની જેમ મુક્તવિહારી હોય. તેની સાથે આવી મમતા બાંધી દુઃખી ન થવું. તમે મારું કહ્યું કરશો અને તમારા ચરિત્રને ઉજ્જ્વલ કરશો, તેમ જ પરોપકારનાં કાર્યમાં

પરોવાયેલા રહેશો તો હું તમારી પાસે જ છું—જરા ય દૂર નથી.' ફરુક્કાબાદ, કર્ણવાસ અને અનૂપ શહેર એ પ્રમાણે ફરીને સ્વામીજી ફરી પાછા કર્ણવાસમાં આવ્યા.

અહીં અરૌલીના નામીચા રાવસાહેબ કર્ણસિંહ હજુ સ્વામીજી સામે ધૂંધવાયા કરતા હતા! પહેલાં તેણે વેરાગીઓને ઉશ્કેરીને સ્વામીજીનું કાટલું કાઢવાનું નક્કી કર્યું પણ તેમાં વેરાગીઓ જ એક યોગીની સમજાવટથી ખસી ગયા. પછી રાવસાહેબે ત્રણ માણસોને તલવાર આપી મોકલ્યા. મધરાત હતી, નિઃસ્તબ્ધતા પથરાઈ હતી. ખાંડાં ચમકી રહ્યાં હતાં. પણ તે માણસો સ્વામીજીની ભવ્ય આકૃતિ જોઈને અંજાઈ ગયા. તલવાર મ્યાનમાં ચાલી ગઈ; માણસો પાછા ફર્યા. રાવસાહેબે ફરી વાર એમને ઉશ્કેરીને મોકલ્યા અને ફરી વાર તે પાછા આવ્યા. હવે કર્ણસિંહે ત્રીજી વાર એ માણસોને ધમકાવીને મોકલ્યા. તેઓ ગયા, પણ સ્વામીજીએ જ્યાં પોતાનો દિશાઓ કંપાવનારો હુંકાર કર્યો, ત્યાં તેઓ મૂર્છિત થઈને પડ્યા અને તેમની તલવાર આઘી ગરી પડી. એ સિંહગર્જના સાંભળીને કૈથલસિંહ જાગી ઊઠ્યા. તે સ્વામીજીને કહેવા લાગ્યાઃ 'સ્વામીજી! આ દુષ્ટો ફરીવાર અહીં આવશે તો! ચાલો, આપણે કોઈ ઊંચી જગાએ લપાઈ રહીએ.' પણ સ્વામીજી હસતાં હસતાં બોલ્યાઃ 'ન છેદે શસ્ત્રના ઘાવ, ન બાળે અગ્નિ એહને. ભાઈ! સંન્યાસી ગઢમાં કે ગુફામાં કદી ન સંતાય. ભક્તવત્સલ ભગવાન અમારો રાખણહાર છે.'

આમ આશ્ચર્યજનક સાહસ, અસીમ ઉત્સાહ, પરમ નિર્ભયતા અને અલૌકિક ધૈર્યનાં દર્શન આપી રહેલ સ્વામીજી આગળ સૈનિકો પોતે રક્ષક થવાની વિનંતિ કરે, તો પોતે તેમને ધર્મોપદેશ આપીને નિશ્ચિન્ત કરે; એમાં આશ્ચર્ય જ નથી. આ

કર્ણવાસથી સ્વામીજી ફરુકાબાદ, પ્રયાગ, મિરજાપુર, બનારસ, ડુમરાઉં અને આરા ફરીને પટણા પધાર્યા. આ સમયે સ્વામીજી સાથે એક રસોઈયો હતો. એ રસોઇયાનો કાકો અહીં તેને મળવા આવ્યો અને ઉપદેશ દઈ ગયો. 'આ તું સ્વામીના જમ્યા પછી જમે છે, તેથી તો તું એંઠ ખાય છે. તું એને ચોકા બહાર પીરસી જમવાનું કર.' તે વખતે સ્વામીજી તો બહાર સ્નાન માટે ગયા હતા. એમને આ વાતની સમજ પડી ગઈ. પોતે બહાર જ બેસી રહ્યા અને રસોઇયાને કહેવા લાગ્યાઃ 'ભિક્ષા અહીં જ ચોકાબહાર લાવશો.' રસોઇયો વિનયપૂર્વક બોલ્યોઃ 'ભગવન્! આપ અગાઉ તો ચોકાની અંદર બેસીને જમતા હતા. હવે કેમ બહાર બેસી ગયા છો?' એટલે સ્વામીજીએ કહ્યુંઃ 'ભાઈ! તને અને તારા કાકાને ન્યાતબહાર મુકાવાનો ડર છે. મને તો ગમે ત્યાં ભોજન મળો—મને ન્યાતબહાર થવાનો કશો જ ડર નથી.' રસોઈયો તો મનની વાત જાણવાની આ સ્વામીજીની શક્તિ જોઈને વિસ્મય પામ્યો!

રાજનાથ નામનો એક જિજ્ઞાસુ સ્વામીજી માટે દૂધ લઈને આવતો હતો. રસ્તામાં તેને સાપ અને નાગ મળ્યા. આમ છતાં, તે હિંમત રાખીને સ્વામીજી પાસે આવ્યો. એટલે સ્વામીજી તેને કહેઃ 'કેમ રસ્તામાં બીક લાગી હતી ને? સાપને જોઈને તું થથરી ગયો હતો ને?' આ અંતર્જ્ઞાનનો પ્રભાવ સ્વામીજીએ અનેક વખત પ્રત્યક્ષ કર્યો છે.

પટણાથી સ્વામીજી મુંગેર જવા આગગાડીમાં બેઠા. જમાલપુર જંકશન ઉપર એમને ગાડી બદલવાની હતી. એટલે સ્વામીજી ઊતરીને પ્લેટફૉર્મ ઉપર ટહેલવા લાગ્યા. તે વખતે એક અંગ્રેજ ઈજનેર તેની પત્ની સાથે ત્યાં જ હતો. કૌપીનધારી સ્વામીજીને જોઈને અંગ્રેજમહિલાને માઠું લાગ્યું. આથી, એના પતિ

ઇજનેરે સ્ટેશનમાસ્તરને કહ્યું: 'પેલા બાવાને દૂર ખસવા કહો.' સ્ટેશન માસ્તર સ્વામીજીને પિછાનતો હતો. તે બીતો બીતો કહેવા લાગ્યો: 'ભગવન્! આપ બીજી બાજુએ ચાલો અને ત્યાં ખુરશી ઉપર આરામ કરો. ગાડી આવવાને હજુ ઘણી વાર છે.' પણ સ્વામીજી આ વિનંતિની પાછળ રહેલી વાત કળી ગયા હતા. તેમણે તો જેમ ને તેમ ટહેલવાનું ચાલુ જ રાખ્યું અને સ્ટેશનમાસ્તરને પરખાવી દીધું: 'ભાઇ! તમને જે માણસે આ પ્રમાણે સૂચવવાનું કહ્યું છે, તે માણસને કહી દો, કે અમે તો બાબા આદમ અને માતા હવા અદન બાગમાં નગ્ન ઘૂમતાં હતાં, એ જુગના છીએ.'

પેલા ઇજનેરે તો સ્ટેશનમાસ્તરને ફરી તાકીદ આપી; એટલે સ્ટેશન માસ્તરે હિંમતથી કહ્યું: 'સાહેબ! એ કોઈ ભીખમાંગુ નથી કે હું એને અહીંથી ધકકેલી કાઢું. એ તો મને અને તમને બંનેને કશી વિસાતમાં ન ગણે એવા સ્વતંત્ર સંન્યાસી છે.' 'ત્યારે,' ઇજનેરે પૂછ્યું: 'એનું નામ શું છે?' એટલે સ્ટેશનમાસ્તરે કહ્યું: 'સ્વામી દયાનંદ સરસ્વતી.' આ સાંભળતાં એ ઇજનેર સાહેબ સ્વામીજી પાસે જઇ નમસ્કાર કરી બોલ્યો: 'કંઇ સમયથી હું આપના દર્શનની ઇચ્છા રાખતો હતો. મારું આજે સદ્ભાગ્ય છે, કે મને આજે આપનાં દર્શન થયાં.'

મુંગેરથી સ્વામીજી ભાગલપુર આવ્યા. અહીં એક વૈશ્ય સ્વામીજીને માટે ભોજનની સામગ્રીઓ મોકલતો હતો. પાછળથી સ્વામીજીને ખબર પડી, કે આની પાછળ તો એ વૈશ્યની સંતાનઇચ્છા રહી છે. એટલે સ્વામીજીએ એ સ્વાર્થી અન્ન લેવાનું બંધ કર્યું.

આ સમયે ગંગાને બીજે પાર એક મેળો ભરાયો હતો.

એમાં કોઈ લોકો પુરોહિતોને પોતાની પુત્રીઓ ભેટ કરતા હતા. સ્વામીજીએ આ ભયંકર અધર્મ જોયો. પોતે ફરવા ગયા હતા પણ તે રાતે મુકામે પાછા આવ્યા નહિ. નંદન ઓઝા ભોજન મૂકી ગયા હતા, તે પણ તેમ ને તેમ જ રહ્યું હતું. બીજે દિવસે સવારે ઓઝાએ પૂછ્યું: 'ભગવન્! કાલે સાંજે આપે ભોજન ન લીધું?' એટલે સ્વામીજી બોલ્યા: 'ભાઇ! આ દેશમાં અજ્ઞાન ને અધર્મ ફેલાઇ રહ્યા છે. જુઓને, ગઇ કાલના મેળામાં કંઇ લોકોએ પંડાઓને પોતાની દીકરીઓ ભેટ આપી હતી! દેશની આ અધોગતિ જોઈને મારું હૃદય અત્યંત વ્યથા પામ્યું છે. એ શોક ને ચિન્તામાં જ મેં ગંગાને પેલે પાર આખી રાત વિચારમાં ગાળી છે. આ અત્યારે પણ મારી વેદના શમી નથી. આથી ભૂખ કે ભોજન કશાનું મને ધ્યાન સરખું આવ્યું નથી.'

એ ૧૮૭૨ના ડિસેમ્બરમાં સ્વામીજી ભારતની તે વખતની રાજધાની કલકત્તામાં પધાર્યા. પંડિત હેમચંદ્ર ચક્રવર્તીએ સ્વામીજીને પૂછ્યું: 'આપ જાતિભેદ સ્વીકારો છો કે નહિ?' ત્યારે સ્વામીજીએ કહ્યું: 'મનુષ્યજાતિ, પશુજાતિ અને પક્ષીજાતિ વગેરે ભેદો તો જાણીતા છે. પણ જો તમારું પૂછવું ચાર વર્ણોના સંબંધમાં હોય, તો વર્ણ જન્મભેદથી નથી પણ ગુણકર્મના ભેદથી છે.' વળી, સ્વામીજીએ એમને કહ્યું: 'ઈશ્વર નિરાકાર છે, સચ્ચિદાનંદ એનું લક્ષણ છે. ચિરકાલના યોગાભ્યાસથી તે પામી શકાય છે. આમ તો આ પંડિત બ્રાહ્મસમાજી હતા, પણ સ્વામીજીના બોધથી તે હવે એમના અનુયાયી થઇ ગયા.

કલકત્તામાં સ્વામીજીને શ્રી રામકૃષ્ણ પરમહંસ, મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, સુરેન્દ્રમોહન ઠાકુર, શ્રી કેશવચંદ્ર સેન અને

શ્રી. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર વગેરે પ્રસિદ્ધ મહાપુરુષો સાથે મુલાકાત થઇ હતી. શ્રી રામકૃષ્ણ પરમહંસ વિશે સ્વામીજીએ આ ઉદ્ગારો કાઢ્યા હતા: 'અમે તો વેદવેદાંગો ભણવામાં મગજ કસી નાંખ્યું છે. પણ એનું ફળ તો આ મહાપુરુષને મળ્યું છે.' શ્રી કેશવચંદ્ર સેન સાથેની મુલાકાતમાં એક પ્રકારની રમૂજ ઊભી થઈ હતી. સ્વામીજી જ્યારે કલકત્તા ઊતર્યા, ત્યારે શ્રી કેશવચંદ્ર એ નગરમાં નહોતા. પાછળથી તે આવ્યા અને સ્વામીજીને મળવા શ્રી સુરેન્દ્રમોહનના 'પ્રમોદ-કાનન'માં પધાર્યા. વાતચીતમાં શ્રી કેશવે કહ્યું: 'સ્વામીજી! આપ કદી કેશવચંદ્રને મળ્યા છો?' સ્વામીજી કહે: 'હા, મળ્યો છું.' એટલે શ્રી કેશવચંદ્રે કહ્યું: 'પણ તે તો કલકત્તામાં હતા નહિ અને આપ તેમને મળ્યા ક્યારે?' ત્યાં સ્વામીજી હસતાં હસતાં કહે: 'આ અત્યારે જ તેમને મળી રહ્યો છું. તમે જ શ્રી કેશવચંદ્ર સેન છો.' 'પણ આપે જાણ્યું ક્યાંથી કે હું જ કેશવચંદ્ર છું?' 'અહો! જેવી વાત તમે મારી સાથે કરી છે, તેવી બીજો કોઇ કરી જ શકે નહિ,' સ્વામીજીએ ખુલાસો કર્યો.

શ્રી કેશવચંદ્રે એક વાર કહ્યું: 'શોકની વાત છે કે, વેદોના આ અદ્વિતીય વેત્તા અંગ્રેજી જાણતા નથી.' એટલે સ્વામીજી-એ સ્મિતપૂર્વક કહ્યું: 'અને એ પણ શોકની વાત છે કે બ્રાહ્મ-સમાજના નેતા સંસ્કૃત જાણતા નથી તેમ જ લોકો સમજતા નથી, તે ભાષામાં તેમને ઉપદેશ આપે છે!' શ્રી કેશવચંદ્રે સ્વામીજીને કહ્યું: 'હવે આપ સંસ્કૃતમાં બોલવાને બદલે દેશ-ભાષામાં બોલો તો સારું.' સ્વામીજીએ આ સૂચના સ્વીકારી લીધી.

કલકત્તામાં સ્વામીજી ત્રણ માસ રહ્યા. એ ગાળામાં એમણે વ્યાખ્યાનો આપ્યાં, મુલાકાતો આપી, ચર્ચાઓ કરી અને

કંઈનાં શંકાસમાધાન કર્યાં. એક વાર સ્વામીજી ઉપદેશ આપી રહ્યા હતા, ત્યાં કોઈકે કહ્યું: 'રાજા સુરેન્દ્રમોહન ઠાકુર પધાર્યા છે અને આપને બોલાવે છે.' સ્વામીજી કહે: 'આમ એકને લાભ આપવા માટે હું આ અનેકોને હાનિ કરવા તૈયાર નથી. રાજા સાહેબ અહીં જ આવે.' પણ રાજા સાહેબ તો રિસાઈને ચાલ્યા ગયા! વળી બીજા એક પ્રસંગે એવી જ સત્સંગત ચાલી રહી હતી. કોઈ મુસલમાન અંદર આવવા ઇચ્છતો હતો, પણ અંદર આવતાં અચકાતો હતો. સ્વામીજીએ તેને કહ્યું: 'ભાઈ! અંદર આવીને બેસો. હું એવો તુચ્છ ભેદભાવ રાખતો જ નથી.'

અહીંથી સ્વામીજી હુગલી ગયા અને ત્યાંથી ભાગલપુર તથા પટણા કરી છપરા પધાર્યા. પંડિત જગન્નાથ અહીં સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થયો. પણ તેણે તેને તૈયાર કરનાર લોકોને કહ્યું: 'દયાનન્દ તો નાસ્તિક છે. એનું મોં જોઈને મારે પ્રાયશ્ચિત્ત કરવું પડે.' સ્વામીજીને આ વાતની ખબર પડી, એટલે તેમણે કહેવડાવ્યું: 'ભાઈ! મારી આગળ પડદો બાંધજો, એટલે પંડિતજીને મારું મોં જોવાનું આવશે નહિ.' પડદો બંધાયો, શાસ્ત્રાર્થ શરૂ થયો પણ થોડી જ વારમાં પંડિત જગન્નાથ પડદા પાછળથી અલોપ થઇ ગયા!'

આ પછી સ્વામીજી મિરજાપુર, પ્રયાગ, કાનપુર અને ફરુકાબાદ થઇ કાસગંજ આવ્યા. અહીંની પાઠશાળામાં વિદ્યાર્થીઓની સાચવણી માટે એક ભીંત કરવાની જરૂર ઊભી થઈ હતી. સ્વામીજીએ આ વિશે સૂચના પણ આપી હતી, છતાં મજૂરો મળ્યા નહિ; એટલે ભીંત થઈ નહિ. બીજું કોઇ પણ આ કામને માટે પોતાને કુશળ બતાવતું નહોતું. આથી, સ્વામીજી પોતે જ એ કામે લાગી ગયા અને બીજાને તે કામ કેમ કરવું, તેની પોતે જ સમજણ પાડી. આ પાઠશાળામાંથી

રામપ્રસાદ નામના એક વિદ્યાર્થીને બહાર કાઢવામાં આવ્યો હતો, કારણ કે જીવનભર આર્ષ ગ્રંથો જ ભણવાના સોગન લેવાની તેણે ના પાડી હતી. સ્વામીજીએ તેને ફરી શાળામાં લેવડાવ્યો અને કાર્યકર્તાઓને કહ્યું: 'ચાહે તેટલા પ્રયત્ન કરીએ છીએ તો પણ તમે પોપલીલા કરતા અટકતા નથી. મારી આજ્ઞા વિના તમે કેમ આમ કર્યું?'

હવે છલેસર થઈને સ્વામીજી અલીગઢ આવ્યા. અહીં એમનો ધર્મોપદેશ સાંભળવા માટે હિન્દુઓ, મુસલમાનો, ઈસાઇઓ અને યુરોપિયનો પણ આવતા હતા. આવા એ ધર્મોપદેશ વખતે એક પંડિત મોરના ચબૂતરા ઉપર ઊંચે ચડીને સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા લાગ્યો હતો. અનેકોએ તેને નીચે ઊતરવા કહ્યું; પણ તેણે માન્યું નહિ. એ સમયે સ્વામીજીએ લોકોને કહ્યું: 'પંડિતજી ભલે ઊંચે આસને બેસી રહે. જો ઊંચું આસન જ ગૌરવનું કારણ હોય તો તો કાગડો ય કેટલો બધો ઊંચે બેસે છે!'

એક દિવસ છાવલીનિવાસી ઠાકુર ઊધોસિંહ તેના પિતા સાથે સ્વામીજીના દર્શને આવ્યો હતો. ઠાકુરનો પોશાક વિલાયતી કાપડનો ને ઢબનો હતો. સ્વામીજીએ તેને કહ્યું: 'ભાઇ! જો તારા પિતા કેવા મોટા છતાં સાદા છે! તે આપણા જ દેશમાં તૈયાર થયેલું કપડું પહેરે છે. આ દેશી પોશાકથી નાતજાતમાં તેમનું કેટલું બધું માન છે! અને તું વિલાયતી વસ્ત્રમાં સજ્જ થઈ ગયો, એટલે શું તું તને તારા પિતા કરતાં મોટો માને છે? ભાઈ! આપણા જ દેશનાં વસ્તુવેશ રાખવામાં આપણી શોભા છે.' ઊધોસિંહે તુરત જ વિલાયતી વસ્ત્રો ઉતારી નાખ્યાં.

સર સૈયદ મહમ્મદ સ્વામીજી પાસે વારંવાર આવતા હતા. બંને વચ્ચે એક જાતની મૈત્રી હતી. સ્વામીજી પોતાના નિત્ય-

નિયત કામમાં રોકાયલા હોય, તો પણ સર સૈયદ રાહ જોઈને બેસી રહેતા અને આમ રોકાવાનું થતું છતાં કશું માઠું લગાડતા નહિ. એક વાર સર સૈયદની સાથે કેટલાક અંગ્રેજો પણ હતા. વાતચીત દરમ્યાન સર સૈયદે સ્વામીજીને પૂછ્યું: 'આપની બીજી બધી વાતો યુક્તિયુક્ત હોય છે. પણ થોડા હવનથી હવા સુધરે છે, એ અમને બરાબર લાગતું નથી.' સ્વામીજી કહે: 'સૈયદ સાહેબ! આપને ત્યાં કેટલા માણસની રસોઈ થાય છે? 'પચાસસાઠ.' 'તો તેમાં દાળ કેટલા શેર હોય છે? 'છસાત શેર.' 'વારુ ત્યારે,' સ્વામીજીએ કહ્યું: 'એ દાળમાં હિંગ કેટલી નાંખો છો?' સર સૈયદ કહે: 'રાઈ જેટલી' 'એમ?' સ્વામીજીએ જાણે આશ્ચર્યથી કહ્યું: 'એ રાઈ જેટલી હિંગથી તમે છ શેર દાળને મઘમઘાવી મૂકો છો?' 'હા, સ્વામીજી,' સર સૈયદે ઉત્તર આપ્યો. 'તો, થોડા સરખા હવન-થી હવા મઘમઘી ઊઠે જ ને!'

હવે હાથરસ થઈને સ્વામીજી મથુરા–વૃંદાવન આવ્યા અને રંગાચાર્યને શાસ્ત્રાર્થ માટે આહ્વાન આપવા મંડ્યા. પણ વૈષ્ણવસંપ્રદાયનો આ કિલ્લો તો બોદો માલૂમ પડયો! રંગા-ચાર્ય સામો આવ્યો જ નહિ! પણ મથુરાના પંડાઓ 'ધર્મ' સાચવવાને માટે મેદાને પડયા! તેમણે અનેક બખેડાઓ કરવા માંડયા અને તેઓ સ્વામીજીને હેરાનગતિ આપવા લાગ્યા. સ્વામીજીના સેવકોએ સ્વામીજીને કહ્યું: 'ભગવન્! આપ આજ્ઞા આપો તો આ પંડાઓને બતાવી દઈએ.' પણ સ્વામીજી કહે: 'ભાઇ! તમે ગુસ્સે શા માટે થાઓ છો? હું અહીં આવ્યો, તેથી અહીં એક લાભ તો અવશ્ય થયો છે–આળસમાં પડી રહેતા આ પંડાઓ આટલી સંખ્યામાં ઉત્સાહે ચડયા છે ને!'

એક માંગીલાલે સ્વામીજીને બદનામ કરવાનું કાવતરું રચી

કાઢયું હતું. સ્વામીજી વ્યાખ્યાન આપી રહ્યા હતા, ત્યાં એક કસાઇ અને એક કલાલ પોકાર કરતા આવ્યા: 'અલ્યા ઓ બાવા! કંઇ દિવસોથી તારું ખાતું ખેંચાયા કરે છે. પૈસા ચૂકવી જા તો.' સ્વામીજીએ અચળ શાંતિથી આ સાંભળ્યા કર્યું. વ્યાખ્યાન પૂરું થયું, એટલે સ્વામીજીએ તે બંનેને પાસે બોલાવ્યા. પછી તેમણે એક એક હાથમાં તેમની બોચી પકડીને પૂછ્યું: 'બોલો, કોણે આ શીખવ્યું છે?' એટલે એ બંને હાથ જોડીને બોલી ઊઠ્યા: 'મહારાજ! માંગીલાલ મુનીમે. તેણે અમને ઇનામ પણ આપવા કહ્યું છે. અમારી ભૂલ થઇ છે.' સ્વામીજીએ તરત જ તેમને છૂટા કરી દીધા.

આમ જ કોઈએ એક કુલટા સ્ત્રીને સ્વામીજી પાસે મોકલી હતી. પણ સભામાં આવતાં તેની મલિનતા ઓસરી ગઈ. શ્રદ્ધા અને ભક્તિ સાથે તે સ્વામીજીની ક્ષમા માગવા લાગી. સ્વામીજીએ તેને ધીરજ આપી અને કહ્યું: 'ઈશ્વર તને સદ્બુદ્ધિમાં સ્થિર રાખો!'

મથુરાથી સ્વામીજી કાશી, પ્રયાગ, મિરજાપુર અને પાછા પ્રયાગ એમ ફર્યા. અહીં એમણે પ્રો. મૅક્સમુલરના વેદભાષ્યને ભ્રમમૂલક સિદ્ધ કર્યું અને ઇસાઇ ધર્મની આલોચના કરી. અહીં પંડિત ઠાકુરપ્રસાદ સ્વામીજી માટે ભોજન લાવતા હતા. તાપ સખત હતો, બપોરનો વખત હતો અને તે ઉઘાડે પગે થાળ લઇને આવ્યા. સ્વામીજીએ આ જોઇને કહ્યું: 'અરે! તમે છત્રી કે પગરખાં કશું જ રાખ્યું નથી શું?' 'ના, ભગવન્! પગરખાં પહેરું તો આપનું ભોજન અભડાઈ જાય.' એટલે સ્વામીજી કહે: 'અરે! ભાઈ! હું અડવાઆભડવાના વ્યર્થ બખેડાને માનતો નથી. ધર્મશાસ્ત્રમાં ક્યાંય એ છૂતાછૂતનું વર્ણન નથી. તમે આ ઝગડામાં પડશો જ મા.'

એક વાર સ્વામીજી ધ્યાનમાંથી ઊઠીને પંડિત સુંદરલાલજીને હસતાં હસતાં કહે: 'જરા થોભી જજો. હમણાં એક માણસ અહીં મારી પાસે આવી રહ્યો છે. તમને કૌતુક જોવા મળશે.' ત્યાં તો અડધા કલાકમાં એક માણસ મિષ્ટાન્ન લઈને સ્વામીજીને ભેટ કરવા લાગ્યો. સ્વામીજી તેને કહે: 'ભાઈ! આ ભોગમાંથી પહેલાં થોડુંક તું ખા.' પણ તે કેવી રીતે ખાય? સ્વામીજીએ જરા જોરથી કહ્યું: 'કેમ ખાતો નથી?' એટલે તે કંપી ઊઠયો, પણ મીઠાઈમાંથી તેણે કશું જ ખાધું નહિ. છેવટે, સ્વામીજીએ કહ્યું: 'આ મીઠાઈમાં ઝેર છે, અને આ તે મારે માટે લાવ્યો છે!' સુંદરલાલજીએ એમાંથી થોડુંક એક કૂતરાને ફેંક્યું, ને કૂતરો તે ખાતાં જ પટકાઈને મરી ગયો.

એક વખતે સ્વામીજીને તાવ આવ્યો હતો. છતાં પોતાના નિત્યનિયમમાંથી તે જરાય ચળ્યા નહોતા. વ્યાખ્યાનનો સમય થયો અને ભક્તોએ સ્વામીજીને કહ્યું: 'ભગવન્! આપને આજે તાવ છે તો વ્યાખ્યાન બંધ રાખો.' સ્વામીજી કહે: 'તાવ તાવનું કામ કરે છે અને હું મારું.' પોતે સભાસ્થાને જઈ વ્યાખ્યાન આપવા માંડયું! એક મહાત્માએ સ્વામીજીને કહ્યું: 'તમે નિવૃત્તિમાર્ગ ઉપર સ્થિર રહ્યા હોત અને પરોપકારના ઝગડામાં ન પડ્યા હોત તો આ જન્મે જ તમને મુક્તિ મળી ચૂકી હોત.' સ્વામીજીએ તેમને ઉત્તર આપ્યો: 'મહાત્માજી! મને મારી મુક્તિની ફિકર નથી. મને તો આ દેશના લાખો મનુષ્યોની મુક્તિની ચિન્તા છે. એમની મુક્તિ થઈ જાય તો બસ. પછી ભલે મારે અનેક જન્મો ધારણ કરવા પડે. પરમ પિતા પરમેશ્વરના પુત્રોને દુ:ખો, ત્રાસ, દીનદશા અને દુર્બલતામાંથી મુક્તિ અપાવીશ, એટલે મારી આપોઆપ મુક્તિ થઈ જશે.'

સ્વામીજી આ પ્રમાણે પ્રયાગમાં ધર્મગંગા વહાવી રહેલા હતા, ત્યારે તેમને મુંબઈ પધારવાને લાગલાગટ આમંત્રણો આવતાં હતાં. એટલે જબલપુર અને નાશિક કરીને, સ્વામીજી સને ૧૮૭૪ના ઑકટોબરની ૨૨મી તારીખે મુંબઈ આવ્યા. સ્વામીજીને અહીં ભવ્ય આવકાર આપવામાં આવ્યો અને પોતે શંકાસમાધાન કરવા લાગ્યા. અનેક સહાયકોએ સ્વામીજીને કહ્યું: 'આપ વલ્લભમતનું જ ખંડન કરજો. બીજા કોઈ સંપ્રદાયને છેડશો નહિ.' પણ સ્વામીજી કહે: 'હું તો સર્વ પંથોની પોલ કાઢવા આવ્યો છું. હું એમાં કોઈનો પક્ષપાત નહિ જ કરું.' અને પોતે તર્કનો તાપ ફેલાવી સર્વ પંથોનો કીચડ શોષવા માંડ્યો! એક ગોસાંઇએ આથી સ્વામીજીના સેવક બલદેવને ફોડ્યો અને ઇનામ આપવાની લાલચ બતાવીને સ્વામીજીને ઝેર આપવાનું કાવતરું ઊભું કર્યું. પણ આ વાતની ગંધ સ્વામીજીને આવી ગઈ અને બલદેવે સ્વામીજીના ચરણમાં પડી ક્ષમા માગી. આમ નિષ્ફળતા મળી, એટલે તે ગોસાંઇએ ચાર બળવાન માણસોને રોકયા. સ્વામીજી સમુદ્રકાંઠે ફરવા જતા, ત્યાં તેઓ આવતા. એક વાર સ્વામીજીએ તેમને કહ્યું: 'કેમ આવ્યા? તમે મને મારવાને ફરો છો?' એ હુંકાર આગળ પેલા બળિયાઓ કાંપી ઊઠયા. તે ભાગ્યા ને પછી પેલો ગોસાંઈ પણ મદ્રાસ તરફ ભાગી ગયો. અહીં કૃષ્ણરામ ઇચ્છારામ નામના એક ગુજરાતી સ્વામીજીના લેખનકાર્યમાં સહાયક થવા રહ્યા. સ્વામીજીએ તેની પાસે પોતાનો 'વેદાન્તધ્વાન્તનિવારણ' એ ગ્રંથ લખાવ્યો અને એ લખનારના મગજમાંથી પણ શુષ્ક વેદાન્તનું કચરું ખંખેરાઇ ગયું.

મુંબઇમાં વ્યાખ્યાન આપતાં સ્વામીજીએ કહ્યું: 'મૂર્તિ જડ છે, એને ઈશ્વર માનશો તો ઈશ્વર પણ જડ સિદ્ધ થશે.

જો તમે કહો કે પ્રતિમામાં ઈશ્વરનો અંશ આવે છે તો ઈશ્વર અખંડ છે, એમ સિદ્ધ થઈ શકે નહિ. ભાવનામાં ભગવાન છે એમ કહો તો લાકડામાં શેરડીની કે લોઢામાં સાકરની ભાવના કરવાથી, મોં ગળ્યું થાય એમ નથી. ઝાંઝવામાં જળની ગમે તેટલી ભાવના કરો, પણ તેથી તરસ છિપાવાની નથી. વિશ્વાસ, ભાવના અને કલ્પનાની સાથે સત્ય હોવું એ અત્યંત આવશ્યક છે.'

સ્વામીજીના મુંબઈનિવાસથી લોકોમાં અદ્‌ભુત પ્રભાવ પડયો. કંઈ ભક્તોએ એકઠા થઈ સત્સંગ સ્થાપવાની ઇચ્છા પ્રકટ કરી. તેઓ સ્વામીજી પાસે આવ્યા અને વિનંતિ કરવા લાગ્યાઃ 'અમે આપના ઉપદેશનો પૂરો લાભ લેવા ઇચ્છીએ છીએ. અને તેથી સત્સંગ સ્થાપવા માગીએ છીએ. આપ એ સત્સંગનું નામકરણ કરો.' સ્વામીજીએ ચિન્તન કરીને કહ્યું: 'આર્યસમાજ.' સ્વામીજી મુંબઈ પધાર્યા, તે પહેલાં બે માસ ઉપર જ, તેમણે 'સત્યાર્થપ્રકાશ' લખીને છપાવા આપી દીધો હતો. અહીં એમણે વલ્લભ તથા સ્વામીનારાયણ સંપ્રદાયો ઉપર ખંડનનાં પુસ્તકો લખ્યાં. 'સંસ્કારવિધિ' પણ અહીં મુંબઈમાં જ એમણે લખવા માંડી હતી.

મુંબઈથી સ્વામીજીનો મુકામ સુરતમાં થયો. શહેરથી બેએક ગાઉ દૂર આવેલા કતારગામના રસ્તા ઉપર તેમણે આસન રાખ્યું હતું. અહીં સ્વામીજીએ સ્વામીનારાયણ, રામાનુજ અને વલ્લભ એ મતો ઉપર તેમ જ બ્રાહ્મસમાજ ઉપર વ્યાખ્યાન આપ્યું. આ સભામાં ઘણું ધાંધલ મચ્યું હતું અને સ્વામીજી ઉપર ઈંટનો વરસાદ પણ થયો હતો! બીજા વ્યાખ્યાન વખતે સભાસ્થાનનો કબજો પણ વિરોધીઓએ લઈ લીધો હતો. ત્રીજું વ્યાખ્યાન સ્વામીજીએ કવિ નર્મદના પ્રબંધથી તેમના

મકાનની સામે આવ્યું. અહીં પણ ઈંટ અને પથરા વરસ્યા હતા, છતાં સ્વામીજીએ તે બધું પુષ્પવર્ષાની જેમ ઝીલી લીધું હતું. સુરતમાં મોહનલાલજી બાવાએ સ્વામીજીને હૃદયપૂર્વક અને ભક્તિભર્યો આવકાર આપ્યો હતો. સ્વામીજી એને ત્યાં ભોજન લેવા પણ ગયા હતા.

સ્વામીજી ફરવા નીકળ્યા હતા. નિશાળના અનેક યુવાન વિદ્યાર્થીઓ એમને મળ્યા. સ્વામીજીએ તેમને બ્રહ્મચર્ય અને વ્યાયામનો બોધ આપ્યો. એક દિવસ કતારગામના ખેડૂતો સ્વામીજીને પોતાને ત્યાં લઈ ગયા. સ્વામીજી તેમની સાથે ચાલતા હતા, પણ ખેડૂતો પાછળ પડી જતા હતા. રસ્તામાં સ્વામીજીએ તેમને બાળલગ્ન ન કરવા, તેમ જ કુરૂઢિઓને કાઢી નાખવા ઉપદેશ આપ્યો. એ સૌ ખેતરમાં ગયા. ત્યાં આંબાની છાયામાં એક શેતરંજી પર બિરાજી, સ્વામીજીએ પાટીદાર ખેડૂતોએ આપેલો પોંક ખાધો. સ્વામીજીએ વિદાય વખતે તેમને કહ્યું: 'તમે તમારી જાતને શા માટે તુચ્છ માનો છો? તમે તો વૈશ્ય છો–શ્રમજીવી છો, તમારી આજીવિકા નિર્દોષ છે અને તમારા પરસેવાથી પાકેલું અન્ન રાજા–પ્રજા સૌને પોષણ આપે છે.'

એક વ્યાખ્યાન વેળાએ કોઈ શેઠે સ્વામીજીને શાલ ભેટ આપી, એટલે સ્વામીજી કહે: 'મને આ ન ખપે. આ તો પુરોહિતોની જેમ પોથી વેચવા જેવું થાય.' સુરતમાં સ્વામીજીએ માત્ર ખીચડી ખાઇને જ ચલાવ્યું હતું. સ્વામીજી પાસે દ્રવ્ય ઓછું રહ્યું હતું અને સુરતવાસીઓ એવું માની બેઠા હતા, કે મુંબઇના શેઠિયાઓ સ્વામીજીના ભોજનનો પ્રબંધ ઉઠાવે છે! આમ છતાં, સ્વામીજીએ કોઇની પાસે પૈસા માગ્યા નહોતા.

હવે સ્વામીજી ભરૂચ આવ્યા. એક માધવરાવ સ્વામીજી ઉપર શાસ્ત્રાર્થનું કટક લઇ આવ્યો; પણ સ્વામીજીનું અપમાન કરવું એ જ એક હથિયાર એની પાસે હતું! સ્વામીજીનો સેવક બલદેવ માધવ ઉપર કોપી ઊઠ્યો. સ્વામીજી તેને વારવા લાગ્યાઃ 'ભાઈ! તું કોના ઉપર કોપ કરે છે? એ તો અમારો ભાઈ છે. એની કલ્યાણકામના માટે તો મારાં રાતદિવસ વીતે છે. ધર્મોપદેશકે તો સહનશીલ થવું જોઇએ.' એ જ ગામમાં સ્વામીજી એક શ્રોતાની જેમ કૅથોલિક ખ્રિસ્તીનું ભાષણ સાંભળવા ગયા હતા. ત્યાં સ્વામીજી ઉપર અનેક અપમાનજનક વચનપ્રહારો થયા હતા. શિષ્યો છેડાઈ પડ્યા ત્યારે સ્વામીજીએ તેમને કહ્યુંઃ 'આગમાં આગ નાંખવાથી શાંતિ થતી નથી. દ્વેષી સાથે દ્વેષ કરવાથી દ્વેષબુદ્ધિ ટળતી નથી. અપમાન કરનારનું અપમાન કરવાથી કંઈ સુધારો થતો નથી. તેને સન્માન આપો, એટલે તે સુધરશે.'

એક વકીલે સ્વામીજીને કહ્યુંઃ 'મહારાજ! મૂર્તિપૂજાનું ખંડન બંધ કરો, તો અમે આપને શંકરના અવતાર માની પૂજીએ.' સ્વામીજીએ ઝટ ઉત્તર આપ્યોઃ 'એમ તો કાશીના રાજાએ પણ મને વિશ્વનાથની પદવીની લાલચ આપી હતી. પણ હું કોઈ સાંસારિક વાસનાને વશ થઇને સત્યનો ત્યાગ નહિ જ કરું.'

એ જ વકીલને સ્વામીજીએ પોતાના સુગમ સંસ્કૃત વિષે કહ્યું હતુંઃ 'મહાશય! હું સુગમ બોલું છું, કારણ કે મારે તો જનતાને સમજાવવી છે, અને કાંઇ પંડિતાઈ છાંટવી નથી; અને સુગમ સંસ્કૃત બોલવું એ કાંઈ ભાષાના અલ્પ જ્ઞાનથી બનતું નથી. બાકી, મારો આખો સમય જનતાને અર્પણ થયો છે;

તેમાં પંખીઓની માફક ચીંચીં કરીને મારે અપવ્યય કરવાનો હોય નહિ.'

આ ભરૂચમાં કૃષ્ણરામને તાવ આવ્યો. સ્વામીજી તેની ઓરડીમાં જઈ તેનું માથું દબાવવા લાગ્યા. કૃષ્ણરામ કહેઃ 'ભગવન્! આપ આમ ન કરો.' પણ પ્રેમળ જ્યોત દયાનંદજી કહેઃ 'ભાઈ! આ તો અરસપરસ સેવા છે. જો મોટો માણસ નાનાની સેવા ન કરે, તો નાનામાં સેવાભાવ ક્યાંથી આવે?'

ભરૂચથી નીકળી સ્વામીજી અમદાવાદ આવ્યા. ગાડીમાં એક શેઠ સ્વામીજીની સાથે હતા. શેઠે પોતે બંધાવેલું મંદિર બતાવ્યું; એટલે સ્વામીજી કહેઃ 'આ અવિદ્યાને કારણે જ આજે આપણી આ દુર્દશા થઈ રહી છે. આને બદલે તમે પાઠશાળા બંધાવી હોત, તો તેમાંથી વેદશાસ્ત્ર જાણનાર બહાર આવ્યો હોત. અમદાવાદમાં શાસ્ત્રાર્થ કરી સ્વામીજી રાજકોટ ગયા. અહીં સ્વામીજીએ અતિ શુદ્ધ ને સરલ ગુજરાતીમાં ઉપદેશ આપ્યો. રાજકોટમાં સ્વામીજીએ આર્યસમાજની સ્થાપના કરી, પણ તે વખતે નિયમાદિ નક્કી કરવામાં આવ્યું નહોતું. રાજકોટથી ફરી અમદાવાદ આવી, સ્વામીજીએ સ્વામીનારાયણ મતનું ખંડન કર્યું. અહીંથી સ્વામીજીને વડોદરા જવાનું હતું. પણ મલ્હારરાવ ગાયકવાડને તે વખતે જ પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા; એટલે સ્વામીજી વડોદરે ન જતાં વલસાડ ગયા. ત્યાંથી વસઈ થઈ, સ્વામીજી મુંબઈ પહોંચ્યા.

આમ, એ મહાન આચાર્યે વિજય મેળવી ધર્મસંસ્થાપન આદર્યું. હવે એમનું સંગઠનકાર્ય શરૂ થાય છે અને તેમાં રાષ્ટ્રત્વના એ મહાન પેગમ્બરનાં પુણ્ય તેજ પથરાઈ રહે છે.

## ૮ : ધર્મનો નૂતન સંસ્કાર

મુંબઈમાં પધારી સ્વામીજીએ સંગઠનનું કાર્ય આરંભી દીધું. સંવત ૧૯૩૨ના ચૈત્ર માસની સુદ પાંચમે મુંબઈમાં ગિરગામ લત્તામાં પહેલી આર્યસમાજ સ્થપાઈ. આ શુભ સ્થાપના સ્વામીજીના આશીર્વાદ સાથે થઈ હતી. તેમાં નિયમો નક્કી કરવામાં આવ્યા હતા અને રીતસરના બંધારણપૂર્વક ચૂંટણીઓ થઈ હતી. આમ વૈદિકધર્મપ્રચાર, સમાજસુધારો, જાતિજાગૃતિ, લોકસેવા આર્યસભ્યતા અને આર્યગૌરવ માટે આ મુખ્ય કેન્દ્ર સ્થાપવામાં આવ્યું. આ એક નાના સરખા આરંભે છેલ્લાં પચાસ વર્ષમાં કેવી વ્યાપકતા મેળવી છે અને ભારતવર્ષના ઇતિહાસમાં કેવું ગૌરવભર્યું સ્થાન સર કર્યું છે, તે આજે પ્રસિદ્ધ હકીકત છે.

આ સ્થાપના પછી સ્વામીજી અમદાવાદ થઈ વડોદરા ગયા. ત્યાં તેમણે વેદાધિકાર ઉપર વ્યાખ્યાન આપ્યું. સભામાં મુસલમાનો પણ હતા, તેથી કેટલાક પંડિતો ચિડાઈ ઊઠ્યા. કારણ કે સ્વામીજીએ શૂદ્રોને શ્રુતિ સંભળાવી હતી! અહીં શાસ્ત્રાર્થ તો થયો જ, અને પંડિતો મૂકમૂર્તિ થઈ ગયા.

એક વાર સ્વામીજી હજામત કરાવતા હતા. ત્યાં એક શાસ્ત્રીજીએ કહ્યું: 'સંન્યાસીનો ધર્મ તો ત્યાગ છે અને તમે તો દેહશણગારમાં લાગ્યા છો!' સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'ભાઈ! વાળ વધારવામાં જ જો ત્યાગ હોય તો રીંછ મોટો ત્યાગી ઠરે. વાળ વધારવા કે મૂંડાવવા જેવી વાતોમાં ત્યાગ કે વૈરાગ્ય નથી. બાકી પ્રમાદી પુરુષ પુષ્ટ શરીરથી અધિક પાપાચરણ કરે છે અને અપ્રમત્ત પુરુષ એ જ શરીરથી અધિક ધર્મકાર્ય કરે છે.' બીજા એકને સ્વામીજીએ કહ્યું: 'યતિઓએ

સંગ્રહ ન કરવો જોઇએ. પણ પરોપકારને માટે એને દ્રવ્ય લેવું પડે તો તેમાં કોઈ દોષ નથી. જે ભગવદ્ભક્તે જનહિતને અર્થે પોતાની કાયા અર્પણ કરી દીધી હોય, તે કરોડો મણ કાંચન રાખે તો ય અકિંચન છે.'

છતાં વડોદરાના દીવાનબહાદુરે સ્વામીજીને પોતાને ત્યાં ભોજન આપ્યા પછી એક હજાર રૂપિયા ભેટમાં આપ્યા, તે સ્વામીજીએ ન જ લીધા. સ્વામીજીએ કહ્યું: 'હું તો કુરીતિઓ-નું ખંડન કરી રહ્યો છું. હું જ જો આ રૂપિયા લઉં, તો ગોંસાઇઓને પધરામણી માટે ખાસ્સો દાખલો મળી રહે.'

રા. બ. શંકર પાંડુરંગ સ્વામીજી પાસે પોતાનું ઋગ્વેદ-ભાષ્ય લઇને આવ્યા અને કહેવા લાગ્યા: 'જો આપ મારી સાથે મળીને મારી પદ્ધતિએ વેદભાષ્ય કરો તો ઘણું સારું થાય.' સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'તમે તો મેકસમુલર અને સાયણને અનુસરીને ભાષ્ય કરો છો. હું તો માનું છું, કે એ બન્ને ભાષ્યકારો આર્ષશૈલીથી અપરિચિત છે; એટલે તમે જ મારી સાથે જોડાઈ જાઓ. એક વાત નક્કી છે કે, હું અનાર્ષ કલ્પના ઉપર કદી કાર્ય કરું નહિ.'

આ અરસામાં મુંબઈના પંડિતોએ આર્યસમાજ સામે તોફાન માંડયું હતું; એટલે સ્વામીજી ફરી મુંબઈ ગયા. સ્વામીજીએ શાસ્ત્રાર્થનું આહ્વાન આપ્યું, પણ બધું ઠંડુંગાર થઈ ગયું! અહીં સ્વામીજીએ ભગવતી નામની એક પુણ્યવતી બ્રહ્મચારિણીને ઉપદેશ આપ્યો: 'સ્ત્રીજાતિમાં આજે વિદ્યાનો ભારે અભાવ છે. એને શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ તેનું ભાન જ નથી. તમે જો પુણ્ય કમાવા ઇચ્છતાં હો, તો તમારા પ્રાન્તમાં જઈ આપણી બહેનોમાં વિદ્યાનો પ્રચાર કરો–તેમને શિક્ષણ આપો.' આ ભગવતી પંજાબ પ્રાંતના

હોશિયારપુર જિલ્લાના હરિયાણા ગામની હતી. તરુણ અવસ્થામાં જ તેને વૈરાગ્ય ઊપજ્યો હતો અને સગાંસંબંધીનો ત્યાગ કરી તે ભગવાં ધારણ કરીને રહેતી હતી. તેણે વેદાંતનો થોડો અભ્યાસ કર્યો હતો. તેવામાં 'સત્યાર્થપ્રકાશ' તેના જોવામાં આવ્યું અને તે સ્વામીજીને મળવા મુંબઈ આવી. હવે વેદાન્તની અંધારી ખસી ગઈ અને તે સ્ત્રીજાતિના ઉદ્ધારના કાર્યમાં રોકાઈ ગઈ.

મુંબઈમાં સ્વામીજીએ 'સંસ્કારવિધિ' અને 'આર્યાભિવિજય' એ બે પુસ્તકો છપાવીને બહાર પાડ્યાં. અહીંથી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેના આગ્રહથી સ્વામીજી પૂના ગયા. સ્વામીજીએ અહીં વ્યાખ્યાનો આપ્યાં અને સમાપ્તિ થતાં, લોકોએ સ્વામીજીના માનમાં મોટી સવારી કાઢી. તેમાં એક પાલખીમાં વેદ બેસાર્યા હતા ને સ્વામીજી હાથી ઉપર બિરાજ્યા હતા. પણ ત્યાં કેટલાક કજિયાખોર લોકોએ ગર્ધભાનન્દની સવારી કાઢી હતી અને સ્વામીજીની યાત્રામાં તેઓ કોલાહલ મચાવી રહ્યા હતા. વધારામાં તેમણે સ્વામીજી ઉપર ઈંટ, પથ્થર અને કાદવની ઝડી પાડી હતી. આમ છતાં, સ્વામીજીએ રાનડે મહાશયને કહી રાખ્યું હતું કે પોલીસોએ કશી જ દરમ્યાનગીરી ન કરવી. આમાં રાનડેજી ઉપર પણ કીચડ પડ્યો હતો. પણ સ્વામીજી જેમ અદ્વિતીય આચાર્ય હતા, તેમ રાનડેજી એક મહાન વિચારક હતા. બેમાંથી કોઈ પણ આથી નારાજ થયા નહિ કે રોષે ભરાયા નહિ.

પૂનાથી સ્વામીજી મુંબઈ આવ્યા, ત્યારે શ્રી. નવીનચંદ્ર રાય, શ્રી પ્રતાપચંદ્ર મજુમદાર અને ડૉ. રામકૃષ્ણ ભંડારકર વગેરે પ્રસિદ્ધ બ્રાહ્મસમાજી વિદ્વાનોને સ્વામીજી સાથે વેદસંબંધમાં વાર્તાલાપ થયો. ડૉ. ભંડારકર વગેરેએ કહ્યું: 'વેદમાં અગ્નિ આદિ જડ પદાર્થોની સ્તુતિ છે.' ત્યારે સ્વામીજીએ

મંત્રોના અર્થ અને પ્રમાણુ સાથે ઉત્તર આપ્યો: 'જ્યાં આપને જડ પદાર્થોની સ્તુતિનો ભ્રમ પડે છે, ત્યાં ખરી રીતે પરમાત્માનું વર્ણન છે.'

આટઆટલા કામમાં પણ સ્વામીજી દરેક વાતની ચોકસી રાખતા હતા. આ એમના કર્મયોગનું કૌશલ હતું. પોતાના નાનામાં નાના સાથીઓ પણ વખતસર જમે છે કે નહિ, આરામ પામે છે કે નહિ, અને સ્વસ્થતા સાચવે છે કે નહિ, તેની સ્વામીજી કાળજી રાખતા. રસોડું બરાબર નિયમિતતાથી ને વ્યવહારકુશળતાથી ચાલે છે કે કેમ, તે પોતે હમેશાં ધ્યાનમાં રાખતા; લોટ, દાળ, ભાત વગેરે બધું તોલ કરીને આપવામાં આવતું. સૌને તાકીદ આપવામાં આવી હતી, કે કોઇએ પોતાની જરૂરિયાત કરતાં વધારે માગવું નહિ, કે ભાણામાં લાવવું નહિ; કદી ય છાંડવું નહિ અને ખાવાની ચીજનો ક્યારે ય બગાડ કરવો નહિ. સ્વામીજીની આ ચોકસાઇને લીધે એક જણે એમને કહ્યું: 'ભગવન્! આપ આમ જોખી જોખીને ચીજો આપો છો, તેથી લોક આપને મખ્ખીચૂસ માની લેશે.' એટલે સ્વામીજીએ તેને ઉત્તર આપ્યો: 'ભાઈ! લોક મારે વિશે શું માને છે અને શું માનતા નથી, તેથી મને સ્વપ્નામાં પણ ચિન્તા થતી નથી. હું આ બધી કાળજી રખાવું છું કારણ કે પ્રમાણુ બહારનું રાંધવાથી, અન્નનો વ્યર્થ નાશ ને નિરાદર થાય છે. મિતાહારી થઈએ અને મિતવ્યયી રહીએ તેથી કંઇ દૂબળા પડાતું નથી કે કંજૂસ થઇ જવાતું નથી.' સ્વામીજી પોતે જ આ મિતાહારના જ્વલંત આદર્શ હતા. તે બે રૂપિયાભાર ઘી અને આઠ નાનાં ફૂલકાંથી વધુ ક્યારેય ખાતા નહોતા.

સંવત ૧૯૩૩ના આસોમાં સ્વામીજીએ ફરુકાબાદ, કાયમ-ગંજ, કાશી અને અયોધ્યા વગેરે સ્થળોએ ધર્મપ્રચાર કરી

લખનૌ ગયા. પોતાનાં પુસ્તકો છપાવવા વગેરે કાર્યને અંગે સ્વામીજીને લાગ્યું, કે અંગ્રેજીનો અભ્યાસ કરવો જરૂરી છે; એટલે, સંકલ્પ થતાંની સાથે જ તેમણે લખનૌમાં અંગ્રેજી શીખવાનો આરંભ કર્યો. લોકોએ માન્યું કે સ્વામીજી હવે યુરોપ જવા ઇચ્છે છે, તેથી આ અભ્યાસ કરે છે, પણ આ તો ખપપૂરતું જ અંગ્રેજી શીખવાનું રાખ્યું હતું, એ લોકોને ક્યાંથી સમજાય? અહીં લખનૌમાં સ્વામીજીએ 'વાક્યપ્રબોધ' નામનું પુસ્તક છપાવ્યું. છાપકામમાં અશુદ્ધિઓ રહી ગઇ હતી, તેથી કાશીના પંડિતોએ સ્વામીજી ઉપર તીક્ષ્ણ પ્રહારો ચલાવ્યા. એક શિષ્યે એ અશુદ્ધિઓને શુદ્ધ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો, એટલે સ્વામીજીએ તેને કહ્યુ: 'ભલા! ખોટો પક્ષ લઇ ઝગડો કરવો, એ ધાર્મિક માણસનું કામ નથી. સરલતાથી અશુદ્ધિઓને સ્વીકારી લેવી, અને હવે પછીની આવૃત્તિમાં તે સુધારીને છાપવું.'

એક પંડિતે સ્વામીજીને પૂછ્યું: 'મીમાંસાના જે સૂત્રનો અર્થ પશુવધ કરવામાં આવે છે, તે સૂત્રનો અર્થ આપ શું કરો છો?' સ્વામીજીએ કહ્યું: 'મીમાંસામાં પશુવધનું વિધાન કરનારું એક પણ સૂત્ર નથી. સૂત્રોમાં જે 'આલંભન' શબ્દ આવે છે, તેના બે અર્થો છે. એક સ્પર્શ અને બીજો વધ. જો સ્પર્શ અર્થ કરવામાં આવે તો કશી બાધા આવે એમ નથી અને સંગતિ પણ મળી રહે છે. બાકી ભાષ્યકારોએ એનો હિંસાસૂચક અર્થ કર્યો છે, તે ભારી ભૂલ છે.'

અહીંથી સ્વામીજી શાહજહાંપુર અને બાંસબરેલી કરી મુરાદાબાદ ગયા. આ ગામમાં વારાંગનાઓ રાખવી એ તો જાણે સમૃદ્ધિનું એક સૂચન મનાતું હતું. સ્વામીજીના ઉપદેશથી આ દુર્દશા દૂર થઈ અને કંઇ કુટુંબો કલંકમુક્ત થયાં.

સ્વામીજીનો ઉપદેશ કેવો પરિવર્તનકારી નીવડતો હતો, તેનો આ એક પ્રસંગ છે. દયાળસિંહજી નામે એક સમૃદ્ધિશાળી પિતાનો એકનો એક પુત્ર દારૂની લતમાં પડ્યો હતો. એક દિવસે તે સ્વામીજીની પાસે આવ્યો. સ્વામીજીએ તેને મર્મસ્પર્શી ઉપદેશ આપ્યો. સ્વામીજીને ચરણે પડીને એણે પ્રતિજ્ઞા લીધીઃ 'આજથી હું દારૂ પીશ નહિ.' આ પ્રતિજ્ઞા લીધા પછી તેને અતિસાર થયો અને મમતાની મારી એની માતાએ એને દારૂ બતાવી તે પીવા પ્રેરણા કરી. પણ દયાળસિંહે કહ્યુંઃ 'મા! મારી પ્રતિજ્ઞાનો ભંગ હું ન જ કરું.' મુરાદાબાદમાં આર્ય-સમાજની સ્થાપના થઈ. એ પછી સ્વામીજી કર્ણવાસ અને અલીગઢ વગેરે સ્થળો કરીને દિલ્હી પધાર્યા. દિલ્હીમાં હિન્દુ–મુસલમાન સૌકોઈ સેંકડોની સંખ્યામાં આવતા હતા અને સ્વામીજીનું ધર્મામૃત પામી, ધન્યતા અનુભવતા હતા. એક દિવસ એક મુસલમાને સ્વામીજીને કહ્યુંઃ 'સ્વામીજી! તમે મૂર્તિપૂજનનું ખંડન કરો છો, એ બહુ રૂડી વાત છે. આ વાત ઈસ્લામને અનુકૂળ છે.' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'ભાઈ! હું તો સર્વ મતોની મૂર્તિપૂજાનું ખંડન કરું છું. પુરાણપંથીઓની પ્રતિમાઓ તો માત્ર ચાર આંગળ જેવડી છે પણ મુસલમાનોની મૂર્તિઓ તો ત્રણખૂણિયા મકાનો જેવડી છે; એમને હટાવવી દુષ્કર છે.'

આ સમયે સ્વામીજીએ ભિન્ન ભિન્ન મતો અને જાતીય વિભાગોના નેતાઓની એક સભા બોલાવી હતી. તેમાં શ્રી. કનૈયાલાલ અલખધારી, શ્રી. નવીનચંદ્ર રાય, શ્રી. હરિશ્ચંદ્ર ચિન્તામણિ, સર સૈયદ મહમદ, શ્રી. કેશવચંદ્ર સેન અને શ્રી. ઇન્દ્રમન એટલા છ પ્રસિદ્ધ સજ્જનો આવ્યા હતા. સ્વામીજીએ તેમની આગળ પ્રસ્તાવ મૂકયોઃ 'આપણે બધા ભેગા

મળીને, ભારતના હિતને માટે કોઈ સાધન-ઉપાય વિચારીએ. આપણે સૌ ભારતવાસીઓ પરસ્પર એકમત થઈ એક રીતિથી દેશનો સુધારો કરીએ તો આશા છે, કે ભારતદેશ સુધરી જશે.' પણ મૌલિક મન્તવ્યોમાં મતભેદ માલૂમ પડ્યાથી એકતાનું કોઈ સૂત્ર બાંધી શકાયું નહિ અને સ્વામીજીને સ્વતંત્ર રીતે જ પોતાનું કાર્ય કરવાનું રહ્યું.

એક શિષ્યે સ્વામીજીને કહ્યું: 'મહારાજ ! આપ ઉપર ઉપરથી પૌરાણિક બની જાઓ અને ભારતના રાજાઓમાં પ્રચાર કરો તો આંખના પલકારા જેટલા સમયમાં આપને અદ્ભુત સફળતા મળે.' સ્વામીજીએ એ શિષ્યને ધુતકારી નાખ્યો અને કહ્યું: 'હું અમૃતમાં ઝેર ભેળવવા ઇચ્છતો નથી. સચ્ચાઈને છુપાવવી એ મહાપાપ છે. સત્ય જ છેવટે જય પામે છે.'

ચાંદપુરમાં બ્રહ્મમેળો ગોઠવાયો હતો. સ્વામીજીએ ત્યાં જઈ મૌલવીઓ, પાદરીઓ અને બીજા ધર્મમતવાળાઓ સાથે શાસ્ત્રાર્થ ચલાવ્યો. બધા હાર્યા અને વટાળનું જે મહાન સંકટ એ ગામ ઉપર ઝઝૂમતું હતું, તે દૂર થઇ ગયું. અહીં એક દિવસ સ્વામીજીએ પોતાના ઉપર વીતેલા થોડાક પ્રસંગોનું બ્યાન કર્યું: 'હું એકાકી ઘૂમતો હતો, ત્યારે એક વાર શાક્તોના ગામમાં જઈ ચડ્યો. શાક્તોએ મારી સારી આગતાસ્વાગતા કરી. મેં માન્યું કે આ બધું ભક્તિભાવથી હશે. મને એમણે કંઈ દિવસો સુધી રોકી રાખ્યો. પછી એક દિવસ તેઓ મને ચરણે લળીને કહેવા લાગ્યાઃ આજે પર્વનો દિવસ છે. આપ મંદિરમાં પધારો. મૂર્તિને નમન ન કરવું હોય તો ન કરતા, પણ જરૂર ચાલો. હું એમની સાથે મંદિરમાં ગયો. મંદિર ઉજ્જડ સ્થળે હતું. તેઓ મને દુર્ગાની મૂર્તિ બતાવવાને બહાને અંદર લઈ ગયા અને બોલ્યાઃ મહાત્મન્ ! માતાને નમસ્કાર કરો. મેં સ્પષ્ટ

ના ભણી. એટલે પૂજારી જબરદસ્તીથી મારી ડોક નમાવવા લાગ્યો ! હું આ જોઈને ચકિત થઇ ગયો. મેં નજર ફેરવીને જોયું તો એ પૂજારી તો મારા ઉપર તલવાર ધરીને ઊભો હતો. હું ચેતી ગયો. મેં ઝટપટ તેની તલવાર ઝૂંટવી લીધી. મેં પૂજારીને એવો તો ધક્કો માર્યો, કે તે સામેની ભીંત સાથે અથડાયો. હવે હું હાથમાં તલવાર લઈને મંદિરના આંગણામાં આવ્યો ત્યાં તો અનેક શાક્તો કુહાડા, છરા અને એવાં બીજાં હથિયારો લઈને ખડા રહ્યા હતા. એટલે હું દીવાલ ઉપર ચઢી ગયો અને ત્યાંથી કૂદકો મારીને ભાગી છૂટ્યો. પાસે એક વન હતું. તેમાં હું આખો દિવસ ભરાઈ રહ્યો. રાત પડી ત્યારે જ હું ત્યાંથી નીકળી, બીજે ગામ પહોંચ્યો.'

બીજો એક પ્રસંગ વર્ણવતાં સ્વામીજીએ કહ્યું: 'એક વાર મને ગવર્નરજનરલને મળવાનો અવસર આવ્યો હતો. તેમણે મારા વિચારોને આદરપૂર્વક સાંભળ્યા અને મારી વિપત્તિઓ-ની કહાણી સાંભળીને તે ખેદ તથા આશ્ચર્ય પામ્યા. છૂટા પડતી વખતે તેમણે મને કહ્યું: 'જો આપ ઇચ્છો તો આપની રક્ષા માટે થોડાક સૈનિકો નીમું અને આપને મુસાફરીમાં કષ્ટ ન પડે તેટલા સારુ રેલવેના પહેલા દરજ્જાનો પાસ કઢાવી આપું.' મેં કહ્યું: 'હું આપની મદદ સ્વીકારી શકું એમ નથી. કારણ કે એમ કરવાથી લોકો મને રાજનોકર અથવા ઈસાઈ ધર્મનો નોકર માનવા લાગે.' એટલે તેમણે કહ્યું: 'તો શું આપ રાજની નોકરીને બૂરી સમજો છો ?' મેં ઉત્તર આપ્યો: 'હું તો સંન્યાસી છું ને હું સાચી સરકાર–પરમેશ્વરનો નોકર થઈ ગયો છું. મને એના ઉપર ભરોસો છે; એટલે હું કોઈ પણ મનુષ્યની નોકરી કરવાનું ઠીક ગણતો નથી.' ત્યારે તેમણે ફરીથી પૂછ્યું: 'ત્યારે તમે આ અત્યારની સરકારને સાચી નથી માનતા ?' મેં કહ્યું:

'સાચી એટલે કદી ય પરિવર્તન ન પામનારી.'

હવે સ્વામીજી શાહજહાંપુર અને સહરાનપુર કરી લુધિયાણા પધાર્યા. ત્યાં દીપકનો એક ખેલ કરીને સ્વામીજીએ ભૂતપ્રેતના વહેમનું ખંડન કર્યું. અહીં એક પંડિતે પોતાના સાથીઓને સ્વામીજી વિશે કહ્યું: 'આ દુષ્ટનું મોં જોવું એ અધર્મ છે. ચાલો, અહીંથી ઊઠી જઈએ.' એટલે સ્વામીજીએ તેને પરખાવ્યું: 'ભાઈ! મારું મોં જોવાની તને ઘૃણા હોય તો મારી પીઠ પાછળ ઊભો રહેજે. પણ મારી વાત તો તું અવશ્ય સાંભળજે.' અહીંથી સ્વામીજી લાહોર આવ્યા. પોતાની આપવીતીના થોડાક પ્રસંગો વર્ણવતાં સ્વામીજીએ કહ્યું: 'એક વાર હું ગંગાને કાંઠે વિચરતો હતો ત્યારે એક ભયાનક વનમાં જઈ પહોંચ્યો હતો. ત્યાં સામેથી સિંહ આવતો દેખાયો. હું તો સીધો એની સામે જ ચાલ્યો અને એની પાસે પહોંચ્યો. એટલે સિંહ મારી સામે જોઈને જંગલમાં ચાલ્યો ગયો. બીજી એક વાર હું પર્ણકુટીમાં આસન રાખીને બેઠો હતો. પાસેનો એક વેરાગી અકારણ મારો દ્વેષી બની ગયો. તેણે ઘોર અંધકારમાં રાતે મારી ઝૂંપડીને આગ લગાડી દીધી. ઝૂંપડી ખાખ થઈ જવા માંડી; એટલે હું ઉપરનું છત ઉઠાવીને બહાર નીકળી ગયો.'

સ્વામીજીએ અહીં બ્રાહ્મસમાજીઓના ધર્મમંદિરમાં વ્યાખ્યાનો આપ્યાં. એક જણે સ્વામીજીને કહ્યું: 'આપ આ મૂર્તિપૂજાનું ખંડન બંધ કરો તો જમ્મુ ને કાશ્મીરના મહારાજા આપના ઉપર પ્રસન્ન થઇ જાય.' સ્વામીજી કહે: 'હું જમ્મુ ને કાશ્મીરના મહારાજાને પ્રસન્ન કરું કે ઈશ્વરીય જ્ઞાન–વેદના આદેશ અનુસાર ચાલું? કેમે ય હું વેદાજ્ઞાનો ભંગ નહિ જ કરું.' પણ સ્વામીજીને લાલચ આપનારો તો બીને સ્વામીજીને છોડી ચાલ્યો ગયો! એક પાદરીએ સ્વામીજીને પૂછ્યું: 'વેદમાં

અશ્વમેધ અને ગોમેધયજ્ઞોનાં વર્ણન છે. તો આપ તેમનું શું સમાધાન કરો છો?' સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'વેદમાં પશુહોમનું વર્ણન ક્યાંય પણ નથી. અશ્વમેધ એટલે ન્યાયપૂર્વક પ્રજાપાલન અને ગોમેધ એટલે અન્નનું ઉપાર્જન, ઇન્દ્રિયોનું પવિત્રીકરણ, ભૂમિનું શુદ્ધિકરણ અને મડદાનો અગ્નિસંસ્કાર.'

સ્વામીજીના પ્રચારથી અહીં આર્યસમાજની સ્થાપના થઈ. મુંબઈમાં ઘડાયેલા નિયમો અહીં સુધારવામાં આવ્યા. આર્યસમાજના જે દશ નિયમો આજે પણ છે, તે લાહોરમાં જ ઘડાયા છે. એમાં ઈશ્વરને સચ્ચિદાનંદસ્વરૂપ, નિર્વિકાર, નિરાકાર, નિત્ય, સૃષ્ટિકર્તા વગેરે જણાવી તેની ઉપાસના કરવાનું જણાવ્યું છે. વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે અને તેને ભણવાભણાવવા તથા સાંભળવાસંભળાવવા એ આર્યોનો પરમધર્મ છે, એવો નિયમ છે. સમાજનો મુખ્ય ઉદ્દેશ સત્યને ગ્રહણ કરવું અને અસત્યને છોડવું એ છે. નવમા નિયમમાં જણાવ્યું છે, કે દરેકે પોતાની ઉન્નતિમાં સંતુષ્ટ ન રહેવું જોઈએ પણ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ. આ પછી છેલ્લો નિયમ આ પ્રમાણે છે: 'સામાજિક સર્વહિતકારી નિયમપાલનમાં સર્વ મનુષ્યે પરતંત્ર રહેવું જોઈએ અને પ્રત્યેક હિતકારી નિયમમાં સૌ કોઈ સ્વતંત્ર રહે.'

આ નિયમોમાંનો વેદસંબંધી નિયમ જો પડતો મૂકવામાં આવે તો પોતે આર્યસમાજમાં જોડાવાને તૈયાર છે; એવું બ્રાહ્મસમાજીઓએ કહ્યું હતું. પણ સ્વામીજી એવો સોદો કરવાને તૈયાર નહોતા. એવી જ રીતે સ્વામીજીએ એ વાક્યમાંનો 'સત્ય' શબ્દ કાઢી નાંખવાની દરખાસ્તને ફેંકી દીધી હતી. પોતે કંઈ લોકમતની પાછળ દોડનારા નહોતા; તે તો લોકમતને ઘડનારા હતા.

એક વાર સ્વામીજી સમાજના સાપ્તાહિક સત્સંગમાં પધાર્યા ત્યારે પ્રાર્થના તથા ઉપાસના થતી હતી. સ્વામીજીને આવતા જોઈને સંગતમાંના સભ્યોએ ચાલુ પ્રાર્થનાએ ઊભા થઈ સ્વામીજીને સત્કાર આપ્યો. એટલે જ્યારે પ્રાર્થના પૂરી થઈ ત્યારે સ્વામીજીએ કહ્યું: 'ઉપાસનાના સમયે ઉપાસકે ઈશ્વરના સત્સંગમાં લીન થવાનું હોય છે. એ વખતે મહાન ઈશ્વરનું જ ધ્યાન રહેવું જોઈએ. ઉપાસનાના એ સમયમાં ગમે તે વ્યક્તિ આવે તો તેને ઊભા થઈને આદરસત્કાર વગેરે કરવું એ ઉપાસનાના ધર્મનો નિરાદર છે. ગમે તેવો મોટો માણસ આવ્યો હોય, તોય તે સમયે ઊભા ન જ થવું.'

આર્યસમાજમાં સંશોધન અને પરિવર્તન વગેરે કરવાનો સર્વ અધિકાર સ્વામીજીને હતો. છતાં પોતે એ બાબતમાં નિર્લેપ ને નિરાભિમાન જ રહેતા. લાહોરના અધિવેશનમાં મહાશય શારદાપ્રસાદે સ્વામીજીને આર્યસમાજના સંસ્થાપકની પદવી આપવી, એવી દરખાસ્ત મૂકી હતી. પણ સ્વામીજીએ હસીને કહ્યું: 'ભાઈઓ! મેં કાંઈ નવો પંથ ચલાવી ગુરુગાદીનો મઠ સ્થાપ્યો નથી. હું તો લોકોને મતવાદીઓના મઠોથી સ્વતંત્ર કરવા ઇચ્છું છું. આવી પદવીઓ સરવાળે હાનિઓ જ કરે છે.' ત્યારે બીજી દરખાસ્ત મૂકવામાં આવી હતી: 'તો સ્વામીજીને આ આર્યસમાજના પરમ સહાયક નીમવામાં આવે.' એટલે વળી સ્વામીજીએ કહ્યું: 'જો તમે મને પરમ સહાયક માનશો તો પછી પરમ પિતા પરમેશ્વરને શું કહેશો? પરમ સહાયક તો એ જગદીશ્વર જ છે. આથી તમારે મારું નામ લખવું જ હોય તો તે સહાયકોની હારમાં લખો.'

લાહોરથી સ્વામીજી અમૃતસર આવ્યા. એક દિવસ પાઠશાળાના એક અધ્યાપકે પોતાના વર્ગના નાના નાના

વિદ્યાર્થીઓને કહ્યું: 'હું આજે એક કથામાં જનાર છું. તમે બધાં ઝોળીમાં ઈંટરોડાં ભરીને મારી સાથે આવજો. હું જ્યારે નિશાની કરું ત્યારે તમે એ ઈંટરોડાં કથા કહેનાર ઉપર ફેંકવા માંડજો. આટલું કરશો, એટલે હું તમને લાડુ આપીશ.'

અને લાડુના રસથી લોભાઈને છોકરાઓએ સ્વામીજી ઉપર ઈંટરોડાંનો વરસાદ પાડ્યો. એવામાં પોલીસો આવી પહોંચ્યા અને છોકરાઓને પકડવા મંડ્યા. આથી છોકરાઓ પોસપોસ આંસુ પાડવા લાગ્યા. સ્વામીજીએ છોકરાઓ પાસે જઈ પૂછ્યું: 'તમે ઈંટરોડાં કેમ નાખ્યાં હતાં?' છોકરાઓ કહે: 'મહારાજ! અમારા ગુરુજીએ અમને આ પ્રમાણે કરવાનું કહ્યું હતું. એ કામના બદલામાં એમણે અમને લાડુ આપવા પણ કહ્યું છે!' આ સાંભળી સ્વામીજી એકદમ કરુણાથી ભરાઈ આવ્યા. તેમણે લાડુઓ મંગાવી છોકરાઓમાં વહેંચી દીધા અને કહ્યું: 'કદાચ તમારા પંડિતજી તો તમને લાડુ આપી શકશે નહિ. લો, હું જ આપું છું.' પછી પોલીસને કહ્યું: 'આ નાદાન છોકરાઓને છોડી મૂકો.'

અહીં પણ સ્વામીજી ઉપહાસ તો કરતા જ હતા. એક માણસે પોતાની બેઠક સ્વામીજી કરતાં નીચી હોવાની ફરિયાદ કરી. એટલે સ્વામીજી કહે: 'ભાઈ! હું તો વ્યાખ્યાનને કારણે ઊંચી બેઠકે બેસું છું. પણ જો તમને સામેની બેઠક ઉપર બેસવામાં બૂરું લાગતું હોય તો એક મેજ લાવી તમે તમારી ખુરશી એ ઉપર મૂકો. એટલે તમારું આસન મારા કરતાં ઊંચું થશે. બાકી કોઈ ચક્રવર્તીના મુકુટ ઉપર માખી કે મચ્છર બેસે, તેથી કાંઈ તે માખી-મચ્છર મોટાં થોડાં જ થઈ જાય છે?'

એક પાદરીએ સ્વામીજીને કહ્યું: 'સૌ સાથે ખાવાથી પરસ્પર પ્રીતિ વધે છે.' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યો:

'શિયા અને સુન્ની એ બંને જાતના મુસલમાનો એક જ વાસણમાં જમે છે. રશિયનો ને અંગ્રેજો તેમ જ કેથોલિકો ને પ્રોટેસ્ટંટો એક જ મેજ ઉપર જમે છે. છતાં સૌ જાણે છે, કે આમ જમનારાઓ વચ્ચે પરસ્પર કેટલો બધો વેરવિરોધ છે!'

એક નિર્ધન માણસે સ્વામીજીને પૂછ્યું: 'ભગવન્! હું નિર્ધન છું. મારાથી દાન આદિ પરોપકાર થઈ શકે એમ નથી. તો પછી, હું કેવી રીતે ભવસાગરને તરી જાઉં ? મારો ઉદ્ધાર કઈ રીતે થાય?' સ્વામીજી કહે: 'તમે તમારા હૃદયમાં પર-અપકાર ને અનિષ્ટચિન્તન કદાપિ કરશો મા. અપકાર ન કરવો એ પણ સંસાર ઉપર ઉપકાર કર્યા જેવું છે.'

સ્વામીજી એક દિવસ એક ઓરડામાં વેદભાષ્ય લખાવી રહ્યા હતા. તે વચમાં એકાએક ઊઠ્યા અને સૌને સૌ સામાન લઈને બીજા ઓરડામાં લઈ ગયા. સૌ કાર્યકર્તાઓને થયું: 'સ્વામીજીએ એ નકામી મહેનત આપી છે.' પણ થોડી વાર થઈ, ત્યાં તો પેલા ઓરડાનું છત ધડિંગ દઈને નીચે આવ્યું! એવો જ યોગૈશ્વર્યનો બીજો પ્રસંગ બન્યો હતો. સભા ચાલતી હતી, ત્યાં દૂરથી આંધી ચડી આવતી દેખાઇ. લોકો મૂંઝાઇ ગયા. સ્વામીજીએ તેમને કહ્યું: 'આંધી અહીં આવે એમ નથી.' અને ખરેખર આંધી ત્યાં આવી જ નહિ.

હવે ગુરુદાસપુરમાં આર્યસમાજની સ્થાપના કરી, સ્વામીજી બટાલા તથા અમૃતસર ફરી જાલંધર આવ્યા. ત્યાં મુક્તિ-સંબંધમાં તેમણે કહ્યું: 'જીવ અને બ્રહ્મને એક માનવા એ ભારે ભ્રમ છે. પિતાપુત્રનો સંબંધ અને પરમાનન્દની પ્રાપ્તિ એ જ મુક્તિ છે. મોક્ષ થયા પછી જીવ બીજા કલ્પમાં ફરી જન્મ ધારણ કરે છે. શ્રીકૃષ્ણ આદિ મહાપુરુષો મોક્ષથી જ આવ્યા હતા. તીર્થોથી પાપનો નાશ થતો નથી, તે નાશ તો

શુદ્ધ સંકલ્પ, તપસ્યા અને ફળભોગથી સિદ્ધ થાય છે.'

તે વખતે સમાજમાં શાસ્ત્રોસંબંધી કેવું 'જ્ઞાન' ચાલતું હતું, તે આ પ્રસંગથી સમજાશે. એક જણે કહ્યું: 'મહારાજ! મેં પુરોહિતોને પૂછ્યું, કે અથર્વવેદ શું છે? એટલે તેમણે મને કહ્યું, કે સ્ત્રીઓ લગ્નપ્રસંગે જે ગીતો ગાય છે, તે જ અથર્વ-વેદ છે.' સ્વામીજીએ સાચી સમજ આપતાં જણાવ્યું: 'અથર્વ કંઈ વિવાહગીત નથી. એ તો અત્યુત્તમ ગ્રંથ છે.'

અહીંથી ફિરોઝપુરમાં ધર્મોપદેશ કરી સ્વામીજી લાહોર પધાર્યા. તે વખતે આર્યસમાજના ઉપનિયમો સંબંધમાં ફેરફાર કરવાનું વિચારાઈ રહ્યું હતું. સૌ પોતાના અભિપ્રાય આપતા હતા. ત્યાં સ્વામીજી પણ સત્સંગમાં આવી પહોંચ્યા. સભા-સદોએ સ્વામીજીને કહ્યું: 'આપ પણ આ ફેરફાર સંબંધમાં આપનો મત આપો.' એટલે સ્વામીજી કહે: 'હું કેવી રીતે મત આપું? હું તો તમારી અંતરંગ સભાનો સભાસદ પણ નથી.' આથી સર્વસંમતિથી સ્વામીજીને એવા સભાસદ ચૂંટ-વામાં આવ્યા.

સ્વામીજીનો મુકામ રાવલપિંડીમાં હતો. સરદાર વિક્રમ-સિંહજીએ એક વાર સ્વામીજીને 'મહારાજ! આપ બ્રહ્મચારી છો; પણ અમે આપનામાં કંઈ વિશેષ બળ જોયું નથી.' સ્વામીજીએ તે વખતે તો કોઈ ઉત્તર આપ્યો નહિ. પણ વિક્રમ-સિંહ ઘોડાગાડીમાં બેસી ઘેર જવા નીકળ્યા તો એમના ઘોડા એક ડગલું પણ ચસતા નહોતા! સરદારે ચાબુકો માર્યો પણ ઘોડાઓ જરા ય ખસ્યા નહિ—ગાડી જરા ય આગળ ચાલી શકી નહિ. ત્યાં સરદાર સાહેબે પાછળ જોયું એટલે સ્વામીજી-એ ગાડી છોડી દીધી અને કહ્યું: 'બ્રહ્મચર્યના બળનું પ્રમાણ તમને મળી ગયું ને?'

હવે ઝેલમ થઈ સ્વામીજી ગુજરાતમાં ગયા. ત્યાં એક દિવસ એક શીખ સાધુ સાથે સ્વામીજીને પ્રારબ્ધ અને પુરુષાર્થ ઉપર ચર્ચા થઈ. પેલા સાધુએ કામળી ઓઢી હતી અને તે પ્રારબ્ધનો પક્ષ ખેંચતો હતો. સ્વામીજીએ તેને કહ્યું: 'પ્રારબ્ધ અને પુરુષાર્થ બંને ઠીક છે. પ્રારબ્ધ એ પૂર્વના ભોગનું નામ છે અને આ જન્મમાં જે કર્મ કરવામાં આવે છે, તે પુરુષાર્થ છે. પુરુષાર્થ અવશ્ય કરવો જોઈએ.' સાધુ કહેઃ 'પુરુષાર્થની કંઈજ જરૂર નથી. જે થવાનું હોય છે, તે અવશ્ય થાય છે.' એટલે સ્વામીજીએ પોતાના એક સેવકને કહ્યું: 'ભાઈ! આ મહાત્માની કામળી ઉતારી લઈ સડક ઉપર ફેંકી દો. જોઈએ, પુરુષાર્થ વિના તે કેવી રીતે એમની પાસે પાછી આવે છે!' પણ સેવકે કામળીને ખેંચવા માંડી ત્યાં તે સાધુ એને જોરથી વળગી રહ્યો. તે બોલ્યોઃ 'મહારાજ! આપે પુરુષાર્થવાદ સિદ્ધ કરી જ દીધો.'

અહીં સ્વામીજીએ એક રાજકર્મચારીને કહ્યું: 'જો પોતાનું ભલું કરવું, એ જ ઉદ્દેશ હોય તો એમાં માણસાઈ શી છે? ગધેડો પણ પોતાના ભલાનો વિચાર કરે છે. પશુમાત્ર પોતાને માટે જ જીવે છે. પરોપકાર અને પરહિતસાધન એનું જ નામ મનુષ્યત્વ છે.' ૧૮૭૮ના જાન્યુઆરીમાં સ્વામીજીએ દાનાપુરઆર્યસમાજના મંત્રીને લખ્યું હતું: 'આપ સજ્જનોની કામના તથા મહેનતથી દેશવાસીઓની ઉન્નતિ જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું. આપ આપના દેશને ઉન્નત કરવાને પ્રયત્ન કરી રહ્યા છો તેથી મને વર્ણનાતીત પ્રસન્નતા થાય છે.'

સ્વામીજીનું આસન વઝીરાબાદમાં થયું ત્યારે વાસુદેવ વગેરે પંડિતો સ્વામીજી ઉપર તથા ત્યાંના આર્યસમાજના પ્રધાન કાર્યકર્તા ઉપર તૂટી પડ્યા હતા. સ્વામીજી ઉપર ઇંટ

અને પથરાની ઝડી વરસી. આ તોફાનમાં સ્વામીજી પોતાનાં પોથીપાનાં જેમતેમ કરીને ભેગાં કરી મુકામે આવ્યા. પણ એક કાર્યકર્તા પાછળ રહી ગયો હતો અને તોફાનીઓ તેને પકડીને સખત મારી રહ્યા હતા. સ્વામીજીએ આ જોયું. પોતે ઝટપટ ત્યાં આવ્યા અને એમની એક ગર્જના સાંભળતાં સૌ ત્યાંથી ભાગી ગયા! પણ આ જ વાસુદેવ સ્વામીજીનો મુકામ ગુજરાનવાલામાં થયો ત્યારે ત્યાં પહોંચ્યો. તે દિવસનો પ્રસંગ આથી જુદો જ હતો. સ્વામીજી આસન ઉપર બિરાજ્યા હતા અને વાસુદેવ આંસુભીની આંખે આ વચનો કહી રહ્યો હતો: 'ભગવન્! વઝીરાબાદમાં આપની જે અવજ્ઞા થઈ હતી, તેનું મૂળ કારણ હું જ હતો. ત્યારે મને અભિમાનનો મદ ચડ્યો હતો અને મને આંધળાને ત્યારે દેખાયું નહોતું, કે આપ તો સનાતન ધર્મના સાચા રક્ષક છો. આજે આપને ચરણે પડી મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરું છું. આપ દયા કરીને મને ક્ષમા-શાંતિ આપો.' ત્યારે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! તે સમયે તેં જે કંઈ કર્યું હતું, તે તારા પક્ષને પુષ્ટ કરવા માટે હતું. મને તો ત્યારે ય બૂરું લાગ્યું નહોતું તો પછી ક્ષમા આપવાનો પ્રસંગ જ ક્યાં છે? પરમાત્મા તારી બુદ્ધિ શુભ ને શુદ્ધ રાખો!'

ગુજરાનવાલામાં સ્વામીજીએ ખ્રિસ્તી પાદરીઓ સાથે શાસ્ત્રાર્થ ચલાવ્યો હતો, પણ તેમાં પાદરીઓ હઠી ગયા હતા. અહીં એક દિવસ સ્વામીજીએ બ્રહ્મચર્યના મહત્ત્વ વિશે કહ્યું: 'જો કે મારી ઉમ્મર અત્યારે પચાસથી ઉપર છે છતાં કોઈ મહાબળિયો મારી સામે ભલે આવી જાય. હું એનો હાથ પકડું ને તે એને છોડાવી જુએ. અથવા હું મારા હાથને અક્કડ રાખું અને કોઇ આવી તેને નમાવી જુએ.' પણ કોઈ આ બીડું ઝડપવા આવ્યું નહિ.

હવે સ્વામીજી મુલતાન જઈ આવી લાહોર આવ્યા. આ અરસામાં સ્વામીજીનું વેદભાષ્ય છપાઈને આવ્યું હતું. સ્વામીજીની ઇચ્છા હતી કે એ ભાષ્ય વિદ્યાલયોમાં તથા મહાવિદ્યાલયોમાં ભણાવવામાં આવે. આ માટે પોતે પંજાબના તે વખતના ગવર્નર સર રોબર્ટ અર્જંટને મળ્યા. અહીં એક જણે પૂછ્યું: 'ભગવન્! નાચરંગ હોય છે ત્યારે આખી રાત જાગતા રહેવાય છે પણ સત્સંગ ને ધર્મોપદેશ હોય છે ત્યારે આંખ ઘેરાઈ જાય છે. આનું કારણ શું?' એટલે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! હરિકથા તો એક સુકોમલ શય્યા છે. એના ઉપર ઊંઘ ન આવે તો ક્યાં આવે? નાચરંગ એ તો કાંટાની પથારી છે. એના ઉપર નિંદ કેવી રીતે આવે?'

એક દિવસ સ્વામીજી ઉપર ધૂળ ને રાખની ઝડી પડી હતી. ભક્તોને આથી દુઃખ થયું. પણ સ્વામીજી બોલ્યાં: 'મેં તો આર્યસમાજરૂપી વાડી રોપી છે. હું તો એનો માળી જેવો છું. રોપામાં ખાતર વગેરે પૂરતી વખતે માળીના માથા ઉપર રાખ ને માટી પડે જ છે. મને તો એક જ ચિંતા રહે છે—આ વાડી નિત્ય હરીભરી રહો અને તે નિર્વિઘ્ને ફૂલોફાલો!'

સ્વામીજી એક વખત બજારમાં થઈને જતા હતા. એક પંડિતે સ્વામીજીને સાકર તથા રૂપિયાથી ભરેલી થાળ ભેટ કરી કહ્યું: 'ભગવન્! આપ તો વિષ્ણુના અવતાર છો!' એટલે સ્વામીજીએ આશીર્વાદ આપતાં કહ્યું: 'હું તો આગલા દશ અવતારોનું ખંડન કરું છું ત્યાં વળી તમે મને અગિયારમો અવતાર બનાવો છો!'

પંડિત પોલોરામે સ્વામીજીને કહ્યું: 'ભગવન્! આર્યસમાજમાં બહુ ઓછા માણસો ભેગા થાય છે. આટલી નજીવી સંખ્યાથી કોઈ મહાન કાર્ય થોડું જ થાય?' સ્વામીજીએ

ઉત્તર આપ્યો: 'ભાઈ! તમે તો અનેક છો, હજારો માણસો તમારા સાથી થયા છે. પણ મારી સામે તો જુઓ. મેં જ્યારે કાર્યનો આરંભ કર્યો ત્યારે હું એકલો હતો, સહાય વિનાનો હતો. આજે હજારો માણસો મારા સાથી થયા છે અને આર્યધર્મને માટે પ્રાણ ન્યોછાવર કરવાને તૈયાર છે. ભાઈ! સૌનું શુભ ચાહો અને પરિણામ પરમાત્મા ઉપર છોડી દો.'

સ્વામીજી રૂડકી ગયા ત્યારે એક વખતે નિયત સમયે વ્યાખ્યાન આપવા લાગ્યા. ત્યાં એક ભક્તે કહ્યું: 'ભગવન્! અમે બેત્રણ જ હાજર છીએ. બીજાઓને આવવા દો. થોડી વાર થોભી જાઓ.' પણ સ્વામીજીએ આ વિનંતિ માની જ નહિ. આ પછી સ્વામીજીનું આસન અલીગઢમાં થયુ, ત્યાં શ્રી શ્યામજી કૃષ્ણવર્માએ તેમની સાથે વાર્તાલાપ કર્યો. હવે સ્વામીજી મીરત આવ્યા અને જુદા જુદા ધર્મવાળાઓ સાથે શાસ્ત્રાર્થના જંગ ખેલવા લાગ્યા. એક દિવસ વેણીપ્રસાદ નામના યુવાને સ્વામીજીને કહ્યું: 'સ્વામીજી! મને આપના પગ દાબવા દો.' સ્વામીજી કહે: 'ભાઈ! પગ દાબવાનું તો પછી. આ જરા મારા પગને અહીં ખસેડને!' વેણી અને બીજા સાતઆઠ યુવકો સ્વામીજીના પગ ખસેડવા મથ્યા પણ કાંઈ જ વળ્યું નહિ!

મીરતના સબ જજ બખ્તાવરસિંહ પોતાના નાના ભાઇને સાથે લઇને સ્વામીજીના દર્શને આવ્યા. સ્વામીજીએ તેમને કહ્યું: 'આ યુવાનની ઉંમર સોળ વરસની લાગે છે. તમે એને આટલી નાની વયમાં કેમ પરણાવી દીધો છે? તમે ભણેલા-ગણેલા માણસો આ કુપ્રથાને દૂર ન કરો તો આર્યજાતિમાં સુધારો ક્યાંથી થાય? આ બાળવિવાહની પ્રથા આપણી પ્રજાનો સર્વનાશ કરી રહી છે. પણ હવે જોજો, આ પચીસ વરસનો થાય નહિ ત્યાં સુધી આની વહુને આણું કરશો મા.'

ગૌરીશંકરને સ્વામીજીએ કહ્યું: 'આપ શા પ્રયોજને અહીં આવ્યા છો?' તે કહે: 'મહારાજ! હું જોષી છું. કંઇ મળતરની આશાએ અહીં આવ્યો છું.' એટલે સ્વામીજી કહે: 'ભાઈ! તમારું જ્યોતિષનું જ્ઞાન જૂઠું જ છે. કારણ કે તમે બરાબર જોયું નથી–હું તમને કંઈ જ આપવાનો નથી. જો તમારા જ્યોતિષે તમને બતાવ્યું હોય, કે હું તમને કંઈ જ આપવાનો નથી તો આ તમારું અહીં આવવાનું કામ વ્યર્થ છે. તમે જ્યોતિષવિદ્યાની જૂઠી વાતો જ બતાવો છો એમ લાગે છે.'

આ પછી સ્વામીજી મીરત અને દિલ્હી થઈ જયપુર માટે ઊપડ્યા. પણ જયપુરના સ્ટેશન ઉપર એમને ખબર મળ્યા, કે ઠાકુર રણજિતસિંહનું અવસાન થયું છે. આથી જયપુર ન ઊતરતાં, તે અજમેરને માટે ફરી ગાડીમાં બેસી ગયા. પુષ્કરજીના મેળામાં જઈ આવ્યા પછી સ્વામીજીએ અજમેરમાં ખ્રિસ્તી પાદરી સાથે લાંબો શાસ્ત્રાર્થ કર્યો. એક દિવસ સ્વામીજી વ્યાખ્યાન આપી રહ્યા હતા. ત્યાં એમને સમાચાર મળ્યા, કે ભરતપુરી ચમારોનાં ઝુંપડાંમાં આગ લાગી છે અને બધું ભસ્મ થઈ ગયું છે. આ સાંભળતાં જ દયાનંદજીનું દિલ ભરાઈ આવ્યું. તેમણે પોતાની પાસેનું થોડું દ્રવ્ય મદદ માટે આપ્યું, તેમ જ બીજાઓને આમાં સહાય કરવાને પ્રેરણા કરી. આથી એ ચમારોના સંકટનિવારણ માટે પૂરતી રકમ મળી રહી.

હવે મસૂદા અને નસીરાબાદ ફરી સ્વામીજી જયપુર પધાર્યા. ત્યાં એમણે મૃતક શ્રાદ્ધ અને મૂર્તિપૂજાનું ખંડન કર્યું, તેથી જયપુરના મહારાજા પણ નારાજ થઈ ગયા. આ કારણે રાજસેવક લક્ષ્મણસિંહે સ્વામીજીને કહ્યું: 'આ સ્થિતિમાં આપનું અહીં રહેવું સારું નથી. કાંઈ કષ્ટ-કલેશ આવી પડશે.' એટલે સ્વામીજીએ કહ્યું: 'મારી બાબતમાં તમે સૌ નિશ્ચિન્ત રહેજો.

તમે રાજસેવક છો તેથી તમને ભય છે. આમાંથી બચાવવા માટે શ્રીમંતોએ મારી પાસે આવવું નહિ. હું કોઈ મનુષ્યનો નોકર નથી. કોઈ મનુષ્ય મારા આત્માને છીનવી શકે એમ નથી.'

અહીંથી રેવાળી, મીરત, સહરાનપુર, રૂડકી અને જ્વાલાપુર ફરી સ્વામીજી હરિદ્વારના કુંભમેળામાં આવી પહોંચ્યા. એક દિવસ સ્વામીજી તંબૂમાં બિરાજી કામ કરતા હતા ત્યાં એક આનંદવન નામના પરમહંસ આવ્યા. સ્વામીજીએ તેમનો સત્કાર કર્યો અને પછી બન્ને વચ્ચે દ્વૈતાદ્વૈત વિષે શાસ્ત્રાર્થ ચાલ્યો. વચ્ચે જમવાનું તૈયાર થયાના સમાચાર આવ્યા પણ સ્વામીજીએ કહ્યું: 'જ્યાં સુધી આ હાથ પરના સવાલનો નિકાલ ન થાય ત્યાં સુધી હું જમીશ નહિ.'

એક વાર નિર્મલ અખાડાના એક મહાત્માએ સ્વામીજીને કહ્યું: 'મહારાજ! તમે આવા પંડિત ને જ્ઞાની છો, છતાં ભિખારીની જેમ કેમ ઈશ્વર પાસે ભીખ માગો છો?' સ્વામીજીએ કહ્યું: 'મનુષ્યમાં પ્રાર્થનાની વૃત્તિ સ્વાભાવિક છે. ખાવાપીવા વગેરેની વૃત્તિ માણસમાં રહી જ છે. છતાં તેની પરિતૃપ્તિ મેળવવા માટે તે તે વૃત્તિને જગાડવામાં આવે છે. એ જ રીતે પ્રાર્થનારૂપ ભક્તિ વૃત્તિને જગાડવાની જરૂર છે. જ્ઞાની જન પ્રાર્થના કરતો નથી, એ વાત સાચી નથી.' આ જ પ્રાર્થના–સંબંધમાં સ્વામીજીએ 'સત્યાર્થપ્રકાશ'માં લખ્યું છે: 'સ્તુતિથી ઈશ્વરપ્રેમ વધે છે. ઈશ્વરના ગુણ, કર્મ અને સ્વભાવથી આપણા ગુણ, કર્મ અને સ્વભાવ સુધરી જાય છે. ઈશ્વરની પ્રાર્થનાથી નિરભિમાનતા આવે છે, ઉત્સાહ મળે છે અને પ્રભુની સહાય સાંપડે છે.'

એક વાર સ્વામીજી બેઠા બેઠા ઊંઘી ગયા અને તુરત ઊઠીને ટહેલવા લાગ્યા. આથી એક ભકતે વિનયપૂર્વક પૂછ્યું:

'મહારાજ! આપને કંઈ વેદના થાય છે?' એટલે ઊંડો નિસાસો નાખીને સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! વિધવાઓની દુઃખભરી હાયોથી અને ગોવધથી આ દેશનો સર્વનાશ થઈ રહ્યો છે, એના કરતાં બીજી વેદના કઈ હોય?'

અહીં જમ્મુ-કાશ્મીરના મહારાજાએ સ્વામીજીને પૂછાવ્યું: 'ઈસાઈ તથા ઈસ્લામી મજહબમાં મળી ગયેલાઓને પાછા હિન્દુ બનાવી શકાય કે કેમ?' સ્વામીજીએ કહ્યું: 'શાસ્ત્ર-રીતિથી એવાઓને ફરી આર્ય બનાવવામાં કંઈજ કઠણાઈ નથી.' આ જ અરસામાં બે મુસલમાનોએ સ્વામીજીને કહ્યું: 'મહારાજ! અમે સાંભળ્યું છે, કે આપ મુસલમાનોને પણ આર્ય બનાવી શકો છો.' સ્વામીજીએ કહ્યું: 'આર્ય એટલે સન્માર્ગે ચાલનારો શ્રેષ્ઠ મનુષ્ય. તેથી તમે જો આર્ય ધર્મા-ચારને ગ્રહણ કરો તો તમે પણ આર્ય બની જાઓ.' ત્યારે તે મુસલમાનોએ પૂછ્યું: 'અમે આર્ય થઈએ તો આપ અમારી સાથે ભોજન લેશો?' સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'અમારા ધર્મમાં નિષેધ છે, કોઈનું પણ એઠું ન ખાવાનો. સહભોજનનો કોઈજ દોષ નથી.'

એક દિવસ નજફઅલીએ સ્વામીજીને કહ્યું: 'અમારા મતમાં અનેક સ્ત્રીઓને પરણવાની આજ્ઞા છે. આપની એમાં સંમતિ છે?' સ્વામીજી કહે: 'અનેક સ્ત્રીઓને પરણવું એ અનુચિત ને અન્યાયી છે. પવિત્ર વેદમાં કેવળ એક જ સ્ત્રીપુરુષના લગ્નનો ઉપદેશ છે.'

એક દિવસ સ્વામીજી વ્યાખ્યાન આપી રહ્યા હતા. વચમાં એક જણે કહ્યું: 'સ્વામીજી! આપનાં પુસ્તકોનો અનુવાદ કરી ફારસી લિપિમાં છપાવવામાં આવે તો પંજાબ વગેરે પ્રાન્તમાં આર્યધર્મને જાણવામાં સરળતા થાય.' એટલે સ્વામીજીએ

ઉત્તર આપ્યોઃ 'અનુવાદ તો વિદેશીઓને માટે કરવામાં આવે છે. નાગરી અક્ષર થોડા જ દિવસમાં શીખી શકાય છે. આર્ય-ભાષા અતિ કોમળ અને સુગમ છે. જે મનુષ્ય આ દેશમાં જન્મીને આ દેશની ભાષા શીખવામાં કંઈજ મહેનત ન લે, તેની પાસે આશા જ શી રાખવી? આર્યાવર્તમાં ભાષાનું ઐક્ય સ્થાપવા માટે જ મેં મારા સકલ ગ્રંથો આર્યભાષામાં લખ્યા છે ને પ્રકટ કર્યા છે.'

સન ૧૮૭૯ના મેની ૧લી તારીખે સ્વામીજી સહરાનપુર આવ્યા અને થિયોસૉફિકલ સોસાયટીના સ્થાપકો મૅડમ બ્લેવેટસ્કી તથા કર્નલ ઑલકોટને મળ્યા. ત્યાંથી ૩જી તારીખે તે ત્રણે મીરત ગયા. કર્નલ ઑલકોટે સ્વામીજીને પૂછ્યું: 'ભગવન્! સાંભળ્યું છે કે શંકરાચાર્યે પોતાના કલેવરમાંથી આત્માને કાઢીને પરકાયામાં પ્રવેશ કર્યો હતો. આપ આ સંબંધમાં શું માનો છો?' સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'શંકરા-ચાર્યે કરેલો પરકાયાપ્રવેશ એક ઐતિહાસિક વિષય છે. એના સત્યાસત્ય વિશે કંઈકિ જ કહી શકાય એમ નથી. હા; આટલું તો હું પણ બતાવી શકું એમ છું—હું કોઈ પણ અંગમાં મારી સર્વ જીવનશક્તિને કેન્દ્રિત કરી શકું છું. આથી બાકીનું બધું શરીર જીવનશૂન્ય બની જાય છે. પરકાયાપ્રવેશ આથી એક માત્ર આગળનું ડગલું છે.'

મીરતથી અલીગઢ અને છલેસર કરીને, સ્વામીજીએ મુરાદા-બાદમાં આસન કર્યું. ત્યાં કલેકટરના પ્રબંધથી એક સભામાં સ્વામીજીએ રાજનીતિ ઉપર વ્યાખ્યાન આપ્યું. અહીં એક વકીલ સ્વામીજી સાથે અંગ્રેજીમાં બોલવા લાગ્યો. એટલે પોતે તેને કહ્યું: 'સ્વદેશીઓની વચ્ચે બેસીને વિદેશી ભાષામાં બોલવું એ સારી વાત નથી. એ બહુ ભૂંડું લાગે છે અને વળી એથી

આપણો ઘમંડ જણાય છે. જો કોઈ છાની વાત કરવાનો આમાં ઇરાદો હોય તો અહીં અંગ્રેજી સમજનારા ઘણા બેઠા છે. બાકી કોઈથી છુપાવીને કાનફૂટી કરવી એ ધર્મવિરુદ્ધ છે, ચોરી છે.'

એક વાર રામલાલજીએ સ્વામીજીને કહ્યું: 'ભગવન્! આપની તબિયત કંઈ લથડી લાગે છે.' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'ભાઈ! આ દેહને કંઈ વાર વિષમ વિષ અપાયાં છે. એ હળાહળોને મેં યોગોપચારથી કાઢી નાખ્યાં છે, છતાં એમાંના અમુક અંશો લોહીમાં ભળી ગયા છે. આથી મારા સ્વાસ્થ્યની આધારશિલા હાલી ઊઠી છે. જો મારા ઉપર કોઈ ભીષણ વિષપ્રયોગ ન થાય, તો સો વરસ સુધી તો આ શરીરમાં કોઈ શિથિલતાનું ચિહ્ન દેખાય એમ નથી અને ત્યાં સુધી ઘડપણ મારી પાસે ફરકી પણ શકે એમ નથી.' 'તો,' રામલાલે ફરી કહ્યું: 'ગુરુદેવ! સર્વસ્વ સ્વાહા કરીને આપના ઉદ્દેશને પાર પાડે એવો કોઈ સુયોગ્ય શિષ્ય આપ કેમ બનાવતા નથી?' એટલે બ્રહ્મર્ષિ દયાનંદજીના હૃદયના અંતસ્તલમાંથી આ વાત નીકળી આવી: 'બેટા! આ જન્મમાં તો મને નિશ્ચય થઈ ગયો છે—મને સુયોગ્ય શિષ્ય મળે એમ નથી. આનું એક પ્રબળ કારણ છે. તીવ્ર વૈરાગ્યને વશ થઈને હું ભરજુવાનીમાં પૂજ્ય માતપિતા વગેરે પરિવારજનોનો ત્યાગ કરીને, મૃત્યુને જીતવાને માટે યોગાભ્યાસ કરતો રહ્યો છું. ઘર છોડતી વખતે મેં માતાની મમતા તરફ ધ્યાન જ આપ્યું નથી. મેં પિતૃઋણ પણ ઉતાર્યું નથી. આ મારું કર્મ જ મને સુયોગ્ય શિષ્ય મળવામાં પ્રતિબંધક છે; પણ નિરાશાની કોઈ વાત નથી. આર્યસમાજમાં એવા મનુષ્યો અવશ્ય પ્રકટ થશે, જેઓ મારા પરમલક્ષને પૂર્ણતાએ પાળશે.'

સ્વામીજી વખત સાચવવાની બાબતમાં કેટલા બધા ચોક્કસ

રહેતા હતા, તે બરેલીમાં બનેલા નીચેના પ્રસંગ પરથી સમજાશે. લોકોએ સ્વામીજીને એક કલાક વહેલું વ્યાખ્યાન રાખવા કહ્યું: ત્યારે એમણે કહ્યું: 'હું તો શહેરથી દોઢ ગાઉ દૂર રહું છું. જો વખતસર ગાડી આવે તો હું સભામાં સમયસર આવી પહોંચું.' પણ સભાને દિવસે ગાડી વખતસર આવી નહિ, એટલે સ્વામીજી મોડા પડ્યા. સભામાં આવતાં તેમણે કહ્યું: 'હું તો વખતસર આપવાને માટે તૈયાર થઈ રહ્યો હતો, પણ ગાડી આવી નહિ. આથી મેં પગે ચાલવાનું રાખ્યું. ત્યાં રસ્તામાં ગાડી મળી. આમ વખત ચૂકયાનો દોષ મારો નથી. પણ બાળવિવાહથી થયેલાં સંતાનોમાં આવી નિર્બળતા હોય તેમાં આશ્ચર્ય નથી.'

એક વ્યાખ્યાનમાં સ્વામીજીએ ખ્રિસ્તના સંબંધમાં કંઈ ટીકા કરી, એટલે કલેકટર કમિશનર ચિડાઈ ગયો. ભક્તલોકો આ ચીડને કારણે કંઈ અવનવું બનવાની બીક રાખી રહ્યા હતા. એટલે સ્વામીજીએ બીજા દિવસના વ્યાખ્યાનમાં ગર્જના કરી: 'લોક કહે છે કે મારે સત્યનો પ્રકાશ ન કરવો, કારણ કે કલેકટર ગુસ્સે થશે, કમિશનર રોષે ભરાશે અને ગવર્નર હેરાન કરશે. ભાઈ! ચાહે ચક્રવર્તી રાજા પણ નારાજ થાય તો પણ હું તો સત્ય જ કહીશ. આત્મા સત્ય છે અને એની સત્તાને કોઈ શસ્ત્ર છેદી શકે એમ નથી કે કોઈ અગ્નિ એને બાળી શકે એમ નથી. બાકી શરીર તો નાશ પામવાનું જ છે તો એ શરીરની રક્ષાને માટે હું કદી સનાતન ધર્મને ત્યાગ નહિ જ કરું, હું કદી પણ સત્યને નહિ જ છોડું. તો મારા અંતરાત્માને છિન્નભિન્ન કરવાનો જેને ઘમંડ હોય, તે શૂરવીર પુરુષ અહીં આવી જાય.'

અહીં સ્વામીજીએ ગિરજાઘરમાં વ્યાખ્યાન આપ્યું હતું અને પાદરી સ્કૉટ સાથે ધર્મસંવાદ કર્યો હતો. આ જ શહેરમાં

લાલા મુનશીરામના પિતા કોટવાળ હતા અને પિતાપુત્ર બંને સ્વામીજી તરફ ભક્તિભાવથી આકર્ષાયા હતા. મુનશીરામે સ્વામીજી સાથે અનેક ચર્ચાઓ કરી અને એમની જીવનચર્ચાનું ખૂબ ઝીણવટથી નિરીક્ષણ કર્યું. આજે ભારતના ઇતિહાસમાં ધર્મ અને દેશને માટે શહાદત કરનાર મહાવીરોમાં સ્વામી શ્રદ્ધાનંદજીનું નામ ઉજ્જવલ અક્ષરે અંકિત છે. એ સ્વામી શ્રદ્ધાનંદજી તે જ આ લાલા મુનશીરામ.

સ્વામીજીનો સત્સંગ ભલભલાની કાયાપલટ કરનારો હતો. એક મહાશય પોતાને ત્યાં વેશ્યા રાખતા હતા. સ્વામીજીને આ વાતની ખબર પડી. એટલે પેલા મહાશયને એમણે કહ્યું: 'તમે કયા વર્ણના છો?' પેલા કહે: 'આપ તો ગુણકર્મ અનુસાર વર્ણ કહો છો. એટલે મારે શો જવાબ આપવો?' 'લોકો તમને જે વર્ણથી ઓળખતા હોય, તે કહો.' સ્વામીજીએ સીધી વાત મૂકી. એટલે તેણે કહ્યું: 'ક્ષત્રિય.' 'તો,' સ્વામીજીએ ચોટ લગાવતાં કહ્યું: 'જુઓ લાલાજી! તમે મારા યજમાન છો. પણ સત્ય કહેવામાં મારે સંકોચ રાખવો જોઈએ નહિ. ઠીક, તમે જ બતાવો, ક્ષત્રિયથી કોઈ વેશ્યાને પુત્ર થાય તો તે પુત્રને તમે કેવો કહેશો?' બસ, એ જ ઘડીએ એ મહાશયનું પરિવર્તન થઈ ગયું; તેમણે ઘેર જઈને વેશ્યાને રજા આપી દીધી.

સ્વામીજી અહીંથી શાહજહાંપુર રોકાયા. અહીં સર્વસાધારણ ધર્મ સમજાવતાં એમણે કહ્યું: 'પરમેશ્વરમાં વિશ્વાસ રાખવો તથા તેની ઉપાસના કરવી, હૃદયનાં ભાવ તથા જ્ઞાન પ્રમાણે વાણીમાં પ્રકાશ કરવો તેમ જ તે પ્રમાણેનું આચરણ રાખવું, જિતેન્દ્રિય રહેવું. પારકાના અધિકાર કે વસ્તુ છીનવવાં નહિ અને નિર્બળો તથા દીનો ઉપર દયા કરવી, એ પાંચ સર્વ-

સાધારણ ધર્મો છે—કોઈ પણ મતાવલંબી આનો ઇન્કાર કરે નહિ. એ ધર્મ કલ્યાણકારી ને મોક્ષદાતા છે.'

એક શાસ્ત્રી સાથે અહીં શાસ્ત્રાર્થ મંડાયો. સ્વામીજી તેને કહેઃ 'તમારા પક્ષના સમર્થનમાં તમે કોઈ વેદપ્રમાણ રજૂ કરો.' શાસ્ત્રી કહેઃ 'વેદનું પ્રમાણ ક્યાંથી લાવું? વેદ તો શંખાસુર હરી ગયો છે.' 'ત્યારે,' સ્વામીજી કહેઃ 'પંડિતજી! તમારા આળસ અને પ્રમાદરૂપ શંખાસુરનો વધ કરીને, લો જુઓ, આ વેદ મેં જર્મનીથી મંગાવ્યો છે.' પંડિતજીએ તો મૌન સેવીને જ પ્રસંગ સાચવી લીધો.

સ્વામીજી હરેક વાતમાં ચોકસાઈ રાખતા હતા, તે તો અત્યાર સુધીમાં પણ આપણે જોઇ શક્યા છીએ. એક વખત આ જ શહેરમાં વ્યાખ્યાનને સ્થળે લઈ જવા સારુ એક ગાડી આવી. સ્વામીજીએ જોયું કે રોજ આવે છે તે ગાડી આ નથી. આ તો ભાડાની ગાડી છે. એટલે પોતે ભક્તોને કહ્યું: 'તમે ભાડાની ગાડી કેમ લાવ્યા છો? મને કાંઈ ગાડીમાં બેસવાનું વ્યસન નથી. આ તો સમય બચાવવા પૂરતો ગાડીમાં બેસું છું. બાકી મને પગે ચાલવામાં જ આનન્દ મળે છે.' એક વાર પંડિત ભીમસેન બજારથી ભોજનસામગ્રીઓ લઈ આવ્યા હતા. સ્વામીજીએ એ બધી ચીજોની ઊંડી તપાસ કરી અને કહ્યું: 'ભાઈ! તમે લોટ વગેરેનો વધારે ભાવ આપ્યો છે. તમે પૂરતી તપાસ પણ કરી લાગતી નથી અને માલ પણ જોઈએ તેવો સારો નથી. ભાઈ! ધન એક ઉપયોગની ચીજ છે. તે ભારી મહેનતે મળે છે. આથી એક પાઇના ખર્ચમાં પણ સાવધાન રહેવું જોઈએ.' એ જ પ્રમાણે સમયની બાબતમાં સ્વામીજીએ બીજા સેવકોને કહ્યું: 'આપણા દેશના લોક સમયનું મહત્ત્વ જાણતા નથી. નિયમબદ્ધ કામ કરવું એમને માટે

મુશ્કેલ છે. સવારથી સાંજ સુધી તે અનિયમિત જ રહે છે. આજની અસ્તવ્યસ્ત અવસ્થાનું એક ભારે કારણ આ સમયનો દુર્વ્યય જ છે.'

એક દિવસ ફરુકાબાદમાં વ્યાખ્યાનમાં સ્વામીજીએ કહ્યું: 'ગોહત્યાથી આટલી બધી હાનિ થાય છે, છતાં ખેદની વાત છે, કે રાજપુરુષો એ સંબંધમાં કશું ધ્યાન આપતા નથી. આમાં અધિક દોષ આપણો જ છે; કારણ કે આપણામાં એકતાનો અભાવ છે.' દાન ઉપર બોલતાં બીજા એક વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું: 'કોઈ પણ ભૂખ્યોતરસ્યો મળે તો તેને અન્નજળનું દાન તરત જ આપી દેવું જોઈએ. આવું દાન પહેલાં આપણા દીનદુઃખી પડોશીઓને આપવું. પાસે રહેલાઓનું દારિદ્રય દૂર કરવામાં સાચી દયા ને ઉદારતા છે, એમાં વાહવાહ મળતી નથી, તેથી એમાં અભિમાનને અવકાશ રહેતો નથી. પાસે રહેલાં દીનદુઃખિયાંની ઉપેક્ષા કરીને, જેઓ દૂરના મનુષ્યો પ્રત્યે દયાભાવ પ્રકટ કરે છે, તેઓ દયાવાન, અનુકમ્પા કરનાર કે સહાનુભૂતિ બતાવનાર નથી. એવા મનુષ્યોનાં દાન બહાર દેખાડવાનાં હોય છે. દાન વગેરે વૃત્તિઓનો વિકાસ તો દીપકની જ્યોતિની જેમ નજીકથી દૂર સુધી ફેલાવો જોઇએ. જેઓ નિર્ધન હોઈને અન્નાદિનું દાન આપી શકે એમ ન હોય, તેમણે પડોશીઓને તેમનાં કષ્ટક્લેશમાં સહાય કરવી, નિર્બલોનો પક્ષ કરવો, વિપત્તિમાં પડેલા માણસોની સેવા કરવી, પીડિતો ને વ્યાકુળ જનોને મીઠાં વચનોથી સાંત્વન આપવું. આ સર્વ દાન નિર્ધન જન પણ આપી શકે છે.'

એક દિવસ સ્વામીજીએ પોતાની ખંડનપ્રવૃત્તિ વિષે આ પ્રમાણે રહસ્ય આપ્યું હતું: 'અનેક માણસો મને કહે છે, કે તમારાં ખંડનાત્મક વ્યાખ્યાનોથી લોકમાં ગભરાટ ઊભો થાય

છે. એમનાં હૃદય ભડકી ઊઠે છે. તો આનું પરિણામ શુભ ક્યાંથી આવે ? પણ ભાઈ ! જ્યારે રોગ દૂર થતો નથી ત્યારે સારો વૈદ્ય લાંબા કાળના જામેલા રોગને શાન્ત કરવા સારુ અને મળને બહાર કાઢવા માટે વિરેચક ઓસડો આપે છે. એ વિરેચનથી પહેલાં તો ગભરાટ થાય છે, વ્યાકુળતા લાગે છે અને ક્યારેક મોંમાં મોળ પણ આવે છે. પણ પછી વિરેચનથી રોગનો કોપ શમી જાય છે, ત્યારે પ્રસન્નતા આવે છે અને પુષ્ટિ મળે છે. આ આપણી આર્યજાતિમાં અનેક કુરીતિઓના દોષ અને મિથ્યા મંતવ્યોના મળ જામી ગયા છે. એ એટલી બધી રોગી થઈ ગઈ છે, કે એના સ્નેહીઓને એના જીવનનો પણ સંશય પડ્યો છે. અરે ! એની આવરદાનાં વરસો તો આંગળી ઉપર ગણાઈ રહ્યાં છે. આજે અમારો ઉપદેશ વિરેચક ઔષધી જેવી અસર કરી રહ્યો છે. પણ એથી જાતીય શરીરનું સંશોધન થશે ને તે તેને આરોગ્ય આપશે. અત્યારનાં આર્ય-સંતાનો અમને ફાવે તે કહો, પણ ભારતની ભાવી સંતતિ અમારી આ ધર્મસુધારણાને–આ નૂતન જાતીય સંસ્કારોને જરૂર મહત્ત્વની દૃષ્ટિથી જોશે. લોકની આત્મિક તથા માનસિક નીરોગિતાને માટે અમે કુરીતિઓનું ખંડન કરીએ છીએ અને તે સઘળું હિતભાવનાથી જ છે.'

એક સમયે સ્વામીજી સત્સંગીઓની શંકાઓનું સમાધાન કરી રહ્યા હતા. તેવામાં સ્વામીજીની દૃષ્ટિ એક સ્ત્રી ઉપર પડી. તે પોતાના મરેલા બાળકને ચીંથરાંમાં લપેટીને લઈ જતી હતી. સ્વામીજીએ તેને કહ્યું: 'મા ! આના ઉપર ઊજળું લૂગડું કેમ ન ઓઢાડ્યું ?' એટલે બાઈ રોઈ પડી અને કહેવા લાગી: 'મહારાજ ! હું તો ગરીબ છું. મારી પાસે એવું નવું ને સ્વચ્છ કપડું ક્યાંથી હોય ? ક્યાંથી હું એવું લૂગડું આને લપેટું ?'

આ સાંભળતાં જ સ્વામીજીની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. સમસ્ત ભારતનું દુઃખ રડતાં તેમણે કહ્યું: 'આ ભારત એક વાર સર્વ વિભૂતિઓનું ભવ્ય ભવન હતું, ઐશ્વર્યોનું સ્થાન હતું અને શોભા ને સુખનું ક્રીડાધામ હતું; પણ આજે એ જ ભારતમાં મૃત બાળકને ઓઢાડવાને એક સ્વચ્છ કપડું મળતું નથી-હાય ! એ માટે નવું કપડું પણ જડતું નથી !'

સ્વામીજી અહીંથી કાનપુર, પ્રયાગ અને મિરજાપુર થઈ દાનાપુર પધાર્યા. ત્યાં એક વ્યાખ્યાનમાં તેમણે કહ્યું: 'છોકરાઓ કહે છે, કે મારે મુસલમાન મતનું ખંડન કરવું નહિ. પણ હું કેમ કરીને સત્યને છુપાવી રાખું ? જ્યારે મુસલમાનોનું ચાલતું હતું ત્યારે તેમણે તો અમારું ખંડન તલવારથી કર્યું છે. આજે હું તો માત્ર વચનથી જ એમનું ખંડન કરું છું, છતાં મને રોકાઈ જવાનું કહેવામાં આવે છે.' ત્યાં સ્વામીજીએ પોતે જ આ પ્રસંગ વર્ણવ્યો હતો. પંજાબના એક શહેરમાં મેં ઈસાઈઓનું ખંડન કરવાની જાહેરાત આપી હતી. વ્યાખ્યાન સમયે અનેક દેશી અને યુરોપી ઈસાઈઓ તથા પાદરીઓ હાજર રહ્યા હતા. સરસેનાપતિ લૉર્ડ રૉબર્ટ્સ પણ સભામાં આવ્યા હતા. મેં તો મારા સર્વ સામર્થ્યથી ઈસાઈ મતની સમાલોચના કરી અને એના ઉપર આક્ષેપો કર્યા તેમજ બાઈબલમાં પરસ્પર વિરોધ બતાવ્યો. આ બધાથી સરસેનાપતિ કંઈ પણ ગુસ્સે થયા નહિ. ઊલટા તે તો અતિ પ્રસન્ન થયા. વ્યાખ્યાન પૂરું થયા પછી તે મારી પાસે આવ્યા અને મારી સાથે હાથ મેળવી મને કહેવા લાગ્યાઃ ખરેખર ! આપ નિર્ભય પુરુષ છો. અમારી હાજરીમાં અમારા જ ધર્મનું ખંડન કરતાં આપ લેશમાત્ર પણ અચકાયા નથી, તો પછી આપ બીજાઓની બીક તો શાની જ રાખો ?'

એક વાર એક ભક્ત ગુલાબનું ફૂલ તોડીને સ્વામીજીને અર્પણ કરી બેઠા. સ્વામીજી કહેઃ 'આ તમે સારું કર્યું નહિ. ડાળીએ લાગી રહેલું ફૂલ જ શોભા ને સુગંધ આપે છે. તમે નકામું એને તોડી નાખ્યું.' થોડી વાર પછી સ્વામીજી પીંછાથી માખી ઉરાડવા લાગ્યા, ત્યાં પેલા જ ભક્તે કહ્યું: 'ભગવન્! આપે મને ફૂલ તોડવાની મનાઈ કરી અને હવે આપ માખીઓને હેરાન કરો છો તેનું કેમ?' એટલે સ્વામીજી બોલ્યાઃ 'આ નામમાત્રની દયાએ જ ભારતવર્ષનું સત્યાનાશ વાળ્યું છે. માખીમચ્છરની દયા ખાનારા તમારા જેવા બીકણ ને દુર્બળ માણસો રણજંગમાં શું કરી શકવાના હતા?'

એક દિવસ મિ. જોન્સ સ્વામીજી સાથે શાસ્ત્રચર્ચા કરવા આવ્યા. સાથે બેસીને જમવા સંબંધમાં સ્વામીજીએ તેમને કહ્યું: 'કોઈ મનુષ્યની સાથે બેસીને ખાવાપીવામાં ધર્મ કે અધર્મ નથી. આ બધી રીતો તો દેશ અને જાતિના આચારવિચાર સાથે સંબંધ રાખે છે, વાસ્તવિક ધર્મ સાથે એનો કોઈ સંબંધ નથી. પણ સમજણ વિચારવાળા સર્વ મનુષ્યો ખાસ જરૂર વિના પોતાના દેશના અને પોતાની જાતિના નિયમોને તોડતા નથી.' આ જ જોન્સ સાથે સ્વામીજીએ ગોરક્ષા સંબંધમાં વાતચીત કરી અને એને પરિણામે એ મહાશયે ગોમાંસ ખાવાનો ત્યાગ કરી દીધો.

એક દિવસ વ્યાખ્યાન પૂરું થયું, તે પછી કેટલાક માણસો-એ સ્વામીજીને અમુક મકાને આવવા અને ચતુર્ભુજ શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કરવા વિનંતિ કરી. સ્વામીજી સહજ ભાવે તે માણસો સાથે તે મકાને ગયા. ત્યાં તો પૌરાણિકો અને મુસલમાનો જાણે મોરચો બાંધીને બેઠા હતા. સ્વામીજીએ કહ્યું: 'ચતુર્ભુજજી ક્યાં છે?' પણ ચતુર્ભુજજી ત્યાં હોય જ શાના?

એક જણે કઠોર ભાષામાં કહ્યું: 'ચતુર્ભુજજી તો તમારું મોં જોવામાં ય પાપ માને છે. તમારે જે કાંઈ કહેવું હોય, તે મને જ કહો.' સ્વામીજીએ કહ્યું: 'તો ચતુર્ભુજ અને મારી વચ્ચે પડદો તાણજો પણ શાસ્ત્રાર્થ તો અવશ્ય થવો જ જોઈએ.' ત્યારે રાતના નવ વાગ્યા હતા અને કોઈએ દીવા ગુલ કરી દીધા! ચારે બાજુ તાળીઓ ને હાહાહીહી થવા લાગ્યાં. એટલે સ્વામીજી સાથેના ભક્તે ગર્જના કરી: 'ખબરદાર! કોઇએ અમને છેડછાડ કરી તો. હું પણ કોઈને અહીંથી જીવતો જવા દઈશ નહિ.' સ્વામીજીને બે ચાર હડસેલા લાગ્યા હતા, તે સિવાય હેમખેમ તે પોતાને સ્થાને પહોંચી શક્યા હતા.

ભાંગનો એક રસિયો માણસ સ્વામીજીને કહે: 'મહારાજ! અભ્યાસમાં મન લગાવવાનો ખૂબ પ્રયત્ન કરું છું પણ સંકલ્પ–વિકલ્પ શાંત થતા જ નથી.' એટલે સ્વામીજીએ તેને હસતાં હસતાં કહ્યું: 'મન ઠરતું નથી તો ભાંગ–ભવાનીનો એક લોટો ગટગટાવતા રહો!' એક ઉપર બીજી સ્ત્રી કરનાર એક મહાશય સ્વામીજીને પૂછવા લાગ્યા: 'સ્વામીજી! ઉપાસનામાં ચંચળ ચિત્તને સ્થિર કરવાને માટે કોઈ યોગક્રિયાનો ઉપદેશ આપો.' સ્વામીજીએ તેને કહ્યું: 'ભલા! એક બીજું લગ્ન કરી નાખો એટલે ચિત્ત સ્થિર થઈ જશે.'

હરિમાં હસતારમતા આ મહર્ષિને એક ભદ્ર પુરુષે કહ્યું: 'ભગવન્! આપ તો ઋષિ છો.' એટલે નિરભિમાન સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'ભાઇ! ઋષિઓના અભાવે તમે લોક મને ઋષિ કહી રહ્યા છો. પણ સત્ય જાણજો કે હું જો કણાદઋષિના જમાનામાં હોત તો વિદ્વાનોમાં પણ મારી ગણતી માંડમાંડ થાત.'

હવે સ્વામીજી કાશી પધાર્યા. કર્નલ ઑલકૉટ અને મૅડમ બ્લેવેસ્ટકીએ અહીં સ્વામીજીની ફરી મુલાકાત લીધી. આ

વખતે એક વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યું હતું અને કર્નલ ઑલકોટ પણ એમાં બોલનાર હતા. પણ વિરોધીઓએ કલેક્ટરને ગમે તેમ સમજાવ્યો અને તેણે સ્વામીજીને સભા કરવાની મનાઇ કરી! પાછળથી એ મનાઈહુકમ રદ કરવામાં આવ્યો અને કલેક્ટરે પોતે પોતાની ભૂલ કબૂલ કરી. અહીં સ્વામીજીએ કર્નલ ઑલકોટને પોતાની જીવનકથાના અમુક અંશો લખાવ્યા. 'થિયોસૉફિસ્ટ'ના એક અંકમાં આ લેખ પ્રકટ થયો હતો.

એક વાર પંડિત હરિશ્ચન્દ્રે સ્વામીજીને કહ્યું: 'મહારાજ! આપના ખંડનકાર્યથી લોકમાં વેરવિરોધ વધે છે.' એટલે સ્વામીજીએ પોતાના બંને હાથો એકઠા કરીને ઉત્તર આપ્યો: 'હું તો આ રીતે લોકોને આપસમાં એક કરવા ઇચ્છું છું. મારે તો સકલ સમુદાયો એકતામાં લાવવા છે. હું ઇચ્છું છું, કે કોળીભીલથી માંડીને બ્રાહ્મણ સુધી સૌમાં એક જ જાતીય જીવનની જાગૃતિ આવે. પણ સુધારા વિના મેળાપ અશક્ય છે. આથી હું ખંડન કરું છું, એ સુધારકાર્ય જ છે.'

આ વખતે સ્વામીજીએ કાશીમાં 'વૈદિક મુદ્રણાલય' સ્થપાવ્યું અને પોતાનાં પુસ્તકો છપાવવાનો પૂરો પ્રબંધ કર્યો. સ્વામીજી કાશીથી લખનૌ આવ્યા, ત્યાં શ્રી રામાધારે નિસાસો નાખતાં કહ્યું: 'ભગવન્! આપ આટલો બધો પુરુષાર્થ કરો છો, છતાં લોકો પૌરાણિક લીલાઓ છોડતા નથી. એ લોકોમાં રહીને કેવી રીતે સુધારો કરી શકાય? એ લોકો તો કદાચ અમને પણ લઇને ડૂબી મરે.' સ્વામીજીએ ધીરજ આપતાં કહ્યું: 'ભાઈ! મારો ઉદ્દેશ કંઈ બ્રાહ્મસમાજીઓ અને ઈસાઈઓની માફક સમાજસમૂહથી જુદા પડીને જીવનની માત્રા ઘટાડી દેવાનો નથી. આપણે તો લોકોમાં રહીને આપણું

કર્તવ્ય કર્મ કરવાનું છે. વૈદિક ધર્મનો પ્રચાર કરો. એ લોકો જો આપણો વિકટ વિરોધ કરે અને આપણી ઘોર ઘૃણા કરે તો આપણે તો એમને અપનાવવાનો પ્રયત્ન કરવાનો છે અને આપણી ધર્મધારણાથી એક આંગળ પૂર પણ આઘુંપાછું થવાનું નથી. ઉતાવળથી કોઈ માણસ આગળ જઇ શકતો નથી. શોભા તો સૌને સાથે લઈને આગળ બઢવામાં છે.'

એક દિવસ સ્વામીજી વ્યાખ્યાન આપવા માટે જતા હતા. રસ્તામાં એક અત્યંત ઘરડી ને સુકાઇ ગયેલી ડોસી મળી. તે ચીંથરેહાલ હતી. સ્વામીજીને તે કરુણ સ્વરે કહેવા લાગી: 'બાબા! કંઈ દિવસથી હું ભૂખી છું. હું અનાથ છું; મારું કોઈ જ નથી. મને આજનું અન્ન અપાવો.' આ સાંભળતાં સ્વામીજીના પગ એકદમ ચોંટી ગયા. એમનું હૃદય એકદમ ભરાઇ આવ્યું ને આંખમાંથી ટપ ટપ આંસુ પડવા લાગ્યાં. પોતાની સાથેના ભક્તોને તે કહેવા લાગ્યા: 'એક વખત આ જ ભારતવર્ષ સુવર્ણમય હતો. અહીં પુષ્કળ ખાવાપીવાનું હતું અને ભૂખ્યો અનાથ તો જોવા પણ મળતો નહોતો. પણ આજે? આ બિચારી ડોસી ભૂખથી વ્યાકુળ થઈ ગઈ છે. એને એટલી પણ સમજ રહી નથી, કે પોતે જેની પાસે માગી રહી છે, તે જાતે જ બીજા પાસે માગીને ચલાવનારો છે!'

ફરુકાબાદમાં એક આર્ય સભાસદને કોઇએ મારપીટ કરી હતી, એથી સ્કૉટ મહાશયે મારનારને દંડ કર્યો હતો. સ્વામીજી જ્યારે ફરુકાબાદ પધાર્યા ત્યારે આર્ય પુરુષો આ વાતમાં પોતાનો વિજય થયો છે એમ માનીને, સ્વામીજીને વધામણી આપવા લાગ્યા. પણ સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! આપણે તો કઠોર હૃદયોને કોમળ બનાવવાનાં છે અને દૂર નાસનારાઓને આપણી તરફ આકર્ષવાના છે. તેઓ આપણા ઉપર અત્યાચાર કરે,

તો પણ આપણે આપણો ઉદાત્ત ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તેમની સાથે પ્રેમ જ કરવાનો રહે છે. ધર્મને નામે બદલો લેવાની ભાવના સર્વથા ભૂંડી છે.' આથી જ સ્વામીજીએ સ્કૉટ-મહાશયને કહ્યુંઃ 'મહાશય! સંન્યાસી તો પોતાના પ્રાણઘાતકને પણ પીડા પહોંચે તો પ્રસન્ન ન જ થાય. આ આશ્રમમાં પોતાનું ને પરાયું બધું સમાન જ છે.'

પછી મૈનપુરી થઈ સ્વામીજી મીરત આવ્યા. અહીં મહારાષ્ટ્રની પ્રસિદ્ધ પંડિતા રમાબાઈ સ્વામીજીનાં દર્શને આવી. સ્વામીજીએ તેને કહ્યુંઃ 'અત્યારે આર્ય જાતિની પુત્રીઓની અવસ્થા અત્યંત શોકપાત્ર છે. સંસારભરના વહેમો અને કુરીતિઓ એમનામાં વાસ કરીને રહ્યાં છે. તમે આજીવન બ્રહ્મચારિણી રહી એ વર્ગની ઉન્નતિ કરો. એમનામાં શિક્ષણ ફેલાવવાનું બીડું ઝડપો. એમને દીનદશામાંથી ઉગારો. આ શુભ કાર્ય માટે તમને પૂરતી મદદ મળી રહેશે.' પણ શ્રી રમાબાઈ તો લગ્નનો નિર્ણય કરીને જ ત્યાં આવી હતી. એટલે તેણે કહ્યુંઃ 'મહારાજ! ગૃહસ્થ લોક પણ ઉપકારનું કાર્ય કરી શકે છે. એ આશ્રમમાં પણ પુણ્ય ઉપાર્જન કરવાનો પુષ્કળ અવકાશ મળી રહે છે.' સ્વામીજીએ જણાવ્યુંઃ 'પરહિતનું જેટલું કામ બ્રહ્મચારી ને બ્રહ્મચારિણી કરી શકે છે, તેટલું ગૃહસ્થ કરી શકતા નથી. જે મનુષ્યો એક બે વ્યક્તિમાં જ પોતાના પ્રેમનું કેન્દ્ર બનાવી લે છે, તેમનામાં પરહિતની સાધનાની માત્રા સ્વાભાવિક રીતે જ ઓછી રહે છે. આથી તમે તમારું જીવન પરાર્થે અર્પણ કરી દો અને મહિલામંડળનું મંગલ કાર્ય સિદ્ધ કરો.'

એક વાર સ્વામીજીએ વાતચીતમાં કહ્યુંઃ 'એક સ્થાને મારું ભાષણ સાંભળીને ત્યાંના કલેક્ટરે મને કહ્યું કે, જો લોક તમારા

ભાષણ પ્રમાણે ચાલે તો પરિણામે અમારે ગાંસડાપોટલાં બાંધવાં પડે. મેં તેમને કહ્યું કે, મારા કહેવાનો સારાંશ તો આ છેઃ મૂર્ખ અને પંડિત એ બન્નેનો વાસ્તવમાં મેળાપ થઈ શકે નહિ. આથી જ્યાં સુધી ભારતની પ્રજા સુશિક્ષણ આદિ ગુણોમાં તમારી જોડની થાય નહિ ત્યાં સુધી પરસ્પર સંબંધનું સાચું સુખ સંભવી શકે નહિ.' વળી બીજી વાત કરતાં સ્વામીજીએ કહ્યું હતુંઃ 'અવધૂતદશામાં રોજના ચાળીશ ગાઉ ચાલવા એ તો મારે માટે એક સાધારણ વાત હતી. ગંગોત્રીથી રામેશ્વર સુધી હું ચાલીને ગયો છું. બદરીનારાયણમાં મેં ગાયત્રીનું જપાનુષ્ઠાન કર્યું છે. હું અધ્યયન કરતો હતો ત્યારે રાતે તેલ ન હોય તે વખતે હું દુકાનોના દીવાને અજવાળે બેસીને વાંચતો હતો.'

મીરતમાં આર્યસમાજનો ઉત્સવ હતો. તે વખતે સ્વામીજીએ મૅડમ બ્લૅવેટસ્કી અને કર્નલ ઑલકોટથી સાવધ રહેવાની ચેતવણી આપી. આમ તો, થિયૉસૉફિકલ સોસાયટીના એ સ્થાપકોને સ્વામીજી સાથે ગાઢ સંબંધ હતો. પોતાની સર્વ સભાઓના પ્રધાન આચાર્ય તરીકે તેમણે સ્વામીજીને નિયત કર્યા હતા. એ સોસાયટીનાં સર્વ કાર્યો ઉપર સ્વામીજીની સંમતિની મુદ્રા લગાડાતી હતી અને આખી દુનિયાની થિયૉસૉફિકલ સોસાયટીઓ જાણે આર્યસમાજની શાખાઓ સમજાતી હતી. પણ આ સંબંધ લાંબો ચાલ્યો નહિ. કર્નલ અને મૅડમ બંને અમેરિકામાં હતાં, ત્યારથી સ્વામીજી સાથે તેમનો પત્રવ્યવહાર ચાલતો હતો. પણ હિન્દમાં આવ્યા પછી એ બંનેના મનમાં ચોક્કસ ફેરફાર થયો હતો અને તેથી સ્વામીજી વિષેનો તેમનો ભાવ બદલાઈ ગયો હતો. હવે એ બંને સ્થાપકો આર્યસમાજના સભ્યોને પણ પોતાની સોસાયટીમાં મેળવી દેવા

લાગ્યાં, તે સ્વામીજીને બરાબર લાગ્યું નહિ. સ્વામીજીએ તે બંનેને મીરત બોલાવ્યાં, પણ ભેદનો કાંટો ઉખેડી શકાયો નહિ. વળી મેડમ ચમત્કારોનું સમર્થન કરતાં હતાં. પણ સ્વામીજી એ ચમત્કારોને યોગની સિદ્ધિ માનતા નહોતા, તેમ જ સિદ્ધિઓ દેખાડવાનું ઉચિત લેખતા નહોતા. આવાં કારણોથી થિયૉસૉફિકલ સોસાયટીની સાથેનો સંબંધ તૂટી ગયો. મીરતમાં સ્વામીજીએ આ વાતને લક્ષીને જણાવ્યું હતું: 'લોકો મને કહે છે કે, જે કોઈ આવે તેની ભરતી કરી લેવી. પણ મારો સ્પષ્ટ જવાબ આ છે–હું તો વેદને જ સર્વોપરિ માનું છું. આથી જે કોઈ વેદને માનતો હોય તથા પોતાને આર્ય કહેવાડતો હોય, તેને આર્યસમાજમાં લઈ લેવાય. એવા શ્રદ્ધાળુનો અસ્વીકાર ન થાય. તુચ્છ ભેદો અને વિરોધો છોડી દઈને મેળની વાતોમાં મેળાપ કરો. આમ મેળની વાતોમાં મળવાથી ભેદ તો આપોઆપ મટી જશે. હવે તમે તમારા કર્તવ્યનું પાલન કરતા થઈ જાઓ. તમારા જીવનને ઉન્નત બનાવો અને તમારી આવશ્યકતાઓ પૂરી કરો. વિચાર કરો, તમે તમારા પગ ઉપર ઊભા રહેતાં શીખશો નહિ તો મારી આંખ મીંચાઈ જતાં શું કરશો? અત્યારથી સુસજ્જ થાઓ, સ્વાવલંબનના સિદ્ધાન્તને સ્વીકારો. બીજા કોઈની મદદની અપેક્ષા રાખ્યા વિના તમે તમારા પોતાના જ પગ ઉપર નિર્ભર રહો. મને તો વિશ્વાસ છે, કે તમારામાંથી અનેક સજ્જનો ઉત્તમોત્તમ કાર્ય કરી બતાવશે અને પ્રાણ આપીને પણ પોતાની પવિત્ર પ્રતિજ્ઞાનું પાલન કરશે.' આપણે જાણીએ છીએ, કે પ્રાણ આપીને પ્રતિજ્ઞાપાલન કરનાર આર્યસમાજના ધર્મવીરો આપણા ઇતિહાસનું પરમ ગૌરવ બન્યા છે.

મીરતનો ઉત્સવ સમાપ્ત થયા પછી સ્વામીજી સહરાનપુર

ઊતર્યાં. અહીં એક ભક્તે કહ્યું: 'સ્વામીજી! આપને જેલમાં મોકલવાની ધમકી અપાઇ રહી છે.' એટલે સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'ભાઈ! સુવર્ણને જેટલું તપાવવામાં આવે, તેટલું તે વિશુદ્ધ કાન્તિવાળું થાય છે. તેમ વિરોધની આંચમાં સત્યની કાંતિ ચોગણી ચમકી ઊઠે છે. કોઈ મને તોપને મોઢે રાખીને પૂછે, કે સત્ય શું છે? તો મારા મોમાંથી વેદની શ્રુતિ જ નીકળે.'

સ્વામીજીનો મુકામ દહેરાદૂનમાં થયો, ત્યારે પહેલી જ વાર એમણે પોતાની છબી લેવા દીધી. ત્યાં ધર્મોપદેશ આપી સ્વામીજી મીરત થઈ આગ્રા ગયા અને પછી રાજસ્થાનોમાં ઉપદેશ આપવા માટે પ્રસ્થાન કર્યું.

સ્વામીજી ભરતપુરથી જયપુર જઈ અજમેર પધાર્યાં. ત્યાં પંડિત લેખરામને તેમણે ઉપદેશ આપ્યો: 'પચીસ વરસની ઉંમર થાય નહિ ત્યાં સુધી વિવાહ ન કરવો.' આધુનિક વિજ્ઞાનનો એક પંડિત સ્વામીજીને કહેવા લાગ્યો: 'સ્વામીજી! યોગની સિદ્ધિઓ તો માત્ર ભ્રમ છે.' સ્વામીજીએ તેને ઉત્તર આપ્યો: 'પંડિતજી! યોગસિદ્ધિ વિના હું આટલું બધું કામ કરી શકતો હોઈશ?' સ્વામીજી અહીંથી મસૂદા ગયા. ત્યાં શૂલબ્રેડ પાદરી તેમને મળવા આવ્યો. સ્વામીજીએ જાજમ ખસેડીને તેને માટે ખુરશી ગોઠવાવી. કોઈકે આનું કારણ પૂછ્યું. એટલે આર્યસભ્યતાના એ સંપૂર્ણ જ્ઞાતાએ કહ્યું: 'જો ખુરશી જાજમ ઉપર રાખીએ તો આવનારના જોડા જાજમ પર પડે. એ જ જાજમ ઉપર અનેક જણ બેસવાના હોય. એટલે આ રીતે આસન બગાડવું, એ આર્યસભ્યતાને શોભારૂપ નથી.' આ જ ગામમાં સ્વામીજીને સિદ્ધકરણ નામના જૈન સાધુ સાથે શાસ્ત્રાર્થ થયો અને પરિણામે તેણે યજ્ઞોપવીત ધારણ કરી આર્યસમાજની દીક્ષા લીધી. ત્યાંથી સ્વામીજી

રાયપુર, બ્યાવર, અને બનેડા કરી ચિત્તોડ આવ્યા. તે વખતે ઉદયપુરના મહારાણા શ્રી. સજ્જનસિંહજી ચિત્તોડમાં હતા. સ્વામીજીનાં દર્શન માટે તે એક મામૂલી માણસની જેમ આવ્યા હતા. સ્વામીજીએ તેમને ઓળખ્યા અને કહ્યું: 'આમ ચુપચાપ આવીને સાધારણ આસન ઉપર બેસવું, એ તમારા જેવાને શોભે નહિ.' એટલે મહારાણાએ કહ્યું: 'ભગવન્! આપના જેવા સંત આગળ તો અમારા જેવા ગૃહસ્થોએ આમ સાધારણ રીતે આવીને જ બેસવું જોઇએ. આપનું જ એક આવું આસન છે, જ્યાં રાજકર્તાએ પણ નમ્રતા શીખવી જોઈએ.'

એક વાર સ્વામીજી વ્યાખ્યાન આપ્યા પછી ઘૂમવા નીકળ્યા હતા. રસ્તામાં ગામલોકોનાં નાનાં નાનાં બાળકો ખેલકૂદ કરતાં હતાં. સ્વામીજીએ એકાએક એ બાળકોને વંદન કર્યું. આથી એક પંડિતે પૂછયું: 'સ્વામીજી! આપ પ્રતિમાપૂજનનો ચાહે તેટલો વિરોધ કરો પણ આ દેવાલય આગળ આપનું મસ્તક આપોઆપ નમી ગયું ને!' આ સાંભળતાં જ સ્વામીજી ઊભા રહ્યા અને પેલાં બાળકોમાં એક ચાર વર્ષની ઉંમરની નાની તથા વસ્ત્રવિહોણી બાલિકા બતાવીને કહ્યું: 'જોતા નથી તમે, એ માતૃશક્તિ છે—એણે જ આપણ સૌને જન્મ આપ્યો છે.'

ચિત્તોડથી સ્વામીજી ઈંદોર ગયા અને ત્યાંથી મુંબઈ પધાર્યા. આ વખતે સ્વામીજીએ દાનાપુરથી આવેલા પોતાના ભક્તોને યોગક્રિયાઓ સંબંધમાં પ્રત્યક્ષ બોધ આપ્યો. એક સજ્જનના પૂછવાથી સ્વામીજીએ કહ્યું: 'યોગશાસ્ત્ર તો અક્ષરશઃ સત્ય છે. એ કંઈ પુરાણોની કલ્પના નથી પણ ક્રિયાત્મક અને અનુભવસિદ્ધ શાસ્ત્ર છે. બીજી વિદ્યાઓને પાર કરવાને માટે તમે લોકો કંઈ વર્ષો ગાળો છો. પણ જો આ યોગવિદ્યા માટે તમે મારી પાસે ત્રણ માસ રહી મારા કહ્યા પ્રમાણે ક્રિયા સાધો તો

આ શાસ્ત્રની સિદ્ધિઓનો તમે સાક્ષાત્ અનુભવ મેળવી શકો.'

શૂદ્રોને વેદ ભણાવવાની બાબતમાં સ્વામીજીએ લખ્યું છેઃ 'ઈશ્વર શું પક્ષપાતી છે, કે તે બ્રાહ્મણો માટે વેદાધ્યયનનું વિધાન કરે અને શૂદ્રોને માટે તેનો નિષેધ કરે? જો ઈશ્વર શૂદ્રોને અધ્યયન કરાવવા માગતો ન હોય તો તેણે આ શૂદ્રોને જીભ તથા કાનની ઇન્દ્રિયો શા માટે આપી છે? જેમ તેણે પૃથ્વી તથા જલ વગેરે સર્વને માટે સર્જ્યાં છે, તેમ તેણે વેદોનો પ્રકાશ પણ સર્વ કોઈને માટે કર્યો છે.' આથી સ્વામીજીને શૂદ્રોના ઉદ્ધારની ચિન્તા સદૈવ રહેતી હતી. એક બ્રાહ્મણને તેમણે કહ્યું: 'તમને પેનશન મળે છે. એથી તમારા પુત્રપૌત્રોનું પાલન ઠીક ઠીક રીતે થઈ શકે છે. તો તમારા પૂર્વજોની જેમ તમે પરોપકારનું વ્રત લો. તમે કેડ બાંધીને ભીલોની વસ્તીમાં જાઓ. જુઓ, તેઓ ધડાધડ ખ્રિસ્તી મતમાં ભળી રહ્યા છે. તમે તેમને ઈશ્વરભક્તિ શીખવો—કોઈ પણ રીતે તમે તેમને ઈસાઈઓના પંજામાંથી છોડાવો.'

સ્વામીજીના આ નિવાસ દરમ્યાન મુંબઈમાં આર્યસમાજના મંદિર માટે જમીન ખરીદવામાં આવી. એ મંદિર બાંધવા માટે ફાળો ખોલવામાં આવ્યો ત્યારે એક સજ્જને કહ્યું: 'ભગવન્! મારી પાસે દશ હજાર રૂપિયા છે. તે બધું દ્રવ્ય હું આર્ય-સમાજના મંદિર માટે અર્પણ કરું છું. આપ તે સ્વીકારો.' પણ સ્વામીજીએ તેને કહ્યું: 'તમારા હૃદયમાં આર્ય ધર્મને માટે આવો અગાધ પ્રેમ છે તેથી હું અત્યંત પ્રસન્ન છું. પણ તમારી સઘળી પૂંજી લઈને હું તમારા પરિવારને પારકાના મોં સામે તાકતો કરવા ઇચ્છતો નથી. માટે તેને પરાયું અન્ન જમનાર ભિક્ષુક કરવો નથી. જે ધર્મના એક અંગનું પાલન કરતાં જેના બીજા અંગને નુકસાન પહોંચે છે, તે ધર્મ બરાબર નથી.' એ જ

દાન વિષે તેમણે બીજે પ્રસંગે આ ઉપદેશ આપ્યો હતો: 'જેમ દેવયજ્ઞ પછી દેવોએ દીધેલો ભોગ લેવામાં પુણ્ય છે, તેમ મનુષ્યો પ્રત્યે ઉપકાર કર્યાં પછી તેની પ્રસાદીથી મળેલો ભોગ ભોગવવાનો અધિકાર છે. કોઈનાં અન્નાદિ લેવાનો પ્રસંગ આવે તો મનમાં વિચારવું કે, આની પાસેથી અન્નાદિ લેવાનો મને અધિકાર છે કે કેમ અને દાન આપનાર પ્રત્યે હું શું કરી રહ્યો છું? વ્યર્થ રીતે પારકાના ઉપર જીવવું એ પાપ જ છે.' આથી સ્વામીજી પોતાના ભક્તોને સદા કહેતા હતા: 'આ કર્મભૂમિમાં કર્મયોગને જ પ્રધાન માનો.'

એક વાર એક ગુજરાતી શિષ્યે એક અતિથિને દડિયામાં પાણી પાયું. આથી સ્વામીજીએ તેને પૂછ્યું: 'તમે હજુ સભ્યતાનો પહેલો પાઠ પણ શીખ્યા લાગતા નથી. કહો, તમે કેમ આ અતિથિને દડિયામાં પાણી પાયું? પ્યાલામાં કેમ ન આપ્યું?' પેલો કહે: 'ભગવન્! એક મુસલમાનને આપણા વાસણમાં પાણી પીવા આપીએ તો તે વાસણ એંઠું થઈ જાય.' એટલે સ્વામીજીએ કહ્યું: 'અરે! આ અતિથિ તો હિન્દુ હતા. આ તો ઠીક, પણ મારી પાસે ગમે તે આવ્યું હોય–તે ઈસાઈ હોય, મુસલમાન હોય કે હિન્દુ હોય–તો પણ કોઈના ય આદરમાં આવી ત્રુટિ આવવી જોઇએ નહિ. સૌ કોઇને પ્યાલામાં જ પાણી આપવું.' રમૂજની વાત એ છે, કે પેલા અતિથિ દાઢીવાળા હતા તેથી આ ગુજરાતીએ તેમને મુસલમાન માની લીધા હતા!

સ્વામીજીએ આ વખતે મહારાણી વિકટોરિયાને ગોરક્ષા કરવા અને ગોવધની મનાઈ ફરમાવવા એક વિનંતિપત્ર ઘડી પ્રજામાં સહી માટે ફેરવ્યું હતું. આ જ નિવાસ દરમ્યાન પ્રસિદ્ધ યુરોપી પંડિત ડૉ. મોનિયર વિલિયમ્સે સ્વામીજીની મુલાકાત

લીધી હતી. એ પંડિતે સ્વામીજીને કહ્યું: 'આપના વિચાર શુદ્ધ ને ઉચ્ચ છે. યુરોપવાસીઓમાં પણ આ વિચારોનો પ્રચાર થવો જોઇએ. આપ જો ઇંગ્લૅંડ પધારવા સંમત થાઓ તો આપના ખર્ચ આદિની જુમ્મેદારી હું લેવા તૈયાર છું.' પણ સ્વામીજી એ યાત્રા માટે તૈયાર થાય? તેમણે તો કહ્યું: 'પંડિતજી! જે ભરતખંડમાં હું રહું છું, તેમાં અવિદ્યાનો ઘોર અંધકાર વ્યાપી રહ્યો છે. આ દેશના પ્રજાજનો દિન પર દિન દીન, દુ:ખી અને દરિદ્ર થતાં જાય છે. અહીંના સમાજમાં-કુરીતિઓનો પાર નથી. આથી આ દેશમાં સુધારો કરવો એને જ હું મારું મુખ્ય કર્તવ્ય માનું છું.'

મુંબઈમાં જ સ્વામીજીએ આર્યસમાજ અને થિયોસૉફિકલ સોસાયટી વચ્ચેનો સંબંધ છેવટનો તૂટી ગયાનું જાહેર કર્યું. આ પછી પોતે ખંડવા, ઇન્દોર, રતલામ, જાવરા અને ચિત્તોડ થઈ ઉદયપુર પધાર્યા. અહીં એક મૌલવી સાથે પ્રશ્નોત્તરી થઈ. સ્વામીજીએ સહજાનંદ નામના એક સંન્યાસીને કહ્યું: 'સંન્યાસીઓએ સદૈવ પરમાત્મા ઉપર નિર્ભર રહેવું જોઇએ. તમે નિત્ય પ્રણવનાં જપારાધાન કર્યા કરો. એ જ આપણા લોકોનો આશ્રય ને આધાર છે. ચિરકાલ સુધી તમે જો આ ભક્તિયોગ સાધતા રહેશો, તો તમને સમાધિનો અનુભવ થશે. જે સંન્યાસી સત્યોપદેશ કરતો નથી, અને વેદાદિ સત્ય શાસ્ત્રોનો વિચાર તથા પ્રચાર કરતો નથી, તે જગતમાં ભારરૂપ છે. માટે તમે કમર કસીને આર્યસમાજોમાં ફરો અને ઠેરઠેર ઉપદેશ આપો.'

ઉદયપુરમાં મહારાણા સજ્જનસિંહે પોતે સ્વામીજી પાસે શાસ્ત્રોનું અધ્યયન કર્યું. એક દિવસ એક ભક્તે પૂછ્યું: 'ભગવન્! ભારતનું પૂર્ણ હિત ક્યારે થશે? અહીં ક્યારે સ્વજાતિની ઉન્નતિ થશે?' સ્વામીજીએ કહ્યું: 'એક ધર્મ, એક ભાષા

અને એક લક્ષ્ય વિના ભારતનું પૂર્ણ હિત થાય એમ નથી; તે વિના સ્વજાતિની ઉન્નતિ પણ મુશ્કેલ છે. સર્વ ઉન્નતિઓનું મૂળ ઐકય છે. હું ઇચ્છું છું, કે દેશના રાજામહારાજાઓ પોતાના શાસનમાં સુધારો ને સંશોધન કરે અને પોતાના રાજ્યમાં ધર્મ, ભાષા અને ભાવોની એકતા આણે; એટલે પછી ભારતવર્ષમાં આપોઆપ સુધારો થઈ જશે.' ત્યારે તે ભક્તે ફરી પૂછયું: 'આપનો ઉદ્દેશ અને આદર્શ એકતા છે, તો પછી આપ મતમતાંતરોનું કઠોર ખંડન કેમ કરો છો?' સ્વામીજીએ સમજાવ્યું: 'ભાઈ! મારું ધાર્મિક લક્ષ્ય સાર્વજનિક છે, એને સંકુચિત નહિ કરી શકાય. આજે ભારતવાસીઓ લાંબા ઘારણમાં પડ્યા છે, તેમને મીઠા લલકારથી જગાડી શકાય એમ નથી. આથી કુરીતિઓ અને કુનીતિઓના કડાકડ ખંડનથી પણ તેઓ જાગે, તો ઈશ્વરનો આભાર માનું. આ અત્યારના સમયમાં તો આપણા ધર્મબન્ધુઓને કરડે હાથે ચોટલી પકડી જગાડવા જોઈશે. ભાઈ! બંધુવાત્સલ્યની ભાવના વિપત્તિઓની આ વિકટ ને જટિલ જાળમાં પણ મને સમાજ-સુધારા માટે પ્રોત્સાહિત કરી રહી છે.'

એક દિવસ મહારાણા સજ્જનસિંહે સ્વામીજીને કહ્યું: 'ભગવન્! આપ મૂર્તિપૂજાનું ખંડન છોડી દો. રાજનીતિના સર્વસંગ્રહ સિદ્ધાન્તથી એ પ્રતિકૂળ છે. જો આપ આ વાત સ્વીકારો તો એકલિંગજી મહાદેવના મહંતની ગાદી આપની જ છે. આ રાજ્ય પણ એ મંદિરનું છે. લાખોની એની આવક છે. આટલી ભારી આપને આવક થશે અને આપ રાજ્યના ગુરુ મનાશો.' સ્વામીજીએ એકદમ આવેશથી ઉત્તર વાળ્યો: 'તમે મને તુચ્છ લાલચ આપીને પરમાત્મદેવથી વિમુખ કરવા ઇચ્છો છો? રાણાજી! તમારા નાના સરખા રાજ્યના એ

મંદિરમાંથી તો હું એક ઠોકર મૂકીને બહાર નીકળી જઈ શકું છું. તમારું એ રાજ્ય ને એ મંદિર મને ઈશ્વરની આજ્ઞાનો ભંગ કરવાને વિવશ કરી શકે એમ નથી. મારા ધર્મની ધ્રુવ-ધારણાને આકાશ કે પૃથ્વી–પાતાળની કોઈ પણ વસ્તુ ડગમગાવી શકે નહિ.'. અને રાણાજીએ કહ્યું: 'ભગવન્! મેં તો આપના નિશ્ચયની દૃઢતા જોવાને જ આ કહ્યું હતું. મને ક્ષમા કરો.'

એક દિવસ સ્વામીજીએ મહારાણાને મનુસ્મૃતિનો પાઠ આપતાં કહ્યું: 'કોઈ અધિકારી ધાર્મિક આજ્ઞા કરે, તો જ તેનું પાલન કરવું–અધર્મયુક્ત કથનને ક્યારેય માનવું નહિ.' આ વખતે ઠાકુર મોહનસિંહે પૂછ્યું: 'ભગવન્! આ રાણાજી અમારા ભૂપાળ છે. જો અમે એમની કોઈ આજ્ઞાને અધર્મ-યુક્ત સમજીને ન માનીએ તો અમારું નાનું સરખું રાજ્ય પણ છિનવાઈ જાય.' એટલે સ્વામીજીએ સત્યના આગ્રહનો મર્મ જણાવ્યો: 'કોઈ ચિન્તા નહિ. ધર્મને કાજે ધન અને ઠકરાત ભલે ચાલ્યાં જાય, ધર્મહીન થવું ને અધર્મનું કામ કરી પેટ ભરવું તે કરતાં તો ભીખ માગવી સારી છે.'

ઉદયપુરમાં જ સ્વામીજીએ ૨૩ સભ્યોની એક પરોપકારિણી સભા નીમી અને પોતાનાં પુસ્તકો, ધન, મુદ્રણાલય વગેરે સર્વ સંપત્તિ એ સભાને ટ્રસ્ટમાં અર્પણ કરી. આ આખો પત્ર સ્વામીજીએ ચૌદ કલમમાં લખ્યો છે અને એમાં એ સભાએ શું શું કરવાનું છે, તે સ્પષ્ટ જણાવ્યું છે. સ્વામીજીએ એમાં આદેશ આપ્યો છે, કે આ મિલકત સભાએ વૈદિક ધર્મના પ્રચારમાં અને જનહિતનાં કાર્યોમાં વાપરવી. પોતાનું અવસાન થાય ત્યારે મૃત શરીરને દાટવું નહિ, પાણીમાં વહેતું મૂકવું નહિ કે જંગલમાં રઝળતું રાખવું નહિ; પણ તેને વેદોક્ત વિધિથી ચંદનકાષ્ઠથી ભસ્મ કરવું–એવી પણ તેમાં એક કલમ છે.

## ૯: અમૃતત્વમાં

સ્વામીજી શાહપુરમાં બિરાજ્યા હતા ત્યારે આત્મારામ સાધુએ તેમને લખ્યું: 'ગોપાળરાવે જણાવ્યું છે કે, ઉદયપુરના મહારાણા રોજ બે વાર આપની પાસે સત્સંગ માટે આવતા હતા. આ હકીકત ખોટી છે.' ગોપાળરાવ સ્વામીજીનું જીવનચરિત્ર લખી રહ્યા હતા, તેને અંગે આ ઉલ્લેખ હતો. સ્વામીજીએ ગોપાળરાવને લખ્યું: 'ચિત્તોડ સંબંધી ઇતિહાસમાં કોણ જાણે ક્યાંથી તમે સાંભળી સાંભળીને એ વાત લખી દીધી છે. ચિત્તોડમાં તો ઉદયપુરના મહારાણા મને ત્રણ જ વાર મળ્યા હતા અને તમે તો લખી માર્યું છે, કે તે રોજ બે વાર મને મળતા હતા! તમને જ્યારે મારા વૃત્તાંતની પૂરી ખબર નહોતી તો આવું લખવાનું કદી ય સાહસ કરવુ જોઈતું નહોતું. કૃત્ય ભલે સંપૂર્ણ નિર્દોષ હોય, પણ તેમાં થોડું પણ અસત્ય ભળે છે તો તે તદ્દન બગડી જાય છે. આ વાતનો તમે પાકો નિશ્ચય રાખજો.'

એક પંડિતને સ્વામીજીએ કહ્યું: 'હું તો સર્વ ધાર્મિક બંધનોને માનું છું. વર્ણાશ્રમ અને નીતિરીતિ સંબંધમાં હું ઉચ્છૃંખલ અને નિરંકુશ નથી.'

આમ શાહપુરામાં રહ્યા પછી સ્વામીજી જોધપુર તરફ જવાની તૈયારી કરવા લાગ્યા. અનેક જણે તે વખતે તેમને કહ્યું: 'ભગવન્! ત્યાંના લોક કઠોર સ્વભાવના છે. કદી ચિડાઇને આપને તકલીફ આપશે.' પણ સ્વામીજીએ ઉત્તર આપ્યો: 'લોકો જો મારી આંગળીઓને બત્તી બનાવી સળગાવી મૂકે તો પણ મને કશી ચિન્તા નથી. હું તો ત્યાં જઈને અવશ્ય સત્યોપદેશ આપીશ.'અને સ્વામીજી અજમેર તથા પાખી થઈ જોધપુર પધાર્યા.

જોધપુરમાં સર પ્રતાપસિંહજી અને રાવ રાજા તેજસિંહજી વગેરેએ સ્વામીજીને ભાવભર્યો આવકાર આપ્યો. જોધપુરના મહારાજા યશવંતસિંહે પણ સ્વામીજીના સત્સંગનો લાભ લીધો અને સ્વામીજીએ તેમને 'મનુસ્મૃતિ'માંથી રાજધર્મ શીખવ્યો. સ્વામીજીએ ત્યાં વ્યાખ્યાનમાળા આપવા માંડી. પહેલે જ દિવસે રાય તેજસિંહજીએ સ્વામીજીને કહ્યું: 'ભગવન્! મહારાજા સાહેબની રીતભાત વિશે કશું જ કહેશો મા.' એટલે સ્વામીજી બોલ્યા: 'શું તમે મારી પાસે જૂઠ બોલાવવા ઇચ્છો છો? યાદ રાખજો, હું તો સત્ય જ કહીશ.' અહીં સ્વામીજીએ મુસલમાની મતની સમાલોચના કરી. તેથી એક ફૈજુલાખાં બકી ઊઠ્યા: 'અરે બાવા! જો મુસલમાનનું રાજ્ય હોત તો તને જીવતો ન છોડત અને આવું ભાષણ થવા પણ ન દેત.' સ્વામીજીએ ધીરજથી ઉત્તર આપ્યો: 'ભાઈ! એવો સમો આવ્યો હોત તો હું કંઈ ગભરાઈ જાત નહિ અને હાથ જોડીને બેસી રહેત નહિ. તેવે વખતે તો હું નિર્ભય રહી બે ચાર રજપૂતોની પીઠ થાબડી વિરોધીઓનાં ફોરચાં ઉરાડી દેત.' એક બીજો મુસલમાન સ્વામીજીને સંભળાવવાનું ચૂક્યો નહિ: 'એય! મોં સંભાળીને બોલજે. અમારા મજહબ વિશે ખબરદાર કંઈ કહ્યું તો!' ત્યારે સ્વામીજીએ અતિ કોમળતાથી કહ્યું: 'ભાઈ! હજી તો તારા દાંત દૂધના છે. તને સંસારના ચડાવ-ઉતારનો કશો જ અનુભવ નથી. તું તો તલવાર ઉપર ખાલી હાથ જ મૂકી જાણે છે અને તેને મ્યાન બહાર કાઢી પણ શકતો નથી! આવી ખાલી ડરામણીથી હું ડરી જાત તો આવડો મોટો બોજો ક્યાંથી ઉઠાવી શકત?'

એક દિવસ રાવરાજા જવાનસિંહજીએ કહ્યું: 'ભગવન્! આપ કોઈ સુયોગ્ય શિષ્ય બનાવો. એટલે આપના ઉદ્દેશોની

ધાર અતૂટ રહે.' ત્યારે સ્વામીજીએ ઉત્તર આપ્યોઃ 'ભાઈ! મારા કાર્યની લગામ જેને સોંપી શકું, એવો કોઈ સુયોગ્ય શિષ્ય મળી શક્યો નથી. હવે તો સર્વ આર્યસમાજ જ મારા શિષ્ય છે. એ જ મારી આસ્થા ને શ્રદ્ધાનું ભવ્ય ભવન છે. મારાં કાર્યોની પૂર્તિનો ને મનોરથોની સિદ્ધિનો આધાર એના પુરુષાર્થ પર જ છે.

મહારાજા યશવંતસિંહે સ્વામીજીને ત્રણ વાર પોતાને મહેલે પધારવા આગ્રહભર્યું આમંત્રણ આપ્યું હતું. આથી સ્વામીજી એક વાર રાજમહેલે જઈ ચડ્યા. એ જ વખતે મહારાજાની માનીતી વારાંગના 'નન્હીજાન' પણ મહેલમાં હતી. મહારાજાએ સ્વામીજીને આવતા જોયા એટલે એમણે નન્હીજાનની પાલખીને તુરત જ ઉઠાવી જવાનો સંકેત કર્યો. પણ સ્વામીજી આ દૃશ્ય જોઈને એકદમ ઊકળી ઊઠ્યા. સત્યના ધર્મના જીવંત આદર્શરૂપ સ્વામીજીએ મહારાજાને ત્યાં ને ત્યાં સંભળાવી દીધુંઃ 'રાજન્! રાજાલોક તો સિંહ જેવા હોય એમ માનવામાં આવે છે અને વેશ્યા તો ઘેરઘેર ભટકતી કૂતરી જેવી છે. વીર સિંહ એક કંગાળ કૂતરીમાં આસક્ત થાય, એ સર્વથા અનુચિત છે. કેસરીની ગુફામાં એક કૂતરીને આવવાનું કામ જ શું હોય? આ દુર્વ્યસનને તિલાંજલિ આપવી જોઈએ.' અંતરનો આ ઉકળાટ સ્વામીજીએ બીજા અનેક આગળ કાઢ્યોઃ 'હાય! આપણા દેશના મોટા મોટા માણસોના આચારવિચાર વંઠી ગયા છે—એમનો સર્વનાશ મંડાઈ ચૂક્યો છે. પણ એમની પત્નીઓનું પાતિવ્રત્ય જ એમને મધધારે ડૂબતા બચાવી રહ્યું છે. કુલવંતી આર્ય સતીઓ જ પોતાના ધર્મથી એમની રક્ષા કરી રહી છે.'

અને નન્હીજાન સમજી ચૂકી હતી કે, 'આ સ્વામી

મહારાજાને મારી પાસેથી ખસેડી લેશે. મારું આજે આટલું બધું માન ગૌરવ છે તે હવે થોડી જ વારનું છે.' એવામાં સ્વામીજીએ સર પ્રતાપસિંહજીને પત્ર લખ્યોઃ 'મને અત્યંત શોક થાય છે, કે જોધપુરનરેશ આળસ આદિમાં પડી રહ્યા છે અને તમે તથા બાબા મહાશય (તેજસિંહ) રોગી શરીરવાળા છો. આ રાજ્યમાં સોળ લાખથી વધુ વસ્તી છે. તમે તેમના રક્ષણ ને કલ્યાણનો ભાર ઉઠાવો છો. એ વસ્તીનો સુધારો કે બગાડો તમારા ત્રણ જણ ઉપર આધાર રાખે છે. આમ છતાં, તમે શરીરની રક્ષા કરવાના તેમ જ આયુષ્ય વધારવાના કામ તરફ ખૂબ ઓછું ધ્યાન આપો છો, એ ભારે શોકની વાત છે. હું ઇચ્છું છું, કે તમે મારી પાસેથી તમારી દિનચર્યા સુધારી લો. એટલે પછી એક મારવાડનું જ નહિ પણ સમસ્ત આર્યાવર્તનું કલ્યાણ કરવામાં તમે પ્રસિદ્ધ થાઓ.'

આ પત્ર નન્હીજાનને તો હળાહળ ઝેર જેવો લાગ્યો! તેને ભય પેઠો કે હવે મહારાજા એને કરમાઈ ગયેલી ફૂલ-માળાની જેમ ફેંકી દેશે. આથી તે નાગણની જેમ ફૂંફાડા મારતી ફફડી ઊઠી. એણે કાવતરાની જાળ બિછાવી અને સ્વામીજીનો કલ્લુ નામનો સેવક સ્વામીજીને મુકામેથી છસો-સાતસો રૂપિયાની ચોરી કરીને નાસી ગયો. અનેક પગેરાં કાઢતાં પણ તેનો પત્તો લાગ્યો નહિ. સ્વામીજીને આમાં કોઈ ભયંકર ચાલ રમાતી હોવાનો સંશય પડ્યો અને જોધપુરથી મુકામ ઉઠાવવાનો પોતે વિચાર કરી રહ્યા.

એટલામાં સંવત ૧૯૪૦ની ભાદરવા વદ ચૌદશ આવી. રસોઇયા જગન્નાથે રાતે સ્વામીજીને દૂધ આપ્યું અને થોડી જ વારમાં સ્વામીજીના પેટમાં ચૂંક ને ખળભળાટ ઊઠી આવ્યો. તે સમજી ગયા કે નક્કી કંઈ દગો થયો છે. ઊલટીઓ થવા

લાગી. બીજે દિવસે સવારે પણ ઊલટીઓ થઈ. સ્વામીજી કહેવા લાગ્યા: 'આજે મારો જીવ ચૂંથાઈ રહ્યો છે. પેટમાં ભારે ગરબડ છે. હવન કરો.' હવન થયો, પણ વેદના તો વધતી જ રહી. ડૉકટર આવ્યા, ઉપચારો કર્યા. પણ આખા અંગમાં અગન બળી રહી, શ્વાસ ઊપડી આવ્યો. સ્વામીજીને ખાતરી થઈ ગઈ, કે હળાહળ ઝેર આપવામાં આવ્યું છે અને તે નસેનસમાં તથા બુંદેબુંદે વ્યાપીને જીવનને શોષી રહ્યું છે. છતાં પોતે ગભરાટનું એક ચિહ્ન સરખું પણ ન બતાવ્યું. ધૈર્યથી એ દારુણ વેદનાને જીરવી રહ્યા અને એક હાય સરખી પણ એમના મોંમાંથી નીકળી નહિ. વદ પડવાને દિવસે ડૉકટર અલીમર્દાન ખાં આવ્યા. તેમણે ગોળીઓ આપી અને ત્રીસ જેટલા ઝાડા છૂટી ગયા. હવે સ્વામીજીના શરીર ઉપર અચેતનતા જેવું દેખાવા લાગ્યું. સ્વામીજીનું વજ્ર જેવું શરીર તૂટી ગયું. પોતાને પ્રતીતિ થઈ ગઈ, કે હવે મહાયાત્રાનો અવસર આવી રહ્યો હતો. છતાં તેમણે કોઈને ય વિષની વાત કરી નહિ, કોઈનું અનિષ્ટ સરખું ય વિચાર્યું નહિ.

પણ સ્વામીજીએ જગન્નાથને બોલાવ્યો, અને તેણે સર્વ ચાલ કહી દીધી. એક બાજુ મૃત્યુ લાવનારો જગન્નાથ છે, અને બીજી બાજુ મૃત્યુંજય દયાનંદ છે. સ્વામીજી તેને કહે: 'જગન્નાથ! તારા આ કામથી મારું કાર્ય અધૂરું રહી ગયું છે. તને ખબર નથી કે આથી લોકહિતને કેવી હાનિ થઈ છે. ખેર! વિધાતાનું વિધાન જ એવું હશે. તારો એમાં શો દોષ, ભાઈ! લે ભાઈ! મારી પાસે આ થોડા રૂપિયા છે. તું એ લઈને અહીંથી નાસી છૂટ. જોધપુર મહારાજને આ વાતનો પત્તો મળશે તો તારા રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાખશે. તું નાસી જા. નેપાળમાં સંતાઈ રહેજે. તું તારો જીવ બચાવ. જા,

મારા તરફથી કશો જ ભય રાખીશ નહિ. ઝટ કર, ભાગી જા. કોઇને પણ આ વાત કરીશ નહિ.'

પ્રાણ લેનારને પ્રાણનું દાન આપતી આ મૃત્યુંજયી ક્ષમા બ્રહ્મર્ષિ દયાનંદના જીવનની પરમ ઉજ્જ્વલ વિભૂતિ છે.

સ્વામીજીની તબિયત તો વધુ ને વધુ બગડતી ચાલી. કોઈ દવાની ટિક્કી લાગી નહિ. આર્યસમાજનાં સર્વ દલોમાં આ સમાચાર પહોંચી ગયા. આખા દેશમાં ચિન્તા ફેલાઈ રહી. આવી તબિયતે સ્વામીજી આબુ પહાડ પધાર્યા. જોધપુર છોડતી વખતે તેમણે મહારાજાને કહ્યું: 'રાજન્! કશી ચિન્તા કરશો નહિ; રોગ તો દેહની સાથે તડકા ને છાંયડાની જેમ લાગી જ રહેલો છે. સાત ધાતુઓના બનેલા આ શરીરમાં વિકાર થાય તેથી આશ્ચર્ય ન પામવું. તમે શોક ન કરશો.'

આબુ પહાડ ઉપર પણ સ્વામીજીને કંઈ ખાસ આરામ થયો નહિ. તે વખતે ડૉ. લક્ષ્મણદાસ અજમેર જતા હતા. પણ આબુ સ્ટેશનથી આગળ જવાને એમનું હૈયું જ ચાલ્યું નહિ. તે તો સ્વામીજીની સાથે જ આબુ પહાડ ઉપર રહ્યા. એમની સારવારથી સ્વામીજીને કંઇક આરામ જેવું થયું. એવામાં ડૉકટરના ઉપરી અધિકારીની આજ્ઞા આવી કે, તેમણે અજમેર આવી રહેવું. સ્વામીજીની આ તબિયત જોઇને દાકતરે અજમેર જવા જરા ય દિલ કર્યું નહિ. આખરે સ્વામીજીની સેવામાં રહેવા માટે તેમણે પોતાની સરકારી નોકરીનું રાજીનામું આપી દીધું. પણ ઉપરી અધિકારીઓએ રાજીનામું મંજૂર ન કર્યું અને લક્ષ્મણદાસને બળાત્કારે અજમેર જવું પડ્યું.

સ્વામીજીની સેવામાં તે વખતે અનેક જણ હતા. તેમાં અલીગઢ જિલ્લાના ઠાકુર ભૂપાલસિંહ તો સ્વામીજીના ઝાડા-પેશાબ સુદ્ધાંત ઉઠાવતા હતા. સ્વામીજીને આબુ પહાડ ઉપર

રહેવાની ઇચ્છા હતી, પણ ભક્તોએ કહ્યું: 'આપ અજમેર પધારો. ત્યાં ભક્ત લક્ષ્મણદાસ એકનિષ્ઠ સેવક છે.' આથી સ્વામીજી અજમેર આવ્યા અને આસો વદ બારશથી લક્ષ્મણ-દાસે ઉપચારો કરવા માંડ્યા. પણ રોગ ભીષણ થતો હતો, કોઈ દવા ધારી અસર કરતી નહોતી. તેરશને દિવસે લાહોરથી લાલા જમનાદાસ ને પંડિત ગુરુદત્તજી આવી પહોંચ્યા. ઉદયપુરના મહારાણાએ પોતાના ખાસ પ્રતિનિધિને મોકલ્યો. સ્વામીજીએ તેને કહ્યું: 'પંડ્યાજી! દિલગીર ન થતા. વિધાતાની એવી જ ઇચ્છા છે. દેહ બંધાવી ને છૂટી જવી, એ તો સાગરના પરપોટા જેવું છે.' ચૌદશને દિવસે સ્વામીજીના શરીર ઉપર છાલાં પડી ગયાં. એમનો જીવ ગભરાવા લાગ્યો. ગળું બેસી ગયું, શ્વાસોચ્છવાસની ધમણ ચાલવા લાગી. આખા શરીરે આગ લાગી રહી. પણ તે વખતે ય સ્વામીજી આંખ મીંચીને વૃત્તિને બ્રહ્મધ્યાનમાં ચડાવી રહ્યા હતા.

મંગળવાર ને અમાસ આવ્યાં. દિવાળીનો તે દિવસ હતો. ડૉક્ટર ન્યૂટને સ્વામીજીને તપાસ્યા. તે બોલી ઊઠ્યા: 'અરે! આ પુરુષની નસેનસમાં ને રુંવેરુંવે ઝેર પ્રસરી ગયું છે છતાં આમનું ચિત્ત અદ્‌ભુત રીતે પ્રશાન્ત છે. આ શરીરનું પાંજરું મહાવ્યાધિની જ્વાલામાં ભડ ભડ બળી રહ્યું છે અને એને દૂરથી જોનાર પણ કંપી ઊઠે એમ છે. છતાં આ પુરુષ શાંતિથી પડ્યા રહે છે, જરા ય હાલતા ડોલતા નથી. ખરેખર! આ મહાન સાહસિક ને સહનશીલ છે.' એટલે લક્ષ્મણદાસે કહ્યું: 'દાક્તરસાહેબ! આ મહાપુરુષ તો સ્વામી દયાનંદજી છે!'

એ પછી એક હકીમ આવ્યા. તે બોલ્યા: 'ઝેર રગરગમાં વ્યાપી ગયું છે. પણ આવી ધૈર્યમૂર્તિ તો આખા ધરણીતલમાં મેં બીજી જોઈ નથી.'

નમતા પહોરનો આથમતો પ્રકાશ ચમકી ઊઠ્યો.

સ્વામીજીએ કહ્યું: 'આ જ ઇચ્છાનુસાર ભોજન બનાવો.' સ્વામીજી આગળ થાળ આવી પણ એમણે તો માત્ર જોઇને જ તે લઈ જવા કહ્યું. આખરે ભક્તોના આગ્રહથી એક ચમચો ચણાનો રસો લીધો અને પોતે પલંગ ઉપર આવી બેઠા. પછી સ્વામીજીએ હજામત કરાવી. ભક્તોને એક પછી એક બોલાવીને સ્વામીજીએ જાણે વિદાયવચન કહેવા માંડ્યાં: 'બેટા! આપણું કર્તવ્યકર્મ આનંદથી કરતા રહેવું. જરા ય ગભરાવું નહિ. સંસારમાં સંયોગ ને વિયોગ તો સ્વાભાવિક છે.'

કોઇકે પૂછ્યું: 'ભગવન્! આપની તબિયત કેમ છે?' સ્વામીજીએ કહ્યું: 'સરસ છે. પ્રકાશ અને અંધકારનો ભાવ છે.'

સાડાપાંચ વાગ્યા. સ્વામીજીએ ઓરડાનાં સર્વ બારણાં ખોલાવી નાખ્યાં. પછી પૂછ્યું: 'આજે શો પક્ષ છે? શી તિથિ છે? શો વાર છે?' પંડ્યા મોહનલાલે કહ્યું: 'પ્રભુ! આજ પછી કારતક સુદનો આરંભ થાય છે–આજે અમાવાસ્યા ને મંગળવાર છે.' એટલે ખંડમાં ચારેકોર પોતાની પ્રેમદૃષ્ટિ ફેરવીને બ્રહ્મર્ષિ દયાનન્દે ગંભીર ધ્વનિથી વેદપાઠ આરંભ્યો. એમનો આત્મા જાણે સકલ સામર્થ્યથી અને સકલ મધુરતાથી સુંદર ને કલ્યાણકારી સત્ય ગાન કરવા લાગ્યો. તે વખતે પંડિત ગુરુદત્ત ત્યાં જ હતા. એ અઠંગ નાસ્તિક પંડિત બ્રહ્મર્ષિ દયાનંદજીની આ અંતિમ ઘડીથી આશ્ચર્ય પામ્યા; તેમનાં મનહૃદય પલટાઈ ગયાં. સ્વામીજીના આધ્યાત્મિક તેજે તેમના સર્વ ખંડોને અજવાળી દીધા અને તે પૂર્ણ આસ્તિક આર્ય બન્યા.

વેદગાન પછી સ્વામીજીએ સંસ્કૃતમાં પરમાત્મસ્તુતિ કરી, અને પછી હિન્દીમાં પ્રાર્થના કર્યા બાદ પોતે ગાયત્રીનો જપ કરવા લાગ્યા. જાણે સોનાની મૂર્તિ હોય, તેમ પોતે નિશ્ચલરૂપે

સમાધિમાં રહ્યા. એમની દિવ્ય મૂર્તિ જાણે સુપ્રભાતની મંગલતા પ્રેરી રહી હતી.

છ વાગવાનો વખત થયો ને સ્વામીજી સમાધિમાંથી જાગ્રત થયા. પોતાની બન્ને આંખો ઉઘાડી તેમણે પ્રાર્થના કરી: 'હે દયામય! હે સર્વશક્તિમાન ઈશ્વર! તારી એ જ ઇચ્છા છે. સાચે જ તારી એ ઇચ્છા છે. તારી જ ઇચ્છા પૂરી થાઓ. અહા! પરમેશ્વર! તેં સરસ લીલા કરી છે!'

એ ઉચ્ચારણ કરીને બ્રહ્મર્ષિએ પોતાના પ્રાણને બ્રહ્માંડદ્વાર ઉપર ચડાવવા માંડ્યો—અને થોડી વાર પછી પ્રણવનાદ સાથે પ્રાણને બહાર કાઢી નાખ્યો.

એ સંધ્યાએ ભારતભરના ઘેરે ઘેરે દીપકમાળાઓ પ્રકટી હતી અને તે જ સંધ્યાએ ભારતના રાષ્ટ્રદેવ બ્રહ્મર્ષિ દયાનંદજીનો જીવનદીપ બ્રહ્મધામમાં લય પામી ગયો હતો.

બીજે દિવસે સ્વામીજીના દેહને પૂરા સમારોહથી ને વેદનાં ગાનોની ધૂન સાથે અગ્નિસ્નાન કરાવવામાં આવ્યું.

ત્યારે દેશભરમાં શોક ને વેદના વ્યાપી રહ્યાં. પણ ઇતિહાસ કહે છે: એ બ્રહ્મર્ષિએ પોતાની કાયાને ભસ્મ કરીને પોતાની કર્મભૂમિ ભારતને નવજીવનની સંસ્થાપના સંપડાવી છે. મૃત્યુના અંધકાર વામીને એ રાષ્ટ્રદેવે આપણને સનાતન જીવનના પ્રકાશ આપ્યા છે.

એ બ્રહ્મર્ષિ આવ્યા હતા આપણાં કેદખાનાં તોડવા માટે, આપણી બેડીઓ ઉતારવાને માટે, અને આપણાં બંધિયાર જીવનને મુક્તતા આપવાને માટે. તે આપણા રાષ્ટ્રને પુનર્જીવન આપવાને આવ્યા હતા. એમની દૃષ્ટિએ ભારતના આત્મિક ઇતિહાસમાં સત્ય અને એકતાનાં દર્શન કર્યાં અને એમના મને ભારતીય જીવનનાં સર્વ અંગોને ઉજ્જવળ કરી દીધાં.

એમણે આપણને સ્વતંત્રતાપૂર્વક વિચાર કરતા કર્યાં, આપણને કર્તવ્યપાલનનો મંત્ર ઘૂંટાવ્યો અને દેશભક્તિનાં અમૃતફળ ચખાડ્યાં. ગાંધીજીએ કહ્યું છે તેમ ઋષિવર દયાનંદ હિન્દના એક શ્રેષ્ઠ પુરુષવર હતા. એમનું વિચારસ્વાતંત્ર્ય, એમનો સર્વ પ્રેમ, અને એમની કાર્યકુશળતા વગેરે ગુણો લોકોને મુગ્ધ કરતા હતા.

જ્યાં જ્યાં એમણે માનવતાનો અધઃપાત જોયો છે ત્યાં ત્યાં એમનું હૃદય એના ઉદ્ધારને માટે ફફડી ઊઠયું છે. જ્યાં જ્યાં એમણે પોતાના ભારતવર્ષને લાંચ્છિત ને અપમાનિત જોયો છે ત્યાં ત્યાં એમનું લોહી ઊકળી આવ્યું છે. જ્યાં જ્યાં એમણે ઈશ્વરને વિસ્મૃત ને તિરસ્કૃત થતો જોયો છે ત્યાં ત્યાં એમણે પોતાના સર્વ પ્રાણોને હોડમાં મૂક્યા છે. સ્વાધીનતાની એમની હાકલ હિન્દી–રાષ્ટ્રીય મહાસભાનો જન્મ થયો તે પહેલાંની છે. રાષ્ટ્રસભા, રાષ્ટ્રઐક્ય, રાષ્ટ્રશિક્ષણ અને રાષ્ટ્ર-સુધારણા એ સર્વની એમણે ખેડ કરી છે. આજના ભારતીય જીવનમાં એમનો એવો જબરદસ્ત ફાળો છે.

પાંડિત્યના પ્રખર પ્રતિનિધિ છતાં એમણે લોકહૈયાં વાંચ્યાં છે. જનતાને એમણે જ્ઞાન અને ક્રિયાની નવશક્તિ આપી છે. ભારતીય સંસ્કૃતિના, બલકે સારીય માનવજાતના આદિતમ ઈશ્વરીય પ્રકાશરૂપ વેદને એમણે સ્વાનુભૂતિથી સમજાવ્યા છે. કર્મકાંડનાં જાળાં ખસેડીને અને પ્રકૃતિવાદના મિથ્યાત્વને વિખેરીને એમણે આર્ષગ્રંથોની સહાયથી વેદનું અર્થઘટન આપ્યું છે. એ કહે છેઃ 'વેદમાં આજનાં સર્વ વિજ્ઞાનોનાં બીજ છે.' કોઈ આ વાતને હસી કાઢે છે અને એને અતિશયોક્તિ કહે છે. શ્રી અરવિન્દ કહે છેઃ હજી માનવજાતે એક અધ્યાત્મવિજ્ઞાન તો જાણવાનું બાકી છે અને એ વિજ્ઞાન વેદમાં છે જ; તેથી દયાનંદજી-એ અતિશયોક્તિ નહિ પણ અલ્પોક્તિ કરી છે એમ કહી શકાય.

એ કર્મયોગી છે અને એમનામાં સત્યર્ષિની પ્રતિભા છે. અંતરની પ્રતીતિ પામીને એમણે વેદમાંથી આપણા રાષ્ટ્રવિધાયક પૂર્વજોના ગહન અને શક્તિશાળી આત્માનાં દર્શન આપ્યાં છે. આથી, વેદ સિવાયનું એ સાંખી શકતા નથી. એ દૈવી જ્ઞાન, એ દૈવી ભક્તિ અને એ દૈવી કર્મ જ એમને ખપે છે. એમની ખંડનપ્રવૃત્તિમાં આ વેદતત્ત્વની સ્થાપનાની ધગશ છે અને પ્રજાના મળ ખંખેરી નાખવાનું વિરંચન છે. એ એકતા જુએ છે ને એકતા માને છે. સમન્વયથી જરા જુદી જણાતી આ ક્રિયા છે. પણ એમનો વિરોધ વ્યક્તિઓ સાથે નથી, તે તે વ્યક્તિઓએ માનેલા સંપ્રદાયસિદ્ધાંતો સામે છે. આથી, એ ઇસ્લામની સામે શાસ્ત્રાર્થ ચલાવે છે અને ખ્રિસ્તી ધર્મની સામે બાંહ્ય ચડાવે છે, છતાં સર સૈયદ અને રેવરંડ સ્કૉટ એ બંનેના તે સ્નેહીજન છે. વળી, એ ખંડને તે તે સંપ્રદાયોને જાગ્રત તો કર્યા જ છે. મૂર્તિપૂજા બંધ પડી નથી, સ્માર્ત રીતરિવાજો ઊખડી ગયા નથી, તીર્થો બંધ પડ્યાં નથી, છતાં એમાં સત્યવિચારની ચિણગારી તો જાગી જ છે. ઋષિવર દયાનંદે આમ ભારતવર્ષના પ્રત્યેક ખંડને ચેતનથી ભરી દીધો છે; નવયૌવનનું શિક્ષણ આપી એમણે રાષ્ટ્રત્વનું નવવિધાન કર્યું છે.

આ નવવિધાન સર્જવા માટે એમણે કાયાને તો ઘસી જ નાખી છે. બ્રહ્મચર્ય, સત્યનિષ્ઠા, શૌર્ય, ક્ષમા, દક્ષતા, કરુણા, વિદ્વત્તા, વાદકુશળતા અને એવી બીજી આર્યોચિત સંપત્તિથી એમણે સંગ્રામ ચલાવ્યા છે અને વ્યવસ્થા સ્થાપી છે. એમના આ શક્તિશાળી વિજયમાં આર્યવીરનો આત્મા ઝળહળી રહ્યો છે. આદ્યશંકરાચાર્ય પછી હજાર વર્ષે આ બ્રહ્મર્ષિ જ બીજા વેદાચાર્ય છે, અને એમના જેવો જ આ બ્રહ્મર્ષિનો દિગ્વિજય છે. આમાં જ બ્રહ્મર્ષિના રૌદ્ર અને સદાશિવ સ્વરૂપની ઓળખ

મળી રહે છે. કોઇને ય મચક ન આપતા અને કોઇને ય સુગમ રસ્તો લેવા ન દેતા આ પ્રચંડ કર્મયોગી સિંહના હુંકાર કરે છે, છતાં ભૂખે ટળવળતી ડોસીને જોઇને આંખમાંથી આંસુધારા પાડે છે. દુઃખી ને અજ્ઞાન ભારતદેશના વિચારમાં તે ઊંઘ ખોઈ બેસે છે, વચમાં આવતી વસ્તુ સાથે ઠોકરાઇ પડે છે અને દિવસ ને રાત એના જ વિચારમાં ભૂખને મારી નાખે છે. એ જ જનકલ્યાણને અર્થે એ હળાહળ પીએ છે, અને છતાં આતતાયીને મૃત્યુંજથી ક્ષમા આપે છે.

ગીતાના એ યોદ્ધા છે. એમના કાંડામાં ભીમસેનને થકવે એવું કૌવત છે. એમના નાદમાં વનવનને ગજવતા કેસરીની ત્રાડ છે. છતાં એ સત્યવીર છે–વજ્રના જેવી કઠોરતાની સાથે કુસુમના જેવી સુકુમારતાવાળી એમની લોકોત્તરતા છે. પાંચ વર્ષમાં તો એમણે ઉત્તરભારતની સિકલ ફેરવી નાખી છે. ભારતના અન્ય પ્રાંતોમાં ય એમની જ્યોત ઝગી રહી છે. પશ્ચિમના વિચારોનો એમણે ઓળો ય લીધો નથી, એમનો રાષ્ટ્રવાદ તો શુદ્ધ વૈદિક તેજથી ઘડાયેલો છે. પશ્ચિમનો બુદ્ધિવાદ ઉપરછલ્લા રૂપમાં અહીં આવતો હતો. તેની ઉદ્ધતાઈની સીમા નહોતી. ભારતના આત્માની ગહનતાની સપાટી સરખીનો એને તાગ નહોતો. એ પશ્ચિમાનિલે ભારતીમૈયાના પાલવને ફરફરાવી મૂકયો હતો. તે વખતે બ્રહ્મર્ષિ દયાનન્દે ભારતના પ્રાણ ઢંઢોળ્યા, અને એના સ્વત્વનો પરિચય આપ્યો. પશ્ચિમના હુમલા સામે એ વેદનાં શસ્ત્રાસ્ત્રો સજીને એક અજેય સેનાપતિની જેમ ઊભા રહ્યા. ભારતવર્ષના સુકાઈ ગયેલા ખોળિયામાં એ બ્રહ્મર્ષિએ પોતાની અદમ્ય શક્તિ સિંચી, પોતાની નિશ્ચલતા આપી, અને પોતાનું સિંહ જેવું લોહી વહેતું કર્યું. રોમે રોમે રોલાં કહે છે તેમ રાષ્ટ્રીય સંગઠન

અને રાષ્ટ્રીય નવવિધાનના એ એક અત્યંત આવેશભર્યો પયગમ્બર હતા.

એ બ્રહ્મર્ષિએ અંત્યજોનો ઉદ્ધાર કર્યો છે, તેમને વેદના અધ્યયનનો અધિકાર આપ્યો છે. પતિતોને એમણે હૈયે ચાંપ્યા છે. સ્ત્રીઓને સાચી માતૃશક્તિ તરીકે એમણે વંદન કર્યાં છે, અને એમના સર્વાંગી વિકાસ માટે પ્રયત્નો કર્યા છે. સમાજ-સુધારાને એમણે ચારિત્ર્યશુદ્ધિની શિલા ઉપર સુદૃઢ કર્યો છે. જાતપાંતનાં બંધનોને કાપી નાખીને એમણે ગુણકર્મની વ્યવસ્થા આપી છે. સમસ્ત વિશ્વને 'આર્ય' કરવાનો એમણે આદેશ ઝીલ્યો છે, અને એમાં માનવકલ્યાણનો જ મહામંત્ર રાખ્યો છે.

મૂર્તિપૂજાનો એમનો વિરોધ, અન્ય સંપ્રદાયો સામેની એમની ઉગ્ર લડતો, પુરાણો સામેનો એમનો તિરસ્કાર અને વેદ સિવાયનાં બીજાં પ્રમાણ ન માનવાની એમની પ્રતિજ્ઞા એ બધાં વિશે બે મત હોઈ શકે છે. પણ એમના ઋષિજીવન વિશે, એમની પયગમ્બરી શક્તિઓ વિશે, રાષ્ટ્રના નવસર્જન વિશે, અને આર્યમાનવની ગૌરવયુક્ત જીવંત મૂર્તિના એમના સર્જન વિશે એકમતી જ રહે છે અને રહેશે. મૂર્તિઓ, તીર્થો, ક્રિયાકાંડો અને વહેમોમાં જકડાઈ ગયેલા દેવને એમણે મુક્ત કર્યા છે–ભગવાનને એમણે સમાજની નસેનસમાં વિલસાવ્યા છે. આ સજીવ ધર્મના પ્રવર્તક તરીકે, રાષ્ટ્રત્વના પયગમ્બર તરીકે અને માનવજાતના સમર્થ સમુદ્ધારક તરીકે બ્રહ્મર્ષિ દયાનંદનું સ્થાન ચિરકાળને માટે ગૌરવભર્યું છે.

આર્યસમાજ એ ઋષિવરની આપણને મળેલી પ્રસાદી છે. આર્યસમાજે હિંદુસમાજમાં સંગઠન આણ્યું છે, શુદ્ધિ આણી છે, શિક્ષણ ફેલાવ્યું છે, અને વૈદિક આદર્શોને સિદ્ધ કરવાના પુરુષાર્થ પ્રકટાવ્યા છે. દેશને માટે અને ધર્મને માટે એ

આર્યસમાજે શહાદતો સ્વીકારી છે. તરછોડાયેલાઓને એમણે હાથ આપ્યો છે અને નોધારાઓને એણે આધાર આપ્યો છે. બાળલગ્નોનો નિષેધ, વિધવાઓનાં પુનર્લગ્ન, સ્વયંવર પદ્ધતિનાં લગ્ન, ગુણકર્મ પ્રમાણેની ચાતુવર્ણ્ય વ્યવસ્થા, સ્ત્રીઓનું સમાજમાં સુયોગ્ય સ્થાન, અંત્યજોને માનવ તરીકેના સર્વ અધિકારો, સામાજિક સેવાઓ, ગુરુકુલશિક્ષણ અને દેશ તથા ધર્મને માટે જીવને હથેળીમાં રાખીને ઘૂમવાની તમન્ના–એ બધાં આર્યસમાજનાં પુરુષાર્થતેજ છે. છેલ્લી અડધી સદીમાં ભારતવર્ષે જે ભવ્ય ક્રાંતિ નિહાળી છે, તેમાં બ્રહ્મર્ષિ દયાનંદ અને એમની આર્યસમાજ એ બંનેનો અમૂલ્ય ફાળો છે.

આમ, બ્રહ્મર્ષિ દયાનંદે ભારતનું નવનિર્માણ કર્યું છે. એમનામાં જે ક્ષાત્રવીરતા છે એ તો એમના સામર્થ્યનું અને આત્મપ્રતીતિનું અંગ છે. શ્રી અરવિન્દનાં વચનોને ઉતારી કહીએ તો આજે પણ જાણે આપણે એમનો આ આદેશ રણકી રહેલો સાંભળીએ છીએ–હે ભારતવાસી! તું તારા અપરિમિત પણ અચોક્કસ વિકાસ સાધવામાં સંતોષ પકડીને બેસી રહીશ મા! જો, ઈશ્વરે તારે માટે શો આદેશ નિર્માણ કર્યો છે? એ ભગવાનની પ્રેરણા પામ અને એ પ્રેરણાને પ્રકાશે તું તારો વિકાસ સિદ્ધ કર. તું પોતે જ તારો શિલ્પી થા. તારા જીવનમાંથી જ તું સર્જન કર. તું ચિન્તક થજે, પણ સાથે કર્મયોગી થજે. તું આત્મા થજે, પણ સાથે માનવ બનજે. તું પ્રભુનો સેવક થજે, પણ સાથે પ્રકૃતિનો સ્વામી થજે. સત્ય આમ તો સહેલી વસ્તુ લાગે છે, છતાં તે અત્યંત દુર્ગમ છે. વેદની આજ્ઞાનો ગુરુમંત્ર સત્ય છે. તેથી આત્મામાં સત્ય, દૃષ્ટિમાં સત્ય, આશયમાં સત્ય, અને કર્મમાં સત્ય એ સાચી આર્યતા છે.'

---

# શ્રીરામાનુજાચાર્ય

આપણી આર્યસંસ્કૃતિની સનાતન ગંગામાં ભાગવતધર્મ એક અત્યંત પ્રાચીન અને પાવનકારી પ્રવાહ છે. ઠેઠ ઋગ્વેદના કાળથી ચાલી આવેલા આ પુણ્યસ્રોતે આપણા રાષ્ટ્રજીવનને એકતા, સરલતા, વિશાળતા અને માનવતા આપી છે. પ્રજાના ઠેઠ નીચલા થર સુધી એનાં પ્રેમામૃત પહોંચ્યાં છે અને સમસ્ત પ્રજાજીવનને એણે માનવ્યના મહાન ધર્મથી પુષ્ટ કર્યું છે. ભક્તિ એ ભાગવતધર્મનો પ્રાણ છે. એમાં હૃદયની ઊર્મિમાળાઓના ઉછાળા જ છે એમ નથી; એમાં તો બુદ્ધિને અને સંકલ્પને શિક્ષણ આપવાનું પણ છે. ભગવાન ઉપરના અનુરાગથી આપણે બીજી સર્વ વાતોથી વિરાગ મેળવવાનો છે. આમ એ ભક્તિમુક્તિની સાધના છે. એમાં 'હું' નથી, પણ 'ભગવાન' છે. ભક્તના રુધિરનું બુંદેબુંદ, તેના હૃદયનો પ્રત્યેક થડકાર અને તેના મનના વિચારમાત્ર ભગવાનને અર્પિત થઈ ગયા હોય છે. પ્રાર્થના, ક્રિયાયોગો અને પ્રતિમાપૂજન એ બધું એમાં વિધિપૂરતું છે. મુખ્ય વસ્તુ તો પરબ્રહ્મની સતત ને જીવંત આરાધના છે.

આ ભક્તિમાર્ગના શૈવ, શાક્ત અને વૈષ્ણવ એમ ત્રણ મુખ્ય પ્રવાહો છે. ત્રણેમાં પોતપોતાના ઇષ્ટની એકાંતિક ભક્તિ

છે, અને ત્રણેએ સનાતન જીવનનાં અમૃત આપનારા અનેક ભક્તો આપ્યા છે. સંપ્રદાયોના વાઘા ને સજાવટો અળગાં કરી નાંખીએ છીએ, ત્યાં આપણને એ સંતોના હૃદયનાં સાક્ષાત્ દર્શન સાંપડે છે. ભગવત્પ્રેમમાં નાહી રહેલા એ ભક્તોમાં ગીતા ને ઉપનિષદનાં સજીવ ગાન છે અને પ્રેમ ને આનંદની દિવ્ય ગંગા છે. ભગવાનના જંગમ મંદિરરૂપ એ સંતોએ પોતાના તપથી આ આપણી ભૂમિને ધારણ કરી રાખી છે. એ સર્વનાં જીવન ભગવાનના ઉચ્છ્વાસરૂપ રહ્યાં છે અને તેમાં 'તે' ને 'હું' એકરસ થઈ ગયાં છે.

આવા જ ભક્તોમાં દક્ષિણભારતના આળવારોનું સ્થાન ઊંચું ને ગૌરવભર્યું છે. એ આળવારોનો અર્થ જ 'અધ્યાત્મજ્ઞાન-રૂપી સમુદ્રમાં ઊંડી ડૂબકી મારનાર' થાય છે. આવા બાર આળવારોની એક પરંપરા ગોઠવવામાં આવે છે: (૧) સારયોગી, (૨) ભૂતયોગી, (૩) મહત્‌યોગી (૪) ભક્તિસાર. (૫) ગોદામા, (૬) ભટ્ટનાથ, (૭) કુલશેખર, (૮) યોગિવાહ (૯) ભક્તાંઘ્રિરેણુ (૧૦) પરાંકુશમુનિ, (૧૧) મધુરકવિ, અને (૧૨) પરકાલ. આમાંના પહેલા ત્રણ 'દ્રવિડ વેદાન્ત' અથવા 'દ્રવિડ પ્રબંધ'ના પ્રવર્તક હતા ભક્તિસાર આળવાર એક વારાંગનાને પેટે જન્મ્યા હતા અને પારધીને ત્યાં મોટા થયા હતા. ગોદામા એ ભટ્ટનાથ આળવારનાં દત્તક પુત્રી હતાં—તુલસીવન ખોદતાં એ જડ્યાં હતાં. તેમણે ભગવાન સાથે લગ્ન કર્યાં હતાં અને બ્રહ્મચર્યપૂર્વક મંદિરોમાં જીવન વિતાવ્યું હતું. આઠમા યોગિવાહ અંત્યજને ઘેર ઊછર્યા હતા. પરાંકુશ-મુનિને શઠકોપસ્વામી પણ કહેવામાં આવે છે. તેમનો જન્મ એક શૂદ્રને ઘેર થયો હતો. દ્રવિડ વેદાન્તના 'દિવ્ય પ્રબંધ'-ને ફરી પ્રકટ કરનાર આ જ આળવાર છે અને એમની સૌથી

વિશેષ પ્રસિદ્ધિ છે. છેલ્લા પરકાલ પણ અસ્પૃશ્ય જાતના હતા અને ભયંકર ડાકુ હતા. આ સર્વેએ ભગવન્મય થઈ રહી, ભક્તિની સૃષ્ટિ રચી છે. આ આળવારોના તામિલ પ્રબંધોએ લોકહૃદયને હલમલાવી નાંખ્યાં અને બૌદ્ધ તથા જૈનધર્મોને તે પ્રદેશમાંથી હાંકી કાઢ્યા.

આ પરંપરા જોવાથી ભક્તિમાર્ગમાં કેટલી બધી ઉદારતા રહી છે, તે સ્પષ્ટ થાય છે. એમાં સૌને પરમાત્મજ્ઞાનનો અધિકાર મળ્યો છે અને ઉચ્ચ પદ પામવામાં લિંગ કે વર્ણની કશી આડ આવી નથી. આ આળવારોએ સંસ્કૃત વેદાન્તને દ્રવિડ ભાષામાં ઉતારી હિન્દની ભારે સેવા કરી છે. આ આળવારોમાંના કેટલાક ઈશુની પહેલાંના છે અને કેટલાક તો દ્રાવિડ તથા આર્યપ્રજાના સંસર્ગકાળના મંગળ પ્રહરમાં થયા હોય એમ જણાય છે. તેઓ પોતાના જીવનથી કહેતાઃ 'ભગવાનની કૃપાથી જ મુક્તિ મળે છે. એ કૃપા પામીને મનુષ્ય અજેય થાય છે. ભગવત્પ્રેમ એ જ મનુષ્યની સર્વશ્રેષ્ઠ સંપત્તિ છે. ભગવાન જ વેદોના સાર છે. એકમાત્ર ભગવાન નારાયણ જ પૂજા અને સ્તુતિને યોગ્ય છે. તે જ સંસારનું આદિ કારણ છે; જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ ત્રણે એ નારાયણ જ છે. નારાયણ જ સર્વ છે અને એ જ સર્વસ્વ છે.' આથી એક આળવાર ગાય છેઃ 'હે ભગવન્! તું કૃપા કર કે મારી વાણી તારું જ ગુણગાન કરે, મારા હાથ તને જ પ્રણામ કરે, મારાં નેત્ર સર્વત્ર તારાં જ દર્શન કરે, મારા કાન તારા જ ગુણનાં શ્રવણ કરે, મારું ચિત્ત તારું જ ચિંતન કરે અને મારું હૃદય તારો જ સ્પર્શ પામે.' ભક્તિના વૈભવથી ભરેલા કુળશેખર આળવાર કહે છેઃ 'મારે ધન જોઈતું નથી કે શરીરસુખ જોઈતું નથી. મને રાજ્યની કામના નથી કે ઇન્દ્રપદની આકાંક્ષા નથી. અરે! મારે સાર્વભૌમની પદવી પણ જોઈતી નથી. મને તો

એક જ અભિલાષા છેઃ હે ભગવન્! મને તારા મંદિરની એક સીડી બનાવજે, એટલે હું તારા ભક્તોની ચરણરજને મારા મસ્તક ઉપર ધારણ કર્યા કરું. હે ભગવન્! મને તારા ભક્તોના માર્ગની એક રજકણ બનાવજે, અથવા તારા બાગને પાણી પાવાની ઝારી બનાવજે, અથવા મને તારા કુંજવનનો ચંપો બનાવજે, અથવા તારા સરોવરનું એક ક્ષુદ્ર જલજંતુ બનાવજે. હે નાથ! ચાહે તો તું મારી રક્ષા ન કરજે, પણ એટલું કરજે કે, મારું ચિત્ત સદૈવ તારા ચરણમાં રહે.'

આ આળવારોની પરંપરા પછી ભક્તિનું દર્શન આપનારા આચાર્યોની પેઢી ચાલી હતી. આ પરંપરા આળવારોની પેઢી કરતાં અર્વાચીન હતી. તેમાં નાથમુનિ પ્રથમ હતા અને એમની પછી એમના પૌત્ર યામુનાચાર્ય આવ્યા હતા. ઈશુની નવમી સદીથી માંડી અગિયારમી સદી સુધીનો ગાળો આ બન્ને આચાર્યોનો જીવનકાળ છે. નાથમુનિએ આળવારોના પ્રબંધો મેળવ્યા અને દ્રાવિડ સંગીતને અનુસરીને ગાઈ શકાય તેવી રીતે તેમની યોજના કરી. શ્રીસંપ્રદાયના પ્રથમ આચાર્ય તરીકે આ નાથમુનિનું સ્થાન છે અને એ આળવારો પાસેથી ભક્તિ-તત્ત્વ શીખ્યા છે. એમના પૌત્ર યામુનાચાર્ય શાસ્ત્રાર્થમાં જય મેળવી રાજ્યાધિકારી થયા હતા, પણ પછી એ બધું ત્યાગીને સંન્યાસી થઈ નાથમુનિની ગાદીએ આવ્યા હતા. એમણે સિદ્ધિ-ત્રય, આગમપ્રામાણ્ય અને ગીતાર્થસંગ્રહ એ ત્રણ ગ્રંથોમાં વિશિષ્ટાદ્વૈતનું પ્રથમ વિવરણ આપ્યું છે.

યામુનાચાર્ય શ્રીરંગમના વૈષ્ણવોના આચાર્યપદે હતા ત્યારે એમના એક પૌત્ર પોતાના પિતા તથા પોતાની બે નાની બહેનોને લઈ તિરુપતિરાજની સેવા કરવા માટે ત્યાં વસવાટ કરીને રહ્યા. આ બે બહેનોમાંથી મોટી બહેન કાંતિમતી

પેરુમ્બદુર (ભૂતપુરી)ના આસુરી કેશવભટ્ટને પરણી અને નાની બ્હેનને મલયમંગલના કમલનયન ભટ્ટ સાથે લગ્ન કર્યાં. ઈસવી સન ૧૦૧૭માં ચૈત્ર સુદ પાંચમે કેશવભટ્ટને ત્યાં એક પુત્ર અવતર્યો અને મામા શૈલમુનિએ તેનું નામ લક્ષ્મણ પાડ્યું. આ લક્ષ્મણ તે જ વૈષ્ણવધર્મના મહાન જ્યોતિર્ધર શ્રીરામાનુજાચાર્ય છે.

રામાનુજ સોળ વરસના થયા ત્યારે એમના પિતા અવસાન પામ્યા. એમનું પ્રાથમિક શિક્ષણ એમના મસિયાઈ ભાઈ ગોવિંદભટ્ટની સાથે શરૂ થયું હતું. પિતા પાસેથી વેદજ્ઞાન પામ્યા પછી એ બંને ભાઈઓને વેદાન્તનું શિક્ષણ લેવાની યોગ્યતા આવી એટલે તેઓ કાંજીવરમના યાદવપ્રકાશ પાસે અધ્યયન કરવા રહ્યા. રામાનુજ ભારે બુદ્ધિશાળી હતા અને એમની સ્મરણશક્તિ પણ આશ્ચર્યકારી હતી. યાદવપ્રકાશના આપેલાં વેદનાં વિવરણ વિશે રામાનુજને ઘણી વાર અસંતોષ થતો અને એક વાર તો એમણે ગુરુથી જુદા પડીને પોતાની સમજણનો અર્થ પણ કહી સંભળાવ્યો. આવી ચકમકો ઝરવા લાગી અને ગુરુનો તેજોભંગ થવા લાગ્યો તેથી યાદવપ્રકાશને રામાનુજની અદેખાઈ ઊપડી આવી. ગુરુએ પોતાના આ શિષ્યનું કાટલું કાઢી નાખવાનું કાવતરું સુધ્ધાંત ગોઠવી દીધું!

થોડાક શિષ્યોને લઈને યાદવપ્રકાશ કાશીની યાત્રાએ જાય છે, એવો બેત રચવામાં આવ્યો. આ શિષ્યોમાં રામાનુજ અને એમના મસિયાઈ ભાઈ ગોવિંદભટ્ટ પણ હતા. યોજના પ્રમાણે રામાનુજને એક જંગલમાં મારી નાખવામાં આવનાર હતા પણ એક પારધી દંપતીએ આ ભેદની ખબર રામાનુજને આપી દીધી અને એ જ દંપતીની દોરવણી પ્રમાણે મધરાતે તે એ મંડળમાંથી છટકી ગયા. પોતાનો આ પ્રમાણે બચાવ કરીને રામાનુજે કાંચી પહોંચી માતાને સર્વ હકીકતથી વાકેફ કરી.

ઘેર આવીને રામાનુજ વરદરાજ (વિષ્ણુ ભગવાન)ની સેવામાં રોકાયા. પોતે ત્યાં પાણી ભરવાનું કામ કરતા. એમની અનન્ય ભક્તિ તથા અપૂર્વ બુદ્ધિની વાતો બધે ફેલાવા લાગી. શ્રીરંગમાં બિરાજતા પ્રમાતામહ યામુનાચાર્યને આ બધી વાતો સાંભળી રામાનુજ વિશે ભારે શ્રદ્ધા બેઠી. પોતે એક વાર ગુપચૂપ આવીને રામાનુજને જોઈ પણ ગયા. તેમને હૃદયમાં વસી ગયું હતું કે, પુરાણમાં શેષ ભગવાનનો અવતાર થવાની જે ભવિષ્યવાણી છે, તે આ રામાનુજમાં જ સિદ્ધ થઈ છે. એમણે રામાનુજને પોતાના ઉત્તરાધિકારી તરીકે મનમાં નક્કી કરી દીધા. પણ રામાનુજ તો ત્યારે યાદવપ્રકાશ યાત્રાએથી પાછા આવ્યા હતા એટલે તેમના સંગમાં રહ્યા હતા. આ બાજુ યામુનાચાર્યને લાગ્યું કે હવે પોતાના આયુષ્યના આઠ દિવસ જ બાકી છે. આથી એમણે પોતાના શિષ્ય મહાપૂર્ણસ્વામીને કાંચી મોકલ્યા અને રામાનુજને ઝટ તેડી લાવવાની આજ્ઞા આપી. એક દિવસ રામાનુજ દેવસેવાની તૈયારીમાં રોકાયા હતા ત્યાં તેમને કાને ભક્તિરસથી ભરેલું એક સ્તોત્ર આવ્યું. રામાનુજે તે સ્તોત્રના ગાનારને પૂછ્યુંઃ 'આ સ્તોત્ર કોણે બનાવ્યું છે?' એટલે મહાપૂર્ણસ્વામીએ ઉત્તર આપ્યોઃ 'તમારા પ્રમાતામહ આળવંદાર યામુનાચાર્યે.' 'તો,' રામાનુજે પૂછ્યું: 'હું એમનાં દર્શન કરી શકીશ?' 'હા, ચાલો મારી સાથે.' અને યામુના-નાચાર્ય જ મોકલેલા મહાપૂર્ણસ્વામી રામાનુજને લઈને શ્રીરંગ તરફ ચાલ્યા. પણ તેઓ શ્રીરંગની નજીક આવ્યા, ત્યાં તો તેમને કેટલાક વૈષ્ણવો મળ્યા અને તેમણે યામુનાચાર્યના અવસાનના ખબર આપ્યા.

રામાનુજે અહીં યામુનાચાર્યના દેહનાં દર્શન કર્યાં તો તેમને જણાયું કે, તેમના જમણા હાથની ત્રણ આંગળીઓ

વળેલી હતી! યુવાન રામાનુજે આ સંબંધમાં પૂછપરછ કરી અને એમને કહેવામાં આવ્યું: 'આચાર્યશ્રીની ત્રણ ઇચ્છા અધૂરી રહી છે. એક તો બ્રહ્મસૂત્ર ઉપર સરલ ને સુવાચ્ય ભાષ્ય લખવું; બીજું પરાશરમુનિનું નામ રાખવું અને ત્રીજું શ્રી પરાંકુશમુનિનું નામ કાયમ કરવું.' એટલે રામાનુજે ત્યાં જ પ્રતિજ્ઞા લીધીઃ 'હું પોતે આ ઇચ્છાઓ સિદ્ધ કરીશ, અથવા બીજા પાસે તે સિદ્ધ કરાવીશ.' રામાનુજનાં આ વચન નીકળતાં જ યામુનાચાર્યની એ આંગળીઓ સીધી થઈ ગઈ અને એ આચાર્યવર ભગવદ્ધામમાં સિધાવી ગયા.

દિવસો પસાર થઈ ગયા પણ રામાનુજ પોતાની પ્રતિજ્ઞાને પાર ઉતારવાનો ઉકેલ લાવી શક્યા નહિ. આથી તે વરદરાજના મંદિરે ગયા અને ત્યાંના આચાર્ય શ્રી કાંચીપૂર્ણ સ્વામીએ તેમને આ દોઢ શ્લોક કહ્યોઃ "अहमेव परं तत्त्वं दर्शने भेदमेव च। उपायेषु प्रपत्तिः स्यात् अन्तिमस्मृतिवर्जनम् देहावसाने मोक्षं च महापूर्णसमाश्रयः॥" એટલે કે, હું ભગવાન વિષ્ણુ, નારાયણ, વાસુદેવ જ પરમ તત્ત્વ છું; શાસ્ત્રમાં જીવ-ઈશના ભેદનું પ્રતિપાદન છે; સાધનોમાં પ્રપત્તિ અથવા શરણાગતિ એ જ પરમ સાધન છે; છેવટે સ્મૃતિનો ત્યાગ છે (વિષયની-સંસારના પદાર્થની સ્મૃતિનો ત્યાગ, અથવા તો અન્ત વખતે પરમાત્માના સ્મરણનો પણ યત્ન કરવાની જરૂર નહિ—પરમાત્મા પોતે પ્રપત્તિને પરિણામે પોતાનું સ્મરણ કરાવી લે છે; એવા પ્રપન્ન પુરુષને દેહાવસાને મોક્ષ થાય છે અને તે માટે તારે મહાપૂર્ણસ્વામીનો સારી રીતે શિષ્ય થઈ આશ્રય કરવો. આ શ્લોકમાં વિશિષ્ટાદ્વૈત છે. અને રામાનુજ એ જ વાદના આચાર્ય થયા.

આમ પોતાને આદેશ મળ્યો, એટલે રામાનુજ શ્રીરંગ જવાને ઊપડ્યા. રસ્તામાં મધુરાન્તકમાં તેમણે મુકામ કર્યો.

ત્યાં મહાપૂર્ણસ્વામી પણ શ્રીરંગથી આવ્યા હતા. તે પોતે રામાનુજને તેડવા સારુ કાંચી જતા હતા. આ રીતે બંને ભેગા થઈ ગયા અને મહાપૂર્ણસ્વામીએ રામાનુજને મંત્રદીક્ષા આપી. હવે મહાપૂર્ણસ્વામી અને રામાનુજ એ બંને કાંચી આવ્યા. આમ ગુરુશિષ્ય કેટલોક વખત સાથે રહ્યા.

થોડોક વખત તો બંને કુટુંબો મેળથી સાથે રહ્યાં. પણ રામાનુજનાં પત્ની એમના જેટલાં ઉચ્ચ કક્ષાનાં નહોતાં. એક વાર વરદરાજ મંદિરના આચાર્ય કાંચીપૂર્ણસ્વામી એમને ઘેર અતિથિ થયા હતા. તે જ્યારે પાછા ગયા ત્યારે રામાનુજનાં પત્નીએ તે આચાર્ય બેઠા હતા તે જગાને ધોઈ નાંખી. કારણ કે આચાર્યની જાત ઊતરતી હતી! રામાનુજને પત્નીના આ વર્તાવથી દુઃખ થયું અને તેમણે તેને આવું ન કરવા તાકીદ આપી. આ પછી બીજો એક પ્રસંગ બન્યો. રામાનુજ દેવ-સેવા માટે તૈયારી કરતા હતા, તેવામાં એક ગરીબ માણસ તેમની પાસે અન્નની ભિક્ષા માગવા આવ્યો. રામાનુજે તેને પત્ની પાસે મોકલ્યો પણ તેણે તો કહી દીધું: 'જા, અન્ન નથી.' એટલે તે ગરીબ માણસે રામાનુજ પાસે જઈ આ વાત કહી. ઘરમાં થોડું અન્ન હતું છતાં આમ એક દીન જનને વિમુખ કરવામાં આવ્યો એ રામાનુજને અત્યંત વેદનાકારી થયું. ફરી વાર એમણે પત્નીને ક્ષમા આપી. પણ હવે ત્રીજો પ્રસંગ બન્યો. મહાપૂર્ણસ્વામીના પત્ની અને રામાનુજનાં પત્ની બંને એક જ કૂવેથી પાણી ભરતાં હતાં. એક વાર સ્વામીનાં પત્નીના બેડામાંથી થોડાક છાંટા રામાનુજનાં પત્નીના બેડામાં પડ્યા! આથી બંને વચ્ચે કજિયો ઊભો થયો અને રામા-નુજનાં પત્નીએ મહાપૂર્ણસ્વામીનાં પત્નીની જાતની વગોવણી કરી. સ્વામીને આ વાતની ભાળ મળી અને એ સાધુ પુરુષ

કંઈ પણ બોલ્યાચાલ્યા વિના પોતાના કુટુંબને શ્રીરંગ ખાતે લઈ ગયા. ગુરુશ્રી આમ એકાએક ચાલ્યા ગયા, તે રામાનુજને ભારે આઘાતરૂપ થયું. તેમણે નક્કી કરી દીધું: 'હવે પત્નીથી છૂટા પડવું જ જોઇશે.'

એવામાં રામાનુજના સસરાનો સંદેશો આવ્યો અને તુરત જ એમણે પત્નીને પિયર મોકલી દીધી! આમ પત્નીનાં પગલાં પિયર તરફ થયાં, એટલે રામાનુજે ભગવાં પહેરી લીધાં. હવે તે યતિરાજ થયા. સંન્યાસી તરીકે તેમનું નામ ગોવિંદ-યોગી રાખવામાં આવ્યું. તે વખતે એમની ઉંમર ૩૦–૩૨ વર્ષની હતી. આમ રામાનુજની તૈયારીઓ ચાલતી હતી, તેવામાં યામુનાચાર્યના શિષ્યમંડળે સદ્દગત આચાર્યના પુત્ર ઐયરને રામાનુજને તેડી લાવવા મોકલ્યા, અને આચાર્ય વિના સૂની રહેલી ગાદી ઉપર રામાનુજાચાર્યનો અભિષેક કરવામાં આવ્યો.

આ મહાન પદ ઉપર આવતાં, સ્વામીજીએ પોતાની લાયકાત અનેકગણી વધારી દીધી. તેમણે જુદે જુદે વખતે જુદી જુદી વિદ્યાઓ મેળવી અને યામુનાચાર્યે જે વિદ્યાઓ પાંચ શિષ્યોમાં વહેંચી આપી હતી, તે સ્વામીજીમાં ફરીથી એકત્રિત થઈ. શ્રી ગોષ્ઠીપૂર્ણસ્વામી પાસે એમણે મંત્રાર્થની દીક્ષા લીધી. આ ગુરુએ સ્વામીજીને કહ્યું: 'જો, આ મંત્ર તારે ગમે તેને આપવો નહિ.' પણ સ્વામીજીમાં ભગવાન બુદ્ધના જેવી કરુણા હતી. તેમણે તો નૃસિંહજીના એક મહોત્સવ પ્રસંગે ગોપુર ઉપર ચડીને હજારો લોકોને 'ૐ नमो नारायणाय' એ અષ્ટાક્ષરી મંત્ર સંભળાવ્યો. ગુરુએ કહ્યું: 'આનું પરિણામ જાણે છે તું?' 'શું ભગવન્?' રામાનુજાચાર્યે પૂછ્યું. 'જો,' ગુરુએ કહ્યું: 'તેં અનધિકારીઓને આ મંત્ર આપ્યો છે તેથી તેઓ તો પુણ્યલોક પામશે પણ તારે પોતે નરકમાં જવું પડશે.' અને

ત્યાં પરમ કારુણિક રામાનુજાચાર્યે ઉત્તર આપ્યોઃ 'અહો! લાખોને આ મંત્રથી પુણ્યલોક મળે છે તો ભલે મને એકને નરક મળતું!' ગુરુ પોતે પણ આ ભવ્ય કરુણા જોઈને રામાનુજાચાર્યને ભેટી પડ્યા અને આશીર્વાદ આપવા લાગ્યાઃ 'શ્રીનાથમુનિએ અને યામુનાચાર્યે ભક્તિનું જે દર્શન ઘડીને સમૃદ્ધ કર્યું છે, તે વિશિષ્ટાદ્વૈતદર્શન હવે તારા દર્શન તરીકે ઓળખાઓ. હવે એને રામાનુજદર્શન તરીકે ઓળખવામાં આવશે.'

હવે તો સ્વામીજીની કીર્તિસુવાસ ચોમેર પ્રસરી વળી. એમને શિષ્યો મળવા લાગ્યા. સૌથી પ્રથમ શિષ્ય કૂરનગરના જાગીરદાર શ્રી વત્સાંકમિશ્ર (કૂરેશ) થયા. આ પછી સ્વામીજીના ભાણેજ શ્રી દાશરથિસ્વામી એમના બીજા શિષ્ય થયા. પણ આ કીર્તિ ને આ ભક્તિ કેટલાકને કંટકરૂપ થઈ પડી. સ્વામીજીનો જીવ લેવાનો ફરી એક વાર પ્રયત્ન થયો. પોતે હંમેશની જેમ મધબપોરે ઘેર ઘેર ફરી ભિક્ષા માગતા હતા. ત્યાં એક સ્ત્રીએ તેમને ભિક્ષા આપી અને સ્વામીજીનાં દર્શન કરી તે એકદમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રહી. સ્વામીજીને તરત સમજાઈ ગયું, કે આમાં કંઈ ભેદ છે. ખરેખર! એ ભિક્ષામાં ઝેર ભેળવવામાં આવ્યું હતું. પેલી સ્ત્રીના પતિએ આ વિષપ્રયોગ કરાવ્યો હતો. પણ બાઈ ભિક્ષા આપીને એકદમ હૃદયમાં અકળાઈ ગઈ. તેને થયુંઃ 'અરેરે! આ પવિત્ર પુરુષનો જીવ જશે!' આમ સ્વામીજી બચી ગયા.

આચાર્યપદે રહીને, સ્વામીજીને સ્વાભાવિક રીતે જ શાસ્ત્રાર્થો કરવાના આવ્યા. યજ્ઞમૂર્તિ કરીને એક મહાન અદ્વૈતવાદી હિંદભરમાં શાસ્ત્રાર્થ કરતો કરતો શ્રીરંગમાં આવ્યો. સ્વામીજીએ સોળ દિવસના શાસ્ત્રાર્થ પછી તેના ઉપર વિજય મેળવ્યો.

આ પછી રામાનુજજીએ પોતાના મામા પાસે રામા-

યણનું અધ્યયન કરી પોતાના પ્રમાતામહ યામુનાચાર્યને આપેલાં વચનને પાર ઉતારવાના પ્રયત્ન આદર્યા. પહેલી પ્રતિજ્ઞા 'બ્રહ્મસૂત્ર' ઉપર સરલ ને સુવાચ્ય ટીકા લખવાને લગતી હતી. આ ભાષ્યમાં એમણે વિશિષ્ટાદ્વૈતનું વિવરણ ને સમર્થન કરવાનું હતું. પોતાની આગળ થઈ ગયેલાં ભાષ્યો અને ભાષ્યકારોનો પરિચય મેળવ્યા પછી જ આ કાર્ય સારી રીતે થઈ શકે એમ હતું. તેથી પોતે 'બોધાયનવૃત્તિ'ની શોધમાં નીકળી પડ્યા. ફરતાં ફરતાં ઠેઠ કાશ્મીરમાં આ પુસ્તક તેમને જોવા મળ્યું. પણ આ ગ્રંથ પોતાની પાસે કાયમ રહી શકે એમ નહોતો. એટલે એમના એક મહા બુદ્ધિમાન શિષ્ય શ્રીવત્સાંકમિશ્રે એ ગ્રંથને સાદ્યંત વાંચી લીધો ને અક્ષરે અક્ષર સ્મરણમાં સાચવી રાખ્યો. સ્વામીજીએ આ ગાળામાં 'વેદાન્તસાર', 'વેદાન્ત-સંગ્રહ' અને 'વેદાન્તદીપ' નામના ત્રણ ગ્રંથો રચ્યા, તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર ભાષ્ય લખ્યું.

સ્વામીજીએ 'બોધાયનવૃત્તિ'માં પોતાના વિશિષ્ટાદ્વૈતવાદનું સમર્થ સામ્ય જોયું અને 'બ્રહ્મસૂત્ર' ઉપરના પોતાના ભાષ્યમાં એ વિચારોનો વિકાસ કર્યો. આમ 'શ્રીભાષ્ય' રચાયું અને યામુનાચાર્યને આપેલી પહેલી પ્રતિજ્ઞાનુ પાલન થયું. પણ એ ભાષ્યને પંડિતોએ માન્ય રાખવું જોઇએ; એટલે સ્વામીજી કાશ્મીર ગયા અને સરસ્વતીપીઠમાં એમણે પંડિતો આગળ તેનું વાચન કર્યું. તેમજ તેમની માન્યતા મેળવી, અહીં સ્વામીજીને વિષ્ણુ ભગવાનના હયગ્રીવ અવતારની મૂર્તિ ભેટમાં મળી, અને તે જ મૂર્તિ આજે પણ મહીસૂરના પરકાલ મઠમાં પૂજાય છે.

હવે, બીજી પ્રતિજ્ઞાના પાલનનો પ્રશ્ન હતો. શ્રીવત્સાંકમિશ્રને લાંબા વખત સુધી કંઈ સંતતિ થઈ નહોતી. પણ ભગવાનની પ્રસાદીથી તેમની પત્નીએ બે બાળકોને જન્મ આપ્યો. સ્વામી

રામાનુજે આમાંના એક બાળકનું નામ પરાશર રખાવ્યું. એ જ પરાશરે મોટા થઈને 'વિષ્ણુસહસ્રનામ'ની ટીકા લખી અને સ્વામીજીની બીજી પ્રતિજ્ઞા પાર પડી.

એક વાર સ્વામીજી બારણાં બંધ કરીને શઠકોપસ્વામીના 'દિવ્યપ્રબંધ'ના કોઈ એક શ્લોકનું ચિન્તન કરી રહ્યા હતા. ત્યારે પિલ્લન નામના એક જુવાન શિષ્યે બારણાંની ફાટમાંથી આ જોયું. તેણે સ્વામીજીને પૂછયું: 'આપ અમુક શ્લોકનો રહસ્યાર્થ વિચારી રહ્યા છો ને?' સ્વામીજી આ યુવાનની કુશાગ્ર બુદ્ધિથી ચકિત થયા અને તેને શઠકોપનું નામ આપી તેની પાસે 'દિવ્યપ્રબંધ'ની ટીકા રચાવી. આ પ્રમાણે ત્રીજું વચન પાર ઊતર્યું. આટલામાં સંપ્રદાયની પણ સુવ્યવસ્થા થઈ. નવા નવા શિષ્યો આવ્યા, નવા નવા ગ્રંથો રચાયા અને વિશિષ્ટાદ્વૈત-વાદનું સુસ્થાપન થયું.

તે વખતનો ચોલરાજા કુલોત્તુંગ પહેલો શૈવધર્મનો ચુસ્ત અનુયાયી હતો. રામાનુજાચાર્યના વૈષ્ણવધર્મના પ્રચારથી તે છેડાઈ પડ્યો. તેણે રામાનુજજીને પોતાના દરબારમાં હાજર થઈ જવા આદેશ મોકલ્યો. શ્રીવત્સાંકમિશ્ર અને શ્રી મહાપૂર્ણસ્વામી આ આદેશનું પરિણામ કળી ગયા હતા. તેમને ચોક્કસ સમજાઈ ગયું હતું કે, આ તો ગુરુવર્યનો જાન હોડમાં મૂકવા જેવું છે. આથી શ્રીવત્સાંકમિશ્રે પોતે જ ભગવાં પહેરી લીધાં અને શ્રીમહાપૂર્ણસ્વામી સાથે તે ચોલરાજના દરબારમાં ચિદંબર પહોંચ્યા. આ વખતે, ઈસવી સન ૧૦૯૬માં સ્વામીજી પોતે ગૃહસ્થીનો વેષ લઈને અમુક શિષ્યો સાથે શ્રીરંગ છોડી મહીસૂરના હોઈસલા યાદવરાજા વિઠ્ઠીદેવ (વિઠ્ઠલદેવ)ને આશ્રયે ગયા. આમ કાવેરી નદીને કાંઠે કાંઠે ચાલી, સ્વામીજી શાલિગ્રામમાં પહોંચ્યા અને ત્યાં તેમણે બાર વર્ષ નિવાસ રાખ્યો.

આ બાજુ ચોલના રાજદરબારમાં શ્રીવત્સાંકમિશ્ર પોતે જ રામાનુજાચાર્ય છે એમ કહી દાખલ થયા. ત્યાં ચોલરાજે કહ્યું: 'શિવથી બીજું કોઈ ચડિયાતું તત્ત્વ જ નથી.' ત્યારે શ્રીવત્સાંકમિશ્રે ઉત્તર આપ્યો: 'દ્રોણ (એક વજન) એ શિવ (એક બીજું વજન) કરતાં મોટું છે.' રાજાને આ ઉત્તરમાં ઉદ્ધતાઈ લાગી અને તેણે શ્રીવત્સાંકમિશ્ર તથા મહાપૂર્ણસ્વામી એ બંનેની આંખો ખેંચાવી કાઢી. આ થતાં બંને પાછા શ્રીરંગને રસ્તે નીકળ્યા પણ મહાપૂર્ણસ્વામી તો માર્ગમાં જ અવસાન પામ્યા. શ્રીવત્સાંકમિશ્ર પોતે શ્રીરંગ આવીને રહ્યા. સ્વામીજીને આ કરુણ પ્રસંગની તેમ જ આ બંને વૈષ્ણવોએ બતાવેલી અપૂર્વ વીરતાભરી ભક્તિની ખબર પડી, અને તેમણે શ્રીવત્સાંકમિશ્રને આશ્વાસન મોકલ્યું.

સ્વામીજીએ શાલિગ્રામમાં નિવાસ કર્યો, એ પછી વિઠ્ઠલદેવે તેમને પોતાના રાજનગરમાં બોલાવ્યા. આ વિઠ્ઠલદેવ તો સને ૧૦૯૮માં સ્વામીજીના મતમાં આવી ગયા હતા, કારણ કે સ્વામીજીનું ચરણોદક પીવાથી એમની પુત્રીનો વ્યાધિ મટી ગયો હતો! આ જ વિઠ્ઠલદેવ પાછળથી વિષ્ણુવર્ધન નામ પામ્યા અને એમના અમલ દરમ્યાન સ્વામીજીએ વૈષ્ણવધર્મનો વિશાળ પાયા ઉપર પ્રચાર કર્યો. આ મહીસૂરનિવાસ દરમ્યાન સ્વામીજીએ અનેક વિષ્ણુમંદિરો બંધાવ્યાં, તેમાં મેલુકોટ ખાતેના મંદિરની પ્રતિષ્ઠા ખાસ નોંધપાત્ર છે. એક પ્રસંગે વૈષ્ણવતિલક માટેની માટી ખૂટી પડી, ત્યાં સ્વામીજીને સ્વપ્નું આવ્યું કે નમ્મળ નામના સ્થાનમાં એક ટેકરી એ માટીની જ છે. આથી વિઠ્ઠલદેવની સહાય લઈ, સ્વામીજીએ એ ટેકરી ખોદાવી. આમ ખોદકામ થયું, ત્યાં એક નાની દેવડી નીકળી આવી! રાજાએ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આજે એ તિરુનારાયણના

મંદિરને નામે પ્રસિદ્ધ છે. આ મંદિરમાં કયા દેવની પ્રતિષ્ઠા કરવી, એ વિશે સ્વામીજી વિચાર કરી રહ્યા. તેવામાં એમને શ્રીરામની મૂર્તિનું સ્વપ્નું આવ્યું. પણ તે મૂર્તિ તો તે વખતે દિલ્હીના બાદશાહની પુત્રી પાસે હતી. આથી સ્વામીજી પોતે દિલ્હી ગયા અને પોતાનો યૌગિક પ્રભાવ પાડી બાદશાહ પાસેથી એમણે એ મૂર્તિ મેળવી. એ લઈને સ્વામીજી મહીસૂર તરફ આવવા નીકળ્યા. રસ્તામાં ડાકુઓએ એમના ઉપર હલ્લો કર્યો, પણ કેટલાક અંત્યજોએ એમનું રક્ષણ કર્યું અને એમને પોતાના ગામમાં આશ્રય આપ્યો. અછૂતોની આ ભક્તિએ સ્વામીજીના હૃદય ઉપર ઊંડી છાપ પાડી, અને જ્યારે પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ ત્યારે એમણે આદેશ આપ્યો: 'અંત્યજોને આ મંદિરમાં આવવા દેવા.' વળી એ મંદિરનું નામ પણ તિરુકુલત્તર (હરિજન) રાખવામાં આવ્યું.

એવામાં કુલોત્તુંગ ચોલરાજના અવસાનના ખબર આવ્યા અને સ્વામીજી પાછા શ્રીરંગ પધાર્યા. પોતાના પ્રિય ભક્ત શ્રીવત્સાંકમિશ્રને આશ્વસન આપી, સ્વામીજીએ નવાં નવાં કામ ઉપાડ્યાં. એમણે તામિલ ભક્તોના ગ્રંથોના અધ્યયન ઉત્સવો માટેની યોજનાઓ કરી. સ્વામીજીએ શ્રીરંગમાં સર્વ આળવારોની પ્રતિમાઓ સ્થપાવી. અધ્યયનના એક ઉત્સવપ્રસંગે શ્રીવત્સાંક-મિશ્રના એક શિષ્ય અમુદને સ્વામીજીનું સ્તોત્ર રચ્યું અને સ્વામીજીએ અનુગ્રહ કરીને એ સ્તોત્રને 'દિવ્યપ્રબંધ'માં સ્થાન અપાવ્યું.

આ પછી સ્વામીજીએ બીજે સ્થળોએ પણ આળવારોની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી અને અધ્યયન વગેરેના ઉત્સવો યોજ્યા. આ અરસામાં સ્વામીજીના મામા તિરુપતિ ખાતે

અવસાન પામ્યા અને સ્વામીજીએ ત્યાં જઈ તેમના મોટા પુત્ર પાસે અંત્યેષ્ટિક્રિયાઓ કરાવી. આ મામાનો નાનો છોકરો પિલ્લન તો સ્વામીજીની સેવામાં જ રહ્યો હતો અને સ્વામીજીએ એને પોતાના ઉત્તરાધિકારી તરીકે મનમાં રાખી લીધો હતો. સ્વામીજી તિરુપતિમાં રહ્યા હતા, તે વખતે ગોવિન્દરાજની મૂર્તિને ફરી શોધી કઢાવી અને તેને પવિત્ર પર્વતની તળેટીમાં એક મંદિરમાં સ્થાપિત કરી.

આ પ્રમાણે સ્વામીજીએ વિશિષ્ટાદ્વૈત વેદાન્તની વ્યવસ્થા કરી અને તેને લોકવ્યાપી કર્યો. હવે એમને એમનો અંતકાળ પાસે આવતો લાગ્યો. એમણે પોતાના પ્રથમ પંક્તિના ૭૪ શિષ્યોને ઉપદેશનું કામ સોંપ્યું, અને મહાત્મા પિલ્લલોકાચાર્યને પોતાના ઉત્તરાધિકારી બનાવ્યા. શિષ્યોએ શ્રીનગર, શ્રી પેરુમ્બટૂર તથા તિરુનારાયણપુર એ ત્રણ મંદિરોમાં સ્વામીજીની મૂર્તિઓ સ્થાપિત કરી. પછી તો દક્ષિણભારતના દરેક વૈષ્ણવ-મંદિરની સાથે આ મહાન આચાર્યની પ્રતિમા રાખવામાં આવી. આમ વૈષ્ણવધર્મનો સુવ્યવસ્થિત પ્રચાર કરી, ભક્તિમાર્ગને નવજીવન સિંચી અને વિશિષ્ટાદ્વૈતવાદની સ્થાપનાદ્વારા સગુણ ઉપાસનાની પ્રણાલિકાને ચેતન્યમય કરી આ મહાન આચાર્ય સન ૧૧૧૭માં એકસો વીસ વર્ષની વયે ભગવદ્ધામમાં પધાર્યા.

એમની નમ્રતા, ઈશ્વરનિષ્ઠા, વિશાળ માનવતા, કુશાગ્ર બુદ્ધિમત્તા અને આશ્ચર્યકારી વ્યવસ્થાશક્તિ એ બધાનો થોડોઘણો પરિચય તો આપણને મળ્યો જ છે. આપણે અહીં એમણે પ્રવર્તાવેલા સંપ્રદાય વિષે તેમ જ એમણે વિકસાવેલા વિશિષ્ટાદ્વૈતદર્શન વિશે થોડીક ઓળખ મેળવીએ એ જરૂરી છે. આજે ભારતવર્ષમાં ભક્તિધર્મની જે અનેક સેરો પ્રજાહૃદયને ભીંજવી રહી છે, તે સર્વ સેરો એક કે બીજી

રીતે શ્રીરામાનુજજીના શ્રીસંપ્રદાય સાથે સંબંધ ધરાવે છે.

કોઈ પણ નવો વિચાર જૂની ભોંયમાંથી જ પોષણ મેળવીને વિકાસ સાધે છે અને કોઈ પણ મહાન વિચારક તેના યુગનો જ વક્તા છે. આથી શ્રીરામાનુજાચાર્ય પોતે પણ કહે છે: 'હું કાંઈ નવી વાતો કરતો નથી. હું તો પૂર્વના આચાર્યોએ જે કહ્યું છે તેનો જ વિસ્તાર કરું છું.' ઋગ્વેદના કાળથી ભક્તિનો પ્રવાહ ચાલ્યો આવ્યો છે તો પણ એને પંથનું સ્વરૂપ પાછળથી મળ્યું છે, એ ઐતિહાસિક ઘટના છે. સદ્‌ગત આચાર્ય આનન્દશંકર ધ્રુવે 'શ્રીભાષ્ય'ના ઉપોદ્‌ઘાતમાં લખ્યું છે: 'એટલું તો સ્પષ્ટ જણાય છે, કે ઉપનિષદના સમય પછી બ્રાહ્મણભાગમાં વર્ણવેલા યજ્ઞાદિક કર્મોની જાળથી કંટાળી ગૌતમબુદ્ધે જેમ વૃત્તિક્ષય અને તૃષ્ણાચ્છેદનો ઉપદેશ કર્યો અને પાર્શ્વનાથ મહાવીરાદિકે અહિંસા, વૈરાગ્ય અને તપનો ઉપદેશ કર્યો, તેમ એ જ અરસામાં કેટલાક ભક્તજનોએ આ ભક્તિપંથ પણ પ્રવર્તાવવા માંડ્યો હતો.' વળી આચાર્યશ્રી લખે છે: 'માત્ર પન્થના આકારનો હોવાથી જેઓ એને નવીન માનતા હતા, તેઓને ઈ. સ. પૂર્વ ૨૦૦ વર્ષ ઉપરથી માંડી ઈ. પૂ. ૧૦૦ વર્ષ સુધીના જડી આવેલાં શિલાલેખ વગેરે પ્રમાણોએ નિરસ્ત કરી દીધા છે.'

બૌદ્ધ ધર્મ મૂળે સમસ્ત વેદધર્મની વિરુદ્ધ નહોતો છતાં પાછળથી એના પ્રચારે વેદની પ્રતિષ્ઠા ડગમગાવી દીધી હતી. કુમારિલ ભટ્ટે કર્મકાંડના માર્ગને આગળ કરી વેદને ફરી ગાજતા કર્યા અને ગૌડપાદાચાર્યથી માંડીને શ્રીશંકરાચાર્યે ઉપનિષદમાર્ગને સુપ્રતિષ્ઠિત કર્યો. શ્રીશંકરાચાર્યે પોતાના ૩૨ વર્ષના ટૂંકા આયુષ્યમાં હિંદુધર્મને પુનરુજ્જીવન આપ્યું છે. એક બાજુ એમણે વેદોની સનાતનતા અને અપૌરુષેયતા સ્વીકારી છે અને બીજી બાજુ કર્મકાંડો વિશેની શ્રદ્ધાની અતિશયતાનો

વિરોધ કર્યો છે. વળી તેમણે વેદોના પ્રામાણ્યથી પુરવાર કરી આપ્યું છે, કે બૌદ્ધધર્મનો શૂન્યવાદી નીતિવાદ અને તેની માનવતા એ બંને તે કાળના નીતિમૂલ્યની દૃષ્ટિએ ઘણાં ઊંચાં છે, છતાં તે વેદાન્તના નીતિવાદ અને વેદાન્તની માનવતા કરતાં ખરેખર ઊતરતાં જ છે. આ રીતે એ જગદ્ગુરુએ હિંદુધર્મને પ્રાચીન અને અવિચલ પાયા ઉપર પુનઃસ્થાપિત કર્યો અને માનવજીવનમાં તથા માનવસમાજમાં પવિત્રતા અને એકતા લાવવા માટે વીરતાપૂર્વક કાર્ય કર્યું. વિરોધીઓની પાંખો કાપી નાંખીને એ મહાન આચાર્યે હિન્દુધર્મને વિશ્વધર્મના મહાન પ્રગતિપંથે પૂર વેગે ધપતો કર્યો. શ્રીશંકરાચાર્યનો આ ધર્મ કેવલાદ્વૈતદર્શનના પાયા ઉપર બંધાયો હતો, એટલે તે જ્ઞાનીઓનો જ ખાસ ધર્મ થઈ ગયો, એમાં આશ્ચર્ય નથી.

આમ છતાં હિન્દુઓનો ઘણો મોટો વર્ગ શ્રીશંકરાચાર્યના વેદાન્તધર્મને સહેજે સમજી શક્યો નહિ એ ઐતિહાસિક બીના છે. સામાન્ય માનસને માટે આ ધર્મ અત્યંત તત્ત્વદર્શનમય લાગ્યો અને તેને એમાંથી પૂરતો ધાર્મિક સંતોષ મળ્યો નહિ. એને તો પોતાના ઉપર વાત્સલ્ય રાખે, પોતાને ભીડને વખતે હાથ આપે, અને પોતાનું રક્ષણ કરે એવો ઈશ્વર જોઇતો હતો. એ ભગવાનને ચરણે એને પોતાનું સર્વસ્વ ઓવારી નાંખવું હતું. એ ભગવાનના ચરણકમળમાં રહીને એને મુક્તિનો આનંદ ભોગવવો હતો. આમ નિર્ગુણ બ્રહ્મમાંથી સગુણ નારાયણની ભક્તિનો ઉછાળો આવ્યો. ત્યાં ધર્મસુધારકોએ પ્રગતિમય હિન્દુધર્મને ભાવભક્તિના વહેણમાં વાળ્યો. હિંદુધર્મના અને હિન્દુસમાજના સુધારણાના આ કાર્યમાં શ્રીરામાનુજાચાર્યનો ફાળો ભવ્ય અને ચિરસ્થાયી છે.

શ્રીરામાનુજાચાર્યે ભાગવતધર્મના પ્રાચીન વિચારોને

શંકરાચાર્યના ઉચ્ચ અદ્વૈતમાં મેળવ્યા અને એમ એમનું વિશિષ્ટાદ્વૈતદર્શન પ્રકાશી ઊઠયું. એમણે પ્રતિપાદિત કર્યું કે, જીવનમાં પવિત્રતા, નિષ્પાપતા, અને નિઃસ્વાર્થતા મેળવવા માટે ભક્તિ જ એક અતિ યોગ્ય સાધન છે. એટલે એ ભક્તિ જ મોક્ષનું સાચું ને અચૂક સાધન છે. એમણે ભક્તિને સર્વ ધાર્મિક જીવનનો પાયો કહી છે અને જ્ઞાન એ ભક્તિનો પર્યાય છે. આ ભક્તિની સાથે શ્રીરામાનુજાચાર્યે પ્રપત્તિનો સિદ્ધાન્ત મૂકયો છે. એ પ્રપત્તિને શરણાગતિ પણ કહેવામાં આવે છે. ભગવાન તો પરમ પુરુષ છે. તે આપણે તેના આદેશોને પાળીએ છીએ કે કેમ તે જોયા કરે છે. આ રીતે તે નિયંતા છે. તો ભૂલને પાત્ર માનવી કયાંથી કરુણા મેળવે? શ્રીરામાનુજાચાર્યે કરુણા માટે નારાયણપત્ની શ્રીની કલ્પના આપી છે. આમ નારાયણ પિતા છે, લક્ષ્મી માતા છે અને સકલ જીવો તેમનાં સંતાનો છે. લક્ષ્મી (પ્રકૃતિ) માતા પોતાનાં સંતાનો માટે પરમ પુરુષ ભગવાનની આગળ પક્ષ લે છે તેથી ભગવત્કૃપા એ કોઈ વર્ણનો કે લિંગનો ઇજારો રહેતી નથી. સૌ કોઈ એ પ્રસાદના અધિકારી છે. માનવધર્મની આ ઉદાત્ત ભાવના શ્રીરામાનુજાચાર્યજીના વિશાળ હૃદયની પ્રસાદી છે. એથી સ્વાભાવિક રીતે, ભક્તોએ કહ્યું કે, ભગવાનની પૂજા કરવી તેના કરતાંય વધારે પુણ્યકારી તો ભગવાનના ભક્તોની સેવા કરવી એ છે. આમ સેવા અને સ્વાર્પણથી ભગવાનની સાથે અવિભક્તરૂપે સાયુજ્યનો (સાધર્મ્યનો) અનુભવ લેવાનો છે. અને, એ જ શ્રીરામાનુજાચાર્યને મતે મોક્ષ છે. આ સંબંધમાં સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનાં નીચેનાં વાકયો ખાસ સ્મરણીય છેઃ શ્રીરામાનુજનો ભગવાન કાંઈ આકાશની ઊંચી અટારીએ બેસીને જોયા કરતો કોઈ નિષ્ક્રિય ને કેવળ નથી. તે તો આપણા જીવનના અનુભવોમાં ભળે છે, આપણાં હૃદયોમાં શામિલ રહે છે અને

સંસારની નવરચના માટે કાર્ય કરે છે. નીલ મેઘના મધ્યમાં ચમકી રહેલી વિદ્યુલ્લેખાની જેમ એ ભગવાન સર્વનો અંતર્યામી છે, તેથી ભક્ત પોતાની સર્વ ઇચ્છાઓને આ પૃથ્વી ઉપરથી ઉઠાવીને સ્વર્ગમાં રોપે છે—તેમને સંસારમાંથી ખસેડીને સર્જનહારમાં કેન્દ્રિત કરે છે.

શ્રીરામાનુજાચાર્યના દર્શનનો તથા તેમના સંપ્રદાયનો અહીં ટૂંક પરિચય મેળવીએ.

જીવો એ ચિત્તત્ત્વ છે, અને જડમાત્ર એ અચિત્તત્ત્વ છે. એ બંને ઇશ્વરનાં શરીર છે. ઇશ્વર એ બંનેના અંતર્યામી છે. એટલે જેમ શરીર અને મનથી યુક્ત આત્મા એ એક જ માણસ છે, તેમ ચિદ્ અચિદ્ વિશિષ્ટ એક જ તત્ત્વ છે. આ પ્રકારનું એકત્વ તે વિશિષ્ટાદ્વૈત છે. આ ચિદ્–અચિદ્ વિશિષ્ટ એક ઈશ તત્ત્વ તે જ બ્રહ્મ, પરવાસુદેવ, વિષ્ણુ કે નારાયણ. વૈકુંઠમાં રહેલા એ નારાયણ એ જ જીવનું પરમ પ્રાપ્તવ્ય છે. ભક્તિ તથા પ્રપત્તિથી મેળવેલી એ નારાયણની પ્રસન્નતા એ જ એને પ્રાપ્ત કરવાનો ઉપાય છે.

એ મતે, પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણ તથા દ્રવ્ય અને અદ્રવ્ય એ બે પ્રમેય એમાં જગતના સર્વ પદાર્થોનો સમાસ થઈ જાય છે. શબ્દપ્રમાણમાં અંગસહિત વેદ, શ્રુતિથી અવિરુદ્ધ સ્મૃતિ, પંચરાત્રાગમ, વૈખાનસાગમ, શઠકોપ આદિ આળવારોનાં વચન અને શ્રીરામાનુજાચાર્યના ભાષ્યાદિ ગ્રંથો છે. જે દ્રવ્ય કહ્યું છે, તે જડ અને અજડ એમ બે પ્રકારનું છે. જડમાં ચોવીસ તત્ત્વોની પ્રકૃતિ ને ત્રિવિધ કાળ, એમ બે ભેદ છે. અજડમાં એક કાર્યાકાર પરિણામ પામવાની શક્તિરૂપ અને બીજો જ્ઞાનાકાર પરિણામ પામવાની શક્તિરૂપ એમ બાહ્ય અજડ છે. આંતર અજડના જીવ અને ઇશ્વર એમ બે ભેદ છે. બદ્ધ, મુક્ત અને નિત્ય એમ જીવના

ત્રણ પ્રકારો છે. તેમાં બુભુક્ષા (ભોગ ભોગવવાની ઇચ્છાવાળા) અને મુમુક્ષુ (મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા) એમ બે ભેદો બદ્ધ જીવના છે. હવે બુભુક્ષુ જીવમાં અર્થકામપરાયણ અને ધર્મપરાયણ એવા બે ભેદ છે. વળી, ધર્મપરાયણમાં દેવતાઓને પરાયણ અને ભગવત્પરાયણ એમ બે પ્રકારો છે. મુમુક્ષુ જીવોમાં કૈવલ્યપરાયણ અને મોક્ષપરાયણ એવા બે ભેદો છે, અને મોક્ષપરાયણમાં ભક્ત અને પ્રપન્ન એમ પ્રકાર પડે છે. પ્રપન્નમાં એકાન્ત તથા પરમૈકાન્તી એવા બે ભેદ છે. આ પરમૈકાન્તીના બે ભેદ દૃપ્ત અને આર્ત છે.

ઈશ્વર પાંચરૂપે રહેલો છેઃ પર, વ્યૂહ, વિભવ, અંતર્યામી અને અર્ચા. આમાં પર એક જ રૂપે રહ્યો છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહ છે. મત્સ્ય, કૂર્મ વગેરે વિભવો (અવતારો) અનંત છે. અંતર્યામીરૂપે ઈશ્વર દરેક શરીરમાં રહ્યો છે. અર્ચાવતાર એ શ્રીરંગ, વ્યંકટ વગેરે મંદિરોમાં મૂર્તિરૂપે દેખાય છે.

આગળ જે અદ્રવ્ય પ્રમેય કહ્યું, તે સત્ત્વ, રજ, તમ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, સંયોગ અને શક્તિ એમ દશ પ્રકારનું છે. જે પ્રકૃતિદ્રવ્ય કહ્યું છે, તે આ મતમાં પણ સાંખ્ય પ્રમાણે ત્રણ ગુણયુક્ત, નિત્ય અને અક્ષર છે. એ જ અવિદ્યા અથવા માયા કહેવાય છે. આ પ્રકૃતિના ગુણોમાં ભગવાનના સંકલ્પથી વૈષમ્ય ઉત્પન્ન થાય છે, ત્યારે તે સૃષ્ટિ ઉન્મુખ થાય છે. આ રીતે અવ્યક્તમાંથી મહત્તત્ત્વ, ત્રિવિધ અહંકાર, પંચ મહાભૂતો, અગિયાર ઇન્દ્રિયો અને પાંચ તન્માત્રાઓ અનુક્રમે ઉત્પન્ન થાય છે. રામાનુજાચાર્યના મતમાં ઈશ્વરની માયારૂપ પ્રકૃતિને ઉપાદાનકારણ અને નારાયણને સંકલ્પ કરવા માટે નિમિત્ત કારણ ગણવામાં આવેલ છે. એ રીતે એ મતે ઈશ્વર

જગતનું ઉપાદાન તથા નિમિત્તકારણ છે એ બ્રહ્મસૂત્રના મતનું સમાધાન કર્યું છે. આમ સૂક્ષ્મ ચિત્ અને સૂક્ષ્મ અચિતવાળા વેષમાં ઇશ્વિર જગતનું ઉપાદાનકારણ છે અને સંકલ્પવાળા વેષમાં તે નિમિત્તકારણ છે.

જગતના કારણરૂપ ઇશ્વિરમાં સર્વેશ્વરપણું, સર્વ કર્મથી આરાધ્યપણું, સર્વફલપ્રદપણું અને સર્વ કાર્યોનું ઉત્પાદનપણું છે. તે વિભુ ને અનન્ત છે. તેનામાં જ્ઞાન, શક્તિ, બલ, ઐશ્વર્ય, વીર્ય, તેજ, સૌશીલ્ય, વાત્સલ્ય, આર્જવ, સૌહાર્દ, સ્થૈર્ય, સામ્ય, કારુણ્ય, માધુર્ય, ગાંભીર્ય, ઔદાર્ય, શૌર્ય, પરાક્રમ વગેરે અનંત કલ્યાણગુણો નિરતિશય રૂપમાં રહ્યા છે. અહીં જ્ઞાન એટલે સર્વનો સાક્ષાત્કાર અને શક્તિ એટલે અઘટિત ઘટનાનું સામર્થ્ય છે. આમાં સત્ય, જ્ઞાન, અને આનંદ જેવા ગુણોને ભગવાનનું સ્વરૂપ દર્શાવનારા ગુણો ગણ્યા છે.

ભગવાનનું પહેલું રૂપ જે પર છે, તેનો વિસ્તાર આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ શ્રીવૈકુંઠપુરમાં ચણ્ડ વગેરે દ્વારપાલોથી યુક્ત દિવ્ય ધામમાં, મહામણિમંડપમાં, ધર્મ વગેરે આઠ પાદોથી રચેલા સિંહાસન ઉપર, શેષના પલંગ ઉપર શ્રી, ભૂ (પૃથ્વી) અને નીલા અથવા લીલા નામની પત્નીઓ સાથે ચતુર્ભુજ ભગવાન રહે છે. તેમણે શંખાદિ દિવ્ય આયુધો ધારણ કર્યાં છે, કિરીટ વગેરે ભૂષણો ધાર્યાં છે. તે જ્ઞાનાદિ અનન્ત કલ્યાણગુણોથી યુક્ત છે અને તેમનું શરીર દિવ્ય તથા મંગળ છે. એ ભગવાન નારાયણ, પરબ્રહ્મ અથવા પરવાસુદેવ કહેવાય છે.

ચાર વ્યૂહોમાં વાસુદેવ જ્ઞાનાદિ છ ગુણોથી યુક્ત છે, તો સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ બબ્બે ગુણોથી યુક્ત છે. વિભવોની સંખ્યા ૩૬ કે ૩૯ છે અને એ જુદાજુદા અવતારોને જુદાંજુદાં આયુધો તથા લક્ષણો છે. જે અંતર્યામીરૂપ છે, તે

સ્વર્ગનરક વગેરેના અનુભવની દશામાં જીવાત્માના મિત્રરૂપે અને યોગીઓએ જોવા યોગ્ય રીતે હૃદયમાં રહેલું છે. જીવ સાથે રહેવા છતાં એ ઈશ્વર જીવના દોષોથી અસ્પૃષ્ટ રહે છે. મંદિરોમાં પૂજારીને વશ જેનાં સ્નાનાદિની વ્યવસ્થા છે, તે અપ્રાકૃત દૈવી શરીરવાળા મૂર્તિરૂપે રહેલા ભગવાનનું સ્વરૂપ અર્ચાવતાર કહેવાય છે. આ પાંચે અવસ્થાઓમાં ભગવાન લક્ષ્મીની સાથે જ રહે છે.

જીવમાં અને ઈશ્વરમાં પ્રત્યકત્વ, ચેતનત્વ, આત્મત્વ અને કર્તૃત્વ વગેરે લક્ષણો સાધારણ છે. પણ જીવ અણુ છે; દેહ, ઇન્દ્રિયો, મન તથા પ્રાણથી જુદો છે; નિત્ય છે; પ્રતિશરીર ભિન્ન છે; જાતે સુખી છે. ઉપધિને લીધે તે સંસારી, કર્તા, અને ભોક્તા છે. પ્રકૃતિની અપેક્ષાએ તે શરીરી (શરીરવાળો) છે અને ઈશ્વરની અપેક્ષાએ તે શરીર તથા સ્વયંપ્રકાશ છે. આ જીવમાં સ્મૃતિ, સંશય, વિપર્યય, ભ્રમ, વિવેક, ક્રોધ, નિર્વેદ, આનંદ, વિરક્તિ, શ્રદ્ધા, ભક્તિ, અને પ્રપત્તિ વગેરે ગુણો છે.

શરીર નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારનાં છે. તેમાં ત્રિગુણા પ્રકૃતિ, કાળ, જીવ વગેરે જે ઈશ્વરનું શરીર તે નિત્ય છે અને જીવનું આ દેખાતું સ્થૂળ શરીર તે અનિત્ય છે.

અનંત કલ્યાણગુણવાળા ભગવાન ભક્તિ અને પ્રપત્તિથી પ્રસન્ન થઈને મોક્ષ આપે છે, માટે ભક્તિ અને પ્રપત્તિ એ મોક્ષનો ઉપાય છે. યમાદિ આઠ અંગવાળો અને તેલની ધારાની પેઠે સ્મૃતિના અવિચ્છિન્ન પ્રવાહરૂપ એવો એ ભક્તિનો યોગ વિવેક (સંસર્ગ-દૂષિત અન્નથી શરીરની શુદ્ધિ). વિમોક (કામનાઓથી અનાસક્તિ), અભ્યાસ (ઈશ્વરની મૂર્તિનું ચિંતન), ક્રિયા, કલ્યાણ (સત્યાદિ ગુણો), અનવસાદ (પોતામાં દીનતાનો અભાવ), તથા અનુ-દ્ધર્ષ (કર્તવ્યમાં અસંતોષ)—એ સાત સાધનોથી ઉત્પન્ન થાય

છે. આ સાત સાધનોથી ઊપજેલી ભક્તિ દર્શન જેવી હોય છે અને તે ઈશ્વરના સાક્ષાત્ દર્શન (પ્રત્યય) સુધી પહોંચે છે. વેદન, ધ્યાન, અને ઉપાસના આ ભક્તિનાં જ નામો છે. ભક્તિ, પરભક્તિ, પરજ્ઞાન અને પરમભક્તિ એવો ભક્તિ-યોગનો ક્રમ છે.

પ્રપત્તિ આ ભક્તિનું જ એક અંગ છે. આમાં સાધનથી સ્ફુરે છે તે સાધનભક્તિ છે, અને ઈશ્વરકૃપાથી સ્વતઃ સ્ફુરે છે તે ફલભક્તિ છે. હવે પ્રપત્તિ આ છ વાતને કહે છેઃ ભક્તિ-માર્ગને અનુકૂળ વિચારો કરવાનો સંકલ્પ, પ્રતિકૂળ વિચારોનો ત્યાગ, ઈશ્વર રક્ષા કરશે એવો વિશ્વાસ, રક્ષકની પસંદગી, ઈશ ઉપર પોતાનો ભાર નાખવો, આત્માર્પણ અને કાર્પણ્ય (ગર્વ-ત્યાગ અથવા અધીનતા). ભક્તિ બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ માટે છે, ત્યારે પ્રપત્તિ શૂદ્ર માટે છે.

ભાગવતમાં જે નવ પ્રકારની ભક્તિ કહી છે, તેમાંથી સખ્ય સિવાયના આઠ પ્રકારો અને ભગવાનનાં શંખાદિ આયુધોનાં ચિહ્નોનું ધારણ વગેરે બીજા આઠ પ્રકારો મળી સોળ પ્રકારથી વિષ્ણુપૂજા કરવાનું એ સંપ્રદાયમાં વિધાન છે.

'વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' (શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી-કૃત)માંથી ઉપર આપેલું તારણ તપાસતાં સ્પષ્ટ જણાશે કે, શ્રીરામાનુજજીના તાત્ત્વિક સિદ્ધાન્તોનું મૂળ ગીતા, ઉપનિષદો, ન્યાયશાસ્ત્ર અને બ્રહ્મસૂત્ર છે. સૃષ્ટિની ઉત્પત્તિના વિચારોનું મૂળ પૌરાણિક સાંખ્ય છે; અને એની વિષ્ણુપૂજાનું મૂળ જૂની પાંચરાત્ર સંહિતાઓ છે. આમ એમણે ભક્તિનાં મૂળતત્ત્વો ગીતામાંથી લઈ પાતંજલ યોગ સાથે એમને મેળવ્યાં છે અને પછી તેનો આળવારોની પરંપરાને અનુસરીને વિસ્તાર કર્યો છે. એમની ભક્તિનું આ સ્વરૂપ પ્રેમ કરતાં ધ્યાન અથવા ઉપાસના-ને વધારે મળતું છે. એમણે ભક્તિમાર્ગને ખાસ વૈદિક-

રૂપ આપ્યું છે, પણ એમનામાંથી નીકળેલા ફાંટાઓએ પાછું એને સર્વગ્રાહી લૌકિકરૂપ આપ્યું છે.

રામાનુજાચાર્ય જેમ સંપ્રદાયપ્રવર્તક તરીકે વિશિષ્ટ સ્થાનના અધિકારી છે, તેમ જગતના તત્ત્વદર્શીઓમાં પણ એમનું સ્થાન આગલી હરોળમાં છે. સર રાધાકૃષ્ણન કહે છે તેમ શંકરાચાર્યમાં જે ઊણપ લાગે છે, તે રામાનુજાચાર્યમાં વિશેષતારૂપે છે. એટલે રામાનુજાચાર્યનો જ્ઞાનકર્મસમુચ્ચયનો વાદ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વ્યાઘાતગર્ભ સિદ્ધ થાય તો પણ 'તત્ત્વજ્ઞાન અને સામાન્ય મનુષ્યના ધાર્મિક જીવનની વ્યવહારુ સંકલના કરવામાં એ સિદ્ધાન્ત ઘણો ઉપકારક થાય એવો છે.' વળી 'સગુણ બ્રહ્મને નેત્ર આગળ પ્રકાશતું રાખીને રામાનુજદર્શન નિરીશ્વરવાદ પ્રત્યે અરુચિ ઉપજાવવામાં ઠીક મદદ કરે છે.' સદ્ગત આચાર્ય ધ્રુવ કહે છે તેમ જો સામાન્ય જનતાને ભક્તિરસ ઉત્સાહથી પાવામાં આવે, તો તેમનું જીવન વધારે આર્ય અને મૃદુ થાય અને તે ખરા જ્ઞાનને માટે યોગ્ય બને. આ દૃષ્ટિએ રામાનુજાચાર્યના ઉપદેશની સામાન્ય લોકમાં પુષ્કળ જરૂર જણાય છે.

હવે થોડાક પ્રસંગો જોઈ, શ્રીરામાનુજજીના ભવ્ય જીવનની ઝાંખી કરીશું.

આચાર્યશ્રીને અનેક શિષ્યો મળ્યા અને એમાંનાં અનેકનાં જીવન પલટાઇ ગયાં. ધનુર્દાસ નામનો એક કામી અને અઘોરી પુરુષ હતો. તે પોતાની પત્ની કનકાંગા સાથે શ્રીરંગનાથના મેળામાં જતો હતો. તેની સાથે હજારો માણસોની ભીડ જામી હતી, અને સેવકો ધનુર્દાસની પત્ની ઉપર છત્ર ધરી રહ્યા હતા. આમ સર્વ મનુષ્યો તે સ્ત્રી તરફ આકર્ષાયા હતા અને ભગવત્સ્મરણ તો બાજુએ જ રહી ગયું હતું. રામાનુજ-

જીને આ નિર્લજ્જ દૃશ્ય જોઇને ભારે વેદના થઈ, તેમણે જેમતેમ કરીને ધનુર્દાસને પોતાની આગળ બોલાવ્યો અને તેને સાચી ભગવત્સેવા સમજાવી. સ્વામીજીના પ્રભાવથી તેનું જીવન ફરી ગયું. ઘરબાર છોડીને તે સ્વામીજીની જ સેવામાં રહેવા લાગ્યો. દશ દિવસમાં તો તે રામાનુજજીનો અત્યંત પ્રીતિપાત્ર ભક્ત થઈ ગયો અને તેથી બીજા સેવકોને તેની ઈર્ષ્યા થવા લાગી. સ્વામીજીને આની ગંધ આવી ગઈ. તેમણે કેટલાક વૈષ્ણવોને આજ્ઞા આપી : 'આ સર્વ વૈષ્ણવોનાં ધોતિયાં ને અંગૂછા ક્યાંક સંતાડી દો. જુઓ, તમે એ વસ્ત્રોને થોડાં થોડાં ચીરી પણ નાંખજો.' હવે સવાર થઈ અને વૈષ્ણવો પોતાનાં ધોતિયાં વગેરે શોધવા લાગ્યા. તે હાથ લાગ્યાં, પણ ક્યાંક ક્યાંક ફાટી ગયાં હતાં. આથી એ વૈષ્ણવો અંદરોઅંદર લડવા મંડ્યા અને એકબીજાને ગાળો દેવા લાગ્યા. આખરે સ્વામીજીએ વચ્ચે પડીને સમાધાન કરાવ્યું. આ પછી થોડેક દિવસે સ્વામીજીએ વૈષ્ણવોને કહ્યું : 'જુઓ, આ ધનુર્દાસ ખૂબ ધનવાન માણસ છે. તમે એનાં સર્વ ઘરેણાં અને સઘળું ધન લઈ આવો.' એટલે એ વૈષ્ણવો તો ધનુર્દાસને ત્યાં ઊપડ્યા. એના ઘરમા જે કાંઈ ઘરેણાં ને ધનસંપત્તિ હતાં તે બધું તેમણે ઉપાડી લીધું. તેઓ વધુ ધનની તપાસ કરવા લાગ્યા તો ત્યાં ધનુર્દાસની પત્નીના અંગ ઉપર આભૂષણો હતા! તુરત જ તેઓ એ કનકાંગા પાસે ગયા. તે તો ઊંઘમાં ઘસઘસાટ ઘોરતી હતી. વૈષ્ણવોએ એના એક પડખેનાં ઘરેણાં ઉતારી લીધાં. ત્યાં તો એ સ્ત્રી જાગી ગઈ. એને થયું: 'અહો! આ તો વૈષ્ણવો છે! આમને ઘરેણાંની જરૂર પડી હશે, એટલે આમ લેવા આવ્યા હશે. ભલે લઈ જાય. પણ આ મારે બીજે પડખે અલંકારો છે, તે એમને કેવી રીતે ખબર પડે!' આમ વિચારી

એણે પડખું ફેરવ્યું. પણ એટલે તો વૈષ્ણવો બીને નાસી ગયા!

સવાર થતાં કનકાંગાએ આ સર્વ વાત ધનુર્દાસને કહી. ધનુર્દાસે કહ્યું : 'અરે! તું પાસું જ શું કામ ફરી? તેથી તો વૈષ્ણવો બી ગયા. જા તું સ્વામીજી પાસે જા–મારે ત્યાં નહિ.' અને કનકાંગા રોતીકકળતી સ્વામીજી પાસે આવી. સ્વામીજીએ ધનુર્દાસને કહ્યું : 'ભાઈ! તું કેમ આમ કરે છે?' એટલે તેણે ઉત્તર આપ્યો: 'હે ભગવન્! આપ જ કહો, આણે પાસું ન ફેરવ્યું હોત તો વૈષ્ણવો ગભરાત નહિ. પણ આણે પડખું ફેરવ્યું એટલે તેઓ નાસી ગયા અને તેમનો મનોરથ પૂરો ન થયો.'

ત્યારે સ્વામીજીએ સર્વ વૈષ્ણવોને બોલાવીને કહ્યું : 'જુઓ, તમે તો યતિ, સંન્યાસી અને વૈષ્ણવ કહેવાઓ છો. છતાં તમે તમારાં ધોતિયાં અને અંગૂછાની જરા ચીંદરડી નીકળી, તેટલામાં એકબીજાની સાથે કજિયો કરવા મંડયા હતા. અને આ ધનુર્દાસ ને એની પત્ની કનકાંગા તો ગૃહસ્થી છે. તેમને તો ધન વગેરેની ખાસ જરૂર છે. છતાં તમે એમનાં ઘરેણાં વગેરે ઉપાડી લાવ્યા તો પણ આ બંને આટલા સ્વસ્થ ને ભક્તિભર્યાં છે. આથી જ હું ધનુર્દાસને મારી હાથલાકડી કરું છું.'

એક વાર સ્વામીજી કોઈ ગામે ગયા હતા. ત્યાં એમના બે શિષ્યો હતા. એક ધનાઢ્ય વાણિયો હતો અને બીજો અકિંચન બ્રાહ્મણ હતો. સ્વામીજીએ એ વરદાચાર્ય બ્રાહ્મણને ત્યાં જવા માંડયું. એમને આવતા જોઈને બ્રાહ્મણપત્ની અત્યંત પ્રસન્ન થઈ. પણ તેની પાસે પૂરતું વસ્ત્ર પણ પહેરવાનું નહોતું. આથી તે ઘરમાં છુપાઈ ગઈ. સ્વામીજી આ વાત સમજી ગયા. એમણે પોતાનું વસ્ત્ર ઘરમાં ફેંકયું અને તે બ્રાહ્મણપત્ની એ વસ્ત્ર પહેરીને સ્વામીજીને સત્કારવા લાગી. આમ સ્વામીજી પોતાના ઘરમાં પધાર્યા, એ બ્રાહ્મણીને ત્રિભુવનનો આનંદ

મળ્યાનો સંતોષ થયો. પણ એક મુશ્કેલી ઊભી થઈ. ઘરમાં ભોજનની કશી જ સામગ્રી નહોતી. એટલામાં વરદાચાર્ય આવી પહોંચ્યો અને પત્નીએ તેને બધી વાત કરી. છેવટે એક વાણિયા સાથે અમુક શરત કરીને બ્રાહ્મણી સામગ્રી લઈ આવી. સ્વામીજી સંતોષથી જમ્યા અને એમને પેલી અમુક શરતની તરત જ ખબર પડી. સ્વામીજીએ બાઇને કહ્યું: 'દીકરી! ભગવાનની આ થાળનો પ્રસાદ પેલા વાણિયાને આપજે હો.' અને જ્યાં બ્રાહ્મણી એ પ્રસાદ લઈને વાણિયા પાસે ગઈ ત્યાં વાણિયાએ એને માતા કહીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પછી વાણિયો પણ સ્વામીજીનો ઉત્તમ ભક્ત થઈ ગયો.

દીનહીન અંત્યજો પ્રત્યે શ્રીરામાનુજજીનું હૃદય કેટલું બધું કરુણાભર્યું હતું, તે એમણે એક મંદિરમાં હરિજનોને જે પ્રવેશ-અધિકાર આપ્યો છે, તેની નોંધમાં આપણે જોયું છે. નીચે એ જ પરમકરુણાનાં બે ઉજ્જ્વળ પ્રસંગો જોશું. એક વાર સ્વામીજી સ્નાન માટે જતા હતા. સાથે કેટલાક શિષ્યો હતા. જરા આગળ ચાલ્યા તો રસ્તામાં એક અંત્યજ બાઈ મળી. શિષ્યો-માંથી કેટલાક બૂમ પાડી ઊઠ્યા: 'અરે! શૂદ્ર! ખસી જા, માર્ગ આપ.' ત્યારે તે અંત્યજ બાઇએ કહ્યું: 'ભલા! મને બતાવશો તો ખરા કે મારે ક્યાં ખસી જાઉં? આ આખી પૃથ્વીને પરમાત્માએ પોતાનાં પગલાંથી પાવન જ કરી છે. જુઓને, ત્રિવિક્રમનાથે એક ડગલું ભરીને આ મર્ત્યલોકને માપી લીધો છે. કહો, મારે ક્યાં ખસવું?' આ સાંભળતાં જ સ્વામી-જીનું હૃદય કરુણાથી હાલી ઊઠ્યું. તેમણે એ બાઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને કહ્યું: 'બહેન! વૈષ્ણવભક્તનાં લક્ષણ તો તારા જ શરીર ઉપર શોભે છે—મારે તો ઠીક જ છે.'

સ્વામીજી વૃદ્ધ થઈ ગયા હતા, સ્નાન કરવા માટે કે

બીજે ક્યાંક જવાનું થતું ત્યારે તેમને કોઈના ખભાનો આધાર લેવો પડતો. આમ સ્નાન કરવા જતા ત્યારે સ્વામીજી બ્રાહ્મણ-શિષ્યના ખભાનો આધાર લેતા અને સ્નાન કર્યા પછી આવતાં તે શૂદ્રના ખભા ઉપર હાથ ટેકવીને ચાલતા. આથી જાતિ-અભિમાનમાં ભાન ભૂલેલા લોકો ફફડી ઊઠ્યા. તેઓ સમાધાન સૂચવવા લાગ્યાઃ 'ભગવન્! આપને શૂદ્રનો જ આધાર લેવો છે તો સ્નાન કરવા જતી વખતે તે લોને! સ્નાન કરી આવ્યા પછી બ્રાહ્મણોનો જ આધાર લો.' એટલે સ્વામીજીએ કહ્યું: 'ભાઈ! મારું જાતિઅભિમાન ગાળવાને માટે મારે સ્નાન કર્યા પછી શૂદ્રનો જ આધાર લેવો જોઈએ. પાણીથી આ અભિમાન ધોવાય એમ નથી. આ પ્રેમથી જ હું શુદ્ધ થાઉં છું.'

શ્રીરામાનુજાચાર્યના આ મહાન માનવધર્મમાં વીરતા રહી છે તેમ અપાર કરુણા છે. એ જ માનવધર્મની પુણ્ય સેરને એમની પાછળ જુદાજુદા વૈષ્ણવઆચાર્યોએ વિશાળ ને સુપુષ્ટ કરી છે. ભક્તિનો આ માનવધર્મ કૈલાસથી કન્યાકુમારી અને જગન્નાથથી દ્વારકા સુધી પોતાનાં તેજ પાથરી શક્યો છે અને તેણે ઇતિહાસની એક અણીની ઘડીએ સંતધર્મ પ્રકટાવી આપણી સંસ્કૃતિને સંજીવની આપી છે. સર રાધાકૃષ્ણન કહે છે તેમ એમની સામે જે કોયડો ઊભો હતો, તેને એમણે ઊંડી ને આશ્ચર્યકારી નિષ્ઠાથી તેમ જ નક્કર તર્કશક્તિથી હાથ ધર્યો હતો. એમણે ધર્મ અને તત્ત્વજ્ઞાનના સામસામા વિરોધી દેખાતા દાવાઓ વચ્ચેના અંતરાયને કાઢી નાખવાનો સમર્થ પ્રયત્ન કર્યો છે. એમણે સેશ્વર બ્રહ્મવાદનું ઉત્તમોત્તમ દર્શન આપ્યું છે અને તેમાં વિભુત્વનો પ્રકાશ છે.



# श्रीदत्तात्रेयजी

સત્યયુગમાં અત્રિ નામના એક મોટા તપસ્વી રાજર્ષિ થઇ ગયા છે. એમની સ્ત્રીનું નામ અનસૂયા હતું. અનસૂયાને સંતાન નહોતું. સંતાનની ઇચ્છાથી અનસૂયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ધ્યાન ધર્યું તથા બ્રહ્મચર્યાદિ વ્રત ધારણ કરીને કઠણ તપસ્યા કરી. અનસૂયાને ઘોર તપ કરતાં કરતાં ઘણો સમય થઇ ગયો, ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે દેવતાઓએ તેને પ્રત્યક્ષ દર્શન દીધાં અને કહ્યું: "અમે તારા તપથી પ્રસન્ન થયા છીએ. તું અમારી પાસેથી મનપસંદ વરદાન માગ." અનસૂયાએ કહ્યું: "દેવતાઓ! આપ મારા ઉપર પ્રસન્ન થયા છો તો આપ ત્રણે મારા ઉદરમાંથી પુત્રરૂપે જન્મ ધારણ કરો." અનસૂયાની એ વિનતિ સાંભળીને ત્રણે દેવતાઓએ 'તથાસ્તુ' કહ્યું અને ત્યાંથી અંતર્ધાન થઇ જઇને પોતપોતાને ધામ ગયા. ત્યાર પછી થોડો સમય વીત્યા પછી ત્રણે દેવતાઓએ એક પછી એક અનસૂયાના ગર્ભમાં જન્મ લીધો. પ્રથમ વિષ્ણુએ અવતાર લીધો તેમનું નામ દત્તાત્રેય પાડવામાં આવ્યું. વિષ્ણુએ અનસૂયાની કૂખમાંથી જન્મ ધારણ કરેલો હોવાથી, લોકો દત્તાત્રેયને વિષ્ણુ ભગવાનનો અવતાર કહેવા લાગ્યા. વળી વિષ્ણુમાં જેવી રીતે જ્ઞાન, વૈરાગ્ય આદિ ગુણો સ્વભાવથીજ હોય છે, તેવી રીતે દત્તાત્રેયમાં પણ જન્મથીજ જ્ઞાન, વૈરાગ્ય આદિ

ગુણ સ્વભાવથીજ આવ્યા હતા. પછી મહાદેવજીએ અનસૂયાને પેટે દુર્વાસા નામથી અવતાર ધારણ કર્યો. એમનો સ્વભાવ તમોગુણ-પ્રધાન હતો. પછી થોડા સમય પછી બ્રહ્માએ ચંદ્રમારૂપે તેના ગર્ભમાંથી જન્મ ધારણ કર્યો. એમનો સ્વભાવ બ્રહ્માની પેઠે રજો-ગુણપ્રધાન હતો. એ ત્રણ બાળકોમાંથી દત્તાત્રેયજી બાલ્યાવસ્થા-થીજ જ્ઞાન અને વૈરાગ્યને લીધે સાંસારિક બાબતોથી વિરક્ત રહેતા હતા; પરંતુ એ સહેજ મોટા થયા એટલે તેમના પિતા અત્રિ ઋ-ષિનો દેહાંત થયો અને બધાએ એમને વડીલ પુત્ર ગણીને રાજ-સિંહાસન ઉપર બેસાડ્યા. રાજગાદી ઉપર બેઠા પછી તેમણે થોડા સમય સુધી પ્રજાનું સારી પેઠે પાલન કર્યું અને દુષ્ટોને દંડ આપીને સજ્જનોનું રક્ષણ કર્યું. ત્યાર પછી એક દિવસ તેમના ચિત્તમાં રાજ્યના ઉપર ઘૃણા ઉત્પન્ન થઈ અને રાજપાટનો ત્યાગ કરીને એકલા વિચરવા લાગ્યા. એમની સૌમ્ય અને દયાળુ મૂર્તિ જોઈને ઘણા મુનિકુમારો પણ તેમની સાથે ગયા. જ્યાં જ્યાં દત્તાત્રેયજી જાય ત્યાં ત્યાં એ છોકરાઓ પણ જતા. દત્તાત્રેયજીએ એ મુનિકુ-મારોને પાછા વાળવાનો ઘણોએ યત્ન કર્યો પણ તેઓ પાછા હઠ્યા નહિ; ત્યારે દત્તાત્રેયજીએ એવો વિચાર કર્યો કે, એવું કાંઇ કામ કરવું જોઇએ કે જેથી આ કુમારોને મારા ઉપર તિરસ્કાર ઉપજે. કારણ કે ગ્લાનિ ઉપજ્યા વગર એ લોકો મારો પીછો નહિ છોડે. એવો વિચાર કરીને એક દિવસ દત્તાત્રેયજી વનમાં વિચરતા વિચ-રતા એક તળાવના કિનારા ઉપર જઇને ઊભા રહ્યા અને થોડી વાર પછી એકદમ એ તળાવમાં ડૂબકી મારીને ઘણી વાર સુધી એમાંજ સમાધિ લગાવીને બેસી રહ્યા; પરંતુ એ મુનિકુમારોને દત્તાત્રેયજી ઉપર એટલો બધો સ્નેહ હતો કે, તેઓ એમની રાહ જોતા તળાવ કિનારેજ ઊભા રહ્યા. દત્તાત્રેયજીએ જોયું કે આ છોકરાંઓ તો આમ કર્યાથી પણ ખસતા નથી, ત્યારે તેમણે બીજી યુક્તિ વાપરી.

તેમણે પોતાના યોગબળથી એક યુવાન સ્ત્રી અને મદિરાની રચના કરી. એક હાથથી એ સ્ત્રીનો હાથ પકડયો અને બીજા હાથમાં મદિરાનું પાત્ર પકડયું. આ સ્થિતિમાં તળાવની બહાર આવીને એ માયાવી રમણી સાથે અનેક કુચેષ્ટાઓ કરવા લાગ્યા. તેમનું આવું અધમ આચરણ જોઈને એ સદાચારપ્રિય મુનિકુમારોને દત્તાત્રેય ઉપર ઘણોજ તિરસ્કાર ઊપજ્યો અને તેમણે એકદમ તેમનો સંગાથ છોડી દીધો. બધા મુનિકુમારો ચાલ્યા ગયા એટલે દત્તાત્રેયજીએ પોતાની માયા સમેટી લીધી. માયારચિત રમણી તથા મદિરાપાત્ર અદૃશ્ય થઈ ગયાં. હવે દત્તાત્રેયજી અવધૂત થઇને વિચરવા લાગ્યા. કદી કોઈ નગરોમાં જઇને લોકોને દર્શન આપતા, તો કદી વન–ઉપવનમાં પરમાત્માની અગાધ લીલા નિહાળતા અને કદી પર્વતોની ગુફાઓમાં જઇને ધ્યાનમગ્ન થતા. વાસનાઓથી મુક્ત થઇને, જીવન્મુક્ત થઇને એ સર્વત્ર વિચરવા લાગ્યા. એક દિવસ દત્તાત્રેયજી પોતાની ધૂનમાં મગ્ન થઇને મસ્ત હસ્તીની માફક ચાલ્યા જતા હતા, એવામાં યદુ રાજાની દૃષ્ટિ તેમના ઉપર પડી. રાજાએ દત્તાત્રેયજીને પૂછયું: "હે મહારાજ! તમે વ્યાવહારિક કાર્યમાં જોડાયા નથી, છતાં આપની આ રીતે સર્વ લોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ શાથી થઇ છે? આપ વિદ્વાન છતાં પણ તે બુદ્ધિનો આશ્રય કરીને બાળકની પેઠે જગતમાં ફરો છો. મનુષ્યો ઘણું કરીને ધર્મ, અર્થ, કામ અને આત્માના વિચારમાં પ્રવૃત્તિ કરે છે અને તે પણ આયુષ્ય, યશ કે લક્ષ્મીની ઇચ્છાથીજ પ્રવૃત્તિ કરે છે.

"તમે તો સમર્થ છો, વિવેકી છો, કાર્યકુશળ છો, રૂપાળા છો, મધુર વાણી બોલનારા છો; છતાં જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે કંઈ કરતા નથી, તેમ કંઈ ઇચ્છતા નથી, સર્વ લોકો કામ અને લોભરૂપી દાવાનળ અગ્નિથી બળ્યા કરે છે, છતાં તમે ગંગાજળમાં

ઊભેલા હાથીની પેઠે તે અગ્નિથી મુક્ત છો અને તેનાથી સંતાપ પામતા નથી; આવો મહા આનંદ તમને ક્યાંથી મળ્યો? હે બ્રાહ્મણ! તમે વિષયના ભોગથી તથા સ્ત્રી પુત્રાદિકથી રહિત, કેવળ આત્મસ્વરૂપમાં રહેલા છો. આપને મનમાં આવો આનંદ શાથી રહે છે? તેનું કારણ અમે પૂછીએ છીએ માટે તે અમને કહો."

બ્રાહ્મણોને માનનારા, ઉત્તમ બુદ્ધિવાળા, યદુરાજાએ ઉપર પ્રમાણે સન્માનપૂર્વક પૂછ્યું. એટલે ગુરુ દત્તાત્રેયે નીચે પ્રમાણે કહ્યું.

"હે રાજા! બુદ્ધિથી સ્વીકારેલા મારા ઘણા ગુરુઓ છે. જે ગુરુઓ પાસેથી બુદ્ધિ મેળવીને હું આ સંસારમાં મુક્ત થઈને ફરું છું. તે ગુરુઓનાં નામ સાંભળો.

"પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, મધ ઉતારનારો પારધી, હરણ, માછલું, પિંગલા નામની વેશ્યા, ટીટોડી, બાળક, છોકરી, બાણ ઘડનાર, સર્પ, કરોળિયો તથા ભમરો; આ ચોવીસને મેં ગુરુ માનેલા છે અને તેમનાં આચરણો ઉપરથી મેં મારે પોતાને માટે ઉપદેશ ગ્રહણ કર્યો છે.

"હે પુરુષમાં સિંહ સમાન યદુરાજા! મેં જેની પાસેથી જે શિખામણ લીધી છે તથા જે પ્રમાણે લીધી છે તે સાંભળો.

"પ્રાણીઓ પૃથ્વીને પગ વતી દબાવે છે, તોપણ પૃથ્વી ચલાયમાન થતી નથી, તેમ દૈવને વશ રહેલાં પ્રાણીઓ દુઃખ દેતાં છતાં પણ ધીર પુરુષે તે પ્રાણીઓ દૈવને આધીન છે, એમ જાણવું અને પોતાના નિયમથી ચલાયમાન થવું નહિ. આ આચરણ હું પૃથ્વી પાસેથી શીખ્યો છું.

"ઝાડ, ખડ, ઝરણાં વગેરેને ઉત્પન્ન કરવાની પર્વતની સઘળી ક્રિયાઓ સદા પરોપકાર માટેજ હોય છે; તેમ સાધુ પુરુષે પણ પોતાની સર્વ ક્રિયાઓ તથા જન્મ પરોપકારને માટે રાખવાં જો-

ઇએ. વળી ઝાડ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. ઝાડ નિરંતર જેમ પરાધીન રહે છે, અર્થાત્ બીજા લોકો તેને કાપી અથવા ઉખેડીને લઇ જાય છે, તોપણ તે સ્વીકારે છે, તેમ મહાત્મા પુરુષે પણ પરાધીન રહેવું, અર્થાત્ બીજા મારી નાખે અથવા તો ઘસડી જાય તો તે પણ સહન કરવું.

"પ્રાણ, વાયુરૂપ છે અને તે બે પ્રકારનો છે. તેમાં પ્રાણરૂપ અને બહાર ફરનારા પ્રાણવાયુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. પ્રાણ જેમ કેવળ આહાર મળવાથીજ સંતોષ પામે છે પરંતુ રૂપ, રસાદિક ઇન્દ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણ આહારના લાભથીજ સંતોષ રાખવો, પરંતુ તેમાં સારાનરસા આહારની અથવા તો બીજા વિષયોની ઇચ્છા રાખવી નહિ. આહાર ન કરવાથી મન વિકળ થાય અને તેથી જ્ઞાનનો નાશ થાય, માટે દેહનો નિર્વાહ કરવા માટે આહારને ગ્રહણ કરવો પરંતુ સારા આહારની કે વિષયોની ઇચ્છા રાખવાથી વાણી અને મન વિક્ષેપ પામે છે, માટે જ્ઞાનનો નાશ ન થાય, તેમ વાણી અને મન વિક્ષેપ ન પામે તેવી રીતનો આહાર કરવો.

"વાયુ જેમ વનમાં હોય ત્યારે પ્રસન્ન થતો નથી અને અગ્નિમાં હોય ત્યારે ખિન્ન થતો નથી, તેમ ગુણદોષરહિત બુદ્ધિશાળી યોગીએ ટાઢ, તડકો વગેરે અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂળ વિષયો મળે ત્યારે પ્રસન્ન થવું નહિ અને પ્રતિકૂળ મળે ત્યારે ખિન્ન થવું નહિ.

"તેમ હું બહારના વાયુ પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. વાયુ જેમ દુર્ગંધી, સુગંધી જણાય છે, પરંતુ વસ્તુતઃ તો એ સુગંધી તેમ દુર્ગંધી કાંઈ પણ નથી; તેમ આત્મા પણ પૃથ્વીના વિકારરૂપ આ દેહમાં રહેલો હોવાથી જન્મમરણવાળો લાગે છે, પરંતુ વસ્તુતઃ એ જન્મમરણવાળો નથી.

"આકાશ નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો

છું. આકાશ જેમ સર્વત્ર વ્યાપક છે, છતાં તેને કોઇ વસ્તુનો સંગ નથી ને કોઈ પણ પદાર્થ તેનું માપ લઇ શકતો નથી, તેમ યોગીએ પણ દેહમાં રહ્યા છતાં બ્રહ્મસ્વરૂપની ભાવના કરીને, પોતાનો આત્મા સ્થાવર–જંગમોમાં અનુગત હોવાથી વ્યાપ્ત છે અને તે પણ મણિઓમાં સૂત્રની પેઠે નહિ, પરંતુ સર્વ અંશમાં વ્યાપ્ત છે, એમ જાણીને તે આત્મા દેહાદિકના સંગથી રહિત છે અને કોઇ પણ પદાર્થથી તેનો પરિચ્છેદ થઈ શકતો નથી; આમ વિચાર કરવો તથા વાયુએ પ્રેરેલા અને ક્ષણમાં નાશ થનારા તથા ક્ષણમાં આવનારા મેઘપટલ અથવા તો રજ વગેરે પદાર્થોનો જેમ આકાશને સ્પર્શ થતો નથી; તેમજ કાળે સર્જેલા પૃથ્વી, જળ તથા તેજમય દેહાદિક પદાર્થો જેઓ ક્ષણમાં ઉત્પન્ન થાય છે અને ક્ષણમાં નાશ પામે છે, તેઓ પણ આત્માનો સ્પર્શ કરી શકતા નથી, એમ યોગીઓએ જાણવું જોઇએ.

“જળ નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. પાણી જેમ સ્વચ્છ, સ્વાભાવિક, તથા સ્નિગ્ધ, મધુર, મનુષ્યને પવિત્ર થવાનું એક તીર્થરૂપ તથા જોવાથી, સ્પર્શ કરવાથી અને કીર્તન કરવાથી પવિત્ર કરે છે, તેમ યોગીઓએ પણ સ્વચ્છ, સ્વભાવથી સ્નિગ્ધ, મધુરભાષી, મનુષ્યોને પવિત્ર થવાના એક તીર્થરૂપ તથા દર્શન, સ્પર્શ અને કીર્તન કરવાથી બીજાઓને પવિત્ર કરવા જોઇએ.

“અગ્નિ નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું: અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રકાશમાન, કોઇથી પણ તિરસ્કારી શકાય નહિ તેવો, ઉદરરૂપીજ એક પાત્ર રાખનારો અને સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ નિર્દોષ રહે છે; તેમ યોગીએ પણ જ્ઞાનથી અતિ તેજસ્વી, તપથી પ્રકાશમાન, તિરસ્કાર કરી શકાય નહિ તેવા તથા પેટ વિના બીજું પાત્ર ન રાખનારા હોવું જોઇએ અને તે પ્રમાણે રહેવાથી સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ યોગી

દોષભાગી થતો નથી.

"વળી અગ્નિ જેમ કોઈ ઠેકાણે ગુપ્ત રહે છે, કોઈ ઠેકાણે સ્પષ્ટ રહે છે તથા કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય છે અને યજ્ઞમાં બળિ આપનારાઓનાં ભૂત–ભવિષ્યકાળનાં પાપોને બાળીને ભસ્મ કરે છે અને સર્વ ઠેકાણે બીજાની ઇચ્છાથી ભોજન કરે છે; તેમ યોગીએ પણ કોઇ ઠેકાણે પ્રગટ તથા કોઇ ઠેકાણે કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય થવું તથા અન્ન જમાડનારાઓનાં ભૂત–ભવિષ્યકાળનાં પાપોને બાળી નાખવાં અને બીજાઓની ઇચ્છાથી સર્વ ઠેકાણે ભોજન કરી લેવું.

"વળી અગ્નિ જેમ કાષ્ઠમાં રહેવાથી તે તે કાષ્ઠના સરખો વાંકો તથા ટૂંકો જણાય છે, પરંતુ વસ્તુતઃ એ વાંકો પણ નથી અને ટૂંકો પણ નથી; તેમ આત્મા પણ અવિદ્યાથી સર્જાયલા આ ઊંચનીચ દેહમાં રહેવાથી ઊંચનીચતાવાળો જણાય છે, પરંતુ ખરી રીતે તે ઊંચનીચ નથી, એમ યોગીએ જાણવું.

"ચંદ્રમા નામના ગુરુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું; શુકલ પક્ષમાં વધવું, કૃષ્ણપક્ષમાં ઘટવું, વગેરે જેમ ચંદ્રમાની કળાઓને થાય છે, પણ ચંદ્રમાને થતું નથી, તેમ જન્મથી મરણ સુધીના છ વિકારો પણ દેહને થાય છે, પણ આત્માને થતા નથી એમ યોગીએ જાણવું.

"વળી અગ્નિની જ્વાળાઓ ક્ષણે ક્ષણે નાશ પામે છે તથા ક્ષણે ક્ષણે નવી નવી ઉત્પન્ન થાય છે. પરંતુ તે જેમ આપણે જાણતા નથી, તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માની પાછળ લાગેલાં શરીરો ક્ષણે ક્ષણે નાશ પામે છે અને ક્ષણે ક્ષણે નવાં ઉત્પન્ન થાય છે, પરંતુ આપણે તે જાણતા નથી; માટે યોગીએ આ દેહને ક્ષણભંગુર જાણીને વૈરાગ્ય રાખવો જોઇએ.

"હું સૂર્ય નામના ગુરુ પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું:

સૂર્ય જેમ આઠ મહિના સુધી પોતાનાં કિરણો વડે પૃથ્વીમાંથી જળ ચૂસી લે છે અને વર્ષાઋતુમાં પાછું તે પાણી કિરણો વડે વરસાવે છે, પરંતુ તેમાં તે ગ્રહણ કરવાનું અથવા તો ત્યાગ કરવાનું અભિમાન કરતો નથી, તેમ યોગીએ પણ ઇન્દ્રિયોને ઉપયોગી વસ્તુ સ્વીકારવી અને કોઇ યાચના કરવા માટે આવે ત્યારે તે પદાર્થો આપી દેવા, પરંતુ તે પદાર્થો ઉપર આ મળ્યો અને આ આપી દીધો, એવું અભિમાન કરવું નહિ. વળી સૂર્ય જેમ આકાશમાં પોતાના સ્વરૂપમાં રહે છે, ત્યાં એકરૂપ છે, પરંતુ તે પાણીના કુંડ વગેરેની ઉપાધિઓમાં પ્રતિબિંબરૂપે રહે છે, ત્યારે સ્થૂલ બુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે. તેમજ આત્મા સ્વરૂપ છે, છતાં પણ તે દેહાદિકની ઉપાધિઓમાં સ્થૂલ બુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે; પરંતુ વસ્તુતઃ એકરૂપ છે એમ યોગીઓએ જાણવું.

"હું હોલા પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. કોઇ પણ પુરુષે કોઇ પણ ઠેકાણે અતિ પ્રીતિ કે લાલનપાલન વગેરેની અત્યંત આસક્તિ રાખવી નહિ. પુરુષ જો આત્માસક્તિ કરે છે, તો દીન બુદ્ધિવાળા હોલાની પેઠે સંતાપ પામે છે.

"કોઈ એક હોલો વનમાં ઝાડ ઉપર માળો બાંધીને, તેમાં પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાંએક વર્ષ સુધી રહ્યો હતો. સ્નેહથી એક હૃદયવાળાં બન્ને ગૃહસ્થાશ્રમી જોડાએ અન્યોન્ય દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અંગ સાથે અંગ અને બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી.

"તે બન્ને જણાં વિશ્વાસથી સૂવું, બેસવું, ફરવું, ઊભાં રહેવું; વાતો કરવી, રમત રમવી તથા ખાવું વગેરે ક્રિયાઓ ભેળાં થઇને વનમાં એક સાથેજ કરતાં હતાં.

"હે યદુરાજા ! પેલી હોલી, હોલાને સંતોષ આપતી અને તેનું પ્રેમપાત્ર બની ગઈ હતી. તે જે જે વસ્તુ માગતી હતી તે તે વસ્તુ ઇન્દ્રિયાધીન હોલો દુઃખ સહન કરીને પણ લાવી આપતો હતો.

"તે પતિવ્રતા હોલીને પ્રથમ ગર્ભ રહ્યો અને વિયાવાનો સમય થયો એટલે તે હોલીએ માળામાં પોતાના પતિની સંમુખ ઈંડાં મૂક્યાં.

"તે ઈંડાં જે પાણીથી ભરેલાં હતાં, તેઓમાં ભગવાનની અચિંત્ય શક્તિવાળી માયા વડે સમય થયો એટલે અવયવો થયા અને તે ઈંડાં કુમળાં શરીરવાળાં અને રૂંવાડાંવાળાં થયાં. બચ્ચાં ઉપર વહાલ ધરાવનારું એ જોડું પ્રસન્ન થઈને તે બચ્ચાંનું પોષણ કરવા લાગ્યું. તેઓનું મધુર ભાષણ સાંભળવા લાગ્યું અને તે બચ્ચાંઓના મધુર શબ્દોથી આનંદ પામવા લાગ્યું.

"સદા આનંદમાં રહેતાં તે બચ્ચાંનાં કોમળ પીંછાંથી, કલ શબ્દોથી, નિર્દોષ રમતગમતથી તથા પોતાની સામાં આવવાથી તે હોલોહોલી પ્રસન્ન થતાં.

"તે બન્ને સ્રીપુરુષનું હૃદય સ્નેહથી અન્યોન્ય બંધાઈ ગયું હતું, તેઓ વિષ્ણુની માયા વડે મોહ પામેલાં હતાં, તેથી દીનબુદ્ધિવાળાં તે બન્ને પક્ષીઓ પોતાનાં બચ્ચાંનું પોષણ કરતાં હતાં. એક દિવસ તે બન્ને કુટુંબી પક્ષીઓ બચ્ચાંને માટે ચારો લેવા સારુ વનમાં ગયાં; ત્યાં ચારાની ઇચ્છાથી તે બન્ને ઘણી વાર સુધી ભટક્યાં. એટલામાં કોઇએક પારધી વનમાં ફરતો ફરતો પેલાં બચ્ચાંના માળાની પાસે આવ્યો અને તે બચ્ચાંને પોતાના માળાની પાસે ઊડતાં દીઠાં. એટલે જાળ ફેલાવીને તે બચ્ચાંને પકડી લીધાં. એટલામાં બચ્ચાંનું પોષણ કરવામાં નિત્ય ઉત્કંઠા ધરાવનારાં હોલોહોલી ખાવાનું લેવા માટે વનમાં ગયાં હતાં, તે ચારો લઇને પોતાના માળા તરફ આવ્યાં.

"પેલી કપોતી પોતાનાં બચ્ચાંને જાળમાં સપડાઇ ગયેલાં અને તેને લીધે ચીસો પાડતાં જોઇને અત્યંત ખિન્ન થઇ ગઇ અને રડતી રડતી તે બચ્ચાંઓની તરફ દોડી. નિત્યના સ્નેહપાશથી બંધાયલી તથા ભગવાનની માયા વડે દીન મનની થઇ પડેલી હોલી, બચ્ચાંઓને બંધાયલાં જોયાં હતાં, છતાં પણ પોતે ભાન ભૂલી

જઇને તે જાળમાં બંધાઈ ગઇ.

"પ્રાણ કરતાં પણ વિશેષ વહાલાં બચ્ચાંને તથા પોતાને યોગ્ય એવી સ્ત્રીને જાળમાં બંધાયલી જોઇને રાંક બુદ્ધિવાળો હોલો બહુજ દુઃખી થઇને વિલાપ કરવા લાગ્યો: 'અરે રે! મારો સંહાર થઇ ગયો તેના તરફ દૃષ્ટિ કરો! હું અલ્પ પુણ્યવાળો તથા દુષ્ટ બુદ્ધિવાળો છું. હજી મારી તૃષ્ણાઓ પણ તૃપ્ત થઇ નથી. તેમ મારા મનોરથો પણ પૂર્ણ થયા નથી, એટલામાં તો ધર્મ, અર્થ અને કામને સંપાદન કરવાના સ્થાનરૂપ મારું ઘર ભાંગી ગયું.

"'મારે યોગ્ય, મારે અનુકૂલ રહેનારી તથા પતિવ્રતા એવી આ સ્ત્રી મને આ ઉજ્જડ ઘરમાં રઝળાવીને પોતાનાં ભલાં બચ્ચાંની સાથે સ્વર્ગમાં જાય છે. હું રાંક થઇ ગયો, રંડાયો, મારું જીવન ખારું થઇ ગયું, મારાં બચ્ચાં મરી ગયાં; માટે હવે આ સૂના ઘરમાં મારે શા માટે જીવવાની ઇચ્છા કરવી જોઇએ?'

"આ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ખ તથા રાંક થઇ પડેલો હોલો ઉપર કહ્યા પ્રમાણે પેલાં બચ્ચાંને અને હોલીને જાળમાં ફસાયલાં, કાળના મુખમાં કોળિયારૂપ થઇ પડેલાં અને તરફડતાં જોયાં, છતાં પણ પોતે જાળમાં ફસાઇ પડ્યો. આ પ્રમાણે ગૃહસ્થ હોલોહોલી તથા તેમનાં બચ્ચાંને મેળવીને તે ક્રૂર પારધીનું કામ પૂર્ણ થઇ ગયું અને તે પોતાને ઘેર ગયો.

"જે ચંચળ ચિત્તવાળો કુટુંબી મનુષ્ય સુખદુઃખાદિ દ્વંદ્વ પદાર્થોમાં આસક્ત થઇ, રાંક બુદ્ધિથી કુટુંબનું પોષણ કરે છે, તે મનુષ્ય આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે.

"ઘરમાં થયેલી આસક્તિ જ્યારે પશુપક્ષીઓને પણ અનર્થકારી થઇ પડે છે, ત્યારે મનુષ્યને અનર્થકારક થઇ પડે તેમાં તો શું કહેવું? માટે જે મુક્તિનાં ઉઘાડાં બારણાં જેવા મનુષ્યના અવતારને પામીને હોલાની પેઠે ઘરની જંજાળમાં બંધાઇ રહે છે, તે

મનુષ્ય ઉપર ચડી નીચે પડ્યો, એમ વિવેકી પુરુષો જાણે છે.”

આ પ્રમાણે પોતાના આઠ ગુરુઓનું વર્ણન કર્યા પછી ગુરુ દત્તાત્રેય રાજાને ઉપદેશે છે કે, “હે રાજા! ઉદ્યમ કર્યા વિના પણ પ્રારબ્ધના બળથી જેમ દુઃખ પોતાની મેળેજ મળે છે, તેને માટે પ્રયત્ન કરવો પડતો નથી, તેમ સ્વર્ગમાં અને નરકમાં જ્યાં હોઇએ ત્યાં ઇન્દ્રિય સંબંધી સુખ પણ પોતાની મેળેજ મળે છે, માટે જ્ઞાની પુરુષે સુખ માટે પ્રયત્ન કરવો નહિ.

“હું અજગર પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. અજગરને જેમ ઉદ્યમ વિના પણ પ્રારબ્ધના વશથી પોતાની મેળે સારુંનરસું અને ઝાઝુંથોડું જે કાંઇ મળે છે, તેના ઉપર તે આજીવિકા કરે છે; તેમ યોગીએ પણ ઉદ્યમરહિત થઇને સારુંનરસું તથા ઝાઝુંથોડું જે કાંઈ ખાવાનું મળે, તેના ઉપર આજીવિકા કરવી.

“પરંતુ ખાવાનું મળે નહિ ત્યારે પણ ઉદ્યોગ કરવો નહિ; પણ પ્રારબ્ધ ઉપરજ આસ્થા રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સુધી સૂઇ રહેવું. ઇન્દ્રિયોનું, મનનું તથા શરીરનું બળ હોય તોપણ દેહથી કાંઈ પણ કર્મ કરવું નહિ પરંતુ સૂઈ રહેવું. આત્મપ્રાપ્તિ-રૂપી સ્વાર્થમાં લક્ષ રાખવું અને ઇન્દ્રિયો સંપૂર્ણ હોય તોપણ તે-ઓનાથી કાંઈ વ્યાપાર કરવો નહિ.

“ ગંભીર સમુદ્રની પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. સ્થિર જળથી ભરેલો મહાસાગર જેમ ઉપરથી પ્રસન્ન દેખાય છે, અંદર ગંભીર હોય છે, જેના તળિયાને કોઈ અડી શકતું નથી, જેમ તેના પારને કોઈ પહોંચી શકતું નથી, કારણ કે તે અનંત અને અપાર છે. વળી તે ક્ષોભ પમાડી શકાય નહિ એવો છે, તેમ યોગીએ પણ ઉપરથી પ્રસન્ન રહેવું, અંદર ગંભીરતા રાખવી, કોઈ પણ તલ-સ્પર્શ કરી શકે નહિ તેવા થવું તથા કોઈ ઉલ્લંઘન કરી શકે નહિ તેવા થવું. સ્વસ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી, દેશથી તથા

અવધિથી થતા અમુક માપરહિત થવું અને રાગદ્વેષાદિનો ત્યાગ કરીને નિર્વિકાર થવું જોઇએ. વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં ઘણી નદીઓ મળવાથી વધી જતો નથી ને ગ્રીષ્મઋતુમાં નદીઓ ન મળવાથી સુકાઇ જતો નથી; તેમ યોગીએ પણ નારાયણ ઉપર એકાંત ભાવ રાખવો. સંપૂર્ણ વૈભવો મળે તોપણ રાજી થવું નહિ, તેમ વૈભવો ન મળે તો તેથી ખિન્ન થવું નહિ.

" રૂપ ઉપર મોહિત થવાથી કેવું દુઃખ પડે છે તે હું પતંગિયા પાસેથી શીખ્યો છું. પતંગિયું જેમ અગ્નિનું રૂપ જોઈ તેના રૂપ ઉપર લોભાઇને તેમાં પડે છે; તેમ ઇન્દ્રિયાધીન પુરુષ પણ પરમાત્માની માયારૂપી સ્ત્રીનું રૂપ જોઇ તેના વિલાસોથી લોભાઇને મહા મોહમાં પડે છે."

" મૂઢ મનુષ્ય ઈશ્વરની રચેલી સ્ત્રી, સુવર્ણ, આભૂષણ તથા વસ્ત્રાદિક પદાર્થો ઉપર ઉપભોગની બુદ્ધિથી અંતઃકરણપૂર્વક આશાવાળો થાય છે અને પછી પતંગિયાની પેઠે મોહથી આંધળો થઇને નાશ પામે છે, માટે યોગીએ માયાવિરચિત પદાર્થોની લગીરે ઇચ્છા રાખવી નહિ.

" મધુકર પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. મધુકર જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં વાસ કરે છે, તે જ્યારે સાયંકાળે કમળ બિડાઇ જાય છે, ત્યારે તેમાં કેદ થઇ જાય છે; તેમ યોગી પણ ઉત્તમોત્તમ પદાર્થોના લોભથી એકજ ગૃહસ્થના ઘરનો આશ્રય કરે છે, તો તેના ઉપર મોહિત થવાથી બંધાઇ જાય છે. માટે યોગીએ ગૃહસ્થોને દુઃખ ન આપતાં જેટલા અન્નથી પોતાનો દેહ ટકી રહે, તેટલાજ થોડા અન્નના કોળિયા ખાવા. પરંતુ મધુકરની પેઠે અતિ લોભમાં પડવું નહિ.

" વળી ભ્રમર જેમ નાનાંમોટાં સર્વ પુષ્પોમાંથી સાર સાર ગ્રહણ કરે છે, તેમ વિદ્વાન યોગીએ પણ નાનાંમોટાં શાસ્ત્રોમાંથી

સાર સાર ગ્રહણ કરવો જોઇએ.

“ હું મધમાખી પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. મધમાખી મધનો સંગ્રહ કરે છે તેથી તેને જેમ મરવું પડે છે; તેમ યોગી પણ જો આજને માટે અથવા તો આવતી કાલને માટે અન્નાદિકનો સંગ્રહ કરી રાખે તો તેને પણ મરવું પડે છે. માટે યોગીએ જેટલું હાથમાં રહી શકે તેટલુંજ લેવું, વધારે લેવું નહિ; તેમ અન્ન ભરી રાખવા માટે માત્ર પેટરૂપીજ એક વાસણ રાખવું, મધમાખીની પેઠે સંગ્રહકર્તા થવું નહિ.

“ સંન્યાસીએ સાયંકાળ માટે તથા આવતી કાલ માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહિ. જો મધમાખીની પેઠે સંગ્રહ કરે છે, તો તે સંગ્રહની સાથેજ પોતાનો નાશ થાય છે.

“ સ્ત્રીનો સંગ કરવાથી કેવું અનિષ્ટ થાય છે, તે વિષે હું હાથીની પાસેથી શીખ્યો છું. હાથી પોતાને પકડનારાઓએ જેમ લાકડાની હાથણી કરીને સામી ઊભી રાખી હોય તેને મેળવવાના લોભથી તેની પાસે જાય છે કે, વચ્ચે ખડ વગેરેથી ઢાંકી રાખેલા કૂવા વગેરેમાં પડીને બંધાઇ જાય છે; તેમ પુરુષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાના લોભથી બંધાઇ જાય છે. માટે યોગીએ લાકડાની પૂતળીનો પણ સ્પર્શ કરવો નહિ અને તે પણ હાથથી તો શું પરંતુ પગથી પણ સ્પર્શ કરવો નહિ.

“ બુદ્ધિશાળી યોગીએ પોતાનો નાશ કરનાર સ્ત્રીઓનો કોઇ દિવસ સંગ કરવો નહિ. યોગી જો સ્ત્રીનો સંગ કરે છે, તો હાથણીનો સંગ કરનાર હાથીનો જેમ બીજા બળવાન હાથીઓ નાશ કરે છે, તેમ સ્ત્રીનો સંગ કરનારા પુરુષનો પણ બીજા બળવાન પુરુષો નાશ કરે છે.

“ ધનનો ત્યાગ તથા ઉપભોગ ન કરવાથી કેવું અનિષ્ટ થાય છે, તે વિષે હું પારધી પાસેથી શીખ્યો છું. મધમાખીઓએ ઘણા

દુઃખથી એકઠું કરી રાખેલું મધ જેમ પારધી ભોગવે છે, તેમ લોભીઓએ ઘણાં સંકટ વેઠીને સંગ્રહ કરી રાખેલું ધન દાનમાં અથવા તો ઉપભોગમાં ઉપયોગી થતું નથી, પરંતુ તેને કોઇ બીજો બળવાન પુરુષ ભોગવે છે, તેની પાસેથી કોઇ ત્રીજો ધણી ભોગવે છે અને તેની પાસેથી વળી ચોથો બળવાન ધણી ભોગવે છે. ઝાડના કોતરમાં તથા બીજા ગુપ્ત સ્થાનમાં મધપૂડા હોય છે, તેને પારધી જેમ જાણે છે અને તેને લાવે છે; તેમ લોભી મનુષ્યે પણ ગુપ્ત સ્થાનમાં સંગ્રહી રાખેલા ધનને પણ બીજા લોકો જાણી જાય છે અને ત્યાંથી હરી લાવે છે; માટે યોગીએ સંગ્રહ કરવો નહિ, તેમ મધમાખીઓ ઘણા કષ્ટથી મધને એકઠું કરીને તેને ભોગવતી નથી, તેટલામાં તો તેની પહેલાં પારધીઓ તેનો ઉપભોગ કરે છે, તેમ ગૃહસ્થો બહુ સંકટો વેઠીને મેળવેલા ધન વડે ઘરનાં સુખોની ઇચ્છા કરે છે અને ઘરમાં ભોજનાદિક રાંધીને તૈયાર કરે છે, તે અન્ન તેઓના ખાધા પહેલાંજ સંન્યાસીઓ ખાઈ જાય છે, માટે યોગીઓને ઉદ્યમ વિના પણ સર્વ વૈભવ મળે છે.

"ગાયનમાં મોહિત થવાથી કેવું અનિષ્ટ થાય છે, તે હું હરિણ પાસેથી શીખ્યો છું: વનમાં ફરનારું હરિણ જેમ પારધીના ગાયનથી મોહિત થઇને બંધાઈ જાય છે, તેમ વનમાં ફરનારો સંન્યાસી પણ ગાયન સાંભળે, તો તેના ઉપર મોહિત થઇને બંધાઈ જાય છે, માટે સંન્યાસીએ કોઈ પણ દિવસ વિષય સંબંધી ગાયન સાંભળવું નહિ. હરિણીના પુત્ર ઋષ્યશૃંગ ઋષિ વેશ્યાઓના સંગમાં વિષયોથી ભરેલાં નૃત્યો, વાદિત્રો અને ગાયનો સેવવાથી એક રમકડાની પેઠે વેશ્યાઓને અધીન થઇ ગયા હતા; માટે યોગીએ વિષયી ગાયન સાંભળવું નહિ.

"હું માછલા પાસેથી જે શીખ્યો છું તે સાંભળો. માછલું જિહ્વારસના લોભથી આંકડો ગળીને તેનાથી જેમ વીંધાઇને મરણ

પામે છે, તેમ રસમાં મોહિત થયેલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુઃખ દેનારી જિહ્વા વડે મરણ પામે છે.

"વિદ્વાન મનુષ્યો આહારનો ત્યાગ કરવાથી અન્ય ઇન્દ્રિયોને ઝટ વશ કરી શકે છે, પરંતુ જિહ્વાને વશ કરી શકતા નથી; કારણ કે અન્નનો ત્યાગ કરવાથી જીભનો લોભ વધે છે.

"બીજી ઇન્દ્રિયોને જીત્યા છતાં પણ જ્યાંસુધી જિહ્વા-ઇન્દ્રિયને જીતી ન હોય ત્યાંસુધી પુરુષ જિતેંદ્રિય કહેવાતો નથી. જો જીભ જિતાઇ તો સર્વ ઇન્દ્રિયો જિતાઇ સમજવી. માટે યોગીએ રસની ઇચ્છાનો ત્યાગ કરીને ઔષધની પેઠે અન્ન ખાવું.

"હે રાજા! પૂર્વે વિદેહનગરમાં પિંગળા નામની એક વેશ્યા રહેતી હતી. તેની પાસેથી હું નિરાશા શીખ્યો છું.

"એક પિંગળા નામની વેશ્યા એક દિવસે પુરુષને પોતાના રતિમંદિરમાં લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરીને સાંજને વખતે પોતાના ઘરના બારણાના બહારના ભાગમાં બેઠી. તે ધનની ઇચ્છાવાળી વેશ્યા માર્ગમાં આવતા ધનાઢ્ય પુરુષોને જોતી; તે જાણુતી હતી કે, આ પુરુષો મને ધન આપશે તથા મારી સાથે સૂરત કરશે, આવેલા પુરુષો પાછા ગયા; પછી પેલી સંકેતબુદ્ધિથી આજીવિકા કરનારી વેશ્યા વિચાર કરવા લાગી કે, વળી બીજો કોઈ પણ ધનાઢ્ય પુરુષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે. આવી દુષ્ટ આશાથી તે વેશ્યાની નિદ્રા ઊડી ગઈ અને બારણાના બહારના ભાગમાં બેઠેલી તે વેશ્યા ઘડીકમાં અંદર આવતી અને ઘડીકમાં પાછી બહાર નીકળતી હતી. આ પ્રમાણે કરતાં કરતાં મધ્ય રાત્રિ વીતી ગઈ. આ રીતે ધનની આશાથી તેનું મન દીન થઇ પડ્યું, મુખમાં શોષ પડવા લાગ્યો, મહાખેદ થવા લાગ્યો અને તે ખેદથી હવે આ ધંધો ત્યાગ કરવો એજ સારું છે, એવી ચિંતાને લીધે સુખકારક મોટો ખેદ થયો. જેના મનમાં ખેદ થયો

હતો એવી રાંક મનની તે વેશ્યાએ તે સમયે ગીત ગાયું હતું, તે હું તમને કહું છું તે સાંભળો:–પુરુષોને જે નિર્વેદ એટલે હવે ઘણું થયું, આવી બુદ્ધિ થાય છે તે આશારૂપી પાશોને કાપી નાખવામાં તલવાર સમાન છે. હે રાજા! જ્યાંસુધી નિર્વેદ ઉત્પન્ન થતો નથી ત્યાંસુધી પુરુષ દેહનાં બંધનનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. દૃષ્ટાંતમાં જેમ વિજ્ઞાનરહિત અવિવેકી મનુષ્ય મમતાનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ વિવેક થયા પછી તેજ તેનો ત્યાગ કરે છે.

"પિંગળા ખિન્ન થઇને ગાય છે: 'અરેરે! હું અવિવેકી હોવાથી મનને અધીન છું. મારા મોહનો વિસ્તાર તો જુઓ! જે મોહને લીધે હું મૂર્ખ, એક હલકા પુરુષની પાસેથી કામનાની ઇચ્છા રાખું છું. આ અપરોક્ષ અંતર્યામી, નિત્ય પાસે રહેનારા, ધન આપનારા તથા આનંદ આપનારા ઇશ્વરનો ત્યાગ કરીને કામના ન પૂરનારા પરંતુ દુઃખ, શોક, મોહ, વગેરે આપનારા હલકા પુરુષને હું મૂર્ખી સેવું છું!

"'અરેરે! હું સ્રીલંપટ, લોભી તથા શોક કરવા યોગ્ય પુરુષને મારું શરીર વેચી, તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખું છું અને સંકેતની વૃત્તિરૂપી અતિ નીચ ધંધા વડે હું મારા અંતઃકરણને સંતાપમાં નાખું છું. પુરુષનું શરીર એ એક ઘર છે. જેમાં વળાઓ, વળીઓ અને આડસરો હાડકાંનાં બનેલાં છે અને તેની અંદર વિષ્ટા તથા મૂત્ર ભરેલું છે, જેનો ઉપરનો ભાગ ચામડાથી, રૂંવાડાંથી તથા નખોથી મઢેલો છે. આવા પુરુષને મારા વિના બીજી કઇ સ્રી સેવે? આ મહાજ્ઞાની વિદેહ રાજાની નગરીમાં હુંજ એક મંદબુદ્ધિવાળી અને દુષ્ટ છું, કારણ કે હુંજ સ્વસ્વરૂપને આપનારા તથા અંતર્યામી એવા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરીને ભોગની ઇચ્છા કરું છું. વિચાર કરતાં તો આ ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર તથા પરમપ્રિય આત્મારૂપ છે. માટે હું મારા મન વડે

તેમનેજ વેચાતા લઇને હવે લક્ષ્મીની પેઠે તેમની સાથે વિહાર કરું. વિષયો, વિષયો આપનારા પુરુષો તથા દેવતાએ। આદિ તથા અંતવાળા છે અને કાળના મુખમાં પડેલા છે. તેઓએ મારું અબજાનું શું હિત કર્યું છે? કંઇ પણ કર્યું નથી. માટે આ લોક તથા પરલોકમાં ઈશ્વર વિના બીજો કોઈ પણ સેવા કરવા યોગ્ય નથી. પૂર્વજન્મનાં કોઈ પણ શુભ કર્મને લીધે ભગવાન વિષ્ણુ મારા ઉપર ખરેખર પ્રસન્ન થયા છે. આ દુઃખકારક આશા ઉપર મને સુખાકારી વૈરાગ્ય ઊપજ્યો. મારું ભાગ્ય મંદ હોત તો મને આ રીતે વૈરાગ્ય આપનારા ક્લેશો થાત નહિ, વૈરાગ્યને લીધે પુરુષ ઘર વગેરે સર્વ પરિવારનો ત્યાગ કરીને શાંતિ પામે છે. માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવારૂપી જે મારા ઉપર ઉપકાર કર્યો છે, તેને હું મારા માથા ઉપર ચડાવું છું અને પામર મનુષ્યોની સાથે રહેલી દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરીને તે ઈશ્વરને શરણે જાઉં છું, તેમ હવે હું સંતોષ રાખીશ અને આ વિષય ઉપર શ્રદ્ધા રાખીશ, જે કંઈ મળશે તેનાથી આજીવિકા ચલાવીશ અને આત્મારૂપી પતિની સાથેજ વિહાર કરીશ. કારણ કે સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોથી આંધળા થયેલા અને કાળરૂપી સર્પથી ગળાયલા જીવનું રક્ષણ કરવા ભગવાન વિના બીજો કોણ સમર્થ છે? હું કંઇ રક્ષા કરવાની આશાથી શ્રીહરિને ભજીશ નહિ. કારણ કે જીવ જ્યારે આ જગતને કાળરૂપી સર્પથી ગળાયલું જુએ છે અને તેનાથી સાવધાન થઇને આ લોકના અને પરલોકના ભોગથી વૈરાગ્ય પામે છે, ત્યારે પોતેજ પોતાનું રક્ષણ કરવાને સમર્થ થાય છે. માટે હું તો કેવળ પ્રેમથીજ ભગવાનને ભજીશ.' (શ્રીગુરુ દત્તાત્રેય કહે છેઃ) તે પિંગળા વેશ્યા ઉપર પ્રમાણે નિશ્ચય કરીને જારની આશાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશા કાપી નાખી, શાંત થઇને શય્યામાં સૂતી. આ વાતમાંથી મેં એ સાર ગ્રહણ કર્યો કે, આશા રાખવી

એજ મોટું દુઃખ છે અને નિરાશા રાખવી એજ મોટું સુખ છે; કારણ કે પિંગળા જારની આશા છોડી દીધા પછીજ સુખે સૂતી હતી."

ગુરુ દત્તાત્રેય કહે છેઃ "એક ટિટોડો ચાંચમાં માંસનો પિંડ લઇને ઊડતો હતો, એટલામાં બીજા બળવાન ટિટોડાઓ–જેઓની પાસે માંસ ન હતું, તેઓ તેને મારવા લાગ્યા; એટલે તે ટિટોડો માંસનો ત્યાગ કરીને સુખ પામ્યો હતો. આ રીતે હું તે ટિટોડા પાસેથી શીખ્યો કે, જે જે ઘણીજ પ્રિય વસ્તુઓ હોય તેનો સ્વીકાર કરવો એજ દુઃખદાયી છે, એમ જાણીને જે પુરુષ પોતાના કુટું-બાદિનો તથા સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે, તે પુરુષ અનંત સુખ પામે છે.

"હું બાળક પાસેથી જે શીખ્યો છું, તે સાંભળો. બાળક છો-કરાને જેમ માન અને અપમાન હોતું નથી, તેમ ઘરબારવાળા અને છોકરાંવાળાને જે ચિંતા થાય છે તે ચિંતા પણ તેને હોતી નથી; તેમ મને પણ માન, અપમાન નથી તથા ચિંતા પણ નથી. હું મારી પોતાની સાથેજ રમું છું અને મારી પોતાની ઉપર પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમાં ફર્યા કરું છું. જે મૂર્ખ તથા ઉદ્યમ-રહિત બાળક હોય તે અને જે ગુણથી પર એવા ઈશ્વરને પામેલો હોય તે, એ બેજ પુરુષોને ચિંતાથી મુક્ત થયેલા અને પરમા-નંદમાં નિમગ્ન થયેલા જાણવા.

"કુંવારી કન્યા પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. કોઈ એક ગામમાં એક ગૃહસ્થને કુંવારી પુત્રી હતી. તે પુત્રીને ઘરમાં આવ્યાગયાની સંભાળ માટે રાખી, ગૃહસ્થ તથા બીજાં મનુષ્યો કોઇ કામને લીધે બહાર ગયાં હતાં; એટલામાં તે કન્યાનું વેવિશાળ કરવા માટે વર તરફના લોકો તે ગૃહસ્થને ઘેર પરોણા તરીકે આવ્યા. પેલી કુંવારી કન્યાએ તે પરોણાની સારી પરોણાચાકરી કરી. હે રાજા ! તે કન્યા, આવેલા પરોણાને જમાડવા માટે એકાં-

તમાં શાળ ખાંડવા બેઠી, તે વખતે તેના હાથમાં પહેરેલી ચૂડીઓ બહુજ રણકાર કરવા માંડી. એટલે તે કન્યાએ વિચાર્યું કે, 'હું પોતે શાળ ખાંડવા બેઠી છું, એ ઠીક ગણાય નહિ. આ વાત આ પરોણા જાણશે તો મારાં માતપિતાને દરિદ્રી ગણશે.' આવો વિચાર કરીને તે બુદ્ધિશાળી કન્યાએ લજ્જાથી બન્ને હાથમાંથી સર્વ ચૂડીઓ કાઢી નાખી, માત્ર બબ્બે ચૂડીઓજ રાખી. આમ કરીને ખાંડવા માંડતાં પેલી બબ્બે ચૂડીઓ પણ ખખડવા માંડી એટલે તે કન્યાએ બન્ને હાથમાંથી પાછી એક એક ચૂડી પણ કાઢી નાખી એટલે એક એક ચૂડી રહી, તે ચૂડીનો શબ્દ થયો નહિ. હે યદુરાજા ! હું લોકોનું તત્ત્વ જાણવાની ઇચ્છાથી આ લોકમાં ફરું છું, તેથી મેં કન્યાની પાસેથી આ ઉપદેશ ગ્રહણ કર્યો છે કે, 'ઘણાંઓ એક સાથે રહેવાથી કલેશ થાય છે અને બે જણાંઓ સાથે રહેવાથી વાતચીત થાય છે, માટે યોગીએ તો કુંવારી કન્યાનાં કંકણની પેઠે એકલાજ રહેવું યોગ્ય છે, જેથી કોઇ પણ જાતની ખટપટ થાય નહિ.'

"બાણ ઘડનારા પાસેથી હું આ પ્રમાણે શીખ્યો છું. કોઈ-એક બાણ ઘડનારો મનુષ્ય બાણ ઘડતો હતો. બાણ ઘડવામાં તેનું ચિત્ત એવું તો લાગી ગયું કે, તે સમયે તેની પાસેથી રાજાની સવારી ગાજતે વાજતે નીકળી, પરંતુ પેલા બાણ ઘડનારાએ રાજાને દીઠો નહિ; તેમ જેનું ચિત્ત બ્રહ્માકાર થઇ ગયું હોય, તે યોગી બહારના પદાર્થોને તેમજ મનમાં સુખદુઃખાદિને પણ જાણતો નથી. આસન જીતવાથી શ્વાસનો વિજય કરી શકાય છે અને શ્વાસને જીતવાથી મન સ્થિર થાય છે. ક્ષણ માત્ર નિશ્ચલ રહ્યા પછી વિષયોની વાસનાથી મનમાં વિક્ષેપ પડવાનો ભય રહે છે, અથવા તો સુષુપ્તિમાં જે મનનો સર્વથા લય થાય છે, તેમ મનનો લય થવાનો ભય રહે છે. માટે દૃઢ વૈરાગ્ય વડે મનમાં વિક્ષેપ થવા દેવો નહિ. પરંતુ આળસ મૂકીને અભ્યાસના યોગથી મનને પર-

માનંદ સ્વરૂપમાં જોડી દેવું. તે મન પરમાત્મામાં સ્થિર થાય છે, એટલે પોતેજ ધીરે ધીરે વિષયોની વાસનાનો ત્યાગ કરે છે તથા મનને વિક્ષેપ ઉત્પન્ન કરનારા રજોગુણ તથા તમોગુણનો પણ સત્ત્વ-ગુણની વૃદ્ધિથી નાશ કરીને તથા ગુણના કાર્યરહિત કેવળ નિર્ગુણ સ્થિતિને પામે છે, અર્થાત્ વૃત્તિરહિત થયેલું મન બ્રહ્મસ્વરૂપે રહે, તેને અસંપ્રજ્ઞાત નામની સમાધિ કહે છે.

"સર્પની પાસેથી હું જે શીખ્યો છું, તે તમને કહું છું. સર્પ જેમ એકલો ફરે છે, પોતાનો એક ઠેકાણે નિવાસ રાખતો નથી, સાવધ રહે છે, એકાંતમાં વાસ કરે છે, તેની ગતિ ઉપરથી તે ઝેરી છે કે ઝેર વિનાનો છે એ જણાતું નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડું બોલે છે તેમ યોગીએ પણ એકલા ફરવું, પોતાનું નિવાસસ્થાન એકે ઠેકાણે રાખવું નહિ, સાવધ રહેવું, એકાંતમાં રહેવું, પોતાની વર્તણૂક બીજાઓને જાણવા દેવી નહિ, તેમ કોઇને પોતાની સાથે રાખવો નહિ અને થોડું બોલવું. વળી જેમ સર્પ પોતાને માટે દર કરતો નથી, પરંતુ કોઈ બીજાના દરમાં પેસીને સુખેથી વૃદ્ધિ પામે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર ન કરતાં બીજાઓએ કરેલા ઘરમાં રહીને પોતાનું આયુષ્ય ગાળવું. કારણકે ઘર બાંધવું, એ મહા દુઃખદાયી છે અને દેહ નાશવંત હોવાથી નિષ્ફળ છે.

"હું કરોળિયાની પાસેથી જે શીખ્યો છું, તે તમે સાંભળો. કરોળિયો જેમ મુખદ્વારા પોતાના હૃદયમાંથી લાળને બહાર કાઢીને તેને ફેલાવે છે અને તેની સાથે રમીને પાછો પોતે તેને ગળી જાય છે, તેમાં તેને બીજા કોઇ સાધનની જરૂર નથી; તેમ પરમાત્મા પણ આ જગતને પોતાનામાંથી ઉત્પન્ન કરે છે અને તેની સાથે વિહાર કરીને તેને પાછા ગળી જાય છે; અર્થાત્ પોતાને વિષે લય કરે છે, તેમાં તેને બીજા કોઇ પણ સાધનની જરૂર પડતી નથી.

પરમાત્મા એવા નારાયણ ભગવાન, પોતાની માયા વડે પૂર્વે સર્જેલા આ જગતનો, પ્રલય કરતી વેળા કાળની શક્તિરૂપ પોતાની માયા વડે પાછો સંહાર કરીને સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદરહિત સર્વના અધિષ્ઠાનરૂપ ભગવાન નારાયણ એકજ રહે છે. તે સમયે પોતાના પ્રભાવરૂપ કાળ અને જગતમાં કારણુસર સત્ત્વાદિક સર્વ શક્તિઓને પ્રધાનમાં લઇ જાય છે; ત્યારે પ્રધાન તથા પુરુષના ઇશ્વિર આદિ પુરુષ બ્રહ્મા અને બીજા મુક્ત જીવોના પ્રાપ્ય, નિર્વિષય અનુભવ સ્વરૂપ, આનંદના સમૂહરૂપ રહે છે–મોક્ષના નામથી કહેવાતા એક નિરુપાધિક સ્વરૂપ રહે છે. તે પરમાત્મા પોતાના પ્રભાવરૂપી એક કાળવડે પોતાની ત્રિગુણાત્મક માયાને વિકારવાળી કરીને તેમાંથી પ્રથમ મહત્તત્ત્વ ઉત્પન્ન કરે છે. હે રાગદ્વેષાદિકને દમન કરનારા રાજા! તે મહત્તત્ત્વજ ત્રણ ગુણના કાર્ય રૂપ છે; તથા પોતાનાથી ઉત્પન્ન થયેલા અહંકાર વડે અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે એમ કહેવાય છે. જેમાંથી જીવોની ઉત્પત્તિ થયા કરે છે એવા તે સમષ્ટિ રૂપ મહત્તત્ત્વમાં આ જગત ઓતપ્રોત રહેલું છે. તે ઉપરથી મહત્તત્ત્વને શાસ્ત્રમાં સૂત્ર નામ આપ્યું છે.

" હું કીડાની પાસેથી જે શીખ્યો છું તે હે યદુરાજા! તમે સાંભળો. ભમરી કીડાને પકડીને પોતાના દરમાં પૂરી રાખે છે. તે કીડો ભમરીના ભયથી તેનુંજ ધ્યાન કરતો કરતો ભમરીરૂપ થઈ જાય છે. તેમ પ્રાણી પણ બુદ્ધિપૂર્વક સ્નેહથી, દ્વેષભાવથી અથવા તો ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે છે તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યારે ભમરીનું ધ્યાન કરવાથી પોતાના દેહનો ત્યાગ કરીને ભમરી બની જાય છે, ત્યારે પ્રાણી પણ ભગવાનનું ધ્યાન કરવાથી બીજા દેહથી ભગવાનના સ્વરૂપને પામે તેમાં આશ્ચર્ય શું? આ રીતે મેં ઉપર કહેલા ચોવીસ ગુરુઓની પાસેથી શિખામણો લીધી છે, હવે મેં મારા દેહ પાસેથી જે ઉપદેશો

ગ્રહણ કર્યા છે તે હું તમને કહું છું. તે હે પ્રભો! તમે સાંભળો.

"આ દેહ પણ મારો એક ગુરુ છે. કારણ કે તેણે મને વૈરાગ્ય અને વિવેક શીખવ્યાં છે. આ દેહ જન્મ તથા મરણવાળો છે, તથા પરિણામે પીડાકારક થઇ પડે છે, તેથી મને તેના ઉપર વૈરાગ્ય થયો છે અને તત્ત્વનો વિચાર કરવાથી વિવેક પણ તેના વડેજ મને મળ્યો છે. આ પ્રમાણે આ દેહથી હું તત્ત્વોનો વિચાર કરતાં શીખ્યો છું, તોપણ હું તેના ઉપર આસક્તિ રાખતો નથી; પરંતુ તેનાથી દૂર રહીને આ દેહ તો પારકો છે એટલે મરી ગયા પછી કાગડા, કૂતરાં અથવા તો અગ્નિને આધીન થનારો છે; એમ મનમાં નિશ્ચય કરીને સર્વ સંગનો ત્યાગ કરીને જગતમાં ફરું છું. મનુષ્ય મોટા પરિશ્રમથી જેમાં માત્ર પ્રથમજ સુખ જોવામાં આવે છે, એવું ધન એકઠું કરીને જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ચાકર, નોકર, ઘર અને સગાંસંબંધીઓના વર્ગો વધારે છે તથા તેઓનું પોષણ કરે છે, તે દેહ તો આયુષ્ય પૂરું થાય છે એટલે નાશ પામે છે. માટે દેહમાં માત્ર દુઃખ ભોગવવારૂપીજ ફળ રહ્યું છે. તે દેહ પડ્યા પછી પણ દુઃખનો છેડો આવતો નથી; કારણ કે તે દેહ ઝાડના જેવોજ છે. ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરી નાશ પામે છે, તેમજ આ દેહ પણ પુરુષને માટે બીજા દેહના બીજરૂપી કર્મો સર્જીને પછી પોતે નાશ પામે છે. ઘણી શોકયો જેમ ઘરના ધણીને ચારે તરફથી ખેંચે છે અને દુઃખ આપે છે, તેમ દેહાભિમાની પુરુષને એક તરફથી જીભ સ્વાદ માટે ખેંચી જાય છે; બીજી તરફથી તૃષા પાણી માટે ખેંચે છે; ત્રીજી તરફથી શિશ્ન મૈથુન માટે ખેંચી જાય છે; ચોથી તરફથી ચામડી સુંવાળા પદાર્થોને સ્પર્શ કરવા તરફ ખેંચી જાય છે; પાંચમી તરફથી પેટ અન્ન માટે ખેંચી જાય છે; છઠ્ઠી તરફથી નાસિકા ઇન્દ્રિય સુગંધ માટે ખેંચી જાય છે; સાતમી તરફથી ચંચળ નેત્રો

રૂપ તરફ ખેંચી જાય છે; તે ઉપરાંત બીજી કર્મેન્દ્રિયો દેહને ખેંચી જાય છે. આ રીતે દેહમાં અનંત કષ્ટો છે, તેથી મને તેના ઉપર વૈરાગ્ય આવ્યો છે. છતાં પણ આ મનુષ્યનો દેહ ઘણોજ દુર્લભ છે. પરમાત્માએ પોતાની શક્તિરૂપી માયા વડે વૃક્ષો, પેટથી ચાલનારા સર્પાદિકો, પશુ, પક્ષી, ડાંસ, માછલાં વગેરે નાના નાના પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં, પરંતુ તેમાં કોઇની પણ બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી, આમ ધારીને પરમાત્મા મનમાં સંતોષ પામ્યા નહિ અને ફરીને તેમણે સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડી, ત્યારે છેવટે પોતાને સાક્ષાત્કાર કરવામાં સમર્થ બુદ્ધિવાળા મનુષ્યદેહને સૃજીને પરમાત્મા પ્રસન્ન થયા. માટે આ મનુષ્યદેહ અતિ દુર્લભ છે. તેને પામીને ઈશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઇએ. ઘણા જન્મોને અંતે આ મનુષ્યદેહ મળે છે, જે મનુષ્યદેહ નાશવંત છતાં પણ પુરુષાર્થ આપે છે, તેને દૈવેચ્છાથી સંપાદન કરીને પુરુષે તે દેહ જ્યાંસુધી પડે નહિ તેટલામાં શીઘ્ર કલ્યાણને માટે પ્રયત્ન કરવો; પરંતુ વિષયનું સુખ તો પશુઓના અવતારમાં પણ મળે છે, માટે તેને અર્થે પ્રયત્ન કરવો નહિ. આ રીતે મેં ઘણા ગુરુઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો તે ઉપરથી મારા મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો થયો છે, તેથી હું સર્વ પ્રકારે કામ કરવાને સમર્થ છું; તોપણ સર્વનો સંગ છોડી દઇને તથા અહંકારરહિત થઇને આ પૃથ્વી ઉપર ફરું છું.

જ્ઞાન આપનારો એકજ ગુરુ કરવો જોઇએ. તોપણ તે ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી પોતાની બુદ્ધિ વડે ઉપદેશને અનુકૂળ બીજાં દૃષ્ટાંતો લઇએ નહિ તો ગુરુ પાસેથી લીધેલું જ્ઞાન સ્થિર થાય નહિ અને તેમાં વધારો પણ થાય નહિ. તે માટે મેં ઘણા ગુરુઓ કર્યા છે. આ બ્રહ્મ એક સ્વરૂપજ છે. તેનું ઋષિઓ ઘણા પ્રકારે વર્ણન કરે છે. કેટલાક કહે છે કે તે પ્રપંચરહિત છે,

કેટલાક કહે છે કે તે પ્રપંચવાળો છે ને બીજા કેટલાક વળી તેનું જુદાજ પ્રકારથી વર્ણન કરે છે. માટે તે પરમાત્મા વિષે પોતાને અસંભાવના તથા વિપરીત ભાવના દૂર કરવા માટે પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણાં દૃષ્ટાંતો લેવાં જોઇએ."

યદુરાજાના વંદન ઉપરથી ગંભીર બુદ્ધિવાળા બ્રાહ્મણ ગુરુ દત્તાત્રેય, ઉપર પ્રમાણે ઉપદેશ કર્યા પછી યદુરાજાની સંમતિ લઇને પ્રસન્ન થતા થતા જેમ આવ્યા હતા તેમ ત્યાંથી ચાલ્યા ગયા. ×

દત્તાત્રેયજીના ઉપદેશથી રાજાને પણ આત્મજ્ઞાન પ્રાપ્ત થયું અને એ પણ મોહથી રહિત થઇને પોતાને ઘેર ચાલ્યો ગયો. દત્તાત્રેયજી પાછા પૃથ્વીમાં પર્યટન કરવા લાગ્યા. જે જે સ્થળોએ ગુરુ દત્તાત્રેયજીએ ચાતુર્માસ નિવાસ કર્યો છે, તે સ્થાનો આજ સુધી તીર્થરૂપે પૂજાય છે. ગુરુ દત્તાત્રેયના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તેમની અવલોકનશક્તિ ઘણી તીવ્ર હોવી જોઇએ, જે જે વસ્તુઓમાંથી દત્તાત્રેયજીએ સાર ગ્રહણ કર્યો તે તે વસ્તુઓ આપણે પણ પ્રતિદિન જોઇએ છીએ, પરંતુ આપણે તે ઉપર ઊંડો વિચાર કરતા નથી તથા તેમાંથી ઉપદેશ ગ્રહણ કરતા નથી. ગુરુ દત્તાત્રેયજી તુચ્છ દેખાતી જડ અને ચેતન અનેક વસ્તુમાંથી ગંભીર ઉપદેશ ગ્રહણ કરવાનું જ્વલંત દૃષ્ટાંત દેખાડી ગયા છે. સંસારત્યાગી–વૈરાગી બનવાની સર્વને જરૂર નથી, પરંતુ દત્તાત્રેયજીની માફક સારગ્રાહી થઇ, ઇશ્વરરચિત સૃષ્ટિમાંથી તેનો ઉપદેશ શોધી કાઢી, સદાચારી અને ઇશ્વરપરાયણ જીવન ગાળવું એ પ્રત્યેકથી બની શકે તેમ છે. એમ કર્યાથીજ ગુરુ દત્તાત્રેયની ખરી પૂજા કરી ગણાશે.

---

× ગુરુ દત્તાત્રેયનો આ બધો ઉપદેશ આ સંસ્થા તરફથી પ્રગટ થયેલા શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધના અધ્યાય ૭ થી ૯ માંથી અક્ષરશઃ ઉતારવામાં આવ્યો છે.



# स्वामी श्रीशंकराचार्य

કપિલવસ્તુના સંસ્કારી રાજકુમાર સિદ્ધાર્થ—બુદ્ધદેવના નિર્વાણ પછી ભારતભૂમિને કોઈ વિભૂતિરૂપ મહાત્માનું દર્શન થયું હોય તો તે સ્વામી શ્રીશંકરાચાર્યનું છે. બુદ્ધદેવનું ચરિત્ર આ અગાઉનાં પાનાંમાં છપાઇ ગયું છે, એટલે સ્વામી શ્રીશંકરાચાર્યના અપૂર્વ અને અનુકરણીય ચરિત્રનો થોડોઘણો ભાસ આપવાનો પ્રયત્ન અત્રે કરવામાં આવશે. સ્વામી શ્રીશંકરાચાર્યના સમય અને જન્મભૂમિ વિષે અનેક ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. તેની સત્યાસત્યતામાં વિશેષ ઊંડા ન ઊતરતાં અમે વિદ્વાનોમાં પ્રચલિત સામાન્ય ઘટનાઓનોજ ઉલ્લેખ કરીશું. કોચીન—શોરાનપુર રેલવેમાં અલવોઇ નામનું એક સ્ટેશન છે. એ સ્ટેશનથી છ માઈલ દૂર કલાદી નામનું એક નાનું સરખું ગામડું છે. એ ગામમાં શંકરસ્વામીનો જન્મ થયો હતો એમ માનવામાં આવે છે. કેટલાકના મત પ્રમાણે તેમની જન્મભૂમિ ચિદંબરમ્ ગણાય છે. એ ગામમાં શિવજીનું એક મંદિર હતું અને તેની પૂજા કરવા સારુ, વિદ્યાધિરાજ નામનો એક વિદ્વાન અને ધર્મશાસ્ત્રમાં પારદર્શી બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણને શિવગુરુ નામનો એક પુત્ર હતો.

માતપિતાએ બાલ્યાવસ્થામાં ઘણા લાડથી શિવગુરુનું લાલનપાલન કર્યું હતું, પરંતુ તેમનાં લાડ સંતાનના હિતને આડે

આવે એવાં નહોતાં. એ ધાર્મિક દંપતી વિદ્યાનો મહિમા સારી રીતે જાણતાં હોવાથી, તેમણે યોગ્ય સમયે શિવગુરુને જનોઇ દઇને ગુરુકુલમાં વિદ્યાભ્યાસ કરવા મોકલી દીધો હતો. ગુરુને ઘેર રહીને શિવગુરુએ ધર્મશાસ્ત્રનો ઘણો સારો અભ્યાસ કર્યો. વિદ્યાભ્યાસ સમાપ્ત થયા પછી ગુરુએ તેની પરીક્ષા લીધી અને તેના જ્ઞાનથી સંતુષ્ટ થઇને કહ્યું કે, "તેં છએ અંગ સાથે વેદનો અભ્યાસ પૂર્ણ કર્યો છે. એટલુંજ નહિ પણ સદાચાર અને સેવાદ્વારા તેં મને પણ પ્રસન્ન કર્યો છે. તારા ઉપર મારી ઘણી પ્રીતિ છે. તારા જેવા શિષ્યને છોડવાની ઇચ્છા મને થતી નથી. પરંતુ તારાં માતપિતા તને મળવા કેટલાં અધીરાં થઇ ગયાં હશે તેની હું કલ્પના કરી શકું છું. એ લોકોને હવે તારા લગ્નનો લહાવો લેવાની ઇચ્છા થતી હશે, માટે તું ઘેર જા અને તારે યોગ્ય કોઈ કન્યા સાથે લગ્ન કરીને સુખપૂર્વક ગૃહસ્થાશ્રમધર્મનું પાલન કર."

ગુરુનો આ ઉપદેશ સાંભળીને બુદ્ધિમાન વિદ્યાર્થી શિવગુરુએ વિનયપૂર્વક કહ્યું "ગુરુમહારાજ! આપની આજ્ઞા સાચી છે, પણ પુરુષે બ્રહ્મચર્યાશ્રમ પૂરો કર્યા પછી ગૃહસ્થાશ્રમમાંજ પ્રવેશ કરવો જોઇએ એવો કાંઇ નિયમ નથી. બ્રહ્મચર્યાશ્રમ પછી પુરુષ બીજા કોઈ પણ આશ્રમમાં પ્રવેશ કરી શકે છે. જે પુરુષ આત્મા અને અનાત્માનો વિવેક કરી શકે છે અને જેનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે બ્રહ્મચર્ય પછી સંન્યાસાશ્રમમાં પણ પ્રવેશ કરી શકે છે; પણ હું તો હજુ ગૃહસ્થાશ્રમમાં પણ પ્રવેશ કરવા નથી માગતો, તેમજ સંન્યાસાશ્રમના દુસ્તર માર્ગમાં પગ મૂકવાનું પણ સાહસ નથી કરવાનો. મારી અંતઃકરણની ઇચ્છા એવી છે કે, આખી જિંદગી સુધી બ્રહ્મચારી રહીને આપની સેવા કર્યા કરું, એથી કરીને જગતનાં બંધનોથી છૂટો રહીને હું મારા આત્માની શાંતિ સ્થિર રાખી શકીશ. આપ કદાચ એમ પૂછશો કે, લગ્ન કર્યા

પછી મનુષ્યને અનેક પ્રકારના સુખવૈભવ ભોગવવાના મળે છે, તે છોડી દઇને તું આ દુઃખી અને સાદા નૈષ્ઠિક બ્રહ્મચારીના જીવનને શા સારુ પસંદ કરે છે; પણ મારો નમ્ર અભિપ્રાય એવો છે કે, લગ્નનો આનંદ જ્યાંસુધી અનુભવવામાં નથી આવ્યો ત્યાંસુધીજ એ સુખ અને આનંદ આપનારો છે. પરણ્યા પછી બધો રસ ચાલ્યો જાય છે અને મનુષ્યને અનેક બંધનોમાં ફસાવું પડે છે. વળી લગ્ન કર્યાથી કેવળ સુખ નથી મળતું; એટલુંજ નહિ પણ એથી અત્યંત દુઃખ ભોગવવું પડે છે. કારણ કે ગૃહસ્થાશ્રમ માંડ્યા પછી માણુસ પાસે સંસારનાં સુખ ભોગવવાને માટે તથા ગરીબોને દાન કરવા માટે પૂરતું ધન હોતું નથી, તો તે નિશ્ચય નરકવેદના ભોગવે છે. વળી ધન પ્રાપ્ત થાય છે તોપણ મનુષ્યને તૃપ્તિ થતી નથી. વિષયભોગમાં તેનો મોહ વધતોજ જાય છે અને એ ધનદ્વારા અનેક પ્રકારના અનર્થોનાં બીજ રોપાય છે. માટે મારો વિચાર ગૃહસ્થાશ્રમમાં પડવાનો નથી."

આ પ્રમાણે શિવગુરુ અને તેના ગુરુની વાતચીત ચાલી રહી હતી, એટલામાં તેનો પિતા વિદ્યાધિરાજ પુત્રને ઘેર તેડી જવા માટે ત્યાં આવી પહોંચ્યો. તેણે શિવગુરુને ઘણું સમજાવ્યો તથા તેને હાથે ગુરુદક્ષિણા અપાવીને ગુરુજીની રજા લઇને પુત્રને પોતાની સાથે ઘેર લઇ ગયો.

ઘેર ગયા પછી વિદ્યાધિરાજે શિવગુરુને વેદના પદ, ક્રમ, જટા, શિખા, ધન વગેરે સંબંધી ઘણા પ્રશ્ન પૂછ્યા તથા ભટ્ટપાદ, પ્રભાકર, કણાદ, ગૌતમ આદિ ઋષિઓ અને આચાર્યોના મત વિષે પુત્રનું કેટલું જ્ઞાન છે તે તપાસ્યું. વેદશાસ્ત્રમાં શિવગુરુની વ્યુત્પત્તિ જોઈને તથા તર્ક કરવામાં તેની નિપુણતા જોઇને વિદ્યાધિરાજને ઘણો આનંદ થયો.

થોડાકજ દિવસમાં શિવગુરુની કીર્તિ ચારે તરફ પ્રસરી ગઇ

અને તેનું લગ્ન કરવા સારુ અનેક સારાં સારાં ઘરની કન્યાઓનાં માગાં આવવા માંડ્યાં. ઘણા ધનવાન મનુષ્યોએ પોતાની કન્યા શિવગુરુને પરણાવવાની ઇચ્છા દર્શાવી હતી, પણ વિદ્યાધિરાજે ધનના સામું જોયું નહિ. એમણે બધાના ગુણ તથા કુળની પરીક્ષા કરી મઘપંડિત નામના એક સુશીલ બ્રાહ્મણની કન્યા સાથે પોતાના પુત્રનો વિવાહ કર્યો. પ્રથમ તો લગ્ન કોને ઘેર જઇને કરવું એ સંબંધમાં બન્ને વેવાઇઓમાં ઝઘડો થયો. કન્યાના બાપે કહ્યું કે, “ જો વરને મારે ઘેર લાવીને પરણાવશો તો જેટલું દ્રવ્ય આપવાનો મેં સંકલ્પ કર્યો છે તેનાથી બમણું આપીશ.” વરના બાપે કહ્યું: “ તમે મારે ઘેર કન્યા લાવીને પરણાવશો, તો હું કાંઈ પણ દ્રવ્ય લીધા વગર શિવગુરુનું લગ્ન કરીશ.” બન્ને જણા વચ્ચે એ સંબંધમાં ઘણી રકઝક થઇ, પણ આખરે મઘપંડિતે વિચાર્યું કે, બહુ હઠ કર્યાથી આવો સારો વર હાથમાંથી ચાલ્યો જશે; માટે આ વખતે નમતું મૂકવું ઠીક છે. એમ વિચારી તેણે વિદ્યાધિરાજનું કહેવું માન્ય રાખ્યું અને બન્ને વેવાઇઓએ શુભ લગ્ન જોવરાવીને શિવગુરુનું મઘપંડિતની કન્યા સાથે લગ્ન કરી દીધું. શિવગુરુની આ પત્નીનું નામ સતી હતું. એ ઘણી સુશીલ અને પતિવ્રતા સ્ત્રી હતી. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને બન્ને જણાંએ વૈદિક કર્મોમાં ચિત્તને પરોવી દીધું. વિવાહ સમયે જે જગ્યાએ હવન થયો હતો તેજ જગ્યાએ શિવગુરુ રોજ અગ્નિહોમ કરતો હતો. એમના યજ્ઞકુંડમાં અગ્નિ કદી શાંત થવા પામતો નહિ. એ યજ્ઞકુંડ આગળ પતિપત્ની સવાર સાંજ ઈશ્વરોપાસના કરતાં અને વેદ ભણતાં. બાકીનો સમય અતિથિસત્કારમાં, વિદ્યાર્થીઓને ભણાવવામાં તથા શાસ્ત્રોની ચર્ચા કરવામાં વ્યતીત થતો. એ પ્રમાણે ઘણો સમય વીતી ગયો પણ શિવગુરુની પત્નીને કાંઇ સંતાન થયું નહિ. એથી બન્નેના મનને ઘણો સંતાપ થતો હતો. પુત્રની વાંછનાથી પતિ–

પત્નીએ શિવજીની એકાગ્ર ચિત્તે આરાધના કરવા માંડી. એમ કહેવાય છે કે, આ પ્રમાણે ઘણાં વર્ષ સુધી પૂજાર્ચના કર્યા પછી એક દિવસ શિવગુરુએ સ્વપ્નમાં જોયું કે, એક વૃદ્ધ બ્રાહ્મણ તેના ઓસીકા આગળ ઊભો રહીને કહી રહ્યો છેઃ "બેટા ! હું પૂજાથી પ્રસન્ન થયો છું. માગ, કાંઈ વરદાન માગ! શિવગુરુએ સ્વપ્નાવસ્થામાંજ વરદાન માગ્યું કે, " મહારાજ ! આપના જેવો સદ્ગુણસંપન્ન એક પુત્ર મારે ઘેર જન્મે એવી હું પ્રાર્થના કરું છું." "તથાસ્તુ" કહીને બ્રાહ્મણ ચાલ્યો ગયો. ત્યાર પછી થોડા દિવસોમાં શિવગુરુની પત્ની સતીએ ગર્ભ ધારણ કર્યો અને યથા સમયે શુભ લગ્નમાં, 'સૂર્ય', ભોમ અને શનિ પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહ્યા હતા અને ગુરુ કેંદ્રસ્થાનમાં હતો. ત્યારે સતીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ પુત્રના જન્મથી શિવગુરુ અને સતીના આનંદનો પાર રહ્યો નહિ. નામકરણ સંસ્કાર કરીને તેમણે બાળકનું નામ શંકર પાડયું. શંકર સ્વામીનો જન્મ કયા વર્ષમાં થયો તે વિષે પણ વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. સાધારણ રીતે એમ મનાય છે કે, તેમનો જન્મ વિક્રમ સંવત ૮૪૫ માં અર્થાત્ ઈ. સ. ૭૮૮ માં થયો હતો.

શંકરાચાર્યનું બાલ્ય જીવન ઘણું અદ્ભુત અને ચમત્કારિક છે. એમ કહેવાય છે કે, એક વર્ષની વયમાં તેમણે માતૃભાષાનો અભ્યાસ કર્યો હતો. બીજા વર્ષમાં માતાના ખોળામાં બેસીને અદ્ભુત–સ્મરણશક્તિને લીધે, માતાના મુખમાંથી નીકળેલાં પુરાણો વગેરેનાં આખ્યાનો કંઠસ્થ કર્યાં હતાં; ત્રીજા વર્ષમાં શંકરના પિતા શિવગુરુનું મૃત્યુ થયું. ચોથા વર્ષમાં તો એમનું જ્ઞાન મહાપંડિત જેવું થયું. પાંચમા વર્ષમાં એમને જનોઇ દઇને ગુરુગૃહે વિદાય કરવામાં આવ્યા. છ વર્ષની ઉંમરે શંકરાચાર્ય સર્વ શાસ્ત્ર અને સર્વ વિદ્યામાં સારા પંડિત થઇ ગયા. એ વખતે વેદમાં એ

બ્રહ્મા સમાન, તાત્પર્ય સમજવામાં બૃહસ્પતિ સમાન અને સિદ્ધાંતમાં વ્યાસ સમાન હતા.

હાલના જમાનામાં ઘણાઓને શંકરાચાર્યની અદ્ભુત સ્મરણશક્તિની આ વાત ઠંડા પહોરના ગપાટા જેવી લાગશે. તેમને વિશેષ કાંઇ ન કહેતાં બંગાળી સંવત ૧૩૧૫ ના વૈશાખ માસમાં અગિયારમી તારીખના 'હિતવાદી' પત્રમાં "અદ્ભુત સ્મરણશક્તિ" મથાળા નીચે જે પ્રબંધ પ્રગટ થયો છે, તે અક્ષરશઃ નીચે ઉતારી લેવાની રજા માગીએ છીએ. એ ઉપરથી વાચકો અનુમાન કરી શકશે કે, આપણા અધઃપતનના સમયમાં પણ મનુષ્યસમાજમાં અદ્ભુત સ્મરણશક્તિવાળાં બાળકો દીઠામાં આવે છે. તો પછી વિદ્યાધિરાજના પૌત્ર અને શિવગુરુ તથા સતી જેવાં સંસ્કારી માતપિતાના પુત્રમાં અસાધારણ બુદ્ધિબળ અને સ્મરણશક્તિ હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. 'હિતવાદી' પત્રમાં જે લખાણ પ્રગટ થયું હતું તેનું ભાષાંતર નીચે મુજબ છે.

"ભારતમાં વર્ણાશ્રમધર્મની અવનતિની સાથે સાથે આર્યજાતિના શીર્ષસ્થાનીય બ્રાહ્મણોનું ઘોર અધઃપતન થયું છે. બ્રાહ્મણોની અસાધારણ બુદ્ધિ, અલોકસામાન્ય પ્રતિભા, નિઃસ્પૃહતા અને તેજસ્વિતા હાલમાં લુપ્તપ્રાય થઈ ગયાં છે એ વાત ખરી, પણ આ ઘોર દુર્દિનમાં પણ બ્રાહ્મણોમાં જે મેધા, બુદ્ધિમત્તા અને સ્મરણશક્તિનો પરિચય મળી આવે છે, તેવી બુદ્ધિમત્તા અને સ્મરણશક્તિ પૃથ્વીના બીજા કોઈ પણ દેશમાં, બીજી કોઇ પણ જાતિમાં મળી આવે નહિ. એક વર્ષ થયાં પુણ્યતીર્થ કાશી નગરીમાં બે બ્રાહ્મણ આવ્યા છે. એ બન્ને બાળક અત્યંત મેધાવી અને બુદ્ધિમાન છે. વાચકોનું કુતૂહલ નિવારણ કરવા સારુ તેમની બન્નેની છબીઓ અત્રે આપીએ છીએ. જે બાળક દંડ, કમંડલુ, અજિન, મેખલા, કૌપીન અને બહિર્વાસ ધારણ કરીને ઊભો છે, તેણે પાંચ

વર્ષની વયમાં હિંદી, બંગાળી, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના અનેક ગ્રંથો વાંચ્યા હતા અને પાણિનિનું અષ્ટાધ્યાયી વ્યાકરણ આખું કંઠસ્થ કર્યું હતું. છ વર્ષની વયે યજ્ઞોપવીત ધારણ કરીને વેદમાં વર્ણવ્યા પ્રમાણે કઠોર બ્રહ્મચર્ય પાળીને સામવેદનો અભ્યાસ કરવા માંડયો છે. હમણાં એ બાળકે આઠમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. બીજો બાળક એનો નાનો ભાઇ છે. એ પણ ચારપાંચ ભાષાથી જાણીતો થયો છે, તે હાલમાં પાણિનિ ભણે છે. એનું વય પાંચ વર્ષનું છે. ગણિતશાસ્ત્રમાં તેનો અધિકાર અસામાન્ય છે. એમના પિતા અને ગુરુ શ્રીમદ્ વંશધર સરસ્વતી અગ્નિહોત્રી એક યાજ્ઞિક બંગાળી બ્રાહ્મણ છે. વેદના વિધાન પ્રમાણે અરણી કાષ્ઠનો શુદ્ધ અગ્નિ સળગાવીને શ્રૌત અને સ્માર્ત પંચાગ્નિ વડે અનેક પ્રકારના યજ્ઞ કરે છે અને વિદ્યાર્થીઓને વેદ ભણાવે છે. કાશીધામમાં જનાર યાત્રાળુઓ હાલમાં મદનપુરા નામક મહોલ્લામાં બસોસાત નંબરના ઘરમાં તેમને મળી શકશે. ત્યાં આગળ ઉપર જણાવેલા બે બાળકોને તથા યજ્ઞશાળામાં હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા, અગ્નિધ્રઃ અને આચાર્ય તથા ચિર પ્રજ્વલિત અગ્નિ દેવતાનાં દર્શન કરીને અને વેદધ્વનિ શ્રવણ કરીને યાત્રાળુઓ આનંદિત થશે. ”

શંકર જે સમયમાં ગુરુને ઘેર નિવાસ કરતા હતા, તે સમયમાં એક જાણવાજોગ બનાવ બન્યો હતો. એક દિવસ આશ્રમના બીજા બ્રહ્મચારીઓની સાથે શંકર પણ ભિક્ષા માગવા નીકળી પડ્યા. ભિક્ષા માગતા માગતા તેઓ એક ગરીબ બ્રાહ્મણને ઘેર જઇ પહોંચ્યા. એ સમયે બ્રાહ્મણ ઘેર નહોતો. એ પોતે દારિદ્રય–પીડિત હોવાથી ગામમાં ભિક્ષા માગવા સારુ ગયો હતો. તેની સુશીલ પત્ની એ સમયે ઘરમાં હતી. પોતાને ઘેર વિદ્યાર્થીઓ ભિક્ષા માગવા આવતા જોઇને તેના હૃદયમાં ઘણી ઊંડી લાગણી થઈ અને તેણે ઘણાજ ખેદપૂર્વક શંકરને નીચે પ્રમાણે કહ્યું: “ બેટા ! અમે ઘણાં ભાગ્ય-

હીન છીએ. અમારા જેવાં કંગાળ માણુસો ઘણાં થોડાં હશે. તમને લોકોને ભિક્ષા આપવા જેટલી શક્તિ પણ અમારામાં નથી. અતિથિને ખાલી હાથે જવા દેવો એ ધર્મવિરુદ્ધ હોવાથી આ એક આમળાનું ફળ આપું છું તે લઈ જાઓ.” બ્રાહ્મણપત્નીની એ ખરા અંતઃકરણની ભિક્ષા લઇને શંકર ગુરુના આશ્રમમાં પાછા આવ્યા, પણ એ બ્રાહ્મણીની કરુણામયી વાણીએ અને ધર્મ ઉપરની તેની શ્રદ્ધાએ તેમના મન ઉપર મજબૂત અસર કરી. સંસારમાં કેવા પ્રકારનાં દુઃખ છે તેનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયો અને વૈરાગ્યનાં બીજ એ સમયથી તેમના હૃદયમાં ઊંડાં રોપાયાં.

શંકરવિજયના લેખક માધવાચાર્ય એવું જણાવે છે કે, શંકર સાત વર્ષની વયેજ સમાવર્તન સંસ્કાર કરીને ગુરુને ઘેરથી પાછા આવ્યા હતા અને ત્યાર પછી સોળ વર્ષની ઉંમર સુધી માતાની પાસે રહીને માતાની સેવા કરી, પણ હાલના વિદ્વાનો એ લખાણને અતિશયોક્તિભરેલું માને છે. તેમનો સિદ્ધાંત એવો છે કે, શંકર લગભગ યુવાવસ્થાનો આરંભ થતાં સુધી ગુરુના આશ્રમમાં રહ્યા હતા અને તેમની બુદ્ધિ ત્યાંજ પરિપક્વ થઈ હતી. ખરું જોતાં બ્રહ્મચર્યાશ્રમમાંથીજ શંકરને ગૃહસ્થાશ્રમ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેટલા સારુ વિદ્યાભ્યાસ કરીને ઘેર પાછા આવ્યા પછી તેમણે લગ્ન કરવાની સાફ ના કહી હતી અને સ્નાતક બ્રહ્મચારીનું જીવન ગાળ્યું હતું. એ સમયમાં એ પોતાના ગામના વિદ્યાર્થીઓને ભણાવતા હતા તથા કાળા હરિણનું ચામડું પહેરતા હતા. વિદ્યાર્થીઓને ભણાવી રહ્યા પછી જે અવકાશ મળતો તેમાં સત્‌શાસ્ત્રોનો અભ્યાસ કરતા અને બૌદ્ધધર્મના સિદ્ધાંતોની સત્યાસત્યતાનો તુલનાત્મક વિચાર કરતા.

ઘેર આવ્યા પછી થોડાકજ દિવસોમાં શંકરની વિદ્યાની ખ્યાતિ મલબાર દેશમાં ફેલાઇ ગઇ. શંકરની કીર્તિ ત્યાંના રાજાના સાંભ-

ળવામાં પણ આવી. એ રાજાને વિદ્યાનો ઘણો શોખ હતો અને તેની રાજસભામાં અનેક વિદ્વાનો બિરાજતા હતા. શંકરની વિદ્વત્તાની વાત સાંભળીને રાજાને તેમનાં દર્શન કરવાની પ્રબલ ઇચ્છા ઉત્પન્ન થઇ. તેમણે વિચાર્યું હતું કે, શંકરને મારી રાજસભામાં સભાસદ નીમીને મારા રાજ્યની શોભામાં વૃદ્ધિ કરીશ. એ હેતુથી તેણે પોતાના પ્રધાનને શંકરની સેવામાં મોકલ્યો. મંત્રીએ શંકરની સેવામાં હાજર થઇને રાજાની તરફથી એક હાથી અને કેટલીક મહોરો ભેટ મૂકી વિનતિ કરી કે, "મલબારના રાજા કે જેમની સભામાં મોટા મોટા વિદ્વાનો વિદ્યમાન છે, તે આપના દર્શનની અભિલાષા રાખે છે, માટે આપ મારી સાથે પધારીને રાજાની રાજસભાને વિભૂષિત કરો." શંકરે મંત્રીની વિનતિ સાંભળીને ઉત્તર આપ્યો: "વેદોમાં આજ્ઞા છે કે, બ્રહ્મચારીએ મૃગછાલા પહેરવી અને ભિક્ષા માગીને ખાવું. એમ કર્યાથી તેનું આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય છે. હું એ ધર્મને છોડીને બાહ્યાડંબરમાં ફસાઇ જાઉં તો મને કદી સુખ થાય નહિ. શાસ્ત્રોમાં જે જે કામનો નિષેધ છે તે કર્યાથી મને કદી લાભ થઇ શકે નહિ. આપ મારા તરફથી મહારાજા સાહેબને નિવેદન કરજો કે, આપ પોતાની પ્રજાના પિતા છો. આપનો ધર્મ એ છે કે, આપના તાબાની પ્રજાને ધર્મના માર્ગ ઉપર ચલાવવી. મને મારા બ્રહ્મચર્યધર્મનો ત્યાગ કરવાની લાલચ બતાવવી એ આપને યોગ્ય નથી. આપે મોકલેલી બધી વસ્તુઓ ગૃહસ્થાશ્રમીને માટે ઉપયોગી છે, મારા જેવા બ્રહ્મચારીને માટે નહિ." એમ કહીને શંકરે એ બધી કીમતી ભેટો સ્વીકારવાની સાફ ના કહી.

રાજાનો મંત્રી શંકરની આવી ગંભીરતા તથા ધર્મમાં દૃઢતા જોઇને આશ્ચર્ય પામી ગયો અને નમ્રતાપૂર્વક શંકરને પ્રણામ કરી રાજા પાસે ગયો. મંત્રીને મોંએ શંકરની પ્રશંસા સાંભળીને રાજા-

ના મનમાં શંકરનાં દર્શન કરવાની ઇચ્છા અધિક પ્રબલ થઇ પડી. આ વખતે રાજા જાતે શંકરને ઘેર ગયો. તે વખતે શંકર કાળા હરિણનું ચામડું પહેરીને આસન ઉપર બેસીને વિદ્યાર્થીઓને શાસ્ત્રનું રહસ્ય સમજાવી રહ્યા હતા.

શંકરની ઉંમર આ સમયે સોળ વર્ષ કરતાં વધારે નહોતી. તેમની નાની વય સાથે તેમની અગાધ વિદ્યાને સરખાવી જોતાં રાજા ઘણો આશ્ચર્ય પામી ગયો અને ઘણા વિનયપૂર્વક શંકરની પાસે ગયો. શંકરે ઘણા આદરપૂર્વક રાજાની આગતાસ્વાગતા કરી તથા કુશળ સમાચાર પૂછયા. બન્ને જણા એકજ આસન ઉપર બેસી ગયા. રાજાએ દસહજાર સોના મહોરો તથા પોતાનાં રચેલાં ત્રણ નાટકો શંકરાચાર્યને ભેટ આપ્યાં. શંકરે એ ત્રણ નાટકો તો રાખી લીધાં પણ સોના મહોરો પાછી આપી દીધી અને કહ્યું કે, "નૈષ્ઠિક બ્રહ્મચારીને માટે પોતાની પાસે ધન રાખવામાં હાનિ છે. એમ કર્યાથી એ દોષમાં પડે છે. ધન ગૃહસ્થોને ઉપયોગી છે. આપ એ ધનને બીજા અધિકારી મનુષ્યને આપી દેજો કે જેથી તે પોતાના કુટુંબનું ભરણપોષણ કરીને આપને આશીર્વાદ આપશે." ત્યાર પછી શંકરે રાજાનાં રચેલાં એ ત્રણે નાટકો વાંચ્યાં અને તેમની ઘણી પ્રશંસા કરી. દિલગીરીની વાત છે કે, એ નાટકો હજુ સુધી આપણને મળી આવ્યાં નથી.

રાજા અને શંકરની વચ્ચે ઘણા લાંબા સમય સુધી પ્રેમપૂર્વક વાર્તાલાપ થતો રહ્યો. આખરે રાજાએ જવાની રજા માગી. શંકરે આશીર્વાદ આપ્યો કે, "હે રાજન્! પરમેશ્વર તમારી સર્વ મનોકામના પૂર્ણ કરશે." એ ઉપરથી રાજાએ વિનતિ કરી કે, "મારે ઘેર સંતાન નથી માટે આપ એવો કોઈ ઉપાય બતાવો, જેથી સંતાન થાય." શંકરે રાજાને પુત્રેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપીને ઘણા આદરપૂર્વક વિદાય કર્યો.

શંકરને સંસ્કૃત, પ્રાકૃત અને માગધી ભાષાઓનું સારું જ્ઞાન હતું, તેથી તેમની પાસે એ વિષયોનું જ્ઞાન મેળવવા અનેક વિદ્યાર્થીઓ આવતાં હતા. શંકરે પોતાના શિક્ષણ અને ઉપદેશથી અનેક બ્રાહ્મણ વિદ્યાર્થીઓનું જીવન સુધારી દીધું હતું અને એ ગુણને લીધે આસપાસના લોકોનાં હૃદયમાં તેમના પ્રત્યે સદ્‌ભાવ ઉત્પન્ન થયો હતો.

આ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન તથા માતાની સેવા કરવામાં શંકરે કેટલોક સમય ઘર આગળ વ્યતીત કર્યો. માતા અને પુત્રમાં દિનપ્રતિદિન એટલો બધો સ્નેહ વધતો જતો હતો કે, એ બન્નેનો વિયોગ અસંભવ જણાતો હતો. એમનો એ સ્નેહ જોઇને બહારના લોકોને એવું લાગતું હતું કે, શંકર બધી લૌકિક કામનાઓથી મુક્ત છે, પણ માતાનો સ્નેહ એમને સંસારની બહાર નહિ જવા દે. એ સમયમાં શંકરનાં સગાંસંબંધીઓએ તેમનું લગ્ન કરવાનો વિચાર કર્યો. શંકરના મનમાં એ વખતે કાંઇ જુદાજ પ્રકારના વિચાર ઘોળાયા કરતા હતા અને તેમના બંધુઓ તેમને ગૃહસ્થાશ્રમની બેડીમાં બાંધવા માગતા હતા; પરંતુ શંકર એક ઉચ્ચ હૃદયના પુરુષ હતા. જગતનાં પ્રલોભનો તેમને પોતાને વશ કરે એ સંભવિત નહોતું. શંકર સારી રીતે સમજતા હતા કે, હું બ્રાહ્મણ છું. મારા પિતા મને નાની વયનો મૂકીને દેવલોક પામ્યા છે, તોપણ માતાની કૃપાથી મેં બ્રાહ્મણના પ્રથમ આશ્રમ અર્થાત્ બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન કર્યું છે. મેં એવી માતાનું દૂધ પીધું છે કે, જેનામાં આદર્શ બ્રાહ્મણપત્નીના બધા ગુણ વિદ્યમાન છે. ધર્મની સેવા ખાતર એ માતા જરૂર પોતાના એકના એક પુત્રને પોતાથી વિખૂટો પડવાની રજા આપશે. માતા કરતાં પણ હજાર ગણી અધિક પ્રિય, સત્ય ધર્મનો ઉપદેશ કરનારી શ્રુતિ આજકાલ ઘણી ખરાબ અવસ્થામાં છે. બૌદ્ધ અને જૈનધર્મીઓદ્વારા તેનો અનાદર થઇ રહ્યો છે. તેનો ઉદ્ધાર કરવાની આવશ્યકતા છે. હું બ્રાહ્મણ છું અને

મારી આંખ આગળ વેદધર્મ ઉપર મિથ્યા કલંક લગાડવામાં આવે તો મારા જીવતરમાં ધૂળ પડી. જગત સાચા ધર્મથી અજાણ્યું રહીને અંધકારના ઊંડા ખાડામાં પડયું રહે અને હું બ્રાહ્મણનો પુત્ર થઇને તેને પ્રકાશ બતાવવાનો યત્ન ન કરું તો મારા આ બ્રાહ્મણત્વને કલંક લાગશે.

શંકરના મનમાં આવા પ્રકારના ઉચ્ચ અભિલાષ ઉત્પન્ન થતા હતા. તેમણે મનમાં વિચાર કરી રાખ્યો હતો કે, માતાની આજ્ઞા લઇને મારો ઉદ્દેશ પૂરો પાડવા હું કામ આરંભીશ. બીજી તરફ તેમની માતા અને બીજાં સંબંધીઓ તેમના લગ્નની પેરવી કરી રહ્યાં હતાં. શંકરને એ વાતની ખબર પડી ગઈ એટલે તેમણે એક દિવસ લાગ જોઇને પોતાની વૃદ્ધ માતા આગળ શાસ્ત્રાનુસાર વૈરાગ્ય ધર્મનો ઉપદેશ દેવા માંડ્યો અને એજ પ્રસંગે સ્પષ્ટ જણાવી દીધું કે, મારી ઇચ્છા વિવાહ કરવાની નથી. તેમણે માતાને કહ્યું કે, "મા! આ જગત નાશવંત છે, તેની સાથે પ્રેમ બાંધવો વ્યર્થ છે. જો ધ્યાનપૂર્વક જોશો તો જણાશે કે, જગતમાં કોઇની સાથે કોઇનો સંબંધ નથી. કોણ જાણે છે કે આગલા જન્મમાં આપણે ક્યાં હતાં અને કોની કોની સાથે આપણે સંબંધ હતો? માતા! તને ખબર છે કે, આગલા જન્મોમાં તમે કેટલા પુત્રોને જન્મ આપ્યો હતો તથા કેટલાને લાડ લડાવીને પરણાવ્યા હતા? બતાવો, એ બધા પુત્રો ક્યાં છે? સંસારનો મેળો કેવળ થોડા દિવસનો છે. એના પ્રેમમાં બંધાઈ જવું એ બુદ્ધિમાનનું કામ નથી. મને આ દુનિયામાં કોઈ પણ પ્રકારનું સુખ દેખાતું નથી. માતા! મને આજ્ઞા આપો કે હું ચતુર્થાશ્રમમાં પ્રવેશ કરીને આ સંસારનાં દુઃખોથી મુક્તિલાભ મેળવું. મને ગૃહસ્થાશ્રમમાં કાંઈ પણ સુખ દેખાતું નથી. મારા ઉપર કૃપા કરીને મને લગ્નના બંધનમાં ન નાખો. ગૃહસ્થાશ્રમની ફરજો મારા ઉદ્દેશમાં અનેક પ્રકારની અડચણો નાખશે

અને મારે એ અડચણોથી દૂર રહેવું છે. ”

એટલું કહીને શંકર માતાના ચરણમાં ઢળી પડ્યા. શંકરની પ્રાર્થના સાંભળીને તથા તેની ટૂંકી વય ધ્યાનમાં લઇને માતાનું હૈયું ભરાઇ આવ્યું. એ ચોધાર આંસુએ રોવા લાગી. તેણે કહ્યું: “બેટા! મારા ઘડપણ સામું જો. તારા આવા કઠિન સંકલ્પને છોડી દે અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર. તું નથી જાણતો કે શાસ્ત્રમાં ગૃહસ્થાશ્રમની બરોબર બીજો કોઇ આશ્રમ ગણ્યો નથી? બધા આશ્રમોનો આધાર એ આશ્રમ ઉપર રહ્યો છે. શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ચાલ અને સંસારમાં પડ. તારે ઘેર છોકરાંછૈયાં થઇ જાય ત્યારે ખુશીથી સંન્યાસ લેજે. તું નથી જાણતો કે, આ દુનિયામાં કેવળ તુંજ મારી આંખની કીકી છે? તારા વિના આખા જગતમાં મારે માટે અંધકાર વ્યાપી રહેલો છે? તારા વગર હું કેવી રીતે જીવી શકું?” આ પ્રમાણે માતાએ ઘણો વિલાપ કર્યો. શંકરે વિચાર્યું કે, પોતાનાથી વિખુટી પડવાનું માતા કદી પસંદ કરે એમ નથી. આ વખતે એ મારી વિનતિ માન્ય કરશે નહિ. એને માટે ફરીથી કોઇ યોગ્ય અવસર શોધવો પડશે.

દૈવયોગે એવો અવસર પણ થોડા દિવસમાં આવી મળ્યો. શંકર એક દિવસ સ્નાન કરવાની ઇચ્છાથી એક ઘણી ઊંડી નદીમાં ગયા. એ નદીમાં જરા ઊંડે જતાંવારજ એક મગરે તેમનો પગ પકડ્યો. આ લાગ સાધીને શંકરે માતાને બૂમ પાડી કે, “મા! પાણીમાં મગરે મારો પગ પકડ્યો છે અને તે મને ખેંચી જાય છે! હે માતા! હું શું કરું? એક પગલું પણ ખસવાને હું શક્તિમાન નથી; કેમકે તે મગર બળવાન છે તેમજ તેણે પોતાનું મોં પણ ફાડેલું છે.”

પુત્રનો સ્વર સાંભળીને માતા પણ કિનારા ઉપર દોડી આવી અને ઘણો શોક કરવા લાગી. માતાનો વિલાપ સાંભળીને શંકરે

કહ્યું: “ હે માતા ! જો હું તારી રજા લઇને સંન્યાસનો સંકલ્પ કરું, તો આ મગર મારો પગ છોડી દેશે. માટે તું આજ્ઞા આપે તો હું સંન્યાસનો સંકલ્પ કરું. ”

માતાની સ્થિતિ અત્યારે સૂડી વચ્ચે સોપારીના જેવી હતી! એણે વિચાર કર્યો કે સંન્યાસી થઇને પણ પુત્ર જીવતો રહેશે, તો તેનું ફરીથી દર્શન તો થશે, પરંતુ મૃત્યુ પામશે તો દર્શન થવાનો કદી સંભવ નથી. આથી તેણે શંકરને સંન્યાસી થવાની રજા આપી.

માતાની આજ્ઞા મળ્યાથી શંકરે ત્યાં ને ત્યાંજ સંન્યાસવ્રતનો સંકલ્પ કર્યો અને કોઈ યુક્તિથી મગરના મોંમાંથી પોતાનો પગ કાઢી લઇને સહિસલામત બહાર નીકળી આવ્યા. ત્યાર પછી તેમણે માતાને વિનયપૂર્વક કહ્યું: “ મા ! હવે મારે સંન્યાસને સારુ જે વિધિ કરવાની હોય તે બતાવો. મારા સંન્યાસી થવાથી તમારે કોઈ વાતે મૂંઝાવું નહિ. તમને કદાચ શંકા થશે કે શંકર સંન્યાસી થશે તો મને અન્નવસ્ત્ર કોણ આપશે ? તો એને માટે મારા પિતાજીની મિલકત છે. જે લોકો તેના વારસ થશે તે લોકો અવશ્ય તમારું ભરણ–પોષણ કરશે. વળી તમને શંકા થશે કે, હું માંદી થઈશ ત્યારે મારી સેવાચાકરી કોણ કરશે અને મરી જઇશ ત્યારે મારો અગ્નિસંસ્કાર કોણ કરશે ? તો એને માટે મારો એટલોજ ખુલાસો છે કે, તમે માંદાં પડશો ત્યારે આપણા પિતરાઇઓ તમારી ખબર રાખશે. કારણ કે મારા પિતાનું ધન તેઓને મળવાનું હોવાથી લોકલાજે પણ એમને તમારી બરદાશ કરવી પડશે અને તેજ લોકો મૃત્યુ પછી તમારો અગ્નિસંસ્કાર કરશે. ”

શંકરનાં છેવટનાં વચનો તેમની માતાને અસહ્ય થઈ પડયાં; તેમણે કહ્યું: “ તેં સંન્યાસ ધારણ કરવાનો સંકલ્પ કર્યો અને તેથી જળચરના મોંમાંથી તારો ઉદ્ધાર થયો એ તો મને ગમ્યું; પણ હું મરી જાઉં ત્યારે તું ગમે ત્યાં હોય ત્યાંથી આવીને મારો સં-

સ્કાર કરજે. મરણુ પછી તારે હાથે મારો અગ્નિસંસ્કાર પણુ ન થાય, તો પછી તને જન્મ આપ્યાથી મારું શું સાર્થક થયું તે કહે."

માતાની એવી ચિંતા જોઇને શંકરે કહ્યું: "હે માતા! જે વખતે તમે માંદાં થાઓ તે વખતે મને બોલાવી લેજો. એ વખતે ગમે તેટલું જરૂરનું કામ હશે તે પડતું મૂકીને હું તમારી સેવામાં હાજર થઈશ અને તમારો દેહ પડ્યા પછી તેનો અગ્નિસંસ્કાર પણુ કરીશ." આ પ્રમાણે માતાને સાંત્વના આપીને તથા અન્ય સગાંસંબંધીઓને માતાની ચાકરી કરવાની વિનતિ કરીને શંકરે ઘરનો ત્યાગ કર્યો.

આ પ્રમાણે સંસારનો ત્યાગ કરીને હાથમાં એક દંડ તથા શરીરે ગેરુવાં વસ્ત્ર ધારણુ કરીને શંકર કોઈ યોગ્ય ગુરુની શોધમાં પ્રવાસ કરવા લાગ્યા. એ વખતમાં ભારતવર્ષમાં વેદવેદાંગ અને દર્શનશાસ્ત્રની પ્રત્યેક શાખાને માટે ભિન્ન ભિન્ન સ્થળોએ વિદ્યાપીઠો હતી. ત્યાં આગળ ભિન્ન ભિન્ન વિષયના ખાસ વિદ્વાનો પોતાના વિષયનું વિદ્યાર્થીઓને શિક્ષણુ આપતા હતા. શંકરને અદ્વૈત શાસ્ત્રનું જ્ઞાન મેળવવું હતું, તેથી તેમણે નર્મદા નદીના કિનારા ઉપર એક આશ્રમમાંના શારદાપીઠને પસંદ કર્યું. એ આશ્રમના અધિષ્ઠાતા ગોવિંદનાથ નામના એક સાધુ હતા. એ ગોવિંદનાથે સુપ્રસિદ્ધ ઋષિ ગૌડપાદાચાર્ય પાસે શિક્ષણુ મેળવ્યું હતું.

શંકરે તેમની સંમુખ જઈ પ્રદક્ષિણા કરીને દંડવત્ પ્રણામ કર્યા. ત્યાર પછી ગોવિંદનાથ અને શંકરને વાર્તાલાપ થયો. એ વાર્તાલાપ સંબંધી શંકરના બે ચરિત્રલેખકોમાં મતભેદ છે. માધવાચાર્ય, જે શંકરને સદાશિવનો અવતાર માને છે તે વર્ણવે છે કે, ગુરુએ શંકરને પૂછ્યું: "તું કોણુ છે?" ત્યારે શંકરે ઉત્તર આપ્યો: "સ્વામિન્! હું પૃથ્વી નથી કે પૃથ્વી હું નથી, હું જળ નથી કે જળ હું નથી, હું તેજ નથી કે તેજ હું નથી, હું વાયુ નથી કે વાયુ હું નથી, હું આકાશ નથી કે આકાશ હું નથી;

તેમજ પૃથ્વી આદિ ભૂતોના ગુણો હું નથી કે હું પૃથ્વી આદિના ગુણો નથી, તેમ હું ઇન્દ્રિયો નથી કે ઇન્દ્રિયો એ હું નથી; પરંતુ સર્વથી અવશિષ્ટ, સર્વ દ્વૈતનો બાધ કરવાથી પણ અબાધિત કેવલ કર્તૃત્વ ભોકતૃત્વાદિકથી નિર્મુક્ત સર્વોત્તમ ચિદાનંદ હું છું." સારાંશ એ કે શંકર પ્રથમ મુલાકાતેજ ગોવિંદનાથ જેવા આચાર્ય પાસે, અદ્વૈતનું જ્ઞાન મેળવતાં પહેલાંજ અદ્વૈતની વાતો કરે છે! ચિદ્વિલાસનું વર્ણન એથી જુદા પ્રકારનું છે અને તે વધારે વિશ્વાસપાત્ર લાગે છે. એના મત પ્રમાણે ગોવિંદનાથનો આશ્રમ હિમાલયમાં હતો. શંકરને જોતાંવાર એમણે પૂછ્યું, ત્યારે શંકરે વિનયપૂર્વક જણાવ્યું કે, "હું શિવગુરુ નામના કેરલનિવાસી બ્રાહ્મણનો પુત્ર છું. મારા પિતા મારી બાલ્યાવસ્થામાં સ્વર્ગવાસ પામ્યા છે અને મારું લાલનપાલન મારી સ્નેહાળ માતાએ કર્યું છે. શાસ્ત્રોનું મેં થોડુંઘણું જ્ઞાન મેળવ્યું છે." ત્યાર પછી મગરે પોતાનો પગ ગળ્યાનો વૃત્તાંત સંભળાવીને સંન્યાસધર્મની દીક્ષા આપવાની વિનતિ કરી.

શંકરના વૃત્તાંતથી પ્રસન્ન થઈને ગોવિંદનાથે એમને પોતાના આશ્રમમાં દાખલ કર્યા અને શાસ્ત્રની વિધિ પ્રમાણે તેમની પરીક્ષા કરીને યથાસમયે તેમને સંન્યસ્ત આપ્યું. ત્યાર પછી પોતે ગૌડપાદાચાર્ય પાસે અદ્વૈતના જે ઉત્તમ સિદ્ધાંતો શિખ્યા હતા, તેનું જ્ઞાન શંકરને આપવા માંડ્યું. કેટલાકનું એમ કહેવું છે કે બદરીમાં જે આશ્રમ બંધાયો છે તે ગોવિંદનાથ અને શંકરની પ્રથમ મુલાકાતના સ્મારકરૂપે છે. શંકરાચાર્ય, ગોવિંદનાથની પાસે કેટલા સમય સુધી રહ્યા તથા તેમની પાસેથી એમણે કેટલું શિક્ષણ મેળવ્યું તે જાણવામાં આવ્યું નથી; પરંતુ શંકરાચાર્યે પોતાનાં પુસ્તકોમાં શ્રીગોવિંદ ભાગવતપાદના શિષ્ય તરીકે પોતાનો પરિચય આપવામાં ગૌરવ માન્યું છે. તે ઉપરથી અનુમાન

થઇ શકે છે કે, એ કોઇ વિદ્વાન પુરુષ હશે અને શંકરને તેમણે અદ્વૈત સિદ્ધાંતનું સારું શિક્ષણ આપ્યું હશે.

ગોવિંદનાથે જ્યારે જોયું કે, શંકરે બ્રહ્મવિદ્યાનું રહસ્ય જાણી લીધું છે અને હવે એ ધર્મપ્રચારનું કામ કરવા યોગ્ય છે, ત્યારે તેમણે એક દિવસ શરદ્ઋતુમાં શંકરને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો: "હે સૌમ્ય ! તું શું જુએ છે ? જેવી રીતે બ્રહ્મવિદ્યા ચિત્તને નિર્મળ કરે છે, તેવી રીતે શરદ્ઋતુએ આકાશને નિર્મળ કરી દીધું છે. મેઘ બધી વનસ્પતિઓને હરિયાળી કરીને કૃતાર્થ થાય છે તથા પોતાની મરજીમાં આવે ત્યાં વિચરે છે. સંન્યાસીઓ પણ દેશનો ઉપકાર કરવા સારુ અને દેશબંધુઓને પોતાનો મનોહર ઉપદેશ સંભળાવવા સારુ પોતપોતાની કુટીર છોડીને બહાર નીકળી પડ્યા છે. જેવી રીતે સર્વ પ્રકારની લાલચો જતી રહેવાથી તત્ત્વજ્ઞાનીઓનું તત્ત્વજ્ઞાન ઝળકી ઊઠે છે, તેવી રીતે મેઘના વિખરાઇ જવાથી ચંદ્રમા અધિક સૌંદર્ય સાથે ચમકી રહ્યો છે અને તેનો પ્રકાશ બેવડો મનોહર લાગે છે. વળી તું બીજું શું જુએ છે ? જેવી રીતે રાગદ્વેષ મટી જવાથી ચહેરા ઉપર પ્રસન્નતાનાં ચિહ્ન દેખાય છે, તેવી રીતે મેઘના ચાલ્યા જવાથી તારાઓ નિર્મળ પ્રભા સાથે બમણા બળથી ચમકી રહ્યા છે. જેમ શરીરે ભસ્મ ચોપડીને, હાથમાં કમંડલુ ધારણ કરીને અને શરીરે ગેરુવાં વસ્ત્ર ધારણ કરીને કોઇ સંન્યાસી ઊભો હોય, તેમ આ શરદ્કાલ પણ ચાંદનીરૂપી ભસ્મનો લેપ કરીને, ચંદ્રના મંડળરૂપ કમંડલુ ધારણ કરીને અને લાલ પુષ્પોરૂપી વસ્ત્રોથી વિંટળાઇને સંન્યાસી જેવો દેખાય છે. જેમ તારું મન અત્યંત ગંભીર, પાપ વિનાનું, અક્ષોભ્ય, રજોગુણરહિત અને પરમહંસોના સમાગમથી શોભાયમાન છે, તેમ સરોવરનું જળ પણ આ મોસમમાં અત્યંત ગંભીર, કાદવ વગરનું, ક્ષોભરહિત અને કિનારે બેઠેલા

હંસની સંગતિથી શોભાયમાન છે. તાત્પર્ય એ કે તારું મન શરદ્-ઋતુના સરોવરના જળની પેઠે ગંભીર, નિર્મળ, અક્ષોભ્ય અને શોભાયમાન છે. આજ આ ઋતુમાં ધારણા, ધ્યાન અને સમાધિથી તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી વર્ષાઋતુના દિવસો ગાળીને પોતાના ચરણની રજ વડે પૃથ્વીને પવિત્ર કરતા મહાપુરુષો જગતમાં વિચરે છે. એટલા માટે હે શંકર! વેદાંતના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવા સારુ અને પાખંડમતનું ખંડન કરવા સારુ તમે સત્વર કાશી શહેરમાં જાઓ." ત્યાર પછી ગોવિંદનાથે શંકરને શારીરિક સૂત્રનું ભાષ્ય કરવાની સૂચના કરીને, પરિવ્રાજકનું જીવન ગાળવાની આજ્ઞા આપી.

શ્રીશંકરાચાર્ય ગુરુના ચરણકમળમાં પ્રણામ કરીને તથા હૃદયમાં તેમના અમૂલ્ય ઉપદેશને ધારણ કરીને ત્યાંથી ધર્મપ્રચારને અર્થે નીકળી પડ્યા અને પગે ચાલતા ચાલતા કાશી ધામમાં પહોંચ્યા. ત્યાં આગળ રહેવાથી થોડા દિવસમાંજ તેમની વિદ્વત્તા અને વૈરાગ્યની ખ્યાતિ ચારે દિશામાં ફેલાઇ ગઇ. શંકરે પણ કાશીના પંડિતો અને સંન્યાસીઓના સમાગમથી ઘણો લાભ પ્રાપ્ત કર્યો. શંકરનાં દર્શન કરવા સારુ અને તેમનો મધુર ઉપદેશ સાંભળવા સારુ દૂર દેશાવરથી તત્ત્વજિજ્ઞાસુઓ આવવા લાગ્યા.

એક દિવસ એક બ્રાહ્મણનો છોકરો તેમની પાસે આવ્યો. એ નવયુવકના ચહેરા ઉપર વૈરાગ્યનાં ચિહ્ન જણાઈ આવતાં હતાં. તેની વિનીત મુખાકૃતિ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે, એનામાં ધર્મના અંકુર વિદ્યમાન છે. એ નવયુવકે આવતાં વારજ શંકરના ચરણમાં દંડવત્ કર્યા. શંકરાચાર્યે તેને પ્રેમપૂર્વક પૂછ્યું: "તું કોણ છે અને ક્યાંનો રહેવાસી છે?" યુવકે ઉત્તર આપ્યો: "હું બ્રાહ્મણ છું. ચૌલ દેશમાં કાવેરી નદીને કિનારે મારું ઘર છે. હજુ સુધી મારું લગ્ન થયું નથી અને ભવિષ્યમાં લગ્ન કરવાની ઇચ્છા પણ

નથી. સંસારના સુખ ઉપર મને વૈરાગ્ય ઊપજ્યો છે. વારે ઘડીએ બીક લાગે છે કે, રખે આ સંસારસાગરમાં કાંઈ ડૂબી તો નહિ જાઉં. એ સંસારસાગરમાંથી પાર ઊતરવાનો ઉપાય શોધવા સારુ અનેક સાધુસંતોનાં દર્શન કરતો કરતો આપની સેવામાં હાજર થયો છું. આશા છે કે, આપની કૃપાદૃષ્ટિથી હું સંસારસાગરને પાર તરી જઈશ." ત્યાર પછી એની સાથે ઘણી વાતચીત કરીને શંકરાચાર્યે ખાતરી કરી લીધી કે, નવયુવક પૂરો વિરક્ત અને વિદ્વાન છે. એ વખતે શંકરાચાર્યને એવાજ મનુષ્યોની આવશ્યકતા હતી. તેમણે યુવકના મન ઉપર સંન્યાસધર્મનું ગૌરવ સારી પેઠે ઠસાવી દીધું અને પછી યથાવિધિ તેને પોતાનો શિષ્ય બનાવ્યો. આ યુવક શંકરાચાર્યનો પ્રથમ શિષ્ય હતો. તેનું નામ સનંદન હતું, પણ પાછળથી એ પદ્મપાદ નામથી પ્રસિદ્ધ થયો છે. ત્યાર પછી શંકરે બીજા પણ અનેક શિષ્યો બનાવ્યા.

એક દિવસ એવું બન્યું કે, શંકર પોતાના શિષ્યો સાથે બપોરને વખતે ગંગાસ્નાન કરવા જઈ રહ્યા હતા. રસ્તામાં તેમને એક ચાંડાલ મળ્યો. એ ચાંડાલની સાથે ચાર કૂતરા હતા. શંકરસ્વામીએ તેને દૂર ખસી જવાને કહ્યું, તે ઉપરથી ચાંડાલે ઉત્તર આપ્યો: "મહારાજ! શાસ્ત્રોમાં ઉપદેશ છે કે આત્મા એક છે. એ નિર્દોષ, અસંગ, અખંડ અને સચ્ચિદાનંદસ્વરૂપ છે, પછી આપ એમાં ભેદભાવ શાને રાખો છો અને મારી પાસે આવતાં કેમ ડરો છો? સમયની વિચિત્રતા જોઇને મને આશ્ચર્ય થાય છે. એક હાથમાં દંડ છે, બીજા હાથમાં કમંડલુ છે. જ્ઞાનની ગંધ પણ નથી છતાં જ્ઞાનીનો ડોળ ઘાલીને તમે લોકો સંસારને છેતરી રહ્યા છો. કહો તો ખરા કે તમે મને દૂર ખસી જવાનું તો કહ્યું, પણ એમ કહીને તમે કોને દૂર ખસેડવા માગતા હતા? મારા દેહને કે આત્માને? જો તમે મારા દેહને દૂર કરવા ઇચ્છતા હો તો તે દેહ તો તમારા દેહની પેઠે અન્ન-

મય છે. માટે શું તમારા દેહ કરતાં મારો દેહ જુદો છે? વળી એ દેહના સાક્ષીરૂપ આત્માને તમે દૂર ખસેડવા માગતા હો તો તે સાક્ષીરૂપ આત્મા, તમારા દેહમાં જે સાક્ષીરૂપ આત્મા રહ્યો છે તેનાથી ભિન્ન છે કે શું?

"આ બ્રાહ્મણ છે અને આ ચાંડાલ છે એવો ભેદભાવ પ્રત્યગ્ આત્માને વિષે તમારા જેવા જ્ઞાનીને ઉત્પન્નજ કેમ થયો? સૂર્યનું પ્રતિબિંબ ગંગાને વિષે પડયું હોય કે મદિરામાં પડયું હોય તો પણ તે બેમાં કાંઇ અંતર નથી. તમે કદાચ એમ કહેશો કે આત્મા તો ભેદરહિત છે, પણ હું તો અતિ પવિત્ર બ્રાહ્મણના શરીરમાં છું અને તું અતિ પાપિષ્ઠ ચાંડાલના શરીરમાં છે. એ બેમાં ભેદ કેમ ન ગણવો? તો મારે કહેવું જોઇએ કે, તમારા સરખા મુનિએ "હું પવિત્ર બ્રાહ્મણ છું. હે ચાંડાલ દૂર જા" એવો મિથ્યા આગ્રહ ન રાખવો જોઇએ. પોતાના સ્વરૂપને ભૂલી જઇને ક્ષણભંગુર દેહમાં અહંભાવ રાખવો એ અત્યંત ગેરવાજબી છે. તમારું આત્મસ્વરૂપ અચિંત્ય, અવ્યક્ત, અનંત, આદિ અને ઉપાધિરહિત છે, તેને વીસરી જઇને હાથીના કાનના જેવા ચંચલ આ દેહ ઉપર તમને અહંભાવ કેમ પ્રગટ થાય છે? વળી તમારા મનમાં એવું આવતું હશે કે, લોકોને આચારવ્યવહાર શીખવવા ખાતર મારે એવું કરવું જોઇએ, તો હું તમને પૂછવા માગું છું કે, મુક્તિનો માર્ગ બતાવનારી બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કર્યા છતાં પણ તુચ્છ લોકવાયકાની તમે પરવા કરો છો? અહો! માયાવીઓમાં શ્રેષ્ઠ એવા પરમાત્માની મોટી ઇન્દ્રજાલમાં તમારા જેવા મહાન પુરુષો પણ ડૂબી જાય છે એ આશ્ચર્યની વાત છે!"

ચાંડાલનો આ ધર્મોપદેશ સાંભળીને શંકર ઘણાજ પ્રસન્ન થયા. એમણે તેને ધમકાવ્યો નહિ કે, તું અધિકારી નહિ હોવા છતાં વેદાંતના આવા ગૂઢ રહસ્યની વાત શા સારુ કરે છે? ઊલટું તેમણે

તો ચાંડાલને શાબાશી આપીને કહ્યું: "હે દેહધારીઓમાં શ્રેષ્ઠ! તેં આ સમયે જે કહ્યું છે તે સર્વ સત્યજ છે. તારા જેવા આત્મજ્ઞાનીના ઉપદેશથી 'આ ચાંડાલ છે' એવી ભેદબુદ્ધિનો હું ત્યાગ કરું છું. જે દૃઢ બુદ્ધિવાળા મનુષ્યને સઘળું જગત નિરંતર આત્મરૂપ દેખાય છે, તે ગમે તો બ્રાહ્મણ હો કે ચાંડાલ હો, પરંતુ તે નમસ્કાર કરવા યોગ્ય છે એમ મારું માનવું છે.

"જે ચેતનસત્તા વિષ્ણુ આદિમાં સ્ફુરે છે, તેજ ચેતનસત્તા પતંગ આદિ ક્ષુદ્ર જંતુઓમાં પણ સ્ફુરે છે, તેજ ચેતનસત્તા ત્રણે કાલમાં હું છું, બીજા દૃશ્ય પદાર્થ કાંઇ ત્રણે કાલમાં છેજ નહિ, એવી જેની બુદ્ધિ હોય તે ભલે ચાંડાલ હોય તથાપિ મારો ગુરુ છે.

"આ લોકમાં તે તે વિષયનો અનુભવ કરતી વખતે જે જે વિષયનું જ્ઞાન થાય છે, તે સર્વ મિથ્યાભૂત સર્વ ઉપાધિઓનો બાધ કરવાથી અવશિષ્ટ રહેલું જ્ઞાન માત્ર હું છું; મારાથી વ્યતિરિક્ત કાંઇ પણ નથી, એવી જેની બુદ્ધિ હોય તે ગમે તે હોય તથાપિ મારો ગુરુ છે. એ પરથી 'તું દૂર જા' એમ મેં તારા દેહને દૂર કરવાના હેતુથી કહ્યું નથી, તેમ આત્માને દૂર કરવાના હેતુથી પણ કહ્યું નથી; પરંતુ તે બન્નેના તાદાત્મ્યરૂપ અધ્યાસને દૂર કરવાના હેતુથી કહ્યું છે. એ અધ્યાસ જો તારે વિષે ન હોય તો તું મારો ગુરુજ છે."

આ મેળાપની શંકરાચાર્ય ઉપર ઘણી સારી અસર થઇ અને તેનાથી પ્રેરાઇને તેમણે અદ્વૈતમતની પુષ્ટિમાં કેટલાંક પ્રાચીન પુસ્તકોનાં ભાષ્ય રચવા માંડયાં. એ ભાષ્ય રચવા સારુ તેમણે કાશી કરતાં બદરિકાશ્રમનો એકાંતવાસ વિશેષ પસંદ કર્યો. ત્યાં આગળ તેમણે વેદાંતસૂત્રનું ભાષ્ય લખ્યું. પછી ભગવદ્‌ગીતા ઉપર ભાષ્ય રચ્યું. એ ઉપરાંત તેમણે ગદ્ય અને પદ્યમાં અનેક પુસ્તક લખ્યાં છે. જેવાં કે સનત્સુજાત ભાષ્ય, ઉપદેશ સાહસ્રી અને હરિમીડે ઇત્યાદિ. એ બધાં પુસ્તકો વૈરાગ્ય અને બ્રહ્મવિદ્યા સંબંધી ઊંચા શિક્ષણથી

ભરપૂર છે, પણ તેમાંએ તેમનાં પહેલાં ત્રણ ભાષ્ય ઘણાં પ્રસિદ્ધ છે અને તે 'પ્રસ્થાનત્રય' કહેવાય છે.

બદરીનારાયણમાં શંકરે એ ભાષ્ય પોતાના શિષ્યોને ભણાવ્યાં. એ ભાષ્યના અભ્યાસમાં પણ સનંદન બીજા વિદ્યાર્થીઓ કરતાં ચડી ગયો. શંકરાચાર્યની એના ઉપર વિશેષ પ્રીતિ હતી. એમણે જાતે સનંદનને પોતાનાં પુસ્તકોનો ત્રણ વાર અભ્યાસ કરાવ્યો હતો. ગુરુની તેના ઉપર વિશેષ કૃપા હોવાથી બીજા વિદ્યાર્થીઓ તેના ઉપર દાઝે બળતા અને તેનું અપમાન કરાવવાની યુક્તિ શોધતા. એક દિવસ એવું બન્યું કે, ચોમાસાની ઋતુમાં શંકરસ્વામી અને તેમના શિષ્યો નદીકિનારે ફરવા ગયા હતા. શંકરસ્વામી એક કિનારે હતા અને બધા શિષ્યો સામે કિનારે હતા. જોતજોતામાં નદીમાં પૂર આવવા માંડયું. શંકરાચાર્યે વિચાર્યું કે, શિષ્યોની પરીક્ષા લેવાનો આ ઠીક સમય છે. એમણે સનંદન સિવાયના બીજા શિષ્યોને એકે એક બૂમ મારીને કહ્યું કે, "નદી ઓળંગીને મારી પાસે આવી જાઓ." પણ દરેકે ઉત્તર દીધો કે, "નદીમાં પૂર આવ્યું છે. ઊતરી શકાય એમ નથી." આખરે તેમણે સનંદનને બૂમ મારી: "વત્સ! જલદી મારી પાસે આવી જાઓ." ગુરુની આજ્ઞા સાંભળતાંવારજ સનંદને નીચે પ્રમાણે કહીને નદીમાં પડતું મૂકયું. "ગુરુભક્તિ, સંસારસાગરથી પાર ઉતારી શકે છે તો શું તે નદીની પાર નહિ ઉતારે?" નદીની પાર જઇને સનંદને ગુરુને પ્રણામ કર્યા. શંકરસ્વામી પણ એ શિષ્યની અદ્વિતીય ભક્તિ જોઇને આશ્ચર્ય પામી ગયા. તેમણે પ્રસન્ન થઇને તેને આલિંગન આપ્યું તથા પદ્મપાદ નામથી વિભૂષિત કર્યો.

ત્યાર પછી શંકરે ધીમે ધીમે પોતાનાથી ભિન્ન ધર્મવાળાઓ સાથે શાસ્ત્રાર્થ કરવાનો આરંભ કર્યો. એક દિવસ પોતે વિદ્યાર્થીઓને ભણાવી રહ્યા હતા, તેવામાં પાશુપતમતના કેટલાક વિદ્વાનો

તેમની પાસે આવી બેઠા. પાશુપતમતવાળાઓ અદ્વૈતમતને યુક્તિવિરુદ્ધ અને પોતાના મતને યૌક્તિક માને છે. પાશુપત ધર્મના લોકો માને છે કે, પશુપતિ અર્થાત ઈશ્વરે મોક્ષને સારુ પાંચ પદાર્થોનો ઉપદેશ કર્યો છે. (૧) કાર્ય, (૨) કારણ, (૩) યોગ, (૪) વિધિ અને (૫) દુઃખાંત. તેની વ્યાખ્યા તેઓ નીચે પ્રમાણે કરે છે. (૧) કાર્ય એટલે ઉત્પત્તિવાળી વસ્તુ, મહત્તત્ત્વ આદિ, (૨) કારણ એટલે પ્રકૃતિ, (૩) યોગ એટલે સમાધિ, (૪) વિધિ એટલે સ્નાન વગેરે, (૫) દુઃખાંત એટલે મોક્ષ. પ્રકૃતિ ઉપાદાનકારણ છે અને ઈશ્વર નિમિત્તકારણ છે તેમજ જીવાત્મા પરમાત્માથી એક જુદાજ પ્રકારની શક્તિ છે તેમજ ધ્યાનનું ફળ છે. મુક્તિમાં જીવાત્માના ગુણ પરમાત્માના જેવા થઈ જાય છે. કારણ કે પરમાત્માનું ધ્યાન ધરવાથી એના ગુણ જીવાત્મામાં પ્રવિષ્ટ થાય છે અને એ ગુણોમાં પરમાત્માની બરોબર બની જાય છે.

એ મતના વિદ્વાનો સાથે શંકરાચાર્યને લાંબા સમય સુધી શાસ્ત્રાર્થ થતો રહ્યો, જેનું સવિસ્તર વર્ણન શારીરિક ભાષ્યમાં છે. શંકરસ્વામીની પ્રબળ દલીલો આગળ પાશુપતોનું કાંઇ ચાલ્યું નહિ. તેઓ પોતાના મતને સિદ્ધ ન કરી શકયાથી ત્યાંથી આખરે પરાજિત થઇને ચાલ્યા ગયા.

એ સમયે શંકરાચાર્યને પોતાની વિદ્વત્તા અને શક્તિ ઉપર પૂરો ભરુંસો બેસી ગયો હતો. કેટલાક વિદ્વાનો પણ તેમની સાથે ધર્મકાર્યમાં જોડાયા હતા. હવે તેમણે અદ્વૈતમતનો પ્રચાર અને વેદવિરુદ્ધના મતોનું ખંડન કરવાનો નિશ્ચય કર્યો અને તેને માટે આખા દેશમાં વિદ્યા અને તપશ્ચર્યા માટે સુપ્રસિદ્ધ થયેલા વિદ્વાનોને પોતાના મતના અનુયાયી બનાવવાનો પ્રયત્ન આરંભ્યો. એ વખતે કુમારિલ ભટ્ટ વિદ્વત્તા અને સદાચારને માટે દેશમાં સુપ્રસિદ્ધ હતા. એમની પ્રશંસા સાંભળીને શંકરાચાર્ય એમને મળવા

સારુ દક્ષિણ તરફ ગયા. કુમારિલ ભટ્ટાચાર્ય એ સમયના અસાધારણ વિદ્વાન હતા. તેમનું ચરિત્ર પણ અપૂર્વ, રસિક અને બોધજનક છે, પણ સ્થળસંકોચને લીધે એનો ટૂંકામાં ઉલ્લેખ કરીશું.

કુમારિલ ભટ્ટે બ્રહ્મચર્યાશ્રમનું યથાર્થ પાલન કરીને શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વેદોના અર્થની મીમાંસા કરીને તેનું ખરું રહસ્ય જાણ્યું હતું. વિદ્યા અને કર્મકાંડમાં પ્રવીણતાને લીધે લોકો એમને ભટ્ટપાદ અને સુબ્રહ્મણ્ય પણ કહેતા હતા. એ સમયમાં વૈદિકધર્મ અવનતિને પ્રાપ્ત થયો હતો અને બૌદ્ધ અને જૈનધર્મ પૂર્ણ વેગમાં હતા. એવે સમયે કુમારિલભટ્ટાચાર્યે વેદના સિદ્ધાંતો જનસમાજને સમજાવવા પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમાં એમને પૂરી સફળતા મળી નહોતી; કારણ કે બૌદ્ધ અને જૈનધર્મનાં પુસ્તકોનું તેમને જ્ઞાન નહિ હોવાથી તેમના દોષ ઉપર એ બરાબર કટાક્ષ કરી શકતા નહિ. એ ત્રુટિ પૂરી કરવાના ઇરાદાથી એ વિદ્યાર્થી બનીને બૌદ્ધોની પાઠશાળામાં દાખલ થયા અને ત્યાં રહીને તેમના બધા સિદ્ધાંત જાણી લીધા. એક દિવસ એવું બન્યું કે કુમારિલના ગુરુએ વેદો પર કલંક લગાડીને એને ખરાબ ધર્મ સાબિત કર્યો. પોતાની આંખ આગળ સ્વધર્મની નિંદા થતી જોઈ કુમારિલથી સ્વસ્થ બેસી રહેવાયું નહિ. તેની આંખમાં આંસુ આવી ગયાં. એ ઉપરથી બીજા વિદ્યાર્થીઓને તેના ઉપર શક ગયો. વધારે તપાસ કરતાં તેમની ખાતરી થઇ કે, આ વિદ્યાર્થી બ્રાહ્મણ છે અને અમારો ભેદ લેવા સારુ અહીં આવ્યો છે. એ વિદ્યાર્થીઓ કુમારિલનું કાસળ કાઢવા સારુ યુક્તિ શોધવા લાગ્યા. એક દિવસ કુમારિલ ભટ્ટ એક ઊંચા મંદિરની દીવાલ ઉપર બેસીને વિચાર કરી રહ્યા હતા, એટલામાં જગતમાં અહિંસા અહિંસાનો ઉપદેશ કરનાર, એ બૌદ્ધધર્મી વિદ્યાર્થીઓએ તેમને જોરથી ધક્કો માર્યો. કુમારિલ ભટ્ટ જમીન ઉપર પડી ગયા. પડતાં

પડતાં તેમના મુખમાંથી નીચેના શબ્દો નીકળ્યા હતા: "શ્રુતિ પોતાના શરણાગતોનાં કયાં દુઃખ નિવારણ નથી કરતી? જો વેદ પ્રમાણરૂપ છે તો હું અવશ્ય જીવતો રહીશ." એ શબ્દો ઉપરથી પ્રગટ થાય છે કે, કુમારિલ ભટ્ટને પોતાના ધર્મ ઉપર કેટલો પ્રબળ વિશ્વાસ હતો. એટલી ઊંચી દીવાલ ઉપરથી પડવાથી કુમારિલ ભટ્ટની એક આંખ ફૂટી ગઇ. વેદોના ભક્ત કુમારિલ એને પણ પોતાના કર્મના ફળરૂપ ગણીને સંતોષ માનવા લાગ્યા. કેટલાક એમ કહે છે કે, કુમારિલ ભટ્ટે એ વખતે સંશયાત્મક 'જો વેદ પ્રમાણરૂપ છે' ઇત્યાદિ શબ્દ વાપર્યા હતા તેને લીધે એમની એક આંખ ફૂટી ગઇ હતી. અસ્તુ. એ દિવસે કુમારિલ ભટ્ટ ત્યાંથી નાસી આવ્યા અને બૌદ્ધધર્મીઓનું ખંડન કરવાનું વ્રત આરંભ્યું. ઘણા વિદ્વનોને પરાજિત કરીને તથા અનેક રાજાઓને વેદધર્મના અનુયાયી બનાવીને કુમારિલ ભટ્ટ સુધન્વા રાજાની કચેરીમાં પહોંચ્યા. એ રાજાની સભામાં અનેક વિદ્વાન બિરાજતા હતા અને રાજા પોતે પણ વિદ્વાન ગણાતો હતો. એ રાજા બૌદ્ધધર્મ પાળતો હતો. કુમારિલ ભટ્ટની પ્રશંસા એણે સાંભળી હતી, એટલે તેણે તેમનો સારી પેઠે આદરસત્કાર કર્યો અને તેમને પોતાની સભાના સભાસદ નીમ્યા. એક દિવસ પંડિતોની સભા ભરાઇ હતી, રાજા પણ એમાં બિરાજ્યા હતા, એવામાં એક વૃક્ષ ઉપરથી કોયલે ટહુકો કર્યો. એનો સુમધુર સ્વર સાંભળીને કુમારિલ ભટ્ટે રાજાને ઉપદેશરૂપે એક શ્લોક કહ્યો, જેનો ભાવાર્થ એવો હતો કે, 'હે કોયલ! શ્રુતિને પીડા આપે એવો અવાજ કરનાર, મલિન અને નીચ કાગડા સાથે તારો પ્રસંગ ન થતો હોય તો તું પ્રશંસનીય છે.' આ ઉક્તિમાં ગૂઢ અર્થ એવો રહેલો છે કે, 'હે રાજા! જો શ્રુતિ અર્થાત્ વેદની નિંદા કરનારાઓના મતમાં તું ભળ્યો ન હોત તો તું પ્રશંસાને પાત્ર હતો.' આ શ્લોક સાંભળીને બૌદ્ધધર્મી વિદ્વાનો ઘણા ગુસ્સે

થઈ ગયા. તેમણે વૈદિકધર્મને અપ્રમાણિક સિદ્ધ કરવાને ઘણા આક્ષેપ કર્યા, પણ કુમારિલ ભટ્ટે બધાનો યુક્તિપૂર્વક ઉત્તર આપ્યો. આ વાદવિવાદથી રાજાના મન ઉપર એવી સચોટ અસર થઇ કે, એણે કુમારિલ સાથે બૌદ્ધધર્મના મોટા મોટા ઉપદેશકોનો શાસ્ત્રાર્થ કરાવવાનો સંકલ્પ કર્યો. દૂર દેશાવરથી વિદ્વાનો તેડાવવામાં આવ્યા અને શાસ્ત્રાર્થનો આરંભ થયો. બૌદ્ધધર્મીઓ પોતાના પક્ષનું મંડન અને વૈદિકધર્મનું ખંડન કરતા હતા. કુમારિલ તેમનાથી વિરુદ્ધ પડીને વેદોનું મંડન અને બૌદ્ધધર્મનું ખંડન કરતા હતા. ઘણા દહાડા સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. બન્ને પક્ષોએ પોતપોતાની વિદ્વત્તાનો પરિચય આપ્યો. વેદોની વિરુદ્ધ જે જે આક્ષેપો કરવામાં આવ્યા તેના કુમારિલ ભટ્ટે સંતોષજનક ઉત્તર આપ્યા. પણ બૌદ્ધધર્મ ઉપર કુમારિલે જે પ્રબલ આક્ષેપ કર્યા, તેનો ઉત્તર સામા પક્ષવાળાઓ સંતોષકારક રીતે આપી શક્યા નહિ. એ શાસ્ત્રાર્થમાં કુમારિલ ભટ્ટનો વિજય થયો અને રાજાનો વેદ ઉપર પૂજ્યભાવ વધવા લાગ્યો. પણ રાજાને એટલેથી સંતોષ થયો નહિ, તેણે આખા દેશમાંથી પસંદ કરીને ઉત્તમોત્તમ વિદ્વાનોને બોલાવ્યા અને તેમની સાથે કુમારિલનો ફરીથી શાસ્ત્રાર્થ કરાવ્યો. આ સમયે પણ કુમારિલનો વિજય થયો અને રાજાને વેદધર્મની સત્યતા માટે કાંઇ સંદેહ રહ્યો નહિ. હવે એ ખુલ્લી રીતે કુમારિલનો શિષ્ય અને વૈદિકધર્મનો અનુયાયી થયો. એ રાજાની સહાનુભૂતિથી કુમારિલ ભટ્ટને ધર્મપ્રચારના કાર્યમાં સારી મદદ મળી હતી.

કુમારિલ ભટ્ટે જૈમિનિના મીમાંસાશાસ્ત્ર ઉપર વાર્તિક લખ્યું છે. આશ્વલાયન ગૃહ્ય સૂત્ર ઉપર પણ વાર્તિક લખ્યું છે. શાસ્ત્રમાં જે અનેક રૂપકો આવે છે તેનો કુમારિલ ભટ્ટે ખુલાસો કર્યો છે. દાખલા તરીકે ઇન્દ્ર અને અહલ્યાની કથા તેમણે નીચે પ્રમાણે સમજાવી છે. ઇન્દ્ર એ સૂર્યનું નામ છે અને અહલ્યા રાત્રીનું

નામ છે. ઇન્દ્ર અહલ્યાનો યાર એટલા સારુ કહેવાયો છે કે, એ તેને જીર્ણ કરે છે અર્થાત્ તેને દૂર કરે છે. એ વ્યભિચાર કરનારો યાર નથી.

કુમારિલનું પવિત્ર જીવન અને સત્શાસ્ત્રો ઉપરનો તેમનો પૂર્ણ વિશ્વાસ, તેમના જીવનના પાછલા ભાગ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. જે સમયે શંકરાચાર્ય પોતાના શિષ્યો સાથે કુમારિલને મળવા સારુ જઇ રહ્યા હતા, તે સમયે તેમને શોકજનક ખબર મળ્યા કે, વેદોના ઉદ્ધારને માટે અસાધારણ પુરુષાર્થ કરનાર મહાત્મા સુબ્રહ્મણ્ય કુમારિલ ભટ્ટાચાર્ય પોતાની રાજીખુશીથી એક પ્રાયશ્ચિત્ત કરવા સારુ ડાંગરનાં છોતરાંની આગ સળગાવીને તેમાં બળી મરવા બેઠા છે. એ સમાચાર સાંભળીને શંકરના મનને ઘણો ખેદ થયો. વિસામો લીધા વગર એમણે તરતજ ચાલવા માંડયું અને જે જ-ગ્યાએ કુમારિલ ભટ્ટ પ્રાયશ્ચિત્ત કરી રહ્યા હતા ત્યાં જઇ પહોંચ્યા. તેમના પહોંચતાં પહેલાંજ ડાંગરનાં છાલાંઓમાં આગ મૂકવામાં આવી હતી અને તેની ઉપર વેદોનો ઉદ્ધાર કરનાર મહાત્મા કુમા-રિલ સ્વસ્થ ચિત્તે બેઠા હતા. કુમારિલના આચારની આટલી બધી શુદ્ધતા જોઇને શંકરસ્વામીના મન ઉપર ઘણી ઊંડી અસર થઇ. એમણે કુમારિલ ભટ્ટને મળીને પોતાના આવવાનો હેતુ જણાવ્યો તથા પોતાનું રચેલું ભાષ્ય તેમને બતાવ્યું. કુમારિલ ભટ્ટાચાર્ય એ ભાષ્ય જોઇને ઘણા પ્રસન્ન થયા તથા શત્રુઓની ટીકા અને ઉપહાસની જરા પણ પરવા કર્યા વિના પોતાના કાર્યમાં ખંતથી મંડયા રહેવાની શંકરને સલાહ આપી.

શંકરસ્વામીએ કુમારિલ ભટ્ટને આવું કઠિન પ્રાયશ્ચિત્ત કર-વાનું કારણ પૂછયું, ત્યારે કુમારિલે જણાવ્યું કે, "બૌદ્ધધર્મીઓ વૈદિકધર્મ ઉપર ઘણા જૂઠા આક્ષેપ કરતા હતા અને મને તેમના ધર્મનું યથાર્થ જ્ઞાન નહિ હોવાથી હું તેમના ધર્મના દોષ સમજાવી

શકતો નહિ. એ ખામી પૂરી કરવા સારુ હું તેમના મઠમાં જઇને તેમનાજ ધર્મના આચાર્યો પાસે બૌદ્ધધર્મનું રહસ્ય શીખ્યો છું." ત્યાર પછી પોતાની આંખ ફુટી જવાના બનાવનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે, "એક શબ્દનો ઉપદેશ આપનારો પણ ગુરુ ગણાય છે તો મેં તો એ વિદ્વાનો પાસે આખા બૌદ્ધ અને જૈન મતનું જ્ઞાન સંપાદન કર્યું છે અને પછીથી તેમણે આપેલા જ્ઞાનદ્વારા તેમનું-જ ખંડન કર્યું છે. એટલે કે મેં ગુરુકુલનો દ્રોહ કર્યો છે એ ગુરુ-દ્રોહનું પ્રાયશ્ચિત્ત એ છે કે, મારે તુષના અગ્નિમાં બળીને મરી જવું. એ પ્રાયશ્ચિત્ત કરવા હું અત્યારે બેઠો છું અને આપ જેવા વિદ્વાન વેદધર્મની રક્ષા કરવા સારુ તત્પર થયા છે એ જાણીને મૃત્યુ સમયે મને ઘણોજ આનંદ થાય છે." શંકરાચાર્યે તેમને આવા કઠિન પ્રાયશ્ચિત્તનો વિચાર છોડી દેવાને ઘણોએ આગ્રહ કર્યો, પણ કુમારિલ ભટ્ટે કહ્યું કે, "ધર્મની મર્યાદા સાચવવી એ મને ઘણુંજ પ્રિય છે. હું મારો વિચાર કદાપિ બદલવાનો નથી. જો તમારે વેદધર્મનો પ્રચાર કરવો હોય અને બૌદ્ધધર્મનો પરાજય કરવો હોય, તો આપ મંડનમિશ્રને મળો અને તેને તમારો સાથી બનાવો. એ શાસ્ત્રોમાં પ્રવીણ અને મારો પ્રિય શિષ્ય છે."

એટલું કહીને કુમારિલ ભટ્ટ ચૂપ રહી ગયા. છાલાંની આગ પ્રતિક્ષણે વધારે તીવ્ર થતી જતી હતી અને હવે એની ઝાળ કુમારિલના શરીર સુધી પણ પહોંચતી હતી. એ આગે પ્રબળ થઇને જોતજોતામાં આ પવિત્ર બ્રાહ્મણના શરીરને ભસ્મીભૂત કરી નાખ્યું! વાચક! ધર્મને માટે બલિદાન અપાયાની વાત તો તેં અન્ય દેશોના ઇતિહાસમાં ઘણી વાર વાંચી હશે; પણ કુમારિલના જેવા બલિદાનનો નમૂનો આખી દુનિયાના ઇતિહાસમાં અન્ય કોઇ સ્થળે નહિ મળે. બીજા સત્યાગ્રહીઓને જે સંકટ ખમવાં પડયાં છે તે વિરોધીઓને હાથે! પરંતુ અહીંયાં તો કુમારિલ ભટ્ટે સદ્ધર્મની

વિરુદ્ધ આચરણ કરવા માટે પોતે પોતાની જાતને એવી શિક્ષા કરી છે, જેનું સ્મરણ કરતાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે! ધન્ય! કુમારિલ ભટ્ટ! ધન્ય તમારા સદાચારને! ધન્ય તમારા આત્મબલને!

કુમારિલ ભટ્ટપાદનું શરીર બળીને ભસ્મ થઇ ગયા પછી શંકરસ્વામી માહિષ્મતી નગરી તરફ ચાલ્યા. એ શહેર નર્મદા નદીના કિનારા ઉપર વસેલું હતું. ત્યાં પહોંચીને શંકરસ્વામી બપોરને વખતે મંડનમિશ્રના મકાનની શોધમાં જઇ રહ્યા હતા; એવામાં મંડનમિશ્રના ઘરની દાસીઓ નદીએ પાણી ભરવા જતી હતી તે સામી મળી. શંકરસ્વામીએ તેમને મંડનમિશ્રના ઘરનો પત્તો પૂછ્યો; એટલે દાસીઓએ ઉત્તર આપ્યો કે, "જે ઘરના બારણામાં લટકાવેલાં પાંજરાંઓમાંની મેનાઓ 'વેદસ્વતઃ પ્રમાણ છે કે પરતઃ પ્રમાણ છે?' એવું બોલી રહી હોય તે મંડનમિશ્રનું ઘર છે એમ જાણજો. જે ઘરમાં પાંજરાંઓમાં બેઠેલી મેનાઓ 'કર્મ ફળ આપે છે કે ઈશ્વર ફળ આપે છે? એવા શાસ્ત્રનાં વચનો બોલી રહી હોય તે મંડનમિશ્રનું ઘર છે એમ જાણજો જે ઘરમાં મેનાઓ 'જગત નિત્ય છે કે અનિત્ય છે?' એવા પ્રશ્નો સંબંધી ચર્ચા કરતી હોય તે ઘર મંડનમિશ્રનું છે એમ જાણજો."

દાસીનો આવો ઉત્તર સાંભળીને શંકરાચાર્ય ઘણા પ્રસન્ન થયા અને એવા વિદ્વાનની સાથે શાસ્ત્રાર્થ કરવાની ઉત્કંઠા વધી પડી. શંકરસ્વામી મંડનમિશ્રને ઘેર પહોંચ્યા ત્યારે મંડનમિશ્રે તેમનો ઘણો આદરસત્કાર કર્યો અને પૂછ્યું: "મહારાજ! આપને શી ભિક્ષા જોઇએ છે?" શંકરસ્વામીએ ઉત્તર આપ્યો: "હું શાસ્ત્રાર્થની ભિક્ષા લેવા આવ્યો છું. એ ભિક્ષા આપ મને એવી શરતે આપો કે જો હું હારું તો ગૃહસ્થાશ્રમ ધારણ કરીને આપનો શિષ્ય બનું અને આપ હારો તો આપ ગૃહસ્થાશ્રમ છોડીને મારા શિષ્ય બનો." મંડનમિશ્રે ઘણી પ્રસન્નતાપૂર્વક શાસ્ત્રાર્થ કરવાનું કબૂલ કર્યું અને

પૂછ્યું કે, આપણા શાસ્ત્રાર્થમાં ફેંસલો આપનાર મધ્યસ્થ કોણ થશે?

શંકરાચાર્ય જાણતા હતા કે મંડનમિશ્રની ધર્મપત્ની ઘણીજ વિદ્વાન છે. તેથી એમણે કહ્યું કે, "આપણા શાસ્ત્રાર્થમાં નિર્ણય આપવાનું કામ આપનાં પરમ વિદુષી ધર્મપત્ની ઉભયભારતી કરશે. એમની વિદ્વત્તાની પ્રશંસા મેં ઘણી સાંભળી છે અને એ જે નિર્ણય આપશે તે નિષ્પક્ષપાત હશે એવી મારી ખાતરી છે."

ત્યાર પછી એ સમયની રીત પ્રમાણે 'ઉભય ભારતીએ' બન્નેને તિલક કર્યું તથા પુષ્પમાળા પહેરાવી. શાસ્ત્રાર્થ પાંચ–છ દિવસ સુધી લાગલાગટ ચાલ્યાજ કર્યો. બન્ને પક્ષ એકબીજાના મતનું ખંડનમંડન ઘણીજ યોગ્યતા અને સહનશીલતાપૂર્વક કરતા હતા. શાસ્ત્રાર્થ થઈ રહેતો ત્યારે ઉભયભારતી બન્નેને ભોજન કરવાનું સંભારતી અને શંકરસ્વામીને કહેતીઃ "મહારાજ! ચાલો ભિક્ષા કરો તથા મંડનમિશ્રને કહેતી કે, પ્રાણનાથ! ચાલો ભોજન કરો" એ શબ્દોથીજ એ વિદુષી નિર્ણય આપતી હતી કે, આજના શાસ્ત્રાર્થમાં બન્ને પક્ષ બરોબર ઊતર્યા છે. શાસ્ત્રાર્થને છેવટને દિવસે ઉભયભારતીએ હાથ જોડીને બન્નેને કહ્યું: "મહારાજ! ચાલો ભિક્ષા કરો." આ વાક્યથીજ તેણે ફેંસલો આપી દીધો કે, આજે મંડનમિશ્રનો પરાજય થયો અને પોતાની શરત પ્રમાણે તે સંન્યાસી થઈ ચૂક્યો.

ત્યાર પછી શંકરાચાર્યે મંડનમિશ્રને પોતાની પ્રતિજ્ઞા મુજબ સંન્યાસી થવાનું કહ્યું, ત્યારે તેની પત્નીએ કહ્યું: "નિઃસંદેહ આપે મારા પતિ ઉપર વિજય મેળવ્યો છે અને પ્રતિજ્ઞાનુસાર એમણે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને આપના શિષ્ય પણ બનવું જોઇએ. પરંતુ મહારાજ! આપે હજુ મારા પતિ ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત નથી કર્યો. શાસ્ત્રમાં સ્ત્રીને પતિની અર્ધાંગિની કહી છે. આપે મારા પૂજ્ય પતિના અડધા શરીર ઉપર વિજય મેળવ્યો છે. માટે

એમને આપના શિષ્ય બનાવવા હોય તો આપ મારા ઉપર પણ વિજય મેળવો.”

ઉભયભારતીની આવી પતિભક્તિ અને વિદ્વત્તા જોઇને શંકરસ્વામી ઘણા પ્રસન્ન થયા; પણ એની સાથે શાસ્ત્રાર્થ કરવાને એમના મને આનાકાની કરી. એમણે ઉભયભારતીને કહ્યું: “હે અબળા! તારી ઇચ્છા એવી છે કે તારે મારી સાથે શાસ્ત્રાર્થ કરવો, પરંતુ મને એ વાજબી નથી લાગતું. કારણ કે યશસ્વી પુરુષો અબળાઓની સાથે શાસ્ત્રાર્થ કરતા નથી.”

શંકરાચાર્યનો એ ઉત્તર સાંભળીને પરમ વિદુષી અને ભારતના પ્રાચીન ઇતિહાસથી પૂર્ણ પરિચિત ઉભયભારતીએ હાલના સમયના કોઇ વકીલને શોભાવે એવી રીતે દાખલાદલીલો સાથે ઉત્તર આપ્યો: “મહારાજ! પોતાના મતનું ખંડન કરવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય ભલે પુરુષ હોય કે સ્ત્રી હોય, તોપણ તેની સાથે શાસ્ત્રાર્થ કરીને તેને પોતાના મતમાં લેવાનો યત્ન કરવો એ દરેક વિદ્વાનનું કર્તવ્ય છે. જેમકે યાજ્ઞવલ્કય મુનિએ ગાર્ગી નામની અબળા સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો અને જનકરાજાએ સુલભા નામની અબળા સાથે વાદવિવાદ કર્યો હતો. એ યાજ્ઞવલ્કય અને જનક આદિ શું આપના જેવા યશસ્વી નહોતા?”

તેની આ દલીલોથી મહાત થઇને શંકરાચાર્યે તેની સાથે વાદવિવાદ કરવાનું સ્વીકાર્યું. એ બન્નેનો શાસ્ત્રાર્થ અનેક વિષયો ઉપર લાગલાગટ સત્તર દિવસ સુધી ચાલ્યો. ફક્ત સંધ્યાવંદન અને ભોજન જેટલો વખત શાસ્ત્રાર્થ બંધ પડતો. બાકી રાત ને દિવસ એ બન્નેનું વાક્યુદ્ધ ચાલ્યા કરતું. એ શાસ્ત્રાર્થમાં મંડનમિશ્રની પત્નીએ અપૂર્વ વિદ્વત્તાનો પરિચય આપ્યો; પણ શંકરાચાર્યની અગાધ વિદ્વત્તા આગળ તેને પરાજયનો સ્વીકાર કરવોજ પડ્યો.

આ શાસ્ત્રાર્થ સમાપ્ત થયા પછી મંડનમિશ્રે યથાવિધિ પ્રાજા-

પત્ય યજ્ઞ કર્યો અને પોતાની બધી માલમિલકત ગરીબોને દાન કરી દઈને તથા પોતાના આત્માને અગ્નિહોત્રમાં સમારોપણુ કરીને સ્વામી શંકરાચાર્યના ચરણોમાં નમસ્કાર કર્યા. શંકર સ્વામીએ તેને વિધિ અનુસાર સંન્યાસ આશ્રમની દીક્ષા આપીને તત્ત્વમસિ વાકયનો ઉપદેશ આપ્યો અને એ સૂત્રની વિસ્તૃત વ્યાખ્યાદ્વારા વેદાંતનું ગૂઢ રહસ્ય સમજાવીને તેને સુરેશ્વરાચાર્ય નામથી વિભૂષિત કર્યો. સુરેશ્વરાચાર્ય શંકરના પ્રસિદ્ધ શિષ્યોમાં ગયા છે.

મંડનમિશ્રની વિદુષી પત્ની ઉભયભારતીએ પણ પતિની સાથે સંસારનો ત્યાગ કર્યો અને સન્યાસિનીના વેશમાં શંકરના ધર્મપ્રચારના કામમાં ઘણી મદદ કરી. પાછળથી શંકરાચાર્યે-શૃંગેરી મઠની સ્થાપના કરીને મંડનમિશ્ર (સુરેશ્વરાચાર્ય) ને તેનો અધિષ્ઠાતા બનાવ્યો, ત્યારે ઉભયભારતી પણ ત્યાં જઇને વસી. ત્યાં આગળ તેણે ઇશ્વરતત્ત્વનો વિશેષ અભ્યાસ કરવામાં તથા ધર્મશાસ્ત્રનો ઉપદેશ કરવામાં શાંતિપૂર્વક જીવન ગાળ્યું. પોતાના સુશીલ સ્વભાવથી એ જનસમાજમાં તે એટલી બધી પ્રિય થઇ પડી હતી કે, લોકોએ તેના સ્મારકચિહ્ન તરીકે શૃંગેરીમાં એક મંદિર બંધાવ્યું છે. જે આજ દિન સુધી એની મહત્તાનું સ્મરણ કરાવે છે.

ત્યાર પછી શંકર સ્વામી થોડા સમય સુધી નર્મદાકિનારે રહીને શ્રીપર્વત ઉપર ધર્મોપદેશ કરવા નીકળી પડ્યા. ત્યાં આગળ તેમણે શિષ્યોને પોતાનાં પુસ્તકોનો અભ્યાસ કરાવ્યો. ત્યાં આગળજ સુરેશ્વરાચાર્ય અને બીજા શિષ્યોએ પાશુપત, શૈવ, માહેશ્વર અને વૈષ્ણુવ આદિ મતોનું ખંડન કર્યું; તથા એ સંપ્રદાયના વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરીને વિજય મેળવ્યો. એ ઉપરથી કેટલાક દુષ્ટ કાપાલિકોએ શંકરાચાર્યને ગુપ્ત રીતે મારી નાખવાનો પ્રપંચ કર્યો. એજ ઉદ્દેશથી એક કાપાલિક વેશ બદલીને તેમની સેવામાં રહ્યો અને છળથી તેમને મારવાનો લાગ શોધવા લાગ્યો.

પરંતુ શંકરાચાર્યના વિશ્વાસુ શિષ્યો રાતદિવસ તેમની પાસેજ રહેતા હતા, તેથી એ નરપિશાચનું કાંઇ ચાલ્યું નહિ. આખરે તેણે બીજી યુક્તિ વાપરી. એક દિવસ શંકરાચાર્ય એકાંત સ્થળમાં બેઠા હતા, ત્યારે એ દંભી પુરુષ તેમની પાસે જઇને કહેવા લાગ્યોઃ " હે મુને ! આપની સર્વજ્ઞતા, સુશીલતા અને દયા આદિ ગુણોની પ્રશંસા સાંભળીને હું આપનાં દર્શન કરવાને ઘણો આતુર થઇ રહ્યો હતો. આપના અહીં પધારવાના સમાચાર મળ્યા એટલે તરત હું અહીંયાં આવ્યો છું. નિઃસંદેહ આપ એક અદ્વિતીય મહાપુરુષ છો, કારણ કે આપે બધી મમતા છોડી દીધી છે. આપે બધા દ્વૈતવાદીઓનું ખંડન કર્યું છે, આપ આ જડ શરીરમાં કોઇ પણ પ્રકારની મમતા રાખતા નથી. આપ તો એક અદ્વિતીય સ્વરૂપમાં મગ્ન રહો છો. ખરેખર, આપે પરોપકારને અર્થેજ આ દેહ ધારણ કર્યો છે અને તેને લીધેજ દેવતાઓ પણ આપની સ્તુતિ ગાઇ રહ્યા છે. આપની કૃપાદૃષ્ટિથી ભલભલાનું દુઃખ દૂર થાય છે. આપના આશીર્વાદથી લોકોની કામનાઓ દૂર થાય છે. આપ સર્વગુણસંપન્ન છો. સર્વ જગત આપની આગળ માથું નમાવે તેને યોગ્ય આપ છો. આપનામાં અભિમાનનું નામનિશાન નથી. આપ વિજયશાળી છો. આપ ઘણા ઉદાર છો, કારણ કે આપે તો આત્માનું દાન કરી દીધું છે. આપ જેવા–ગુણોની ખાણ જેવા પુરુષ પાસે આવીને કોઇ મનુષ્ય પોતાનો મનોરથ સિદ્ધ કર્યા વગર જતો નથી. હું પણ મારી મનોવાંછના પૂરી કરવાના હેતુથી આપના ચરણકમળમાં આવ્યો છું અને મને ખાતરી છે કે હું ખાલી હાથે નહિ જાઉં.

" મહારાજ ! કૈલાસમાં રુદ્રની સાથે વાસ કરવાની અભિલાષાથી મેં સો વર્ષ સુધી લાગલાગટ ઉગ્ર તપ કરીને રુદ્રને પ્રસન્ન કરી દીધા છે. તેમણે મને આજ્ઞા આપી છે કે, તું કોઇ રાજાનું કે સર્વજ્ઞનું શિર અગ્નિમાં નાખીને હોમ કરીશ તો તારો મનોરથ સફળ

થશે. મહાદેવજીના એ વરદાનથી હું કોઇ રાજા કે સર્વજ્ઞની શોધમાં ચારે તરફ ફરવા નીકળી પડ્યો છું. મંદ ભાગ્યથી એવો રાજા હજુ સુધી મળ્યો નથી. ફક્ત આપ જેવા સર્વજ્ઞનાં દર્શન કરવાનું સદ્ભાગ્ય હમણાં પ્રાપ્ત થયું છે. આપ સર્વજ્ઞ હોવા છતાં જગતના રાગદ્વેષથી અલગ છો અને સર્વદા લોકોને ઉપકાર કરવામાં તત્પર રહો છો. મને પૂરો વિશ્વાસ છે કે મારું કામ સિદ્ધ થઇ જશે. મારી મનોરથસિદ્ધિને સારુ તિલકધારી રાજાનું કે સર્વજ્ઞનું કપાળ જોઇએ. રાજાનું કપાળ મળવું તો અત્યંત કઠિન છે. હવે આપ મારો મનોરથ સિદ્ધ કરો. એ દાનથી આપને ઉત્તમ ફળ મળશે અને મારું કામ થશે. એ તો આપ જાણો છો કે, આ શરીરનો નાશ કોઇ દિવસ જરૂર થવાનો છે. જો એ શરીર કોઇના કામમાં આવે તો એથી વધારે સારું શું? જે લોકો દુનિયાની માયામાં ફસાયા છે, તે લોકો તો પોતાનું શરીર છોડવાની ઇચ્છા નથી રાખતા, પણ આપ તો લૌકિક કામનાઓથી વિરક્ત છો. આપને શરીર ઉપર કાંઇ અભિમાન નથી. આપે તો કેવળ બીજાઓનાં કલ્યાણની ખાતર દેહ ધારણ કર્યો છે. મારા જેવા પુરુષોને ધિક્કાર છે, કે જેઓ જગતની લાલચોમાં ફસાઇ પડીને સારાખોટાની પરવા નથી કરતા; પરંતુ બીજાઓને માટેજ પોતાનું જીવન ગાળનારા આપને ધન્ય છે. આપ જાણો છો કે ઇન્દ્રે પણ પોતાના શત્રુઓને મારવાનું વજ્ર બનાવવા સારુ દધીચિ ઋષિનાં હાડકાં માગ્યાં હતાં અને તેમણે ઘણી ખુશીથી આપ્યાં હતાં. વળી પરોપકારી જીમૂતવાહને પણ એવાજ કામ સારુ પોતાના જીવનનું દાન કર્યું હતું. એ લોકોની કીર્તિ જ્યાંસુધી સૂર્ય અને ચંદ્ર વિદ્યમાન છે ત્યાંસુધી ચાલ્યા કરશે. શાસ્ત્રમાં લખ્યું છે કે, અખંડ બ્રહ્મચર્યવાળા પુરુષના માથાની ખોપરીની મદદથી મનુષ્ય સિદ્ધ થઇ જાય છે. હે ભગવન્! આપ જેવા મનુષ્યને વધારે

શું કહું ? આપ મને આપનું માથું આપી દો." એટલું કહી દુષ્ટ કાપાલિક શંકરસ્વામીના ચરણોમાં પડી ગયો. શંકરસ્વામીને તેના ઉપર મનમાં ઘણો તિરસ્કાર ઊપજ્યો પણ તેને પ્રગટ નહિ કરતાં કહ્યું: "તારી મનોવાંછના પૂર્ણ કરવા હું તૈયાર છું. એવો કયો બુદ્ધિમાન છે કે જે, શરીર નાશવંત છે એમ જાણ્યા છતાં પણ બીજાના હિતની ખાતર તેનો ઉત્સર્ગ કરતાં અચકાય ? જે વખતે હું એકાંતમાં સમાધિ લગાવીને બેઠો હોઉં તે સમયે તું આવીને મારું માથું કાપી જજે. બધાના દેખતાં હું તને મારું શિર કાપી લઇ જવાની રજા આપીશ તો મારા બીજા શિષ્યો એમાં વિઘ્ન નાખશે. કારણ કે તું જાણે છે કે ગુરુનું મૃત્યુ એના શિષ્યોથી કદી પણ સહન થઈ શકતુંજ નથી."

શંકરનાં આ વચનોથી પ્રસન્ન થઇને કાપાલિક પોતાને ઘેર ગયો અને શંકરસ્વામી પોતાના આશ્રમમાં પાછા ગયા. ત્યાં આવીને તેમણે પોતાના શિષ્યોની સલાહથી એ દુષ્ટને સજા કરવાનો પૂરો પ્રબંધ કર્યો. બીજે દહાડે એ નીચ કાપાલિક દારૂના નશામાં ચકચૂર થઈને, કપાલમાં તિલક લગાવીને તથા ગળામાં ખોપરીઓની માળા અને હાથમાં ત્રિશૂલ ધારણ કરીને પ્રસન્નતાપૂર્વક શંકરાચાર્ય પાસે આવ્યો. એણે જોયું કે શંકરાચાર્યના બધા શિષ્યો સ્નાન કરવાને બહાર ગયા છે માટે આ સરસ લાગ છે. જેવો એ દુષ્ટ ખડ્ગ કાઢીને શંકરાચાર્યના ઉપર ઘા કરવા જતો હતો, તેવામાં શંકરના શિષ્ય પદ્મપાદાચાર્ય વકરેલા સિંહની પેઠે તેના ઉપર ધસી આવ્યા અને શસ્ત્રદ્વારા તેને એવો ઊંડો ઘા માર્યો કે એ દુષ્ટ કાપાલિક મોટી ચીસ પાડીને ભૂમિ ઉપર પડી ગયો. આ પ્રકારે એ દુષ્ટના હાથથી શંકરાચાર્યની જિંદગી બચી ગઈ.

ત્યાંથી નીકળીને તીર્થયાત્રા કરતા કરતા શંકરાચાર્ય ગોકર્ણ નામના એક સ્થાનમાં પહોંચ્યા અને ત્યાં ત્રણ દિવસ રહીને હરિ-

શંકર નામના એક તીર્થની યાત્રા કરવા ગયા. ત્યાંથી મૂકાઅંબિકા દેવીના સ્થાનમાં પધાર્યા અને શ્રીવલિ નામના બ્રાહ્મણોના ગામમાં પહોંચ્યા. એ ગામમાં ઘણા વિદ્વાન અને ધર્માત્મા બ્રાહ્મણ રહેતા હતા. ત્યાં એક પ્રભાકર નામનો પ્રસિદ્ધ પંડિત રહેતો હતો, તેને એક છોકરો હતો. તે દુનિયાના કામધંધામાં કે રમતગમતમાં જરા પણ ધ્યાન આપતો નહિ પણ ચૂપચાપ બેસી રહેતો. એના ચહેરા ઉપરથી જણાતું હતું કે, જાણે એ કોઇ ઊંડા વિચારમાં ઊતરી પડયો છે. ઘણા વૈદ્યોની દવા કરવા છતાં પણ એને ફાયદો થયો નહોતો. આખરે તે છોકરાને લઇને પ્રભાકર શંકરાચાર્ય પાસે ગયો અને પૂછવા લાગ્યો: “મહારાજ! આ છોકરામાં જડતા કેમ છે? એની ઉંમર લગભગ તેર વર્ષની થઈ છે તોપણ નથી ભણતોગણતો કે નથી રમતોકૂદતો. મહામુશ્કેલીએ તેને જનોઇ દીધું છે. બીજા છોકરાઓ રમવા બોલાવે છે તો જતો નથી. છોકરાઓ એને મારે છે તોપણ ગુસ્સે થતો નથી. ખાવાનું પણ મરજીમાં આવે છે ત્યારે ખાય છે.”

શંકરાચાર્યે બાળકને પૂછયું: “કેમ બેટા! તું જડ શા સારુ છે?” બાળકે ઉત્તર આપ્યો: “જડ હું નથી પણ આ શરીર છે; જે મારાદ્વારા ચેષ્ટા કરે છે.” ઇત્યાદિ. બાળકનો આ ઉત્તર સાંભળીને શંકરાચાર્યે પ્રભાકરને કહ્યું: “આ છોકરો તમારા કામનો નથી. એને મારી પાસે રાખી જાઓ. એનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. તમારી પાસે રહેશે તો તમારા કલેશનું કારણ થઇ પડશે.” પિતા એ બાળકને શંકરાચાર્યની પાસે રાખીને ચાલ્યો ગયો. શંકરાચાર્યે તેને શિક્ષણ આપવાનો આરંભ કર્યો અને તેનું નામ હસ્તામલક પાડયું. એ શિષ્ય પણ સ્વામી શંકરાચાર્યના પ્રિય શિષ્યોમાંનો એક છે. તેણે આત્મવિદ્યા ઉપર બાર હજાર શ્લોક રચ્યા છે. જે ઉપરથી તેની વિદ્વત્તા પ્રગટ થઇ આવે છે. ત્યાર પછી સ્વામી

શંકરાચાર્ય તુંગભદ્રા નદીને કિનારે શૃંગેરીમાં ગયા અને ત્યાં આગળ પોતાના પ્રથમ મઠની સ્થાપના કરી.

ત્યાં આગળ એક બીજો વિદ્વાન શંકરાચાર્યનો શિષ્ય બન્યો. એ શિષ્યની તેમના ઉપર ઘણી ભક્તિ હતી. એણે તોટક છંદમાં ગુરુભક્તિના કેટલાક શ્લોક રચ્યા છે. એમાં ગુરુભક્તિ અને આત્મતત્ત્વનું ઉત્તમ વર્ણન છે. એ કારણથી એ તોટકાચાર્ય નામથી પ્રસિદ્ધ થયા છે અને ગિરિ નામનો એક સંન્યાસી સંપ્રદાય એના નામ ઉપરથી આજ સુધી ચાલે છે. અત્યાર સુધીમાં શંકરાચાર્યને ચાર વિદ્વાન શિષ્ય મળી આવ્યા હતા. સુરેશ્વર, હસ્તામલક, પદ્મપાદ અને તોટક. શંકરાચાર્યે એ શિષ્યોને જુદાં જુદાં પુસ્તકો રચવાનું કામ સોંપ્યું. સુરેશ્વરાચાર્યે ગુરુની આજ્ઞાનુસાર નૈષ્કર્મ્યસિદ્ધિ નામક એક પુસ્તક લખ્યું જે વાંચીને શંકરાચાર્ય ઘણા પ્રસન્ન થયા. એ પુસ્તક લખ્યાથી સુરેશ્વરાચાર્યને સુરેશ્વરદેશિકનું નામ આપવામાં આવ્યું. એમાં આત્માને નિષ્કર્મ જણાવ્યો છે અને તેની સાબિતીમાં પ્રબળ યુક્તિઓ આપવામાં આવી છે ત્યાર પછી તેમણે ગુરુની આજ્ઞાથી શંકરાચાર્યના તૈતેરિય ઉપનિષદ્ભાષ્ય અને કાણ્વશાખાન ઉપનિષદ્ના ભાષ્ય ઉપર પણ વાર્તિક લખ્યાં.

સનંદને પણ ગુરુની આજ્ઞાથી એ ભાષ્ય ઉપર વ્યાખ્યા લખી છે, જેના પહેલા ભાગનું નામ પંચપાદિકા અને બીજાનું નામ વૃત્તિ છે.

એજ સમયમાં શંકરાચાર્યના આનંદગિરિ વગેરે શિષ્યોએ પણ અદ્વૈતમત ઉપર પુસ્તકો લખીને ગુરુને અર્પણ કર્યાં.

એજ સમયમાં ગુરુની આજ્ઞા લઇને પદ્મપાદ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા. ત્યાર પછી થોડા સમયમાં શંકરાચાર્યને પોતાની માતાના મંદવાડના સમાચાર મળ્યા અને એ તરતજ પોતાના ઘર તરફ ચાલ્યા. માતા ઘણે વર્ષે પુત્રને જોઇને ઘણી પ્રસન્ન થઈ અને કહ્યું કે, "હવે હું વૃદ્ધ થઈ છું. મારા મૃત્યુ કાળ સુધી તું અહીંજ

રહેજે અને મારો અગ્નિસંસ્કાર કરીને જ્યાં જવું હોય ત્યાં જજે." શંકરસ્વામીએ માતાની એ વિનતિ કબૂલ રાખી. માતાનું મરણ થયું ત્યારે એમની ન્યાતવાળાઓએ વાંધો લીધો કે, શંકરાચાર્ય સંન્યાસી હોવાથી માતાને અગ્નિદાહ દેવા અધિકારી નથી. પરંતુ શંકરાચાર્યે પોતાને હાથેજ માતાને અગ્નિદાહ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો; એટલે તેમણે ન્યાતવાળાઓની ટીકાની જરા પણ પરવા ન કરી. જ્ઞાતિનો કોઈ માણસ શંકરાચાર્યની માતાના દાહકર્મમાં સામેલ થયો નહિ. આખરે શંકરાચાર્યે પોતાના ઘરની પાસેજ માતાને અગ્નિસંસ્કાર કર્યો. એમ કહેવાય છે કે, આવો વ્યર્થ વિરોધ જગાવવા સારુ તેમણે પોતાના જ્ઞાતિબંધુઓને શાપ દીધો કે, 'તમારામાંથી કોઇ વેદપાઠી થશે નહિ અને તમારા ઘર આગળ હમેશાં સ્મશાન રહેશે; તેમજ કોઇ સંન્યાસી તમારે ઘેર ભિક્ષા નહિ કરે.' હજુ પણ એ જગ્યાએ શંકરના જ્ઞાતિજનોની એવીજ દશા દીઠામાં આવે છે. સંન્યાસીએ પોતાના પૂર્વાશ્રમના સંબંધીઓ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો કે મમતા બતાવવી એ કૃત્ય નિર્દોષ હોવા છતાં પણ પ્રચલિત રૂઢિની વિરુદ્ધ હતું, તેથી એમાં વાંધો લેવામાં એમના જ્ઞાતિજનોનો દોષ કાઢીશું નહિ, તેમજ લોકવાયકાની પરવા ન કરતાં પોતાના અંતઃકરણને જે કાર્ય પાપરહિત લાગ્યું તે કરવામાં શંકરાચાર્ય સંકોચાયા નહિ, તેને માટે તેમને હજારો વાર ધન્યવાદ આપીશું. પરંતુ શંકરાચાર્યને નામે यद्यपि शुद्धम् लोकविरुद्धम् नाकरणीयम् नाचरणीयम् (શુદ્ધ હોય છતાં પણ લોકવિરુદ્ધ હોય એવું કર્મ ન કરવું, ન આચરવું.) એવી દુહાઇ દેનારાઓની બુદ્ધિ માટે શું કહેવું એ અમને સમજાતું નથી. અસ્તુ ! માતાનો અગ્નિસંસ્કાર કરીને શંકર ઘેરથી વિદાય થયા અને વેદવિરોધી મતમતાંતરોનું ખંડન કરવા સારુ ભ્રમણ કરવા લાગ્યા. ફરતા ફરતા એ મલબાર રાજ્યના કોઇ એકાંત સ્થાનમાં

જઇ પહોંચ્યા. ત્યાં આગળ એમનો શિષ્ય પદ્મપાદ પણ એમને આવી મળ્યો. ત્યાં આગળજ મલબારના રાજાએ આવીને તેમનાં દર્શન કર્યાં.

હવે શંકરાચાર્યની ઇચ્છા નિયમપૂર્વક શિષ્ય-વગેરેને સાથે લઈને ધર્મપ્રચારનું કાર્ય કરવાની થઈ. રાજા સુધન્વા પણ તેમની સાથે આવવા તૈયાર થયો. શંકરાચાર્ય એ બધા રસાલા સાથે રામેશ્વર પહોંચ્યા અને ત્યાં આગળ શાક્તધર્મીઓ સાથે શાસ્ત્રાર્થ કરીને તેમને પોતાના મતના બનાવ્યા. ત્યાર પછી શંકરાચાર્ય પાંડ્ય, ચોલ અને દ્રાવિડ દેશોમાં ધર્મપ્રચાર કરતા કરતા કાંચી નગરમાં ગયા અને ત્યાં એક મઠની સ્થાપના કરી.

એજ પ્રકારે આન્ધ્ર દેશમાં પ્રચાર કરતા કરતા વેંકટાચલને રસ્તે થઇને વિદર્ભ (બિહાર) ની રાજધાનીમાં પહોંચ્યા. ત્યાંના રાજાએ તેમનો ઘણો આદરસત્કાર કર્યો. ત્યાં આગળ શંકરાચાર્યના શિષ્યોએ ભૈરવમતનું ઘણું સારી પેઠે ખંડન કર્યું અને ઘણાકને પોતાના મતના અનુયાયી બનાવ્યા.

ત્યાર પછી શંકરાચાર્ય કર્ણાટક દેશમાં ગયા. ત્યાં આગળ એ સમયમાં કાપાલિક લોકોનું ઘણું જોર હતું. કાપાલિકોનો ગુરુ ક્રકચ નામનો એક જોગટો હતો, તે શંકરાચાર્યના આવ્યાના ખબર સાંભળીને રાતોપીળો થતો આવ્યો અને શંકરાચાર્યને કહેવા લાગ્યોઃ "તેં હાથમાં માણસની ખોપરી કેમ ધારણ નથી કરી? જે સાધુ મનુષ્યની ખોપરીને રુધિરથી ભરીને તથા દારૂ પીને ભૈરવની પૂજા કરતો નથી તેના ઉપર ભૈરવદેવ પ્રસન્ન થતા નથી." તેનો આવો બકવાટ જોઇને રાજા સુધન્વાએ પોતાના સિપાઈઓને આજ્ઞા આપી કે, એને અહીંથી કાઢી મૂકો. એ ઉપરથી ક્રકચને ઘણો ગુસ્સો ચઢયો અને શંકરાચાર્ય તથા રાજા સુધન્વાને મારી નાખવાની ધમકી આપીને ત્યાંથી ચાલ્યો ગયો અને થોડી વાર પછી પોતાના ચેલાઓને દારૂના નશામાં ચકચૂર બનાવીને શંક-

રાચાર્યને મારવા સારુ લઇ આવ્યો. રાજા સુધન્વાએ પણ પોતાના સિપાઇઓને તેમની સાથે લડવાની આજ્ઞા આપી. શાસ્ત્રાર્થ દ્વારા મતમતાંતરોનું ખંડનમંડન થવાને બદલે અહીંયાં તો શસ્ત્રની ઝપાઝપી ચાલવા લાગી. રાજા સુધન્વા ક્રકચના માણસો સાથે લડવામાં રોકાયો એટલે દુષ્ટ ક્રકચે જાતે સ્વામી શંકરાચાર્ય ઉપર આક્રમણ કર્યું. શંકરાચાર્યે આ વખતે સાબિત કરી આપ્યું કે, એમનામાં કેવળ વિદ્યાબળજ નહોતું, પણ આજન્મ બ્રહ્મચારીને છાજતું બાહુબળ પણ હતું. એ વખતે શંકરાચાર્યે દ્રોણાચાર્ય જેવું ઉગ્રસ્વરૂપ ધારણ કરીને લગભગ બધા કાપાલિકોને ઘાયલ કર્યા. ક્રકચ પણ એ યુદ્ધમાં માર્યો ગયો. ત્યાર પછી શંકરાચાર્યના શિષ્યોએ ભૈરવમતની વિરુદ્ધ ઉપદેશ આપવા માંડ્યો અને ઘણા લોકો શંકરાચાર્યના અનુયાયી થયા.

ત્યાર પછી શંકરાચાર્ય પશ્ચિમ હિંદુસ્તાન તરફ ચાલ્યા. માર્ગમાં ધર્મપ્રચાર કરતા કરતા સમુદ્રતટ ઉપર ગોકર્ણ નામક સ્થાનમાં પહોંચ્યા. ત્યાં આગળ નીલકંઠ નામનો એક પ્રસિદ્ધ વિદ્વાન રહેતો હતો. એ શૈવમતનો હતો અને એ મત ઉપર તેણે ઘણાં પુસ્તકો રચ્યાં હતાં. વેદાંતસૂત્રો ઉપર પણ તેણે ભાષ્ય લખીને પોતાના મતનું પ્રતિપાદન કર્યું હતું. તેને પોતાની વિદ્વત્તાનું ઘણું અભિમાન હતું. શંકરાચાર્ય સાથે તેને શાસ્ત્રાર્થ થયો. એ શાસ્ત્રાર્થમાં નીલકંઠ પરાજિત થયો અને તેણે પોતાના શિષ્યો સહિત શંકરાચાર્યનો મત સ્વીકાર્યો.

આ શાસ્ત્રાર્થ પછી શંકરાચાર્ય સૌરાષ્ટ્ર આદિ પ્રાંતોમાં ધર્મપ્રચાર કરતા દ્વારિકામાં પહોંચ્યા. ત્યાં આગળ પંચરાત્ર સંપ્રદાયવાળાઓનું ઘણું જોર હતું. શંકરાચાર્યના શિષ્યોએ તેમનું ખંડન કર્યું. ત્યાર પછી વૈષ્ણવ, શૈવ, શાક્ત આદિ મતમતાંતરોનું ખંડન કરતા કરતા શંકરાચાર્ય પોતાના શિષ્યો સહિત ઉજ્જનમાં

પધાર્યા અને ત્યાંના મહાકાલેશ્વર મંદિરમાં ઊતર્યા. ત્યાંથી આગળ આગળ જઇને શંકરાચાર્યે જૈનમતના કેટલાક વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કર્યો અને તેમને પરાજિત કર્યા.

જુદા જુદા પ્રાંતોમાં ધર્મપ્રચારનું કાર્ય કર્યા પછી શંકરાચાર્યની ઇચ્છા કામરૂપ (આસામ) દેશમાં જવાની થઇ. ત્યાં આગળ અભિનવ ગુપ્ત નામનો એક મોટો પંડિત રહેતો હતો અને તેણે શાક્તમતને અનુકૂળ બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્ય લખ્યું હતું. શંકરાચાર્યે એ પંડિતની પાસે જઇને શાસ્ત્રાર્થ કર્યો તથા તેને પોતાનો શિષ્ય બનાવ્યો.

કામરૂપથી શંકરાચાર્ય ઉત્તર હિંદુસ્તાન, નેપાલ, ચંપારણ્ય, અને કોશલ આદિ દેશોમાં ફરતા ફરતા બિહાર અને બંગાળા પ્રાંતમાં થઇને ગૌડ દેશમાં ગયા. ત્યાંથી શંકરાચાર્યને ભગંદર રોગ લાગુ પડ્યો; જેને માટે ઘણા ઇલાજ કરાવ્યા, પણ કાંઇ લાભ થયો નહિ.

એ મંદવાડમાં પણ શંકરાચાર્યે ધર્મપ્રચારના કાર્યને ઢીલું ન પડવા દીધું. કાશ્મીર દેશની પ્રશંસા સાંભળીને તેમનો વિચાર ત્યાં જવાનો થયો. ત્યાં આગળ શારદાનિવાસ નામનું એક વિદ્યાનું ધામ હતું, તે જોવાની શંકરાચાર્યની ઇચ્છા હતી. એ સમયમાં શારદાનિવાસમાં ભિન્ન ભિન્ન મતના વિદ્વાનો રહેતા હતા. એ ભવનને ચાર દ્વાર હતાં. પૂર્વના રહેવાસીઓ પૂર્વ દ્વારથી અને દક્ષિણના રહેવાસીઓ દક્ષિણ દ્વારથી, એ મંદિરમાં પ્રવેશ કરતા હતા. પરંતુ પ્રવેશ કરતાં પહેલાં તેમને ધર્મશાસ્ત્ર સંબંધી પ્રશ્નોના ઉત્તર આપીને પોતાની યોગ્યતા સાબિત કરી આપવી પડતી. સારાંશ એ કે, એ સ્થાન કેવળ વિદ્વાનોને માટેજ બનેલું હતું. શંકરાચાર્ય પણ ધર્મપ્રચારનું કામ કરતા કરતા ત્યાં પહોંચ્યા. દક્ષિણ દેશના રહેવાશી હોવાથી દક્ષિણ દ્વારમાંથી એમને પ્રવેશ કરવાનો હતો; આશ્રમની મર્યાદા પ્રમાણે વૈશેષિક, ન્યાય, સાંખ્ય,

બૌદ્ધ અને જૈનમત સંબંધી અનેક પ્રશ્નો એમને પૂછવામાં આવ્યા. તેના એમણે સંતોષકારક ઉત્તર આપ્યા એટલે અંદર જવાનો અધિકાર તેમને પ્રાપ્ત થયો. પછી શંકરાચાર્યે એ આશ્રમના વિદ્વાનોમાં પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા માંડયો. તેનું પરિણામ એ આવ્યું કે, એ અદ્ભુત સ્થાન એમને મળી ગયું અને શંકરાચાર્યે ત્યાં આગળ પોતાનો એક મઠ સ્થાપ્યો. ત્યાં આગળ પોતાના કેટલાક શિષ્યોને ધર્મોપદેશ સારુ રાખીને પોતે બદરિકાશ્રમ તરફ ચાલ્યા અને ત્યાંથી કેદારનાથ ગયા. ત્યાં આગળ ભરજવાનીમાં છ મહિના સુધી માંદા રહીને, બત્રીસ વર્ષની ઉંમરે, સંવત ૮૭૭ માં નશ્વર દેહનો ત્યાગ કરીને પરમપદને પ્રાપ્ત થયા.

એમના અકાળ મૃત્યુથી દેશને જે હાનિ પહોંચી તેનું વર્ણન થઇ શકે એમ નથી. એટલા ટૂંકા આયુષ્યમાં જેટલું કામ શંકરસ્વામીએ કર્યું છે, તેટલું કામ ઘણા થોડાથી થઈ શકે એમ છે. ધર્મપ્રચારને માટે વ્યાખ્યાનો અને શાસ્ત્રાર્થ ઉપરાંત પુસ્તકો લખવાનું કામ પણ એમણે થોડું કર્યું નથી. એમનાં પુસ્તકો ઉપરથી એમની અસાધારણ વિદ્વત્તા અને પ્રતિભાનો પરિચય મળી આવે છે. સંસ્કૃત ભાષા ઉપર એમનો સારો કાબૂ હતો. એમના પુસ્તકોની ભાષા વિશદ અને લલિત હોવાથી આજ દિન સુધી વિદ્વાનોનો આદર પામે છે. એમનાં પુસ્તકોમાં સૌથી વધારે પ્રસિદ્ધ 'પ્રસ્થાનત્રય' છે.એમાં ઉપનિષદ્ભાષ્ય,સૂત્રભાષ્ય અને ગીતાભાષ્યનો સમાવેશ થાય છે. એ ત્રણે ભાષ્યોમાં એમણે બ્રહ્મવિદ્યાની વ્યાખ્યા કરીને એ ત્રણે પુસ્તકોમાં જીવ અને બ્રહ્મની એકતા વર્ણવી છે.

ઉપનિષદ્ભાષ્યમાં શંકરાચાર્યે બ્રહ્મવિદ્યાની વ્યાખ્યા કરી છે તથા નીચેના વિષયો ઉપર વિચાર દર્શાવ્યા છે. (૧) જીવાત્મા અને પરમાત્માનું સ્વરૂપ, (૨) જીવાત્માની ત્રણ અવસ્થા, (૩) ત્રણ શરીર અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, (૪) મૃત્યુ સમયે જીવા-

ત્માની શરીરથી અલગ રહેવાની રીત, ( ૫ ) શુક્લગતિ અને કૃષ્ણગતિ અર્થાત્ શરીરથી અલગ થઇને જીવાત્માનું સૂર્યલોક અને કૃષ્ણલોક તરફ જવું અને ફરી જન્મવું તથા મુક્ત થવું, ( ૬ ) બ્રહ્મવિદ્યાનાં સાધન.

છાંદોગ્ય ઉપનિષદ્‌માં ખાસ કરીને ભિન્ન ભિન્ન પ્રકારની ઉપાસનાનું વર્ણન છે.

નીચે લખેલાં દસ ઉપનિષદો ઉપર સ્વામી શંકરાચાર્યે ભાષ્ય કર્યું છે અને એ બધાં ભાષ્ય ઉપનિષદ્‌ભાષ્યના નામથી પ્રસિદ્ધ છે. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈતિરિય, ઐતરેય, છાંદોગ્ય અને બ્રહદારણ્યક, છેલ્લું ઉપનિષદ્ શતપથ બ્રાહ્મણનો એક ભાગ છે.

સૂત્રભાષ્યમાં શંકરાચાર્યદ્વારા ઉપનિષદોમાં આવેલા વિચારવા યોગ્ય વિષયોની ચર્ચા કરવામાં આવી છે. તેમાં જણાવ્યું છે કે, બધાં ઉપનિષદો બ્રહ્મનેજ જગતનું કારણ ગણે છે. વળી ઘણી વિદ્વત્તાપૂર્વક સાબિત કર્યું છે કે, આકાશ, પ્રાણ, જ્યોતિ અને અગ્નિ આદિ પરમેશ્વરનાં નામ છે. બીજા અધ્યાયમાં બૌદ્ધ, જૈન અને ચાર્વાક આદિ મતોનું ખંડન કર્યું છે; તેમજ સાંખ્યયોગ આદિ આસ્તિક મતોએ જ્યાં જ્યાં જીવ–બ્રહ્મનો ભેદ બતાવ્યો છે, ત્યાં ત્યાં તેમનું પણ ખંડન કર્યું છે. ત્રીજા અધ્યાયમાં વૈરાગ્ય, જીવ-બ્રહ્મની એકતા, સગુણ ઉપાસના અને જ્ઞાનના અંતરંગ અને બહિરંગ સાધનોનું વર્ણન છે. ચોથા અધ્યાયમાં જીવન્મુક્તિનું વર્ણન છે.

શ્રીશંકરાચાર્યે કૃષ્ણ ભગવાનની રચેલી ગીતા ઉપર એક ઉત્તમ ભાષ્ય લખ્યું છે. જે ગીતાભાષ્ય નામથી પ્રસિદ્ધ છે. એ ભાષ્ય એમની કીર્તિને અમર રાખે એવું છે.

તે ઉપરાંત શંકરાચાર્યે લલિત પદ્યમાં અનેક મધુર સ્તોત્રો રચ્યાં છે, જેમાંનું મોહમુદ્ગર સ્તોત્ર આપણા દેશમાં ઘણું પ્રસિદ્ધ છે અને વારંવાર સંસ્કારી સ્ત્રીપુરુષોને મોંએ સાંભળવામાં આવે છે.



# શ્રીમદ્ વલ્લભાચાર્યનું સંક્ષિપ્ત જીવનચરિત્ર, તત્ત્વબોધ ઇ૦ *

શ્રીમદ્ વલ્લભાચાર્યજી આર્યાવર્તના એક મોટામાં મોટા તત્ત્વવેત્તા હતા. બંગાળા અને તેની આસપાસના મુલકના લોકો જે શ્રીમદ્ ગૌરાંગ (કૃષ્ણ ચૈતન્ય) ને હજુ સુધી પૂજે છે, તે જે વખતે ભક્તિ સંબંધી બોધ આપતા હતા, તેજ અરસામાં શ્રીમદ્ વલ્લભાચાર્યજી પણ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત અને ભક્તિ સંબંધી ઉપદેશ આપતા હતા. શ્રીમદ્ વલ્લભાચાર્યજી શુદ્ધાદ્વૈત મત અથવા બ્રહ્મવાદનું પ્રતિપાદન કરનાર અને પુષ્ટિ અથવા નિર્ગુણ ભકિતમાર્ગ પ્રવર્તાવનાર મહાત્મા હતા.

આ વિષયના ત્રણ ભાગ કરવામાં આવે છે. પહેલા ભાગમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું સંક્ષેપમાં જીવન વૃત્તાંત છે. બીજામાં એમણે જે તત્ત્વ વિદ્યાનો અને નિર્ગુણ ભકિતનો બોધ કર્યો તેની

---

* આર્યાવર્તના સર્વ ધર્મોની પરિષદ્‌માં કલકત્તા ખાતે સ્વ. રા. બા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે આપેલા વ્યાખ્યાનનું ભાષાંતર.

આ લેખ પ્રકટ કરવાની આજ્ઞા માટે અમે રા. રા. મોતીલાલ લલ્લુભાઇ પારેખ. એમ. એ. એલ. એલ. બીના ઉપકૃત છીએ.

રૂપરેખાઓનો ઉલ્લેખ છે અને ત્રીજામાં આ વિષય સંબંધી કેટલીક ટીકાઓની નોંધ છે.

---

## પહેલો ભાગ

### શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત

મધ્યપ્રાંતમાં રાયપુર જિલ્લાના રાજગામની પાસે ચંપારણ્યમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો જન્મ ઉત્તમ બ્રાહ્મણ જ્ઞાતિમાં વિક્રમાર્ક સંવત્ ૧૫૩૫ (ઈ. સ. ૧૪૭૯)માં થયો હતો. ઘણી નાની ઉંમરમાં વેદ, ઉપનિષદ્, સ્મૃતિઓ, પુરાણો, ઇતિહાસ, દર્શન અને બીજા ઉપયોગી ગ્રંથોનો એમણે અભ્યાસ કર્યો. પોતાના અભ્યાસક્રમમાં આ મેધાવી (બુદ્ધિશાળી) અભ્યાસીની તીવ્ર પરીક્ષક બુદ્ધિએ શ્રીશંકરાદિ પ્રતિપાદિત વાદના ગુણદોષનું બહુ બારીકીથી અને ચોકસાઇથી નિરીક્ષણ કરી લીધું. પોતે ગુરુને ત્યાં અભ્યાસ કરતા હતા ત્યારે શ્રીશંકરાચાર્યના માયાવાદના દોષ પોતાની સાથે અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને એમણે બતાવી આપ્યા. તે વખતે ઘણાખરા બુદ્ધિશાળી લોકોના મન ઉપર હાલની માફક શ્રીશંકરાચાર્યજીના માયાવાદનો કાબૂ હતો. શ્રીમદાચાર્યજીએ બ્રહ્મસૂત્રોની ઉપર થયેલાં તમામ ભાષ્યોનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યો, તેથી એમને જણાયું કે શ્રીશંકરાચાર્યજીનો માયાવાદ એકલો નહિ, પરંતુ શ્રીરામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈતવાદ તેમજ શ્રીમધ્વાચાર્યજીનો દ્વૈતવાદ પણ સર્વાંશે બ્રહ્મસૂત્રાનુસાર ટકી શકે એવો નથી અને બ્રહ્મસૂત્રોનો વાસ્તવિક અર્થ બતાવે એવાં ભાષ્ય હજુ સુધી થયાં નથી. અભ્યાસી અવસ્થાના સમયથીજ થતા વિવાદોમાં એમણે સ્પષ્ટ રીતે બતાવ્યું કે બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્ અને ગીતાને અનુસરે એવો વાદ તો માત્ર બ્રહ્મવાદજ છે અને તે વાદ માયાવાદ અને બીજા વાદોથી જુદો પડે છે. જ્યારે જ્યારે પોતાને પ્રસંગ

મળતો ત્યારે ત્યારે શ્રીવલ્લભાચાર્યજી પોતાના વિચારો પ્રખર વિદ્વાનોની આગળ બાળપણથીજ મૂકતા.

અગિયાર વર્ષની ઉંમરે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ પોતાનો અભ્યાસ પૂરો કર્યો. આ વર્ષમાં એમના પિતા લક્ષ્મણભટ્ટજી, જે પોતે એક મોટા વિદ્વાન હતા, તેમણે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. પછી શ્રીવલ્લભાચાર્યજીએ કાશીનગર, જે તે વખતે વિદ્યાના કેન્દ્રરૂપ અને માયાવાદના કિલ્લારૂપ હતું, તેમાં પોતાના બ્રહ્મવાદનો છૂટથી ઉપદેશ કરવા માંડ્યો. પોતાના પિતાનું ઉત્તરકાર્ય થઇ રહેતાં સુધી એ પ્રમાણે બોધ કર્યા બાદ એમણે આર્યાવર્તના વિદ્વાનોની આગળ પોતાનો બ્રહ્મવાદ મૂકવાનો અને દુનિયાને ખુલ્લી રીતે એ વાદનો બોધ આપવાનો નિશ્ચય કર્યો.

પછી એ કાશી છોડીને વ્યંકટગિરિ ગયા. ગોવિંદાના નામથી ઓળખાતા લક્ષ્મણબાલાજીનાં દર્શન કરી થોડા દિવસ ત્યાં રહ્યા. આ સ્થળના મંદિરની પુસ્તકશાળા એમણે તપાસી અને ભક્તિશાસ્ત્રોનો બારીકીથી અભ્યાસ કર્યો. આ સ્થળમાં એમણે સાંભળ્યું કે, તુંગભદ્રા નદી ઉપર આવેલા વિદ્યાનગરના બળવાન રાજ્યના તે વખતના વહીવટ કરનાર કૃષ્ણદેવ રાજાએ ધર્મ સંબંધી એક મહત્પરિષદ ભરી છે. કૃષ્ણદેવ રાજા પોતે એક મોટો વિદ્વાન અને કવિ હતો. શ્રીશંકરાચાર્યજીના અનુયાયી વ્યાસતીર્થે માયાવાદ બીજા વાદો કરતાં શ્રેષ્ઠ છે, એવો બોધ જ્યારે કૃષ્ણદેવને આપવા માંડ્યો, ત્યારે કૃષ્ણદેવે તમામ વાદ અને ધર્મના ગુણદોષ નક્કી કરવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચયને અનુસરીને તેણે આખા આર્યાવર્તના વિદ્વાન આચાર્યો અને પંડિતોને પોતાના દરબારમાં બોલાવ્યા અને તેઓને ચર્ચા ચલાવી કયો વાદ અને કયો ધર્મ શ્રેષ્ઠ છે એ નક્કી કરવાનું કહ્યું. તે ઉપરથી ભેગા મળેલા આચાર્યો અને પંડિતો વચ્ચે વાદ થયો. આ વાદ ઘણા દિવસ સુધી ચાલ્યો

અને શ્રીશંકરાચાર્યજીના અનુયાયીઓ ફતેહમંદ થવાની અણી ઉપર હતા. આવી અણીની વખતે શ્રીમદ્ વલ્લભાચાર્યજી વિદ્યાનગર આવી પહોંચ્યા અને તે સભામાં એમણે ઘણો આગળ પડતો ભાગ લઇ સાબિત કરી આપ્યું કે, શ્રીશંકરાચાર્યજીનો માયાવાદ અને બીજા વાદો દોષયુક્ત છે. વેદ, ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્રોને સર્વ પ્રકારે અનુસરે એવો તો માત્ર બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતવાદ છે અને તે સર્વ વાદો કરતાં શ્રેષ્ઠ છે. પ્રતિપક્ષીઓએ અને ત્યાં મળેલા તમામ પંડિત અને આચાર્યોએ એમનો વિજય માન્ય કર્યો. પછી તેઓએ એકમતથી કૃષ્ણદેવ રાજાને હાથે શ્રીવલ્લભાચાર્યજીને આચાર્ય અને મહાપ્રભુજીની પદવી અપાવી. પછી કૃષ્ણદેવ રાજાએ એમનો કનકાભિષેક કર્યો અને પોતે એમનો સેવક થયો. આ મોટો બનાવ સન ૧૪૯૩ માં બન્યો. આ વખતે શ્રીવલ્લભાચાર્યજીનું વય માત્ર ચૌદ વર્ષનું હતું. આ વખતથી એ આચાર્યજી મહાપ્રભુજીના નામથી ઓળખાવા લાગ્યા.

પછી શ્રીમદાચાર્યજી વિદ્યાનગર છોડી યાત્રાને માટે ગયા. દક્ષિણ દેશનાં જે જે સ્થળોમાં વિદ્વાનો રહેતા અને જે જે તીર્થનાં સ્થળ હતાં તે બધાંની એમણે મુલાકાત લીધી. આ સ્થળોમાં એમને શ્રીરામાનુજના અનુયાયી, યોગીઓ, કાપાલિક, શૈવ, રામાનંદી, વીર વૈષ્ણવો, માયાવાદીઓ, માહેશ્વરો, વિરાગીઓ અને બીજા અનેક માર્ગવાળાઓની સાથે વાદ અને ધર્મ સંબંધી ચર્ચા થઇ. પછી દક્ષિણ દેશ છોડી શ્રીમદાચાર્યજી પંઢરપુર થઇ ગોકુળ પધાર્યા. રસ્તામાં જે ઘટસરસ્વતીએ સરસ્વતીને વશ કર્યાનું અને પોતે અલૌકિક શક્તિવાળો છે એમ કહેવાતું, તે ઘટસરસ્વતીની સાથે વાદ કરી તેનો પરાજય કર્યો.

ગોકુળમાં શ્રીમદાચાર્યજીએ પુષ્ટિભક્તિ એટલે નિર્ગુણ અથવા શુદ્ધ ભક્તિમાર્ગની સ્થાપના કરી અને પ્રથમ દીક્ષા દામોદરદાસ,

પ્રભુદાસ જલોટા અને બીજા વૈષ્ણવોને આપી.

તે પછી શ્રીમદાચાર્યજીએ ફરીથી યાત્રા શરૂ કરી. પગે ચાલીને દક્ષિણમાં કન્યાકુમારીથી ઉત્તરમાં હિમાલય પર્વત સુધી અને પૂર્વમાં જગન્નાથજીથી પશ્ચિમમાં દ્વારકા સુધી એમણે ત્રણ વખત યાત્રા કરી અને આખા આર્યાવર્તના મુખ્ય વિદ્વાનોની જુદે જુદે સ્થળે સભાઓ ભરી; તેમજ ખાનગી બેઠકોમાં, પોતાના બ્રહ્મવાદનું યથાર્થ મંડન કરી તેમની પાસે તે માન્ય કરાવ્યો અને પુષ્ટિ–ભક્તિમાર્ગનો બોધ આપ્યો. આ કાર્યમાં એમણે અઢાર વર્ષ ગુમાવ્યાં. દરમિયાન એ પોતાની અઠ્ઠાવીસ વર્ષની વયે પરણ્યા. લગ્ન પછી પણ જે કાર્યને માટે એમણે અવતાર ધારણ કર્યો હતો તેજ કાર્ય કરવાનું જારી રાખ્યું. ગૃહસ્થાશ્રમમાંજ એમણે ઘણાખરા મોટા ગ્રંથો લખ્યા. થોડે થોડે અંતરે એ ધર્મનો અને બ્રહ્મવાદનો ઉપદેશ કરવા પર્યટન કરતા. જ્યારે એ ઘેર રહેતા ત્યારે ગયા ને બનારસની પાસે ચરણાદ્રિ અને અડેલ નામનાં સુંદર નાનાં ગામો છે તેમાં સાદાઈથી રહેતા. પોતે ભગવાન તરફ પૂર્ણ ભક્તિભાવ–સંપન્ન હોવાથી અને સર્વત્ર સમભાવ રાખનાર હોવાથી તથા લોકોની ઉપર ઘણા દયાળુ હોવાથી, એ જ્યાં જતા ત્યાં સર્વને ભક્તિમાર્ગનો અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનો બોધ આપતા અને સેવા શી રીતે કરવી તે શીખવતા.

ભક્તિયુક્ત ઘણીજ માંદી અને કીર્તિવાળી જિંદગી ભોગવી, તથા ધર્મને વિષે જે જે ઈશ્વર સંબંધી પરમતત્ત્વ હતું, તત્ત્વવિદ્યાને વિષે જે ઉત્તમોત્તમ તત્ત્વવિદ્યા હતી અને ભક્તિશાસ્ત્રને વિષે જે કીમતી વસ્તુ હતી, તે સઘળાનો બોધ કરી શ્રીમદાચાર્યજીએ બાવન વર્ષની વયે આ ભૂતળને છોડ્યું.

દાક્તર વિલસન સાહેબ કહે છે કે, "પોતાના અવતારનો હેતુ પાર પાડી શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ કાશીમાં હનુમાનઘાટ આગળ

શ્રીગંગાજીમાં પ્રવેશ કર્યો અને પાણીમાં નીચા નમતાં પોતે અદૃશ્ય થઇ ગયા; પાણીના જે ભાગમાં એમણે પ્રવેશ કર્યો તે ભાગ ઉપર એક ચકચકિત જ્વાળાસ્તંભ દેખાયો અને હજારો મનુષ્યોના દેખતાં એમણે તે જ્વાળાપુંજદ્વારા વૈકુંઠ તરફ પ્રયાણ કર્યું–આકાશમાં અદૃશ્ય થઇ ગયા!"

## ભાગ ૨ જો

## શુદ્ધાદ્વૈત સિદ્ધાંત અને શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો ઉપદેશ વગેરે

### બ્રહ્મ અને બ્રહ્મવાદનું સ્વરૂપ

(૧) બ્રહ્મનું સ્વરુપ દોષ વિનાનું છે. તે (બ્રહ્મ) સર્વ સદ્ગુણયુક્ત, સ્વતંત્ર, પ્રાકૃત શરીર અને તેના ગુણ વગરનું અને પૂર્ણાનંદમય છે. એના હાથ, પગ, મુખ, ઉદર વગેરે આનંદમાત્ર છે. તે સર્વવ્યાપક છે તથા જડ, જીવ અને અંતર્યામી એ ત્રિવિધ ભેદરહિત છે.

(૨) બ્રહ્મ અનંતમૂર્તિ છે, તે કૂટસ્થ તેમજ ચલાયમાન છે. તે સઘળા વિરુદ્ધ ધર્મોના આશ્રયરૂપ છે. તે માત્ર બુદ્ધિથી જાણી શકાય એમ નથી.

(૩) જેને ઉપનિષદમાં બ્રહ્મ કહે છે, સ્મૃતિઓમાં પરમાત્મા

(१) निर्दोषपूर्णगुणविग्रह आत्मतंत्रो ।
निश्चेतनात्मकशरीरगुणैश्चहीनः ॥
आनंदमात्रकरपादमुखोदरादिः ।
सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥ નિબંધ ૧. ૪૪.

(२) अनंतमूर्ति तद्ब्रह्म कूटस्थं चलमेवच ।
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ॥ નિબંધ ૧. ૭૧.

(३) वेदांते च स्मृतौ ब्रह्म लिंगं भागवते तथा ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥

કહે છે. તેને ભાગવતમાં ભગવાન કહે છે.

(૪) બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે. તે સર્વવ્યાપક અને અવ્યય છે. તે સર્વ શક્તિયુક્ત છે અને સ્વતંત્ર છે. તે સર્વજ્ઞ છે અને તેના ઉપર (સાત્ત્વિક, રાજસ, તામસ) ગુણોની સત્તા ચાલતી નથી.

(૫) આ જે સઘળું દેખાય છે તે ખરેખર આત્માજ છે. તે સૃજે છે અને સૃજાય છે. વિશ્વાત્મા રક્ષણ કરે છે અને વિશ્વાત્માનું રક્ષણ કરાય છે, તે હરે છે અને તે હરણ થાય છે.

(૬) આ બધું આત્મા છે; તેજ પ્રમાણે આ બધું બ્રહ્મ છે. તમામ શ્રુતિઓનો આ અર્થ છે એમ ગ્રહણ કરી, સર્વ જણે પોતાની બુદ્ધિ પ્રમાણે (તે) સાધ્ય કરવું. આજ બ્રહ્મવાદ છે, બીજું બધું મોહરૂપ છે.

(૭) નીચે આપેલા અને તે ઉપરાંત નિબંધમાંના બીજા ઘણા શ્લોકો બ્રહ્મનું અને બ્રહ્મવાદનું વિશેષ વર્ણન કરે છે.

(૮) જેને બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન કહેવામાં આવે છે, તેને શ્રીમદ્ વલ્લભાચાર્યજી નીચેના શ્લોકને આધારે શ્રીકૃષ્ણ કહે છે.

---

त्रितये त्रितयं वाच्यं क्रमेणैव मयाऽत्र हि ॥ નિબંધ ૧. ૬.

(૪) सच्चिदानंदरूपं तु ब्रह्म व्यापकमव्ययम् ।
सर्वशक्ति स्वतंत्रं च सर्वज्ञं गुणवर्जितम् ॥ નિબંધ ૧. ૬૫.

(૫) आत्मैव तदिदं सर्वं सृज्यते सृजति प्रभुः ।
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः ॥ નિબંધ ૨. ૧૮૩.

(૬) आत्मैव तदिदं सर्वं ब्रह्मैव तदिदं तथा ।
इति श्रुत्यर्थमादाय साध्यं सर्वैर्यथामति ।
अयमेव ब्रह्मवादः शिष्टं मोहाय कल्पितम् ॥ નિબંધ ૨. ૧૮૪.

(૭) सजातीयविजातीयस्वगतद्वैतवर्जितम् ।
सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकैः सदा ॥ નિબંધ ૧. ૬૬.

(૮) सर्वाधारं वश्यमायमानंदाकारमुत्तमम् ।
प्रापंचिकपदार्थानां सर्वेषां तद्विलक्षणम् ॥ નિંબધ ૧. ૬૭.

**कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ।**
**तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

અર્થઃ—कृष् શબ્દ સત્તાવાચક છે. ण આનંદવાચક છે. એ બન્નેનો ભેગો અર્થ પરબ્રહ્મ થાય છે.

## જગત

(૯) જ્યારે બ્રહ્મ અનેક થવાની ઇચ્છા કરે છે, ત્યારે તેનું સ્વરૂપ જે સત્, ચિત્ અને આનંદરૂપ છે તેમાંથી, જેમ દેવતામાંથી તતડિયા નીકળે તેમ અનેક સૂક્ષ્મ પદાર્થો નીકળે છે.(विस्फुलिंगाइव)

(૧૦) જે પદાર્થો બ્રહ્મના સદંશમાંથી નીકળે છે તે જડ પદાર્થો થાય છે, જે બ્રહ્મના ચિદંશમાંથી નીકળે છે તે જીવ થાય છે અને જે એના આનંદાંશમાંથી નીકળે છે તે અંતર્યામી થાય છે. આ સઘળાં સત્યરૂપ બ્રહ્મમાંથી નીકળે છે, તેથી તે સત્ય છે. તે અસત્ય હોઈ શકે નહિ. એટલા માટે જગત અથવા દુનિયા મિથ્યા કે અસત્ય કે ખોટી નથી.

(૧૧) જીવ પરમાણુ જેવો છે.

(૧૨) (૧) આવિર્ભાવ અને (૨) તિરોભાવ એ બન્ને પરબ્રહ્મની શક્તિઓ છે. જ્યારે પરબ્રહ્મની આવિર્ભાવશક્તિની ક્રિયા ચાલે છે, ત્યારે જગત અસ્તિત્વમાં આવે છે, જ્યારે પરબ્રહ્મની તિરોભાવશક્તિ ક્રિયાવાન થાય છે ત્યારે માત્ર ભગવાનજ રહે છે અને જગત બ્રહ્મમાં લીન થાય છે.

---

## ભક્તિ

**શ્રીમદ્ વલ્લભાચાર્યજી ભક્તિ વિષે નીચે પ્રમાણે કહે છે.**

(૧૩) ભગવાનના માહાત્મ્યના જ્ઞાનસહિત, એમને વિષે

---

**(११) जीवस्त्वाराग्रमात्रोहि ।**                    નિબંધ ૧. ૫૩

**(१३) माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोधिकः ॥**

આ જગતના જે જે પદાર્થો ઉપર સ્નેહ હોય છે તે સર્વ કરતાં અધિક અને સુદૃઢ સ્નેહ એને ભક્તિ કહે છે. માત્ર આવા પ્રકારની ભક્તિથીજ મુક્તિ મળે છે, બીજા કોઇ સાધનથી મુક્તિ પ્રાપ્ત થતી નથી.

(૧૪) પર્વત આદિને ભેદી તેઓથી થતી અડચણોને દૂર કરી જેમ ગંગાજીનો પ્રવાહ સમુદ્રને વિષે અવિચ્છિન્ન ચાલે છે, તેમ વેદ, સ્મૃતિ આદિમાં કહેલી ક્રિયાઓથી થતી અડચણો દૂર કરી, સર્વની હૃદયગુહામાં સ્થિતિ કરતા ભગવાનને વિષે મનની અવિચ્છિન્ન જે ગતિ તે ભક્તિ.

## ભક્તિના પ્રકાર

(૧૫) પોતે જે ભક્તિનો બોધ કર્યો અને બીજા આચાર્યોએ જે બોધ કર્યો તે વિષે બોલતાં, શ્રીમદ્વલ્લભાચાર્યજી કહે છે કેઃ–ભેદ સાચો છે, એ વાતને આગળ કરીને સગુણ ભક્તિ ત્રણ પ્રકારની છે એમ કહેવામાં આવે છે.

અમે જે ભક્તિનો બોધ કરીએ છીએ તે નિર્ગુણ અથવા પુષ્ટિભક્તિ છે. શ્રી વિષ્ણુસ્વામીના અનુયાયીઓ જે ભક્તિ કરે છે તે

---

स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चाऽन्यथा ॥

નિબંધ ૧. ૪૨

(१४) सर्वे गुहाशये मयि भगवति प्रतिबन्धरहिता अविच्छिन्ना या मनोगतिः पर्वतादिभेदनमपिकृत्वा यथा गङ्गाम्भः अम्बुधौ गच्छति तथा लौकिकवैदिकप्रतिबन्धान् दूरीकृत्य या भगवति मनसो गतिः ॥ सुबोधिनी पृष्ठ ७४५.

(१५) भेदः परमार्थ इति शास्त्रं पुरस्कृत्य त्रिविधो भक्तियोग उक्तः ते च सांप्रतं विष्णुस्वाम्यनुसारिणः तत्त्ववादिनः रामानुजाश्चेति तमोरजःसत्त्वैर्भिन्ना अस्मत्प्रतिपादितश्चनैर्गुण्यः ॥ सुबोधिनी पृष्ठ ८३२

તામસ ભક્તિ છે, જે ભક્તિ શ્રી મધ્વાચાર્યના અનુયાયીઓ કરે છે તે રાજસ છે અને જે રામાનુજના અનુયાયીઓ કરે છે તે સાત્ત્વિક છે.

(૧૬) શ્રીમદ્‌વલ્લભાચાર્યજી 'પુષ્ટિ' શબ્દ ભગવાનની કૃપાના અર્થમાં વાપરે છે. જેમ કેટલાક લોકો ભૂલ ભરેલી રીતે ધારે છે, તેમ 'પુષ્ટિ' શબ્દ સ્થૂલ શરીરના પોષણના અર્થમાં વાપર્યો નથી. શ્રીમદાચાર્યજી 'પુષ્ટિ' શબ્દની નીચે પ્રમાણે વ્યાખ્યા કરે છેઃ—

શાસ્ત્રો કહે છે કે, તેઓમાં કહેલાં સાધનો વડે પ્રાપ્ત કરેલાં જ્ઞાન અને ભક્તિથી મુક્તિ મળે છે. એ સાધનોથી પ્રાપ્ત કરેલી મુક્તિને મર્યાદા અથવા હદ કહે છે. પણ કેટલાક જીવ એવા છે કે તેઓ શાસ્ત્રમાં કહેલાં સાધનોનો ઉપયોગ કરી શકે નહિ. તે કારણથી ભગવાન પોતાના સ્વરૂપબળથી આ પ્રાણીઓને પોતાની પ્રાપ્તિ કરી આપે છે. ભગવાનના આ કૃત્યને 'પુષ્ટિ' કહે છે.

(૧૭) શ્રીમદાચાર્યજીના મત પ્રમાણે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ શ્રીકૃષ્ણ પરબ્રહ્મના ગુણાવતાર છે. માયા એ પરબ્રહ્મની ઇચ્છાશક્તિ છે. સત્ત્વ, રજ અને તમોગુણ એ માયાની સત્તા છે. એ ગુણની અસર બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીના ઉપર થોડી અથવા ઘણી થાય છે, પણ એ ગુણોની પરમાત્મા ઉપર કાંઇ અસર થતી નથી. આટલા માટેજ ભગવાન નિર્ગુણ કહેવાય છે.

## બ્રહ્મસંબંધ

(૧૮) બ્રહ્મસંબંધ એટલે ભગવાનની સાથેનો સંબંધ. ભક્તિમાર્ગમાં દાખલ થનારે પ્રથમ કામ એ કરવાનું છે કે, જીવ અને ભગવાનની વચ્ચે જે સંબંધ છે તે યથાર્થ રીતે સમજવો. આ વિષયના સંબંધમાં જે ક્રિયા કરવામાં આવે છે તેમાં એક મંત્ર

---

**(१६) कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा। तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते॥**

બોલાવવામાં આવે છે, જેનો અર્થ ભગવાનને વિષે સંપૂર્ણ રીતે આત્મનિવેદન, અથવા સંપૂર્ણ રીતે ભગવાનને શરણે થવું એ છે. ગીતાજીના અઢારમા અધ્યાયના છાસઠમા શ્લોકના **सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।** (સર્વ ધર્મનો પરિત્યાગ કરી મારે એકલાનેજ શરણે થા.) એ વાકય ઉપર, ઉપરનો મંત્ર આધાર રાખે છે.

× × × ×

(૧૯) આ જગતને વિષે જે વસ્તુઓને જીવ પોતાની કહે છે તે સઘળી વસ્તુઓ, માલ, મિલકત વગેરે તમામ ભગવાનનેજ ( કોઈ ગુરુ કે વ્યક્તિને નહિ ) અર્પણ કરવાની છે. આ ક્રિયાનેજ બીજી રીતે આત્મનિવેદન અથવા શરણ કહે છે. આ આત્મનિવેદન અથવા શરણને નિત્ય યાદ કરવું અથવા અનુભવવું જોઇએ.

## ભગવાનની સેવા

(૨૦) જ્યારે દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મ એ છ પદાર્થો શુદ્ધ હોય, ત્યારેજ યજ્ઞ અને બીજી ક્રિયાઓ વગેરે ફળીભૂત થઈ શકે છે. આ કળિયુગમાં એ છ પદાર્થો શુદ્ધ મળી શકતા નથી તેથી કળિયુગમાં માત્ર ભક્તિજ સાધ્ય અને ફળ આપનારી છે.

(૨૧) ભક્તિમાં ભગવાનની સેવાની અગત્ય છે. સેવા એટલે ભગવાનમાં મનનું પરોવાવું. સેવા ત્રણ પ્રકારની છે. (૧) તનુજા એટલે શરીરથી થતી, (૨) વિત્તજા એટલે પૈસાથી થતી અને (૩) માનસી એટલે મનથી થતી. એ ત્રણ પ્રકારની સેવામાંથી માનસી સેવા ઉત્તમ છે. मानसी सा परा मता તે તનુજા અને વિત્તજા સેવા કર્યાથી સિદ્ધ થાય છે.

( ૨૨ ) શ્રવણ, કીર્તન અને સ્મરણથી ભક્તિ ઉત્પન્ન થાય છે.

( ૨૩ ) જ્ઞાનસહિત શુદ્ધ ભાવથી, અને વસ્તુનું તત્ત્વ જાણીને

**(२३) ज्ञानपूर्वकं शुद्धभावेन वस्तुतत्त्वे ज्ञात एव तद्बुद्ध्या**

બુદ્ધિપૂર્વક ભગવાનનાં નામ લેવાં જોઇએ. જેમ જળના પૂરથી કચરાનો ઢગલો ઘસડાઇ જાય છે, તેમ ભગવાનની કીર્તિ સાંભળવાથી અને તેનું ગાન કરવાથી પાપોનો નાશ થાય છે. ભગવાનની કીર્તિનું પૂર કાન દ્વારા હૃદયમાં પ્રવેશ કરે છે અને હૃદયમાં રહેલાં પાપોને વલોવી નાખી મુખદ્વારા બહાર કાઢી નાખે છે. આ પ્રમાણેનો મહાવરો થોડા વખત સુધી કરવામાં આવે તો અંતઃકરણ નિર્મળ થાય છે.

(૨૪) ભગવદ્વાચક શબ્દોની શક્તિનો અને તાત્પર્યનો બીજાને બોધ કરવો અથવા પોતે તે તાત્પર્યને જાણવું તેનું નામ કીર્તન.

(૨૫) જે મનમાં દુનિયાદારીના વિષયોના વિચાર હોય છે અથવા જે દેહ વિષયાક્રાંત હોય છે તેમાં શ્રીહરિનો આવેશ આવી શકતો નથી.

## શ્રીમદાચાર્યના તત્ત્વવિદ્યા વગેરે સંબંધી રચેલા ગ્રંથો

(૧) તત્ત્વદીપ અથવા નિબંધ. આ ગ્રંથનાં ત્રણ પ્રકરણ છે. તેના પહેલા પ્રકરણનું નામ શાસ્ત્રાર્થ એટલે ગીતાનો અર્થ છે. તેમાં ગીતાનું તાત્પર્ય છે. ગીતાનો અભ્યાસ કરનારે આ પ્રકરણ અવશ્ય વાંચવું જોઇએ. બીજું પ્રકરણ સર્વનિર્ણય નામનું છે. આર્યાવર્તના ચાલતા સર્વ ધર્મો અને વાદો ઉપર શ્રીમદાચાર્યજીનો શો અભિ-

---

**उच्चारितानि। पुण्ये श्रवणकीर्तन अस्य अनेन पापं जलपूरेणेव नाश्यते। श्रवणे प्रविशति कथापूरो हृदये ततः सर्वमेव दोषमालोड्य मुखतोनिःसरति एवं कियत्कालपर्यावृत्त्या सर्वथैव शुद्धो भवति॥** **सुबोधिनी.**

(२४) **शक्तितात्पर्यबोधनंकीर्तनम्॥** **सुबोधिनी.**

(२५) **विषयाविष्टचित्तानां विष्णवावेशस्तुदूरत इति।**
**विषयाक्रान्तदेहानां नाऽवेशः सर्वथा हरेः॥**

**નોંધ**—ઉપર કહેલા **सर्वधर्मान्** વાળા શ્લોક ઉપર શરણ મંત્ર આધાર રાખે છે, અને **यत्करोषि** (ગીતા અધ્યાય ૯ ના શ્લોક ૨૭-મા) ઉપર આત્મનિવેદનનો મંત્ર આધાર રાખે છે.

પ્રાય છે, તે આ પ્રકરણમાં જણાવેલો છે. આ પ્રકરણમાં તત્ત્વવિદ્યાના તમામ ગ્રંથોની સમીક્ષા છે, એમ કહીએ તો ચાલે. ત્રીજું પ્રકરણ ભાગવતાર્થ કહેવાય છે. તેમાં શ્રીમદ્ભાગવતના શાસ્ત્રાર્થ, સ્કંધાર્થ, પ્રકરણાર્થ અને અધ્યાયાર્થનું નિરૂપણ કરેલું છે. બાકીના ત્રણ અર્થ વાક્યાર્થ, શબ્દાર્થ અને અક્ષરાર્થ શ્રીસુબોધિનીમાં આવ્યા છે. આ નિબંધ ઉપર શ્રીમદાચાર્યજીએ પ્રકાશ નામની ટીકા પણ કરેલી છે.

(૨) અણુભાષ્ય—બ્રહ્મસૂત્ર ઉપર એક સમર્થ વિદ્વત્તા ભરેલી ટીકા છે. આ અણુભાષ્યનો ગ્રંથ અઢી અધ્યાય સુધી શ્રીમદાચાર્યજીનો લખેલો છે. બાકીનો ભાગ એમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીનો લખેલો છે.

(૩) પૂર્વમીમાંસાભાષ્ય, એ જૈમિનિ સૂત્ર ઉપર આચાર્યશ્રીની ટીકા છે. આ પુસ્તક અમને ઉપલબ્ધ થયું નથી.

(૪) સુબોધિની, આ શ્રીમદ્ભાગવતના પહેલા ત્રણ સ્કંધ અને દશમા સ્કંધ ઉપર શ્રીમદાચાર્યજીની ટીકાનું પુસ્તક છે. આ સર્વોપરી ગ્રંથ છે. સર્વશક્તિમાન ભગવાનને વિષે અપૂર્વ સ્નેહ સંબંધી વિદ્યાનો ગ્રંથ શ્રીમદ્ભાગવત છે, એ વાત આ ટીકાથી નિઃસંશય રીતે સિદ્ધ થાય છે.

(૫) નાના ગ્રંથોમાં સિદ્ધાંત મુક્તાવલિ, બાલબોધ, કૃષ્ણાશ્રય, સંન્યાસનિર્ણય વગેરે પ્રસિદ્ધ છે. નંબર ત્રીજા સિવાયનાં ઉપરનાં તમામ પુસ્તકો સંસ્કૃતમાં થયાં છે.

શ્રીમદાચાર્યજીએ ચોરાશી ગ્રંથો લખ્યાનું કહેવામાં આવે છે. તેમાંના કેટલાએક મળી શકતા નથી. અમોએ શ્રીવલ્લભચરિત્ર નામનું પુસ્તક ગુજરાતી ભાષામાં રચ્યું છે, તેમાં એમનાં પુસ્તકોની સંપૂર્ણ ટીપ આપી છે.

## ભાગ ૩ જો

## ઉપસંહાર

(૧) ધર્મના ઘણું કરી બે ભાગ પાડવામાં આવે છે, (૧) તે કે જેમાં કાંઇ કર્મ કરવાનું હોય છે અને (૨) જેમાં કાંઇ કર્મ કરવાનું હોતું નથી. પહેલાને પ્રવૃત્તિમાર્ગ કહે છે અને બીજાને નિવૃત્તિમાર્ગ કહે છે. પહેલામાં યજ્ઞયાગ વગેરે ક્રિયાઓ કરવાની હોય છે. આ ક્રિયાઓ કરવાથી પાપનો નાશ થતો નથી, પણ તેથી સંપત્તિ, પુત્ર વગેરે અને છેવટ સ્વર્ગની પણ પ્રાપ્તિ થાય છે. પણ આ સઘળાં ફળ ક્ષણિક છે. બીજા એટલે નિવૃત્તિમાર્ગથી પાપનો નાશ થાય છે અને મનુષ્યોને પોતાનો આત્મા જે સર્વ-શક્તિમાન ભગવાનના ભવ્ય સ્વરૂપ આગળ એક અણુ જેવો દેખાય છે, તે જોવાને શક્તિવાન કરે છે. સર્વશક્તિમાન ભગવાનને પ્રાપ્ત કરવા માટે, એમને ચાહવાની, એમના ઉપર સ્નેહ રાખવાની જરૂર છે; અર્થાત્ જે ભગવત્પ્રાપ્તિરૂપ ફળની ઇચ્છા રાખતો હોય તેણે શુદ્ધ પ્રેમને એટલે ભક્તિને માર્ગે પ્રયાણ કરવાની અગત્ય છે.

(૨) જે જ્ઞાન માર્ગે જાય છે તેને અભિમાન અથવા અહંકાર ઉત્પન્ન થવાનો સંભવ છે. શ્રીમદાચાર્યજી કહે છે કે, નિવૃત્તિમાર્ગે પ્રયાણ કરનારને પોતાનેજ ઉપદ્રવ કરવાની જરૂર રહે છે. પ્રવૃત્તિ-માર્ગમાં જો દ્રવ્યમય કે ક્રિયામય પ્રયોગ કરવામાં આવે, તો તેમાં બીજાને ઉપદ્રવ થવાનો સંભવ છે. એ કારણથી આ બન્ને માર્ગના સંબંધમાં ભગવાનને અપરિતોષ રહે છે.

(૩) ભગવાન પ્રાણીમાત્રના આત્મા છે. જે ધર્મમાં પ્રાણી-

(२) द्रव्यमयश्चेत्परोपद्रवकारी क्रियामयश्चेदात्मोपद्रवकारी ज्ञानमयश्च तथायमेवापरितोषस्तपसि ॥

(३) सर्वेषां जीवा यस्मादिति वा सर्वेषां जीवात्मरूपो वा अतः सर्वोपकारिणि धर्मे तोष उचितः ॥

માત્રને વિષે પ્રેમ હોય તેજ ધર્મ ભગવાનને ઘણોજ સંતોષ આપે છે. એ ઉપરથી અનુમાન થાય છે કે, જે ધર્મમાં સર્વના ઉપર દયા અને પ્રેમ રાખવાની આજ્ઞા હોય, જે ધર્મ પોતાને કે બીજાને કોઇ પણ રીતે ઉપદ્રવ કરે એવો ન હોય, અને જેમાં ભગવાનને વિષે અપૂર્વ પ્રેમ હોય, તેજ ધર્મ ઊંચામાં ઊંચો અને સર્વોપરી છે. આવો ધર્મ શ્રીમદાચાર્યજીએ બોધ કરેલા પુષ્ટિ અથવા નિર્ગુણ ભક્તિમાર્ગ સિવાય બીજો એકકે નથી.

(૪) શ્રીમદ્વલ્લભાચાર્યજીએ જે ભક્તિનો બોધ કર્યો છે, તે ભક્તિમાં ભગવાનનું માહાત્મ્ય જાણીને એમના ઉપર અધિક સ્નેહ રાખવો એજ તત્ત્વ છે. આ ધર્મમાં સંપૂર્ણ રીતે સ્વાર્થના ત્યાગની અને આત્મનિવેદનની જરૂર છે.

(૫) શ્રીમદ્વલ્લભાચાર્યજીએ જે ભક્તિનો બોધ કર્યો છે, તે જ્ઞાન અને કર્મ કરતાં શ્રેષ્ઠ છે. જ્ઞાનથી મન પવિત્ર થાય છે અને તેથી ખરા ખોટાની પરીક્ષા થઇ શકે છે. જ્ઞાનની મદદથી મનુષ્ય સંસારરૂપી સાગર તરી શકે છે, પણ ભક્તિ ન હોય તો જે ભગ-વાન સંસારસાગરના કિનારાથી ઘણે દૂર છે તેમની પ્રાપ્તિ થઇ શકતી નથી.

કર્મથી અંતઃકરણ નિર્મળ થાય અને સ્વર્ગની પણ પ્રાપ્તિ થઈ શકે, પણ સ્વર્ગની જિંદગી આ ભૂતળ ઉપરની જિંદગીના જેવીજ નાશવાન છે. જ્ઞાનમાર્ગે પ્રયાણ કરવું મુશ્કેલ છે અને તે પ્રમાણે વર્તવું કષ્ટસાધ્ય છે. કર્મમાર્ગ થોડે અથવા ઘણે અંશે સ્વાર્થથી રંગાયેલો છે અને બીજાને ઉપદ્રવકારક છે. આ બંને માર્ગમાં દરેક માણસને પોતાનાજ બળ ઉપર આધાર રાખવાની જરૂર પડે છે. ભક્તિને વિષે આત્મનિવેદનને લીધે સર્વશક્તિવાન ભગવાનના બળ ઉપર આધાર રાખવાનો ભક્તને અધિકાર પ્રાપ્ત થાય છે. ભગવાન કૃપાયુક્ત હોવાથી પોતાના ભક્તનું તેના પ્રયાણ-

માર્ગમાં રક્ષણ કરે છે, એટલા માટે ભક્તને ખાડામાં પડવાની ભીતિ નથી. ભક્તિમાર્ગના પ્રારંભમાં આનંદ રહેલો છે, તેમજ અંતમાં પણ મુક્તિ અને બેહદ આનંદ છે. એ પ્રમાણે ભક્તિ એ જ્ઞાન અને કર્મ કરતાં શ્રેષ્ઠ છે.

(૬) શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ જે તત્ત્વવિદ્યા અને ધર્મનો બોધ કર્યો તે કોઈ અમુક જાત અથવા મતવાળાને માટે નહોતો, પણ તે આખી દુનિયાને માટે હતો. એમના શુદ્ધાદ્વૈત મતને શાસ્ત્ર તથા અંતઃકરણ તરફથી પુષ્ટિ અને સંમતિ મળે છે અને એમણે પ્રેમરૂપ જે ધર્મ બતાવ્યો છે તેનો કુદરતજ બોધ કરે છે. શ્રીમદાચાર્યજી શાસ્ત્રીય ક્રિયાઓ અને નિયમોને ભક્તિને વિષે ઘણું વજન આપતા નથી. એમનો બોધ એવો છે કે ભક્તના લૌકિક અને અલૌકિક ધર્મ સંબંધી સર્વ કાર્યોમાં પ્રેમ–વિશ્વવ્યાપી પ્રેમજ, નિયામક હોવો જોઇએ. દુનિયાદારી ઇચ્છાઓના ગંધ કે સ્પર્શ વિનાના પ્રેમ–સર્વોપરી પ્રેમ ઉપરજ એમણે વિશેષે કરીને ભાર મૂક્યો છે.

આચરણની બાબતમાં જે સાદા નિયમ એમણે બતાવ્યા છે તે નીચેના શ્લોકમાં આવી જાય છે:—

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**
**इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत्रयम् ॥**

અર્થ—દરેક માણસે પોતાના વર્ણાશ્રમમાં કહેલા ધર્મ શક્તિ પ્રમાણે પાળવા અને વિધર્મથી દૂર રહેવું તેમજ ઇન્દ્રિયોના અશ્વને રોકવા, આ ત્રણ વાનાં કદી તજવાં નહિ.

(૭) શ્રીમદાચાર્યજીએ સર્વને આ સાદા નિયમો પ્રમાણે વર્તવાને ભલામણ કરી છે. તેની સાથે શ્રવણ, કીર્તન અને સ્મરણ-દ્વારા ભગવાનનું માહાત્મ્ય જાણવું અને એ વિશ્વાત્મા હોવાથી એમના ઉપર અત્યંત સ્નેહ રાખવો એમ કહેલું છે.

(૮) જો જગતમાં કોઇ કાળે એકજ વિશ્વવ્યાપી ધર્મ થવાનો સંભવ હોય, તો તે શ્રીમદાચાર્યજીએ બતાવેલી રેખાઓ પ્રમાણેજ થવાનો સંભવ છે.

(૯) પોતાનો બોધ આખા વિશ્વને અનુકૂળ આવે એવો હોવાથી આર્યજનો અને મુસલમાનોને એ બોધને માટે ઘણું માન હતું.*

(૧૦) શ્રીમદાચાર્યજીનો બોધ કેવા પ્રકારનો છે એ વાતના અજ્ઞાનને લીધે કેટલાક લોકો ખોટી રીતે એમ ધારે છે કે પુષ્ટિ એટલે શરીરને પુષ્ટ કરવું તે. આ ધારવું કેવળ ભૂલ ભરેલું છે. શ્રીમદાચાર્યજીએ 'પુષ્ટિ' શબ્દ સર્વશક્તિમાન ભગવાનની કૃપા કે અનુગ્રહના પારિભાષિક અર્થમાં વાપર્યો છે. સ્વાર્થરહિતપણાથી ભગવાનના ઉપર સ્નેહ રાખવાથી ભગવાનની કૃપા સંપાદન કરી શકાય છે. અને આવી કૃપાને 'પુષ્ટ' કહે છે. જે માર્ગથી આવી કૃપા મેળવી શકાય તે માર્ગને પુષ્ટિ–ભક્તિમાર્ગ કહે છે. ઇપિકયુરિયનો (ખાઇ પીને મોજ કરવાથીજ શ્રેય સાધી શકાય છે, એવો બોધ આપનાર કેટલાએક ગ્રીક તત્ત્વવેત્તાઓ અને તેમના અનુયાયીઓ) જે પ્રમાણેની જિંદગી ગાળતાં, તે પ્રમાણેની જિંદગી ગાળવાનો બોધ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પુષ્ટિમાર્ગને વિષે આપ્યો છે, એમ માત્ર 'પુષ્ટિ' શબ્દ ઉપરથી ડૉકટર વિલસન અને હંટરની

* કેટલાક મુસલમાનો શ્રીમદાચાર્યજીના અનુયાયી થયા હતા. દિલ્હીના બાદશાહ સિકંદર લોદીને, શ્રીમદાચાર્યજીને માટે એટલું બધું માન હતું કે તેણે શ્રીમદાચાર્યજીની છબી ઉતારવાને માટે પોતાના પ્રખ્યાત ચિત્રકાર હોનહારને એમની પાસે મોકલ્યો હતો. તેણે લીધેલી છબી હાલ સુધી કીશનગઢના રાજાને ત્યાં છે. હુમાયુ અને અકબર બન્ને શ્રીમદાચાર્યજીને માટે ઘણું માન ધરાવતા હતા. મધ્યકાળના ઇતિહાસમાં શોધ કરવામાં આવશે તો શ્રીમદાચાર્યજીના કામની મહત્તા અને તેની લાભકારક અસરની ખાતરી થશે.

માફક ભૂલ ભરેલી રીતે ધારવું એ ઘણું ગેરવાજબી છે; કારણ કે એમણે જે બોધ આપેલો છે તેમાં વિષયનો ગંધ નથી, એટલુંજ નહિ પણ એમણે અપ્રતિમ રીતે વિષયનો નિષેધ કર્યો છે.*

(૧૧) ઇન્દ્રિયોથી પ્રાપ્ત કરેલું જ્ઞાન ઈશ્વરને પહોંચી શકતું નથી. ભગવાન માત્ર અંતઃકરણથી પહોંચી શકાય એવા છે.

શ્રીમદાચાર્યનું જીવન સર્વાંશે ભગવદીય અને ભગવન્મય હતું; તે કારણથી એ ભગવાનને ઓળખવાને અને એમના માર્ગો અને લીલાઓને જાણવાને તથા સમજવાને બીજા બધા કરતાં વધારે યોગ્ય હતા. આ વાત શ્રીમદ્ ભાગવતના પહેલા ત્રણ સ્કંધ અને દશમ સ્કંધ ઉપરની એમની શ્રીસુબોધિની નામની ટીકાથી પુરવાર થાય છે.

અવતાર એટલે શું, અવતારને મૂળરૂપ સાથે કેવા પ્રકારનો સંબંધ હોય છે, ભગવાનની લીલાઓના હેતુ અને ઉદ્દેશ શા છે અને તેઓનો પારમાર્થિક કે અલૌકિક ઉપયોગ શો છે, આ સઘળી વાતોનો યથાર્થ ખુલાસો કરનાર તત્ત્વવેત્તાઓમાં માત્ર શ્રીમદાચાર્યજીજ છે, એમ અમે ધારીએ છીએ.

**ईश्वरो हि हीनकर्म न करोति**—ઈશ્વર કદી હીન કર્મ કરતા નથી. આ વાક્યથી શરૂ કરી, શ્રીકૃષ્ણની લીલાઓ જે હજુ સુધી

---

* પંચશ્લોકીમાં શ્રીમદાચાર્યજી કહે છે કેઃ

(૧૦) **गृहं सर्वात्मनात्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।**
**कृष्णार्थं तत्प्रयुंजीत कृष्णोऽनर्थस्य मोचकः ॥**

અર્થ—ઘર જે સર્વ ઇચ્છાઓ અને વિષયોના મધ્યબિંદુરૂપ છે તેનો સર્વ પ્રકારે ત્યાગ કરવો. જો તેમ ન બને તો તેને શ્રીકૃષ્ણ ભગવાનના અર્થમાં જોડવું, કેમકે એ ભગવાનજ મનુષ્યને સર્વ અનર્થમાંથી મુક્ત કરે છે.

ઘણા પંડિતોને એક કોયડારૂપ ભાસે છે, તે શ્રીમદાચાર્યજી ઘણી સુંદર રીતે સમજાવે છે.

(૧૨) કોઈ અતર્ક્ય દૈવયોગને લીધે શ્રીમદ્ વલ્લભાચાર્યજીની તત્ત્વવિદ્યા અને એમના બોધ વિષે ગેરસમજ ચાલે છે. આ કારણથી બુદ્ધિશાળી વર્ગ એવો આડે માર્ગે દોરાઇ ગયો છે કે, કોઇ એમના ગ્રંથો વાંચતું નથી અને એમણે પ્રતિપાદન કરેલા શુદ્ધાદ્વૈત મતને અને સ્થાપન કરેલા ધર્મમાર્ગને સમજવાની કોઇ દરકાર રાખતું નથી. આવી ગેરસમજને લીધે વિદ્વાન ગ્રંથકારો અને બીજાઓએ પણ ભૂલ કરી છે. ડોકટર એચ. એચ. વિલસન, જે લગભગ ચાળીસ વર્ષ સુધી શ્રીમદ્ વલ્લભાચાર્યજીના અનુયાયીઓની મધ્યે રહ્યા હતા, તે પણ એમના અનુયાયીઓને રુદ્રસંપ્રદાયી કહે છે. ( જુઓ હિંદુ રિલીજિયન્સ સને ૧૯૦૧ ની કલકત્તા આવૃત્તિ પાનું ૭૯. )

(૧૩) આ ગ્રંથકારો અને એમના જેવા મેસર્સ માર્સડન, બાર્થ અને બીજા ઘણાઓને કોઈ સ્વાભાવિક રીતે પૂછી શકે કે તમોએ શ્રીમદાચાર્યજીના નિબંધ, અણુભાષ્ય, સુબોધિની અને બીજા ગ્રંથો વાંચી જોયા છે? આ ગ્રંથકારોના અજ્ઞાનને માટે વૈષ્ણવવર્ગ તેમનો દોષ કાઢતો નથી. આવા પ્રકારનું અજ્ઞાન એ કલિયુગનું માહાત્મ્ય છે એમ જાણી તેઓ સંતોષ માને છે અને કહે છે કે, કલિયુગમાં તો જે તત્ત્વવિદ્યા અને ધર્મ સુદૃઢ અને હુમલો ન થઇ શકે એવાં હોય તેઓને તો વિસ્મૃતિનેજ તાબે કરવામાં આવે.

( ૧૪ ) શુદ્ધાદ્વૈત સિદ્ધાંત સ્થાપન કરનાર અને પુષ્ટિભક્તિનો બોધ કરનાર શ્રીમદ્વલ્લભાચાર્યજીને ૧૯ મી સદીએ જે ગેરઇન્સાફ આપ્યો છે, તેનો ૨૦ મી સદી યોગ્ય અને સંતોષદાયક

બદલો, એમના સિદ્ધાંત અને બોધને ફરીથી જાગૃત કરીને આપશે.

શ્રીમદાચાર્યજી પોતાના 'પત્રાવલંબન' નામના ગ્રંથમાં કહે છે કે વિદ્વાનોજ સન્માર્ગના રક્ષક છે.

**स्वाधिकारानुसारेण मार्गास्त्रेधा फलाय हि ।**
**अधुना ह्यधिकारास्तु सर्वे एव गता कलौ ।**
**कृष्णश्चेत् सेव्यते भक्त्या कलिस्तस्य फलाय हि ॥**

નિબંધ ૧-૧૯

અર્થ—પોતાના અધિકારાનુસાર ત્રણ પ્રકારના માર્ગ ફલ આપનાર થાય છે. પરંતુ આ કલિયુગમાં સર્વ અધિકાર જતા રહ્યા છે, તેથી કરીને જો શ્રીકૃષ્ણની સેવા કરવામાં આવે તો કલિયુગ નિશ્ચય ફળીભૂત થાય છે.





# महात्मा दादु दयाल

## અને દાદુ-પંથ×

आपा मटै, हरि भजै, तन मन तजै विकार ।
निर्वैही सब जीवसों, दादू यहु मतसार ॥ (दादु.)

આ આર્યાવર્ત અનેક ધર્મપંથોની જન્મભૂમિ છે. વિદેશોમાં તેવા પંથો બહુ કરી દ્વેષપૂર્વક કલહ અને વિરોધથી ઉત્પન્ન થયા જણાય છે; પરંતુ અત્ર તો ઈશ્વર ઉપર રાગથીજ તે જન્મ પામ્યા છે. ઉત્તમોત્તમ એવું વેદાંતજ્ઞાન સામાન્ય મનુષ્યોને ગ્રાહ્ય થવું અસંભવ જેવું હોવાથી, અનેક દયાળુ મહાત્માઓએ કાળે કાળે અધિકારીવર્ગ ઉપરજ દૃષ્ટિ રાખી સરલ રીતિએ લોકગમ્ય ભાષામાં ઉપદેશો કર્યા છે.

બહુધા મહાત્માઓ પોતે અમુક પંથ સ્થાપવાની પ્રવૃત્તિ કરતાજ નથી; પરંતુ જેવા કોઈ સમર્થ મહાત્માનો શિષ્યવર્ગ તે મહાત્માની ઉપદેશશક્તિથી વા આચારાદિ શુદ્ધતાથી વા યોગબળથી વિસ્તૃત થાય, ત્યારે તે શિષ્યો તે સદ્ગુરુનાં પૂજા-અર્ચનાદિ દેવવત્ કરે છે અને સ્વપરંપરાથી તેની પૂજા તથા તેના ઉપદેશાદિ લોકોમાં નિરંતર કર્યે જાય છે, ત્યારે તે મૂળ ગુરુના નામથી,

× સંસ્કૃત "दादुरामोदय" તથા હિંદીમાં પંડિત ચંદ્રિકાપ્રસાદ ત્રિપાઠીના લેખના આધારે.

તે ઉપદેશક–શિષ્ય અને સમૂહ ‘ અમુક પંથી ’ એથી વ્યવહારાય છે. તેવા પંથોમાંનો એક મૂળ ગુરુ દાદુના નામથી–દાદુપંથ–એ નામથી પ્રસિદ્ધ છે.

દાદુપ્રાદુર્ભાવઃ–દાદુપંથીઓમાં આમ પ્રસિદ્ધ છે કે, કોઇએક સ્થળે કેટલાએક યોગીજનો ધ્યાન કરતા હતા. તેઓમાં એક યોગીને ભગવાનની આજ્ઞા થઇ કે તેણે લોકોમાં જઇ પ્રાકૃત જીવોનું ઉપદેશોદ્ધારા કલ્યાણ કરવું. એથી તે યોગીરાજ અમદાવાદમાં આવ્યા. ત્યાં એક લોદીરામ નામે નાગર ગૃહસ્થ સાધુ–સંતોના શુભાશીર્વાદથી પુત્રપ્રાપ્તિ થશે એવી શ્રદ્ધાથી તેઓની સદા સેવા કરી રહ્યા હતા. તેઓ એ યોગીરાજ પાસે પણ ગયા અને તેમની બહુ સેવા કરી. એથી પ્રસન્ન થઇને યોગીએ લોદીરામને કહ્યું કે “પ્રભાતકાલે સાબરમતી નદીને તટે જાઓ અને ત્યાં તમને તમારો ઇષ્ટ પદાર્થ–પુત્ર–પ્રાપ્ત થશે.” તે પ્રમાણે લોદીરામે કર્યું. આ બાજુ તે યોગીએ પોતાને સિદ્ધોથી કરવામાં આવેલી પ્રાકૃત લોકોદ્ધારની આજ્ઞાનું પરિપાલન કરવા, યોગબળથી બાળકરૂપ ધારણ કરી, તે નદીના પૂરમાં વહી જતા લોદીરામને જણાયા. લોદીરામ તેમને પોતાને ઘેર લઈ ગયા ને પુત્રવત્ લાલન કર્યું. દાદુજીના આ પ્રાકટ્યની તિથિ સં. ૧૬૦૦ ફાલ્ગુન સુદિ ૮ મનાય છે.

એક કથન આમ છે કે, દાદુ એક ‘ રૂ ’ પીંજનારા પીંજારા હતા. એ ભ્રમ થવાનું કારણ આમ જણાય છે કે, સાંભર કે આંમેરમાં દાદુજીએ થોડા દિન રૂ પીંજવાનું કામ કર્યું હતું. તત્ત્વ આમ છે કે જે મહાત્માઓ જીવન્મુક્ત થાય છે તેમાં ત્રણ પ્રકાર હોય છે. કેટલાએક બાહ્ય પ્રવૃત્તિઓને સેવતા હોય એમ દેખાઇ લોકોપકારક કૃત્યો પણ કરતા રહે છે અને કેટલાએક બાહ્ય પ્રવૃત્તિમાત્રનો ત્યાગ કરી સર્વદા અંતર્મુખ વૃત્તિ રાખી સ્વરૂપાનુભવમૂલક નિજાનંદમાં નિમગ્ન રહે છે. એવા મહાત્માઓ મહાત્મારૂપે વર્તાઇ

જઇ, લોકોથી સંસર્ગ પમાઇ અનેક જાતિની ઉપાધિના પાત્ર થાય છે. તેમાંથી પણ વિમુક્ત રહેવા તેઓ બહુવાર મૌન સેવે છે. કેટલાએક જ્ઞાન–પ્રકાશને ગુપ્તજ રાખી અજ્ઞાનીવત્ વિચરે છે. કેટલાએક તો મૂર્ખ વા ચલચિત્ત પુરુષના જેવું બાહ્ય વર્તન રાખે છે, જેથી લોકસમુદાય તેવાઓથી દૂર ને દૂરજ રહે છે.

વળી કેટલાએક અમુક કાલ પ્રવૃત્તિ તો અમુક કાલ નિવૃત્તિ એમ ઉભય સેવે છે. દાદુજી આ અંતિમ વર્ગના હતા. તેઓનો અદ્ભુત ઉપદેશ અને ચમત્કારોનો મહિમા એટલો વિસ્તાર પામી ગયો કે, ભક્તજનોની મોટી સંખ્યા તેઓની પાસે આવવા લાગી, તેથી તેમનાં ભજન અને યોગાભ્યાસમાં વિક્ષેપ આવવા લાગ્યો. તેના પરિહાર સારુ તેઓએ દેશાંતર ફરી, રૂ પીંજવાનું કામ કરવા માંડ્યું, જેથી લોકો તેમનું સત્યસ્વરૂપ ન સમજી તેમની પાસે જતા બંધ થયા.

એમ કહેવાય છે કે, મહાત્મા કબીરે પણ એવા લોકસંપર્કથી સ્વધ્યાનમાં અતિ વિક્ષેપ થતો જોઇ એક ગણિકાને સંગમાં રાખી હતી. જેથી સામાન્ય લોકો તેને એક કુકર્મી માની લઇ કબીરને પરિહરવા મંડ્યા.

દાદુજી એમ પીંજારાનું કૃત્ય કરતા તેનો ઉલ્લેખ તેઓના કેટલાએક શિષ્યો સુંદરદાસ, રજબ, જગન્નાથ અને જનગોપાલે કર્યો છે. સુંદરદાસજીએ તો એ કર્મને અધ્યાત્મરૂપક નીચેના પદમાં આપ્યું છે.

રાગ ટોડી.

એક પીંજારા ઐસા આયા, રૂહ રૂઇ પીંજણ કે કારણ
આપણ રામ પઠાયા. ટેક.

પીંજણ પ્રેમ મુડિયા મનકો, લયકી તાંતિ લગાઈ;
ધનુ હી ધ્યાન બંધ્યો અતિ ઊંચો કબહૂં છૂટિ ન જાઈ.

જોઈ જોઇ નિકટ પિંજાવણુ આવે, રૂઈ સબનકી પીજે;
પરમારથકો દેહ ધર્યો હૈ, સમ્યક્ કછુ હી લીજે.
બહુત રૂઇ પીંજી બહુ બિધિ કર, મુદિત ભયે હરિરાઇ;
દાદૂદાસ અજબ પીંજારા, સુંદર બલિ બલિ જાઇ.

ભાવાર્થઃ—આત્મારૂપી રૂના પીંજવા સારુ રામે પોતે મોકલાવેલો એક અપૂર્વ પીંજારો આવ્યો. તેનું પીંજણ પ્રેમનું અને મૂઠી મન છે, તથા તાંત લયરૂપી છે. કદી પણ છૂટે નહિ એવું ધ્યાનરૂપી ધનુ ઊંચે બંધાય છે. એ પ્રમાણે સામગ્રી જોઇ (આત્મા–અનાત્મા) પીંજાવવાવાળા પાસે આવે છે અને તેઓ સર્વ રૂ પીંજી આપે છે. તેમણે પરમાર્થનો દેહ ધર્યો છે અને તેમની પાસેથી કંઇ પણ સારું લેવું. બહુ પ્રકારે બહુ રૂ પીંજી હરિરાય પ્રસન્ન થયા. દાદુદાસ એક અપૂર્વ પીંજારા છે અને તેમના ઉપર સુંદરદાસ વારી જાય છે.

દાદુજીના ગુરુઃ—દાદુના જ્ઞાન આદિનો પરિચય તેમની વાણી અને તેઓના શિષ્યોના ગ્રંથો ઉપરથી થાય છે. દાદુની વાણી ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, હિંદુઓના ધર્મ તથા પુરાણગત વિષયો, તેમજ મુસલમાનધર્મના સિદ્ધાંતો તેમની જાણમાં સારી રીતે હતા. એવું જ્ઞાન બહુશ્રુત સાધુ અને ફકીરોના સત્સંગથી તેમજ કથાશ્રવણથી સંપાદિત થાય. પરંતુ દાદુજીને કેવી રીતે પ્રાપ્ત થયું હતું અને કોનો વિશેષે સત્સંગ થયો હતો એ જણાયું નથી.

દાદુપંથી જનગોપાળજીએ લખ્યું છે કે, તેઓની અગિયાર વર્ષની વયે અન્ય બાળકો સાથે રમતા હતા, તેવામાં પરમપુરુષે (પરમેશ્વરે) એક વૃદ્ધ પુરુષનો વેશ (ભેખ) ધરીને તેમને દર્શન દઇ, એક પાનનું બીડું ખવરાવ્યું અને તેમના મસ્તક ઉપર હાથ મૂકી સર્વસ્વ આપવા માંડયું. પરંતુ બાળકબુદ્ધિ દાદુએ તે ગ્રહણ ન કર્યું. તેથી સાત વર્ષ પછી એજ વૃદ્ધ મહાત્મા પુનઃ આવ્યા

અને સ્વયોગબળથી દાદુની બાહ્યદૃષ્ટિને અંતર્મુખ કરાવી બ્રહ્મ-સાક્ષાત્કાર કરાવ્યો. તે દિનથી દાદુ પરમેશ્વરનાં ભજન અને ચિંતનમાં સંલગ્ન થયા.

પંડિત જગજીવન લખે છે કે, સ્વામી દાદુ દયાલના ગુરુ પરમેશ્વરજ હતા. દાદુજીએ પોતે વાણીમાં ગુરુમહિમા અનેક પ્રકારે ગાયો છે, પરંતુ કોઇ પણ સ્થળે કોઇ વિશેષ વ્યક્તિનું નામ ગુરુ-રૂપે ગણાવ્યું નથી.

ગુરુના બે પ્રકાર:—દાદુજીનાં વાક્યો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ બે પ્રકારના ગુરુ માનતા હતા–એક બાહ્ય અને બીજા આંતર્ગુરુ. બાહ્યગુરુ તે છે કે જે ઉપદેશદ્વારા સન્માર્ગ દર્શાવે અને સ્વના યોગબલથી શિષ્યમાં ત્વરિત શક્તિ પ્રાદુર્ભાવ કરી સ્વસમાન કરે. અંતર્ગુરુ તે છે કે જે સ્વયં જીવ–આત્મા અને પરમ–આત્મા છે, જેની અદ્‌ભુત કૃપાથીજ મનુષ્ય યથાર્થ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે.

દાદુજીએ પોતાના ગુરુ સંબંધમાં આ સાખી કહી છે:—

દાદુ ગૈબમાંહિ ગુરુદેવ મિલ્યા, પાયા હમ પરસાદ,
મસ્તકિ મેરે કર ધર્યા, દષ્યા અગમ અગાધ.

જેથી અનુમાનાય છે કે, દાદુજીને કોઈ સિદ્ધ મહાત્માએ યોગબળથીજ બ્રહ્મસાક્ષાત્કાર કરાવ્યો હતો.

સુંદરદાસના ગુરુસંપ્રદાય નામે ગ્રંથમાં દાદુના ગુરુનું નામ "વૃદ્ધાનંદ" લખ્યું છે, તેનું અપભ્રષ્ટ નામ 'વૃઢણુ' (વૃદ્ધ) કોઈ કોઇ સ્થળે જોવામાં આવે છે.

પ્રો. એચ. એચ. વિલસન દાદુની ગુરુપરંપરા રામાનુજ, દેવાનંદ, રાઘવાનંદ, રામાનંદ, કબીર, કમાલ, જમાલ, વિમલ, બુઢણુ અને દાદુ એમ જણાવે છે; પરંતુ વિલસને પ્રાપ્ત કરેલું વૃત્તાંત કેટલેક સ્થળે ભૂલભરેલું છે, તેમ અત્ર છે.

દાદુજીએ પોતાની વાણીમાં કેટલેક સ્થળે કબીર સાહેબની

પ્રશંસા કરી છે; પરંતુ રામાનંદનું ક્યાંય પણ નામ લીધું નથી. સુંદરદાસ આદિ દાદુપંથીઓ તો દાદુને સ્વતંત્ર (કબીરપંથી આદિ અન્ય સર્વ સંપ્રદાયોથી ભિન્ન) ગુરુ માને છે.

દાદુજીનું જીવનઃ—સંવત્ ૧૬૩૦ માં તેઓ સાંભર ગયા ને લગભગ છ વર્ષ ત્યાં સ્થિતિ કરી. દાદુજીનો ઉપદેશ હિંદુ તથા મુસલમાન ઉભય જાતિના પ્રાકૃત લોકોમાં પ્રચલિત અને દૃઢ વિચારોથી કેટલાએક અંશોમાં બહુ ભિન્ન હતો. તેથી તે સાંભળી તેમના અનેક વિરોધી પણ થયા અને તેમને સંતાપવા લાગ્યા. પરંતુ ધીર દાદુજી સ્વ—સત્ય—પંથથી એક પદ પણ ચલિત થયા નહિ.

એકવાર એક કાજીએ બહુ ગુસ્સે થઇ દાદુજીના મુખ ઉપર તમાચો માર્યો. પરંતુ દાદુજીએ શાંતિ ન છોડી, એટલુંજ નહિ પરંતુ બીજું પાસું ધરી કાજીને કહ્યું કે, "ભાઇ ! એક બીજો પણ મારી લો અને પ્રસન્ન થાઓ." એ ચરિતથી કાજી બહુ શરમાઇ ગયો.

પછી આંબેર જઈ ત્યાં આશરે ચૌદ વર્ષ રહ્યા. ત્યાં દાદુજીનો મહિમા અધિક વિસ્તાર પામ્યો. અકબરશાહના વારંવાર કહેવાથી રાજા ભગવંતદાસ, દાદુજીને સંવત્ ૧૬૪૨ માં ફતેહપુર સિક્રી લઈ ગયા ને ત્યાં દાદુજી ચાળીસ દિન રહ્યા. અકબરશાહની ઇચ્છા હતી કે, દાદુ અકબરને પરમેશ્વર અવતાર હોવાનું સ્વીકારે, પરંતુ દાદુજીએ તે ન માન્યું. રાજા ભગવંતદાસ, અબુલ ફઝલ આદિએ તેમને બહુ સમજાવ્યા અને અન્ય કેટલાકોએ લાલચ, ભય પણ દર્શાવ્યાં, પણ મહાત્મા દાદુ કશાને વશ ન થયા.

અંતે અકબરનો નિશ્ચય થયો કે, દાદુ એક નિર્લોભી સાચા ફકીર છે અને તેમને પોતાની રાજધાનીમાં સ્થાન કરવા બહુ આગ્રહથી કહ્યું. પણ દાદુજીએ તે ન માન્યું અને પોતાની સાધારણ કુટીરમાંજ રહેવાનું પસંદ કર્યું.

રાજા ભગવાનદાસના સ્વર્ગગમન પછી રાજા માનસિંહ આંબેરના રાજા થયા. તેઓના આગળ કેટલાએક અસૂયક અને દ્વેષી લોકોએ નિંદા કરી કે, દાદુજી લોકોને વિરુદ્ધ ઉપદેશ કરે છે. રાજા માનસિંહને જો કે દાદુના ઉપદેશ ઉપર પ્રીતિ હતી, તથાપિ લોકાપવાદને વશ થઇ એકવાર દાદુજીને કોઇ અનુચિત પ્રશ્ન કર્યો. તે પછી દાદુજીએ આંબેર તજવા સંકલ્પ કર્યો. રાજા માનસિંહે દાદુજીની ક્ષમા યાચી અને ત્યાંજ સ્થિતિ ચાલુ રાખવા બહુ આગ્રહ કર્યો, પરંતુ દાદુજીએ સંકલ્પ ફેરવ્યો નહિ. પોતાનો સામાન દરિદ્રો કને લૂંટાવી દઈ પોતે એકલા ત્યાંથી ચાલી નીકળ્યા અને પછી સતત વિચરતા રહ્યા.

સંવત્ ૧૬૫૦ થી ૧૬૫૯ સુધી કલ્યાણપુર, જયપુર, મારવાડ, બિકાનેર આદિ નાનાં સ્થળે પોતાના પ્રેમીઓ પાસે છ માસ, વર્ષ રહે, એમ વિચરતા રહ્યા. અંતે સં. ૧૬૫૯ માં નરાણે આવી વિશ્રામ કર્યો. ત્યાંથી ત્રણચાર કોશ ઉપર ભરાણાની ટેકરી છે, ત્યાં થોડો સમય તેઓ રહ્યા અને ત્યાં અંતર્ધાન પામ્યા. ત્યાં લૌકિક રીતિએ તેમના શરીરની અંત્યેષ્ટિક્રિયા કરવામાં આવી હતી અને તેથી ત્યાં ઘણા સાધુઓ યાત્રાર્થે પણ જાય છે.

દાદુજીનો પ્રભાવઃ—વર્તમાનકાળના કેટલાએક સમાજોના સંસારી નેતાની આસપાસ બહુ જનો કાર્યસિદ્ધિના સ્વાર્થથી કે કોઈ નોકરી કે ધનની પ્રાપ્તિની કામનાથી મળી તે મંડળના સભાસદ, અનુચર કે અનુમોદક આદિ થાય છે. પરંતુ દાદુજી તો ત્યાગી હતા. તેમણે કોઇને બલાત્ શિષ્ય કર્યો ન હતો; પરંતુ તેમના સત્સંગી હજારો થયા.

દાદુજીનાં વાક્ય એવાં હૃદયવેધી હતાં અને દૃષ્ટિ એવી મોહક હતી કે, તેઓ જેમના પ્રતિ મુખ કરી કંઈ કહેતા કે જોતા, તે સર્વ એમના રંગરસમાં લીન થઇ જતા. સાંભર અને આંબેરમાં અનેક

સજ્જનો એમ તેમના ભક્તો થયા અને શિષ્ટાચાર અનુસાર પોતાના ગૃહમંદિરમાં પદ ધરાવી મહોત્સવ મનાવતા.

દાદુજીનું યોગબળ એવું હતું કે મનુષ્યો તો શું, પશુઓ પણ તેમની દૃષ્ટિ પડતાં તેમને આધીન થઇ જતાં.

જનગોપાળજીએ દાદુજીના અનેક ચમત્કારો વર્ણવ્યા છે. તેઓને હાલના કેટલાએક યોગની શક્તિઓથી અપરિચિત અને અજ્ઞાની એવા મનુષ્યો અસંભવિત અને અપ્રમાણિક માને એમાં કંઇ આશ્ચર્ય નથી; કારણ તેવા મનુષ્યો બહુધા બાહ્યેન્દ્રિયોના પરિમિત બલનો આંતરેન્દ્રિયના અપરિમિત સામર્થ્ય ઉપર આરોપ કરતા હોય છે.

દાદુજીના મહાગુણોઃ—દાદુજીના એક નિજ શિષ્ય સુંદરદાસે સ્વકૃત સુંદરવિલાસના ગુરુદેવ નામક અંગમાં સ્વામી દાદુ દયાલનો બહુ મહિમા ગાયો છે. તેમાં તેઓના જિતેન્દ્રિયત્વ, ધૈર્ય, શીલ, સંતોષ, ક્ષમા, અવિવાદ આદિ ગુણો ગણાવ્યા છે. એ મહાત્માઓને ઉચિત ગુણોનું નિધાન દાદુજી હોવાથીજ બહુ લોકોની તેઓમાં શ્રદ્ધા થઇ અને તેમના ભક્ત થયા.

"એક દિવસ નિશ્ચલદાસના વિદ્યાર્થીને શિષ્યવર્ગમાં કલહ થયો, તેમાં અનેક પંથના સાધુઓ હતા. એક વિદ્યાર્થીએ બીજા દાદુપંથી વિદ્યાર્થીને કહ્યું કે, "તારા ગુરુ તો કૂકડા જેવા હતા. એથી દાદુપંથીને બહુ વિષમ લાગ્યું, અને તે પ્રસંગ નિશ્ચલદાસ પાસે ન્યાય થવા આવ્યો. તેઓની ગુણગ્રાહિણી બુદ્ધિએ તેમાંથી પણ સારજ નિઃસાર્યો અને સ્મિતપૂર્વક વદ્યા કે, ભાઇ ! એ સત્ય કહે છે. શ્રીદાદુજીએ બહુ જનોને મોહનિદ્રામાંથી જગાડ્યા છે, તેથી તે પદ પણ અનુચિત નથી."

દાદુજીની કૃતિઓઃ—એ બે ભાગમાં વિભક્ત છે. કબીર આદિ સાખીઓ લખી ગયા છે તેવી, તે બાની કહેવાય છે. તે અનેક

અંગોમાં વિભક્ત છે, અને બીજામાં ગેય એવાં પદો આવે છે. પ્રત્યેક અંગનો પ્રારંભ–

દાદૂ નમો નિરંજનં, નમસ્કાર ગુરુદેવતઃ

વંદનં સર્વસાધવા, પરનામં પારંગતઃ

એ સાખીથી કરેલો છે.

એ કૃતિઓ ત્રણવાર મુદ્રાંકિત થઇ છે. પ્રથમ લાહોરના બ્રહ્મવિદ્યાપ્રચારક કાર્યાલયે સંવત ૧૯૦૫ માં, મુંબઇમાં શ્રીધર શિવલાલે તથા કાશીમાં નાગરીપ્રચારિણી ગ્રંથમાલામાં મ. મ. સુધાકર દ્વિવેદીએ સંશોધિત કરી છે. એ સર્વ હજી પૂરી શુદ્ધ છપાઇ હોય એમ મનાતું નથી. દાદુજીની કૃતિ ગુણોમાં કબીરાદિ અન્ય મહાત્માઓની કૃતિ સમાન છે, એમાં વિદ્વત્તા, રચનાશ્રમ કે નિરર્થકતા જણાતાં નથી; પરંતુ હૃદયવેધિતા, ગંભીરતા, તત્ત્વાવેદકતા આદિ પ્રતિપ્રસંગે પ્રાધાન્યે જણાઇ આવે છે અને તેથી ભક્તજનો તેને બહુ પ્રેમથી ગ્રહણ કરે છે અને વાંચે છે.

એ પદોની ભાષા અપર, કેટલાએક સંતોની ભાષાતુલ્ય અને ભાષાના શબ્દો તથા પ્રયોગોથી સંમિશ્ર છે. એમાં ગુજરાતી, હિંદી, મારવાડી ને પંજાબી ભાષાના અંશો ન્યૂનાધિક છે.

વાણીવિષયોઃ—દાદુજીની વાણી સ્પષ્ટ નિઃસંશય દર્શાવે છે કે, તેઓ એક સિદ્ધ યોગી હતા. જેનો જેનો ધ્યાનકાલમાં તેઓને અપરોક્ષ અનુભવ થયેલો તેનું તેઓએ અનેક પ્રકારે વર્ણન કર્યું છે. તેઓની પ્રત્યેક સાખી કે પદમાં યોગ કે અનુભવની ઝલક દૃષ્ટ થાય છે.

દાદુજીની કૃતિઓમાં પરમાત્માનો મહિમા તથા સચ્ચિદાનંદસ્વરૂપ તેની નિર્ગુણ પૂજા–ઉપાસના અને અનન્ય ભક્તિ, અજપ જપ( અજપાજાપ ), ચંચલ મનને પરમ સ્થિર કરવાનાં સાધનો, પરમરૂપનું ધ્યાન, ધારણ અને તેમાં સમાધિ; અનાહત નાદ ( અનહદ વાજાં ) નું શ્રવણ અને તેમાં મગ્નતા; અમૃતબિંદુનું પાન અને

પરમાનંદની પ્રાપ્તિ; પરમાત્માથી ઐક્ય વા બ્રહ્મસાક્ષાત્કાર;—ઇત્યાદિ યોગીગમ્ય અને જ્ઞાનીદ્રષ્ટવ્ય વિષયો સરલ ભાષામાં નિબદ્ધ છે, તેથી તે બહુ પામર અને પ્રાકૃત સાધુઓને પરમોપકારક થઈ પડી છે.

કોઈ કોઇ સ્થળે દાદુની વાણીમાં હિંદુધર્મના અંશ ઉપર આક્ષેપ જેવું જણાય છે. તેનું તાત્પર્ય તેની નિંદામાં નથી, પરંતુ ગૌણને મુખ્ય સમજવારૂપ જે ભૂલ અતિ પામર જીવો કરે છે, તેને તોડવામાં તથા તેની સંશુદ્ધિમાં છે. પરંતુ તે તત્ત્વાર્થ તેવા જીવોએ ન સમજી ક્રોધમાં દાદુને ધુનિયા, કાફિર, આદિ શબ્દોથી વર્ણવ્યા છે.

દાદુજીના પ્રશંસિત મહાત્માઓઃ—દાદુએ પોતાની વાણીમાં અનેક મહાપુરુષોની પ્રશંસા કરી છે. તેવાઓમાં–દત્તાત્રેય, નારદ, શુકદેવ, સનકાદિ, ધ્રુવ, પ્રહ્લાદ, ગોરક્ષનાથ, ભર્તૃહરિ, ગોપીચંદ, નામદેવ, પીપા, હરિદાસ અને કબીરનાં નામ ગણેલાં છે.

દાદુજીના શિષ્યોઃ—સ્વામી દાદુ દયાલના બાવન (૫૨) શિષ્યો પ્રસિદ્ધ છે અને તેઓદ્વારા બાવન સ્થાન (થાના) અને બાવન મહંતસ્થાન સ્થપાયાં છે. એઓમાં ચાર નામે બનવારીજી, હરદાસજી, હિંગોલગિરિજી અને કપિલમુનિ. એ પ્રથમ સંન્યાસી હતા અને પછીથી દાદુજીના શિષ્યો થયા. ત્રણ જણા કાશીના પંડિત જગજીવનજી, સીકરીના માધવદેવ અને ટેંટડાના નાગરજી એ બ્રાહ્મણો હતા.

દાદુજીના શિષ્યસમુદાયમાંથી કેટલાએક મહાત્મારૂપે અતિપ્રસિદ્ધ થયા, જેમાંથી ચોવીસ (૨૪) સંતોએ વળી પોતપોતાના ભિન્ન પંથો રચ્યા છે અને કેટલાએક ઉપદેશક કાવ્યોદ્વારા હિંદી સાહિત્યમાં પ્રસિદ્ધ થયા છે.

તેમાં મુખ્ય સુંદરદાસ (સં. ૧૬૫૩–૧૭૪૬) નામે છે. તેઓ

શેખાવાટી પરગણામાં ફતેહપુરના વાસી હતા. દાદુજીના શુભાશીર્વાદથી તેઓનાં માતપિતાને તે પ્રાપ્ત થયા હતા અને તેઓના સુંદરવિલાસ આદિ ગ્રંથો આ પ્રાંતમાં પણ બહુ પ્રસિદ્ધ અને સાધુસંતોમાં તો બહુ પ્રચલિત છે, હિંદી સાહિત્યજ્ઞો તેમનાં કાવ્યને ઉચ્ચ પદ અર્પે છે.

અપર શિષ્યોમાં પ્રસિદ્ધ જનગોપાળજી, જગજીવનદાસજી, રજબજી, પૂરણદાસજી, ગરીબદાસજી આદિ છે.

દાદુજીના પંથમાં પછી પણ અનેક સંત અને લેખકો થયા. જેવા કે છીતરજી (સવૈયા), ચંપારામ (દૃષ્ટાંતસંગ્રહના કર્તા), રાઘવદાસ (ભક્તમાલના કર્તા) આદિ.

એવા દાદુપંથી ગ્રંથોની શ્લોકસંખ્યા આશરે એક લક્ષપૂરની હશે.

દાદુજીના પંથમાં એમ અનેક કીર્તિમાન શિષ્યો અને સંતો થયા પરંતુ તે સર્વમાં વિચારસાગરના કર્તા નિશ્ચલદાસ (સંવત ૧૮૧૯–૧૮૪૯) શિરોમણિ પદે છે. તેઓના બે ગ્રંથરત્નો (મૂલે હિંદી ભાષામાં હોવા છતાં) વિચારસાગર તથા વૃત્તિપ્રભાકર હિમાલયથી સેતુબંધપર્યંત સમગ્ર હિંદુસ્તાનમાં સુપ્રસિદ્ધ અને પઠનપાઠનમાં સુપ્રચલિત છે; એટલુંજ નહિ પણ સંસ્કૃતવેત્તા શાસ્ત્રપારંગતોમાં પણ સંમાન્ય છે. એ ગ્રંથો નિશ્ચલદાસજીની અતુલ્ય બુદ્ધિ, મેધા, પ્રતિભા, જ્ઞાન અને ઉત્તમ લેખનશક્તિના સાક્ષી છે. એવા સમર્થ નિશ્ચલદાસથી સંમાન્ય ગુરુ દાદુનું નામ વર્તમાનકાલમાં અધિકાધિક પ્રસિદ્ધિમાં આવ્યું જણાય છે.

દાદુપંથનાં ગુરુસ્થાનોઃ–પૂર્વે કહ્યું તેમ દાદુપંથીઓની બાવન ગાદીઓ (ગુરુસ્થાનો) (અખાડા) છે. પ્રત્યેક ગાદી ઉપર એકેક મહંત હોય છે. એ ગાદીઓનો મોટો ભાગ જયપુર રાજ્યમાં છે. બાકીનાં અલવર, મેવાડ, બિકાનેર આદિ રાજ્યો અને પંજાબ,

ગુજરાત આદિ દેશોમાં છે. તેમાં મુખ્ય નરાણા છે, જ્યાં દાદુજી પોતાના અંત સમય સુધી રહ્યા હતા. એ ગામ જયપુર અને અજમેરની મધ્યે ( રેલવે સ્ટેશન ) છે. ત્યાં દાદુજી રહેતા, બેસતા તે સર્વ સ્થળોનાં નિશાન છે. એ પંથના મુખ્ય ( સર્વપૂજ્ય ) મહંતજી ત્યાંજ વિશેષ કાલ રહે છે. ત્યાં 'દાદુદ્વાર' નામે એક દર્શનીય મંદિર છે. ત્યાં તેમજ અન્ય અખાડાઓમાં દર્શન કરવા આવનારાઓને પતાસાં ( બતાસા )નો પ્રસાદ આપવામાં આવે છે, જેને યાત્રીઓ દૂર દેશાંતર લઇ જાય છે.

દાદુપંથીઓના મહોત્સવોઃ-(૧) ફાલ્ગુન સુદિ ૪ થી ૧૨ પર્યંત દાદુપંથીઓનું વાર્ષિક સંમેલન નરાણા ગામમાં થાય છે. તેઓ એ ગામની ભૂમિને અતિ પુનિત અને પાવન માને છે. સંમેલનના સમયે બહુ સાધુઓ તેની પરિક્રમા કરે છે. દાદુજીના અન્ય અખાડાના મહંતો નરાણાના મુખ્ય મહંતને ભેટ મોકલે છે, તેમ ગૃહસ્થ ભકતજનો પણ સ્વેચ્છાનુસાર ભેટ ચડાવે છે. મુખ્ય ભંડારમાંથી મુખ્ય સેવકોને અકેક નવું વસ્ત્ર ઓઢાડવામાં આવે છે.

આ સંમેલનના સમયે મહોત્સવ, ભજન, જાગરણ, કથા, વ્યાખ્યાન, જ્ઞાનચર્ચા અને પરસ્પર સત્સંગનો લાભ થાય છે. કેટલાએક સાધુજનો પોતાના સંચિત ધનમાંથી ત્યાં સાધુઓને સારાં સારાં ભોજનો કરાવે છે. જયપુર રાજ્ય તરફથી પણ એક પક્કી રસોઇ સમસ્ત સાધુજનોને આપવામાં આવે છે, જેમાં હજારો સાધુ પંકિતબદ્ધ થઇ જમે છે.

ફાલ્ગુન સુદિ ૪ ને દિન દાદુજી પહેલી વાર નરાણે પધાર્યા હતા, તેથી ત્યાં તે દિને આ સંમેલન, જે 'સામેલા' કહેવાય છે તે થાય છે. ફાલ્ગુન સુદિ ૮ નો દિન દાદુજીનો જન્મોત્સવ મનાય છે અને તે તિથિએ મોટા ઉત્સાહથી ભજનજાગરણાદિ થાય છે. એકાદશીને દિન ઉપવાસ કરી દ્વાદશીએ પારણાં કરી મેળો વીખરાઇ

જાય છે. પણ કોઇ કોઈ સાધુજનો પછી પણ પાંચ–દશ દિન રોકાય છે.

દાદુપંથી સાધુઓઃ–આ પંથમાં સાધુઓના ત્રણ પ્રકાર છે. (૧) ભગવા રંગનાં વસ્ત્ર ધારણ કરનાર વિરક્તો. તેઓ અહર્નિશ પઠન–પાઠન, કથા, કીર્તન, ભજન, ઉપાસના આદિ ધર્મ સંબંધી કર્મવિના અન્ય કોઇ વ્યવહાર કરતા નથી. એઓને દ્રવ્યસંચય કરવો એ વર્જ્ય છે. તેઓ એકજ સ્થાન ઉપર બહુ સમય વસતા નથી. શીતકાલના ચાર માસ તથા ઉષ્ણકાલના ચાર માસ વિચરવામાં વિતાવે છે. ચાતુર્માસ કોઇએક સ્થાનમાં કાઢે છે. વિચરનાર સાધુ-ઓ જ્યાં જ્યાં રહે છે ત્યાં ત્યાં ગૃહસ્થોને ધર્મ–ઉપદેશ અર્થાત્ પરમેશ્વરની ભક્તિ, નિર્ગુણ ઉપાસના અને બ્રહ્મજ્ઞાનનો પ્રચાર કરે છે. તેઓ મસ્તક ઉઘાડાં રાખે છે અને એક વસ્ત્ર અને એક જલપાત્ર રાખે છે. (૨) સ્થાનધારી કહેવાય છે, તેઓ સાદાં શ્વેત વસ્ત્ર ધારણ કરે છે. વ્યાપાર, ખેતી, સૈન્યમાં નોકરી, વૈદક આદિ ધન ઉપાર્જનના ઉદ્યોગ કરે છે; પરંતુ સંચિત ધનનો ઉપયોગ કેવળ સ્વસંપ્રદાય સંબંધી કાર્યોમાં કરે છે. (૩) નાગા નામથી પ્રસિદ્ધ હોય છે, તેઓ શસ્ત્રધારી રહે છે અને ક્ષત્રિય કર્મ કરે છે.

એ ત્રણે પ્રકારના સાધુઓ બ્રહ્મચારીજ રહે છે. વિવાહ કરતા નથી. ગૃહસ્થોનાં બાળકોને ચેલા કરી પોતાનો પંથ અને સ્થાન-ની પરંપરા રક્ષે છે. સ્રીસંગ એઓમાં અતિ વર્જિત છે.

દાદુપંથી મંડળીઓઃ–સાધુમંડળીઓમાં કોઇ કોઇ પંડિતો પણ હોય છે. તેઓની પાસે નવા અને યુવાન સાધુઓ શિક્ષણ લે છે. અન્ય સાધુઓ ભજનકીર્તનમાં નિરત રહે છે. એ મંડળીઓ બહુ કરી વિચરતી રહે છે અને જ્યાં જ્યાં એઓના સેવક–ભક્તો હોય છે, ત્યાં ત્યાં તેમની પ્રેરણાથી સાધુજનો વાસ કરે છે. એવા ગૃહસ્થો તેમને ભોજન સારુ નિમંત્રણ કરે છે અને જ્યારે તે બંધ થાય છે ત્યારે સાધુઓ બીજે ઠેકાણે જાય છે.

જ્યાં જ્યાં મંડળીઓ સ્થિત થાય છે ત્યાં ત્યાં મુખ્ય પંડિત નિત્ય પ્રાતઃકાલે કથા કહે છે. તે પ્રાચીન રીતિએ વ્યાખ્યાનની પદ્ધતિની હોય છે. ત્યાં મંડળીના સર્વ સાધુઓ તથા ગૃહસ્થ સ્ત્રી-પુરુષ એકત્ર થાય છે. વ્યાખ્યાન આશરે એક કલાક ચાલે છે અને પછી નિર્ગુણ (બ્રહ્મ) નાં ભજનો ગવાય છે. ભજનો ગાવામાં મંડળીના સાધુઓ નિપુણ હોય છે. અંતમાં શ્રોતાઓએ સમર્પિત પતાસાં, મીઠાઇ આદિ શ્રોતૃમંડળીમાં વહેંચી દેવામાં આવે છે. સાયંકાલે નિર્ગુણ આરતી ગવાય છે અને ધર્મચર્ચા થાય છે.

ધનવાન એવા ઠાકુરો તથા ગૃહસ્થોમાં સાધુઓને કંઇક સમય પોતાને ત્યાં રાખવાની બહુ પ્રીતિ હોય છે એવા શ્રદ્ધાળુજનો ફાલ્ગુન માસમાં નરાણે ભરાતા મેળામાં મંડળીઓના પંડિતોને સ્થાનધારી સાધુઓદ્વારા નિમંત્રણ મોકલે છે અને જે મંડળીને જ્યાં રહેવું અધિક અનુકૂળતાવાળું હોય તે મંડળી ત્યાંનું નિમંત્રણ સ્વીકારે છે. આષાઢી પૂર્ણિમા સુધીમાં તે મંડળી ત્યાં પહોંચી જાય છે અને દશહરા પર્વ સુધી ત્યાં વાસ કરે છે.

મૃત સાધુવ્યવસ્થાઃ-પૂર્વે મૃતશરીરને વિમાન (અરથી વા વિમાન) ઉપર રાખી જંગલમાં મૂકી દેતા, જ્યાં તે શરીરનું પશુ-પક્ષી ભોજન કરતાં. એ વિષયમાં દાદુજીનું વાક્ય છે કેઃ-

"હરિ ભજી સાફલ જીવના, પર ઉપકાર સમાઈ;
દાદુ મરણ તહાં ભલા, જહાં, પશુ પંખી ખાઇ."

અને "સાધ શૂર સોહે મૈદાના, ઉનકો નાહીં ગોર માસાના"
(સાધુ અને શૂર એ મેદાનમાંજ શોભે છે, તેમને સારુ ઘોર કે સ્મશાન નથી)

પરંતુ એ રીતિ વર્તમાન સમયમાં નથી. હમણાં તો લગભગ બધા દાદુપંથીનો અગ્નિસંસ્કાર થાય છે અને તે બહુધા પ્રાતઃકાલે કરાય છે. કોઇ કોઇ અખાડાના મૃત સાધુઓનાં અસ્થિ નરાણે

ગામ મોકલાઇ ત્યાં દાદુજીની સમાધિ આગળ પધરાવાય છે.

પ્રમાણુગ્રંથઃ–દાદુસંપ્રદાયીઓને પ્રમાણભૂત મુખ્ય ગ્રંથ દાદુજીની વાણી છે. સર્વ સાધુજનો તેનો નિત્યપાઠ કરે છે અને તેઓમાંના ઘણાને તે વાણી સંપૂર્ણ કંઠાગ્ર રહે છે. એ ગ્રંથને સુશોભિત વસ્ત્રોનું વેષ્ટન કરી બહુ માનથી એક ઊંચી ગાદી (જે 'પાલકીજી' કહેવાય છે તે) ઉપર રાખવામાં આવે છે.

શીખ સંપ્રદાયમાં એજ રીતિએ નાનકનો ગ્રંથસાહેબ પૂજાય છે.

પુસ્તકસંગ્રહોઃ–દાદુપંથી પુસ્તકસંગ્રહોમાં એકસોથી અધિક મહાત્માઓની વાણીના સંગ્રહ મળે છે. પરંતુ સર્વમાં સ્વામી દાદુ દયાલની વાણી પ્રથમ હોય છે. ત્યાર પછી કબીર, નામદેવ, રહીદાસ અને હરદાસની વાણી, ત્યાર પછી દાદુજીના શિષ્યોના ગ્રંથ અને અંતમાં ગોરક્ષનાથ આદિ યોગીશ્વરોના ગ્રંથ લખ્યા હોય છે. મુસલમાન મહાત્માઓમાંથી, શેખ ફરીદ, કાજી મહમદ અને શેખ બહાઉદ્દીનનાં પદો સંગ્રહિત હોય છે.

દાદુસંપ્રદાયના વિશિષ્ટાચારઃ–દાદુપંથીઓ કબીરપંથી કે રામાનંદીઓની પેઠે અમુક તિલક કે કંઠી બાંધતા નથી. દાદુપંથીઓ પરસ્પરને મળે ત્યારે તથા છૂટા પડે ત્યારે "સત્ય રામ" એ શબ્દનું ઉચ્ચારણ કરી અભિવાદન કરે છે. કોઇ માનનીય સાધુ સમીપ કોઈ જાય તો ત્રણ વાર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતાં કરતાં "સત્ય રામ" ઉચ્ચારે છે અને તેના ઉત્તરમાં તે માનનીય સાધુ "સત્ય રામ" કહીને આશીર્વાદ આપે છે.

એ પ્રકારે એક મંડળીના સર્વ સાધુઓ મંડળીના મુખ્ય સાધુ સમીપ વારી અનુસાર સવારસાંજ બે વાર જઇ પ્રણામ કરી આવે છે.

દાદુપંથી સાધુઓ સ્વચિહ્નરૂપે શ્વેત રંગની ગોળ વા ચતુષ્કોણાકાર ટોપી પાછળ જે સ્વકૃત હોય છે તે લંબિકા વાળી

પહેરે છે અને હસ્તમાં જપ અર્થે માળા રાખે છે, ને મુખેથી 'રામ' નામનો જપ જપે છે.

દાદુપંથીઓના કેટલાક ઉત્કૃષ્ટ ગુણો:–દાદુપંથીઓ અન્ય સર્વ સંપ્રદાયના સાધુઓ સાથે અવિરોધથી મળી રહે છે અને સર્વ સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરે છે. અહંકાર રાખતા નથી. સ્વભાવે મૃદુલ અને સરલ હોય છે. પોતાની સ્થિતિ (હાલત) માં સંતુષ્ટ રહે છે.

વ્યાવહારિક નિપુણતા:—દાદુપંથી સાધુઓ પ્રાયઃ પુસ્તકો લખવામાં, પાકી શાહી બનાવવામાં, પુસ્તકો બાંધવામાં, ફાટેલાં પુસ્તકોનાં પાનાં જોડવામાં, રસોઇ અને પકવાન્ન બનાવવામાં, વસ્ત્રો સીવવામાં, તુંબી (તૂમડાં) ઉપર રંગ ચડાવવામાં તથા વૈદકમાં બહુ નિપુણ હોય છે.

દાદુ સિદ્ધાંત અને ઉપદેશ:—દાદુપંથીઓ નિર્ગુણ–બ્રહ્મની એક, નિરંજન, નિરાકાર, પરમેશ્વરની ભક્તિ તથા ઉપાસના કરે છે. પરબ્રહ્મજ તેઓનો ઇષ્ટદેવ છે. તે સર્વ જડ–ચેતન પદાર્થોમાં રમી રહ્યો છે, તેથી તેને "राम" એ સાર્થ શબ્દથી ભજે છે. યોગી-જનો ધ્યાનધારણા અને સમાધિના ક્રમે કરી એજ અપાર બ્રહ્મમાં લીન થઈ રહે છે. દાદુજીનો પરમ સિદ્ધાંત અદ્વૈત વેદાંતજ છે. દાદુજીએ ઉચ્ચ કોટિની "શુદ્ધ નિર્ગુણબ્રહ્મની નિર્ગુણ ઉપાસ-ના" ઉપદેશી છે.

પરમેશ્વરજ આપણું સર્વસ્વ, જગતનો સાર અને આધાર છે. એનીજ ઉપાસનાથી પરમ સુખની પ્રાપ્તિ થાય છે. સાર–અર્થ પામી જેમ કોઇ ભૂસાની ઇચ્છા કરે નહિ તેમ એ સુખની સંમુખ અન્ય સર્વ સુખો અસાર-તુચ્છ છે,એવા અપૂર્વ આનંદમય પરમાર્થને પામવા સાધનો બતાવી સ્વામી દાદુ દયાળે બીજાં સાધન–માર્ગોમાં જણાતા બાહ્ય આડંબરી પ્રપંચ (જેમકે રામાનુજ, વલ્લભાદિ સગુણ પૂજા-ઓમાં) કોરી બંદગી (જેવી–ઈશુમતમાં, પ્રાર્થના સમાજ આદિમાં

શ્રવણગોચર થાય છે ) આદિને તુચ્છ બતાવ્યાં છે. દાદુજીએ એકજ ઈશ, એકજ પ્રકારની પ્રાર્થના આદિ એવાં સાધનો બતાવ્યાં છે કે તેને ભિન્ન:મતવાળા હિંદુ, મુસલમાન આદિ સર્વ કોઇ અવિરોધે આચરી શકે. સર્વ લોકોને એકજ પરમેશ્વરનો પરિવાર હોવાનું સમજાવી પરસ્પરનો દ્વેષ છોડી, હળીમળી, પરમ બંધુભાવથી રહેવાની અને સર્વ જીવ ઉપર દયાદૃષ્ટિ રાખવાની આજ્ઞા કરી છે.

સંક્ષેપમાં ક્રમે કરી સગુણોપાસના તજી નિર્ગુણોપાસના, સર્વત્ર સમદર્શન વા પરમ બંધુભાવ, પ્રાણીમાત્ર ઉપર અહિંસાભાવ વા અદ્વેષ, ઉદ્યમ અને પરિશ્રમથી પ્રેયઃપ્રાપ્તિ, યતિઓને વિવાહનિષેધ અને ગૃહસ્થોને એકપત્નીવ્રત આદિ દાદુજીએ મનુષ્યોન્નતિ સારુ ઉપદિષ્ટ છે.





# ગૌડસ્વામી

પંજાબમાં પતિયાલા નગરની પાસે 'શનોવર' નામનું એક ગામ છે. ત્યાં આગળ પુણ્યાત્મા ગૌડસ્વામીજીનો જન્મ એક ગૌડ બ્રાહ્મણના કુળમાં થયો હતો. તેમના પિતાનું નામ શ્રીમાન પંડિત જયગોપાળ મિશ્ર હતું. પંડિત જયગોપાળે પોતાના હોનહાર બાળકનું નામ ભગવાનદત્ત પાડયું હતું. બાલ્યાવસ્થામાંથીજ ભગવાનદત્તને ભણવાની ધૂન લાગી હતી, પરંતુ એમના પિતાને ઘરસંસારના કામકાજમાંથી ઘણી ફુરસદ મળતી નહિ, તેમજ બાળકના વિદ્યાભ્યાસ માટે સારો પ્રબંધ કરવાની એમણે બહુ કાળજી પણ રાખી નહોતી. એ કારણને લીધે પોતાના ગામની ગામઠી નિશાળમાંજ ભગવાનદત્તે થોડુંઘણું વાંચવા-લખવાનું શિક્ષણ મેળવ્યું. પરંતુ વધારે સારો વિદ્યાભ્યાસ કરવાનો લાભ એમને એ વખતે મળ્યો નહિ.

આપણા દેશમાં માબાપનું ધ્યાન પુત્રને પરણાવીને લહાવો લેવા તરફ વિશેષ હોય છે. પુત્રને ઊંચા પ્રકારનું શિક્ષણ આપીને નામાંકિત બનાવવાને એમને એટલી બધી ઉત્કંઠા નથી હોતી. જેમ બને તેમ જલદી બાળક પુત્રવધૂ આવે ને પોતાના ઘરને સુશોભિત કરે એ એમની મનોવાંછના હોય છે. પછી એનું પરિણામ શું આવશે તે સંબંધી તેઓ જરા પણ પરવા કરતાં નથી. અસ્તુ!

માબાપના વિશેષ લાડને લીધે આપણા ચરિત્રનાયક ભગવાનદત્તનું પણ બાર વર્ષની બાલ્યાવસ્થામાંજ લગ્ન થઇ ગયું.

લગ્ન થઈ ગયા પછી એક દિવસ ભગવાનદત્ત છાનામાના ઘેરથી નાસી ગયા. તેમનાં માતાપિતા ઘણાં ગભરાયાં. ઘણા દિવસ સુધી શોધ કર્યા પછી એમના પિતાને ખબર મળી કે, એમની આંખોની પૂતળી, એમની વૃદ્ધાવસ્થાનો એક માત્ર આધાર, પ્યારો પુત્ર 'મહ્રદ'માં વિદ્યાભ્યાસ કરી રહ્યો છે. હોશિયારપુર જિલ્લામાં ગઢ-શંકર નામનો એક તાલુકો છે. એ તાલુકામાં મહ્રદ નામનું એક નાનું ગામ છે. ત્યાં આગળ એ દિવસોમાં પંડિત કેશવરામજી નામના એક સારસ્વત બ્રાહ્મણ રહેતા હતા. એ પંડિતજી ઘણા વિદ્વાન હતા. એમણે કાશીમાં રહીને સુપ્રસિદ્ધ મહાવૈયાકરણી ભૈરવમિશ્ર પાસે વિદ્યાધ્યયન કર્યું હતું. વૈષ્ણવસંપ્રદાયમાં તેમની રામભક્તિની ઘણી પ્રશંસા થતી હતી અને સાક્ષરમંડળમાં પણ વિદ્વત્તાને માટે એમની સારી ખ્યાતિ હતી. શિક્ષણ આપવામાં પણ એ એટલા બધા કુશળ હતા કે, એમની પાસે ભણવા આવનાર દરેક વિદ્યાર્થી થોડાં વર્ષો બાદ સારો પંડિત થઇને ઘેર જતો. એમના ઘણા શિષ્યોએ ધુરંધર પંડિત તરીકે પ્રસિદ્ધિ મેળવી છે. 'વૃત્તિ-પ્રભાકર' 'વિચારસાગર' આદિ ગ્રંથોના પ્રણેતા વિખ્યાત સાધુ નિશ્ચલદાસજી, સુપ્રસિદ્ધ પંડિત હરિયશરાયજી વગેરે અનેક વિદ્વાનોએ આરંભમાં ધર્મશાસ્ત્રનું શિક્ષણ એમની પાસેથી મેળવ્યું હતું. ઘણે દૂરદેશાવરથી લોકો એમની પાસે ભણવા આવતા. પંડિત કેશવરામજી ઘણા વિદ્વાન હોવા છતાં પણ એ સમયના રિવાજ મુજબ વ્યાકરણમાં સારસ્વત ચંદ્રિકા અને પુરાણોમાં શ્રીમદ્ભાગવત એજ ગ્રંથો ભણાવવામાં પોતાનો સમય ગાળતા હતા. પંડિતજી પાસે ત્રણચાર વર્ષ સુધી ભણીને આપણા ચરિત્રનાયક ભગવાનદત્તે સારું જ્ઞાન મેળવ્યું. એ જ્ઞાનને લીધે કાવ્ય, કોશ અને પુરાણાદિ પુસ્તકો

વાંચવાને માટે એમની બુદ્ધિ પૂરતી રીતે વિકાસ પામી ગઈ.

ભગવાનદત્તજીને મૂળથીજ વિદ્યાભ્યાસ ઉપર શોખ હતો, પરંતુ એ શોખ પૂરો કરવાનો લાગ મળ્યો ન હતો. વિદ્યાનો રસ કેવો મીઠો છે એનો પ્રત્યક્ષ અનુભવ એમને થયો નહોતો; પરંતુ કેશવરામજી પાસે વિદ્યા સંપાદન કર્યા પછી તો એમને વિદ્યાજ્ઞાનમાં અપૂર્વ રસ પડવા લાગ્યો અને એ રુચિ ઘણીજ પ્રબળ થઇ ગઇ. એ અનિર્વચનીય આનંદનો અનુભવ કર્યા પછી એમની લાલસા એટલી બધી થઇ ગઇ કે, સગાંસંબંધીઓની ઇચ્છા નહિ હોવા છતાં પણ એ કાશીપુરીમાં ચાલ્યા ગયા.

ત્યાં જઇને તેમણે પંડિતવર્ય કાકા રામશાસ્ત્રી, વિદ્વદ્વર પંડિત સખારામ ભટ્ટજી, બંગદેશના પંડિત ચંદ્રનારાયણ ભટ્ટાચાર્ય આદિ સુપ્રસિદ્ધ વિદ્વાનો પાસે વ્યાકરણ, વેદાંત અને ન્યાયશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો. વીસ વર્ષની અવસ્થામાં જ્યોતિષશાસ્ત્ર સિવાયનાં લગભગ બધાં શાસ્ત્રોમાં એ અસાધારણ વિદ્વાન થયા હતા. એ વખતેજ એમના અદ્ભુત પાંડિત્યને લીધે પંડિત–મંડળીમાં એમની સારી પ્રતિષ્ઠા જામી હતી.

કાશીયાત્રા કરી આવીને જે મનુષ્યો પતિયાલા રાજ્યમાં જતા, તેમની પાસે જઇને એમના પિતા પંડિત જયદેવ મિશ્ર પોતાના પુત્રની ખબરઅંતર પૂછતા અને જ્યારે ઉત્તરમાં પુત્રની વિદ્વત્તાનાં વખાણ સાંભળતા ત્યારે એ ઘણાજ પ્રસન્ન થઇને પોતાના ભાગ્યની પ્રશંસા કરતા તથા એવા કુળતારક પુત્ર ભગવાનદત્તના પાછા આવવાની ઘણી ઉત્કંઠાપૂર્વક રાહ જોતા.

ઇશ્વરની કૃપાથી ભગવાનદત્તનાં માતપિતાની ઇચ્છા પૂરી થઇ. એમની બિચારી નિર્દોષ બાલવધૂ, જેનું જીવન કેવળ અંધકારમય થઈ ગયું હતું, તેના જીવનને પણ સૌભાગ્યનો ઉદય થયો. આઠદસ વર્ષ પછી ભગવાનદત્ત ઘેર ગયા. એમને મળ્યાથી એમનાં માત-

પિતાને જે આનંદ થયો, તેના કરતાં વધારે આનંદ તેમની પતિવ્રતા પત્નીને પતિદર્શનથી થયો. ભગવાનદત્તજીના આગમનથી શનોવર ગામમાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો. એ યુવાન પંડિતને જોવા માટે દરરોજ અસંખ્ય લોકો આવવા લાગ્યા.

ભગવાનદત્ત જે વખતે કાશીમાં ભણુતા હતા તે વખતે તેમના પિતા પતિયાલાના મહારાજા અને મોટા મોટા સરદારો આગળ જઇને કહ્યા કરતા હતા કે, “ મારો પુત્ર ઘણો વિદ્વાન થઇ ગયો છે. એ બધાં શાસ્ત્રો ભણી ચૂકયો છે. ” એ સરદારો પણ પંડિતજીને વિશ્વાસ આપતા કે, “ એવા યુવકની આ રાજ્યમાં અવશ્ય સારી પ્રતિષ્ઠા થશે.” પુત્રનો પ્રતાપ જોવાને માટે અને પતિયાલા રાજ્યમાં પોતાની વગસગ વધારવા માટે જયગોપાલ પંડિતજી પોતાના મનમાં ઉમંગભેર ઘણા વિચારો કર્યા કરતા. એક દિવસ પોતાનો મનોરથ સફળ કરવાના હેતુથી તેમણે પુત્રને કહ્યુંઃ “બેટા! ચાલો ! સરદાર સાહેબને મળી આવીએ. એથી તારા ભાગ્યની ઉન્નતિ થશે અને તારી વિદ્યાનો પ્રતાપ લોકોના જાણુવામાં આવશે.”

તેજસ્વી ભગવાનદત્તને કોઇ પણુ સરદાર પાસે જવાનું ઉચિત ન લાગ્યું, તેથી તેમણે વિનયપૂર્વક પિતાને પોતાની અનિચ્છા દર્શાવીને કહ્યું કે, “ પિતાજી ! ભાગ્યોન્નતિ થવી એ વિધાતાના હાથમાં છે. અદૃષ્ટમાં જે કાંઈ લખ્યું છે તે થયા વગર રહેશે નહિ. વિદ્યા ભણુવી એ બ્રાહ્મણુપુત્ર તરીકે મારો ધર્મ હતો, વિદ્યાથી જે અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે એજ એનું ઉત્તમોત્તમ ફળ છે. એજ એનો યથેચ્છ પુરસ્કાર છે. વિદ્યાનો પ્રચાર કરું અને આપની સેવા કરવામાં તત્પર રહું એમાંજ હું તો ભાગ્યોન્નતિ ગણું છું; તો પછી નાહક રાજદરબારમાં જઇને ખુશામત કરવાની તથા મારી વિદ્યાને હલકી પાડવાની મારે શી જરૂર છે ? ”

પિતાપુત્ર વચ્ચે એજ પ્રમાણે ઘણા દિવસ સુધી વાદવિવાદ

ચાલતો રહ્યો. પિતા રાજ્ય દરબારમાં જવાથી અનેક પ્રકારના લાભ થશે એવી લાલચ બતાવતા હતા અને નિર્લોભી પુત્ર પોતાની શાસ્ત્રીય દલીલોથી સાબિત કરી આપતો હતો કે, એ બધા લાભો જરા પણ કામના નથી. પિતાને મનથી પતિયાલાના મહારાજાદ્વારા સંમાનિત થવું એ ઉન્નતિની પરાકાષ્ઠા હતી અને પુત્ર થોડા લાભમાં સંતોષ માનવો તેનેજ ઉન્નતિની સૌથી ઊંચી સીડી ગણતો હતો. પરંતુ આખરે જ્યારે ભગવાનદત્તને જણાયું કે, પિતાએ તો એમને મહારાજાની પાસે લઈ જવાની હઠ પકડી છે અને તેમનું આજ્ઞાપાલન નહિ કર્યાથી તેમના ચિત્તને દુઃખ થશે, ત્યારે તેમણે એક દિવસ પિતાને કહ્યું: "પિતાજી, આપ મૂંઝાશો નહિ. આપ જ્યાં લઇ જશો ત્યાં આવવા હું તૈયાર છું."

પિતા ઘણા પ્રસન્ન થઇને પુત્રને સાથે લઇને રાજદરબાર તરફ ચાલ્યા. સાથે આશીર્વાદ આપવા માટે થોડાંક શ્રીફળ પણ લીધાં. સૌથી પહેલાં એક સરદારની પાસે ગયા. એ સરદાર મહારાજાનો ઘણો પ્રીતિપાત્ર હતો. વળી તેને એવું અભિમાન હતું કે, હું વેદાંત સારું જાણું છું. એ એક કોચ ઉપર બેસીને પાણીના કોગળા કરી રહ્યો હતો. પિતાપુત્ર બન્નેને સાથે આવેલા જોઇને એ હસી પડ્યો તથા સામે બેસવાનું કહ્યું. થોડીક વાર પછી એ પોતાનું આવશ્યક કામ કરવા માટે બીજા દીવાનખાનામાં ચાલ્યો ગયો અને ત્યાંથી કહેવરાવી દીધું કે, "હમણાં મને મળવાની ફુરસદ નથી, ફરીથી આવજો."

એજ પ્રમાણે ભગવાનદત્ત અને તેમના પિતા બીજા એક સરદારને ઘેર ગયા. એણે તો દૂરથીજ એમને ધમકાવીને કાઢી મૂક્યા. દીવાન અને મહારાજા પણ કોઈ અતિ આવશ્યક કાર્યમાં ગૂંથાયલા હતા, તેથી કલાકના કલાક રાજદર્શનની ઇચ્છાથી પિતાપુત્ર રાજ્યદ્વાર આગળ બેસી રહ્યા, પણ કાંઈ પત્તો ન લાગ્યો. દ્વાર-

પાળોએ અંદર જવાનીજ મના કરી દીધી. આખરે નિરાશ બનીને પિતાપુત્ર ઘેર આવ્યા. શ્રીફળનો ભાર નિરર્થક ઊંચકવો પડ્યો!

કોઇ કોઇ વખત એવું દીઠામાં આવ્યું છે કે જે કામ સુખને માટે કરવામાં આવે છે, તેજ અનિવાર્ય દુઃખનું કારણ થઇ પડે છે. સુફળની આશાથી જે કોમળ લતાનું આરોપણ કરવામાં આવે છે, તેજ લતામાંથી કુફળ ઉત્પન્ન થાય છે. શ્રીમાન પંડિત જયગોપાળ મિશ્ર જો પોતાના પુત્રને રાજદરબારમાં લઇ ગયા ન હોત તો સંભવ છે કે, પુત્રની અસાધારણ વિદ્વત્તાથી એમને ઘણો લાભ થાત અને પુત્રસુખથી વંચિત થઇને ગૃહસ્થાશ્રમના સુખને એટલી જલદી તિલાંજલિ ન આપવી પડત. પરંતુ વિધાતાની લીલા ઘણી વિચિત્ર છે. એ તો તૈયાર થયેલા કાર્યને એક ક્ષણમાં નષ્ટ કરી દે છે.

મહાનુભાવ ભગવાનદત્ત ચૂપચાપ પિતાની સાથે ઘેર આવ્યા અને પોતાની જાતને મનમાં ધિક્કારવા લાગ્યા કે, "હાય! હું શા માટે વિદ્યા ભણ્યો હતો? ઉદરપૂર્તિને માટે કૂતરાની પેઠે લોકોને બારણે ભટકતા ફરવું એજ વિદ્યાનું ફળ છે કે? ક્યાં બ્રહ્મબળ, વિદ્યાબળ અને ક્યાં આ તુચ્છ જગતનો અતિ તુચ્છ લોભ? જ્યાંસુધી ગૃહસ્થાશ્રમમાં રહીશ ત્યાંસુધી આજ પ્રકારે મોટા માણસોને ત્યાં ભટકતા ફરવું પડશે. એટલા માટે સર્વ પ્રકારના લોભનું મૂળ જે ગૃહસ્થાશ્રમ છે તેનોજ ત્યાગ કરવો જોઇએ." એવો વિચાર કરીને એ પોતાની સ્ત્રી પાસે ગયા.

સ્ત્રી એમને ઘણીજ પ્યારી હતી. માતાપિતા ઉપર એમનો જેવો ભક્તિભાવ હતો તેવોજ પત્ની ઉપર સ્નેહ હતો. પત્ની પણ છળકપટથી રહિત, સરલતા અને શીલસ્વભાવની મૂર્તિ હતી. એ ગુણવતીના રૂપલાવણ્ય ઉપર ભગવાનદત્તજી મોહિત નહોતા, પરંતુ તેના સદ્‌ગુણ ઉપર એ અત્યંત મોહિત થઈ ગયા હતા. એ કારણને લીધે પોતાની ઇચ્છા પત્ની આગળ એકદમ પ્રગટ ન કરી

શકયા, તેમજ તેનાથી એ વાત ગુપ્ત પણ ન રાખી શકયા. તેમણે એને ઘણી રીતે સમજાવી પટાવીને કહ્યું: "હું કોઇક અત્યંત આવશ્યક કામને માટે બહારગામ જવાનો છું. તું કોઇ પણ પ્રકારની ચિંતા કરીશ નહિ, મારાં માતાપિતાની સેવામાં તત્પર રહેજે. માતાપિતાને મારા બહારગામ જવાના ઇરાદાની ખબર પડશે તો તેઓ જવા દેશે નહિ અને તેથી કરીને મારું આવશ્યક કામ બગડશે. માટે મેં તને જે કાંઇ કહ્યું છે તે તું કોઇને કહીશ નહિ." સરળ હૃદયની પવિત્રતાએ જરા પણ આનાકાની વગર પોતાના પ્રિય પતિની આજ્ઞા માથે ચડાવી.

એ દિવસ ભગવાનદત્તજીએ માતાપિતાની ખૂબ ચરણુસેવા કરી. પિતા ઘણા પ્રસન્ન થઇને કહેવા લાગ્યા: "બેટા ! આ વખતે તો આપણે મુહૂર્ત જોયા વગરજ રાજદરબારમાં ગયા હતા માટે કોઇની મુલાકાત ન થઇ. હવે શુભ લગ્ન જોઇને ઘેરથી નીકળીશું, એટલે આપણો બેડો અવશ્ય પાર પડશે." પુત્રે કાંઇ ઉત્તર ન દીધો. એણે પોતાની યાત્રાનું મુહૂર્ત તો પહેલેથીજ નિર્ધારિત કરી મૂકયું હતું.

રાતને વખતે બધાં સૂઇ ગયાં એટલે ભગવાનદત્તજીએ સ્ત્રીની પાસે જઇને પોતાને અત્યંત પ્રિય હતાં એવાં ત્રણ પુસ્તકો લીધાં. એ પુસ્તકનાં નામ અદ્વૈતસિદ્ધિ, ગૌડબ્રહ્માનંદી અને શાસ્ત્રદીપિકા હતાં. એ પુસ્તકો લઇને એ ચૂપચાપ દક્ષિણ હિંદુસ્તાન તરફ ચાલ્યા ગયા. સરળ બાળા એકીટશે તેમની તરફ જોતીજ રહી.

તેમના પિતાને આ વાતની ખબર પડી ત્યારે તેમણે ચારે તરફ માણસ દોડાવ્યા. પોતે પણ કાશીનું એક ચક્કર લગાવી આવ્યા. ઘણાં વર્ષો સુધી તપાસ કર્યા છતાં પણ પુત્રનો પત્તો ન લાગ્યો.

સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છાથી વિરક્ત ભગવાનદત્ત ઘર છોડીને ચાલ્યા આવ્યા હતા. રસ્તામાં એમણે વિચાર કર્યો: "ક્યાં

જવું ? કાશી ? કાશી જાઉં તો ખરો, પણ ત્યાં તો કોઇ દક્ષિણી બ્રાહ્મણ ગૌડ બ્રાહ્મણને સંન્યાસ નહિ આપે. એ અભિમાનીઓની નજરમાં તો ગૌડ બ્રાહ્મણ કાંઈ ગણતરીમાંજ નથી, તુચ્છાદપિ તુચ્છતર છે. તો પછી ત્યાં જવું વૃથા છે. દક્ષિણ દેશમાં જવું જોઇએ, ત્યાં જઇને કોઈ મહાત્મા પાસેથી સંન્યાસ ગ્રહણ કરીશ."

આવા વિચારથી ભગવાનદત્તજી નાશિક ક્ષેત્રમાં ગયા અને વિદ્યાર્થીઓને સાનંદ ભણાવવા લાગ્યા. થોડાકજ દિવસોમાં એમણે ત્યાં આગળ એક મહાવિદ્વાન તરીકે પ્રસિદ્ધિ મેળવી. લોકોમાં તેમના અધ્યાપનની પ્રશંસા વધવા લાગી, તેમ તેમ એમના મનમાં સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા પ્રબળ થતી ગઇ. સદ્ભાગ્યે એ અરસામાં એક વખત નાશિક ક્ષેત્રમાં ઘણા વીતરાગી સંન્યાસીઓનું પધારવું થયું. એમાંના બેએક સંન્યાસીઓ વેદાંતશાસ્ત્રની ચર્ચા કરવા સારુ ભગવાનદત્તજીની પાસે આવવા લાગ્યા. એમણે જઇને પોતાના ગુરુજી આગળ ભગવાનદત્તજીના વૈરાગ્યાદિ સંન્યાસોચિત ગુણોની ઘણીજ પ્રશંસા કરી તથા જણાવ્યું કે એ આપની પાસે સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે. પરંતુ તે વખતે તો ગુરુજી બધી હકીકત સાંભળીને ચૂપ થઈ ગયા.

પંડિતવર ભગવાનદત્તજી પણ એ મહાત્માની પાસે આવવા જવા લાગ્યા. ગુરુજીને જ્યારે ખાતરી થઈ કે, આ શાંત વિદ્વાન ભગવાનદત્ત સંન્યાસનો સાચો અધિકારી છે, ત્યારે એમણે ઘણા હર્ષપૂર્વક એમને સંન્યાસ આપી દીધો. એ દિવસથી ભગવાનદત્તજીનું નામ 'તારક બ્રહ્માનંદ સરસ્વતી' પાડવામાં આવ્યું. તથાપિ નાશિકના લોકો એમને એ સમયના અદ્વિતીય પંડિત ગણીને 'પંડિતસ્વામી' ના નામથી બોલાવવા લાગ્યા. તેમણે લગભગ વીસ વર્ષ સુધી નાશિકમાં નિવાસ કરીને શાસ્ત્રચર્ચામાં સમય ગાળ્યો, અનેક પુરુષોને વિદ્વાન બનાવ્યા તથા ઉપદેશ આપીને

કૃતાર્થ કર્યો. જ્યારે એમને ખાતરી થઈ કે, હવે પરિચિત મંડળી-માં ગયાથી પણ મારા સંન્યાસને કોઇ પણ પ્રકારનું વિઘ્ન નહિ આવે, ત્યારે એ પોતાના પુરાતન પવિત્ર સ્થાન કાશીધામમાં ગયા.

કાશીના પંડિતોએ પહેલેથીજ પંડિતસ્વામીનું નામ સાંભ-ળ્યું હતું, પણ એમને એ ખબર નહોતી કે, એતો અમારા પૂર્વપ-રિચિત ગૌડપંડિત ભગવાનદત્તજ છે. હવે પોતાના સુયોગ્ય મિત્રનાં જગત્પૂજ્ય સંન્યાસીના સ્વરૂપમાં દર્શન કરીને કાશીવાસીઓએ સહર્ષ સ્વાગત કર્યું તથા તેમના તરફ ખરા અંતઃકરણની સહાનુભૂતિ પ્રગટ કરી.

દાક્ષિણાત્યોની હઠ અને દુરાગ્રહને લીધે અત્યાર સુધી ગૌડ બ્રાહ્મણોને માટે સંન્યાસ લેવાનો માર્ગ બંધ હતો, તે હવે ખુલ્લો થયો. આથી ગૌડ બ્રાહ્મણોમાં ઘણો હર્ષ પ્રવર્તી રહ્યો અને ગૌડ-જાતિના આ સૌથી પ્રથમ સંન્યાસીને લોકો 'ગૌડસ્વામી' ના નામથી સંબોધન કરવા લાગ્યા.

આદર્શ સંન્યાસી ગૌડસ્વામીજીએ પોતાના સાચા સંન્યાસ અને વૈરાગ્યથી સાબિત કરી આપ્યું કે, અત્યાર સુધી દાક્ષિણાત્યો ગૌડ બ્રાહ્મણોને સંન્યાસ આપતા નહોતા તે અનુચિત હતું. દક્ષિ-ણના અનેક રાજાઓએ ગૌડસ્વામીનો સત્કાર કર્યો તથા તેમને પુષ્કળ દ્રવ્ય આપવાની અને પોતાની રાજધાનીમાં પધરાવવાની ઇચ્છા પ્રગટ કરી. એમના કાશીમાં પધાર્યાના સમાચાર સાંભળીને ગ્વાલિયર અને ઇંદોરના રાજાઓએ એમને માટે મઠ બંધાવવાની અને સદૈવને માટે સદાવ્રતનો પ્રબંધ કરવાની ઇચ્છા પ્રગટ કરી, પરંતુ સ્વામીજીએ કોઇની ઇચ્છા પૂર્ણ કરી નહિ. એમણે તો કાશી ક્ષેત્રમાં પુણ્યશ્લોકા અહલ્યાબાઇની ધર્મશાળામાં નિવાસ રાખ્યો.

આ ધર્મશાળા હજુ સુધી પણ 'દશાશ્વમેધ ઘાટ' ની પાસે સુરક્ષિત સ્થિતિમાં દીઠામાં આવે છે, છતાં પણ એટલું કહેવું જોઇએ

કે, કાશીના સંન્યાસીઓના મઠ તથા ગંગાકિનારા ઉપરની બીજી ધર્મશાળાઓના પ્રમાણમાં એ કાંઇ પણ વિસાતમાં નથી. જો એ ધર્મશાળામાં ગૌડસ્વામી જેવા મહાપુરુષનો નિવાસ ન થયો હોત તો કદાચ સંભવ છે કે, કાશીમાં એ ધર્મશાળા જોવા કોઇ પણ મનુષ્ય જાત નહિ તથા એને આટલી બધી પ્રસિદ્ધિ મળત નહિ.

આ ધર્મશાળાના પહેલા માળ ઉપર દેશદેશાંતરથી આવેલા વિદ્યાર્થીઓ ન્યાય, વ્યાકરણાદિ શાસ્ત્રોનું અધ્યન કરતા હતા અને બીજા માળ ઉપર શાંત સ્વભાવના દંડી સંન્યાસીઓનો નિવાસ હતો. પહેલા માળ ઉપર જવાથી બ્રહ્મચર્યનું દશ્ય દૃષ્ટિગોચર થતું હતું અને બીજા માળ ઉપર સંન્યાસનું અપૂર્વ દશ્ય હતું. જાણે કે આ સ્થાન પણ નિદર્શન કરી રહ્યું હતું કે, બ્રહ્મચર્ય પાળ્યા વગર કોઇ પુરુષ સંન્યાસનો અધિકારી થઈ શકતો નથી.

અધ્યાપક-પ્રવર શ્રીમાન ગૌડસ્વામીજી દક્ષિણમાંથી એકલા કાશી નહોતા ગયા. એમની સાથે એમના અનેક ગુરુભક્ત શિષ્યો પણ કાશી ગયા હતા. એ શિષ્યોમાં ધારાનગરીના ગણેશ શાસ્ત્રી, ઇંદોરના ગણુ શાસ્ત્રી અને અચ્યુતાનંદ, સચ્ચિદાનંદ તથા નૃસિંહ સ્વામી આદિ મુખ્ય હતા. કાશી ગયા પછી તેમને એક બીજો શિષ્ય મળ્યો, જે વિદ્વાન હોવા છતાં પણ નિરભિમાની હતો. પંડિત હોવા છતાં પણ તેના હૃદયમાં વિશેષ અભ્યાસ કરવાની ઇચ્છા પ્રબળ હતી. તેનું દર્શન કરવાથીજ મનને શાંતિ મળતી હતી, ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થતો હતો અને અંતઃકરણની દુર્વાસના દૂર થતી હતી. પૂજ્યપાદ ગૌડસ્વામીજીના એ દયામય શાંત મૂર્તિ શિષ્યનું નામ "સ્વામી વિશ્વરૂપાનંદ" હતું.

મહાત્મા વિશ્વરૂપાનંદજીએ ગૌડસ્વામી પાસેથી સંન્યાસ ગ્રહણ કર્યો. ગૌડસ્વામી જેવા મહા પુરુષને ગુરુ બનાવ્યાથી એમને જેટલો આનંદ થયો, તેટલીજ પ્રસન્નતા ગૌડસ્વામીને સુયોગ્ય શિષ્ય

મળવાથી થઇ. પંડિત મંડળીને સંબોધન કરીને એક દિવસ સત્યવાદી ગૌડસ્વામીજીએ કહ્યું હતું કે, "સંન્યાસીને માટે પુત્રેષણા સર્વથા પરિત્યાગ કરવા યોગ્ય છે પણ મને એમ લાગે છે કે, વિશ્વરૂપ મારો શિષ્ય ન થયો હોત તો મારી પુત્રેષણાનું બિલકુલ નિર્મૂળ થવું એ ઘણું અઘરું કામ હતું."

ગૌડસ્વામીનું શરીર વૃદ્ધાવસ્થામાં પણ હૃષ્ટપુષ્ટ અને માંસવાળું હતું. તેમને જોયાથી તેમની ઉંમર ત્રીસચાળીસ વર્ષની હોય એવો ભાસ થતો હતો. તેમની ઉજ્જ્વળ દૃષ્ટિ, ઉન્નત મસ્તક, વિશાળ વક્ષઃસ્થળ, લાંબી ભુજાઓ અને ગંભીર વાણી એમણે પૂર્વાશ્રમમાં પાળેલા બ્રહ્મચર્યની સૂચના આપતાં હતાં. તેમના બન્ને કાન શ્વેત રોમાવલિથી આચ્છાદિત હતા. જેને જોવાથી એવો ભાસ થતો હતો કે, જાણે જરાદેવી તેમના બળવાન તપસ્વી શિષ્યોથી બીતી બીતી ગૌડસ્વામીજીને ગુપ્ત રીતે કાનમાંજ પોતાના આગમનનો સંદેશો જણાવી રહી છે. ગૌડસ્વામીની પ્રશાંત ગંભીર આકૃતિનાં માત્ર દર્શન કર્યાથી જણાઇ આવતું હતું કે, એ શાંતિના આધાર, ક્ષમા અને સંતોષના ભંડાર, ધર્મના પ્રવર્તક, સન્માર્ગના દર્શક અને સદ્‌ગુણના આશ્રયરૂપ છે.

કાશીના સુવિખ્યાત સંન્યાસી શ્રીમદ્ વિશુદ્ધાનંદજી સરસ્વતી, જેમનું ચરિત્ર આગળ ઉપર આપવામાં આવશે, તેમણે શ્રીગૌડસ્વામીજી પાસેજ દીક્ષા દીધી હતી. શ્રીગૌડસ્વામીજીએ તેમને શ્રીમુખે ન્યાયશાસ્ત્રના પ્રાચીન ગ્રંથ, સૂત્ર, ભાષ્ય, વાર્તિક અને નવીન 'ચિંતામણિ' 'અનુમિત્યાલોક' 'શબ્દાલોક' 'તાત્પર્યશુદ્ધિ' 'કિરણાવલિ' તથા 'કુસુમાંજલિ' વિદ્વાનોમાં પ્રસિદ્ધ થયેલી 'ગદાધરી' 'જાગદીશી' વગેરે ટીકાઓ સંખ્યયોગના પ્રસિદ્ધ ગ્રંથો તથા 'સિદ્ધસિદ્ધાંતપદ્ધતિ'ના દુર્લભ ગ્રંથનું શિક્ષણ આપ્યું હતું.

ગૌડસ્વામીજી વિદ્યાર્થીઓમાં ઘણા પ્રિય થઇ પડયા હતા

અને એ પણ વિદ્યાર્થીઓ ઉપર પ્રાણ કરતાં પણ અધિક સ્નેહ રાખતા હતા. એમના વિદ્યાર્થીઓ બીજા કોઇ અધ્યાપક પાસે ભણવા જતા નહોતા. ન્યાય, વ્યાકરણ, સાંખ્યયોગ વગેરે બધાં શાસ્ત્રો ગૌડસ્વામીજી પાસેજ સૌ ભણી લેતા. વિદ્યાર્થીઓને અભિમાન હતું કે અમે એક એવા અધ્યાપકના શિષ્ય છીએ કે જે એકલા એ બધા વિષયોના ખાસ અધ્યાપકોની બરોબરી કરી શકે એવા છે. જે લોકોને શ્રીમાન ગૌડસ્વામીજીની વિદ્વત્તાનો સહજ પણ પરિચય થયો હશે, તેઓ કબૂલ કરશે કે વિદ્યાર્થીઓનું આ અભિમાન મિથ્યાભિમાન ન હતું. એ વખતમાં 'શેખરના' પઠનપાઠનનો ઘણો રિવાજ હતો. જે વિદ્યાર્થીઓને ટીકા, ટીપણીની નવીન વાતોનું જ્ઞાન ન હોય તેવાઓને બીજી શાળાઓના નવી પદ્ધતિથી ભણેલા વિદ્યાર્થીઓ શાસ્ત્રાર્થમાં હરાવતા હતા. તેથી ગૌડસ્વામીના વિદ્યાર્થીઓએ એક દિવસ નિરાશ ચિત્તે ગુરુજીની પાસે જઇને કહ્યું કે, "આપે પણ શેખર ઉપર કોઇ ટીકા રચવી જોઇએ કે જેથી અમારો વિદ્યાર્થીવર્ગમાં તિરસ્કાર અને પરાજય ન થાય." શિષ્યોના આગ્રહથી કૃપાળુ અને વિદ્વાન ગૌડસ્વામીજીએ બે ગ્રંથ બનાવ્યા, જે વાંચીને તેમના શિષ્યો તો પ્રસન્ન થયાજ, પરંતુ એ વખતના મહાપંડિતો પણ તેમને ધન્યવાદ આપવા લાગ્યા. 'પરિભાષેન્દુશેખર' ઉપર 'ચિદસ્થમાલા' અને 'શબ્દેન્દુશેખર' ઉપર 'ચિત્કલા' નામની ટીકા વિદ્વાનોમાં ઘણીજ વખણાઇ. એ વખતે ભારતવર્ષમાં છાપવાની કળાનો પ્રચાર અધિક નહોતો, નહિ તો એની કેટલીએ આવૃત્તિઓ એ સમયમાં નીકળી ચૂકી હોત. પરંતુ એ સમયમાં પણ ગૌડસ્વામીના વિદ્યાર્થીઓ હાથે નકલ કરીને એ પુસ્તકનો પ્રચાર દૂર દેશાવર સુધી કરતા હતા. વર્તમાન સમયમાં પરિષ્કાર બહુલશેખર ઉપર ઘણી ટીકાઓ મળી આવે છે, પણ એ સમયમાં પંડિત રાઘવેન્દ્રા-

ચાર્યની રચેલી ‘ત્રિપથગા’ જ સર્વોત્તમ ટીકા ગણાતી હતી. એનાથી બીજું સ્થાન ગૌડસ્વામીજીની ટીકાને મળ્યું હતું.

સંવત ૧૯૧૯ના કાર્તિક માસમાં ગૌડસ્વામીજીને જ્વર આવવા લાગ્યો અને જ્વરની સાથે ખાંસી પણ ઊપડી. થોડાક દિવસો બાદ રોગ તો મટી ગયો પણ શરીર અશક્ત થઇ ગયું. ગૌડસ્વામી દર સોમવારે બૈજનાથજીનાં દર્શન કરવા જતા હતા. ત્યાં જવા જેટલી પણ એમના દેહમાં શક્તિ રહી નહિ. લક્ષણો ઉપરથી સ્વામીજી ચેતી ગયા કે મૃત્યુકાળ હવે દૂર નથી. એટલા માટે એમણે બધા શિષ્યોને પોતાની પાસે બોલાવ્યા અને ભણાવવાનું છોડી દઇને ઉપદેશ આપવો શરૂ કર્યો.

સ્વામી વિશ્વરૂપ અને સ્વામી વિશુદ્ધાનંદના સિવાય ગૌડસ્વામીજીને બીજા બે શિષ્યો હતા. એક વિશ્વેશ્વરાનંદજી અને બીજા શંકરાનંદજી.

સ્વામી વિશ્વેશ્વરાનંદનું નામ પૂર્વાશ્રમમાં કનૈયાલાલ હતું. એ જાતિના સારસ્વત બ્રાહ્મણ હતા. દોલતરાવ સિંધિયાને ત્યાંથી એમને દૈનિકવૃત્તિ મળતી હતી. એ વૃત્તિને તેઓ યોગ્ય વિદ્યાર્થીઓ અને વિદ્વાનોની સેવામાં ખરચી નાખતા હતા. એમને કીમિયો બનાવવાની મોટી ધૂન લાગી હતી. જાતે જંગલમાં જઇને નાના પ્રકારની જડીબુટ્ટીઓ શોધી લાવતા અને પછી તેમની મદદથી કલાઇ, તાંબું વગેરે ફૂંકી જોતા કે, કદાચ એ રસાયણોની મદદથી એ હલકી ધાતુઓનું સોનું થઇ જાય. એ કીમિયો મેળવીને ભોગ-વૈભવમાં પડવાની તેમને અભિલાષા નહોતી, તેમને તો એવી ઇચ્છા હતી કે એવું રસાયણ જડી આવશે તો એ ધન વડે હજારો ગરીબ વિદ્યાર્થીનું ભરણપોષણ કરીશ. તે પોતાનો એ વિચાર ગૌડસ્વામીને જણાવતા, પણ એમને એ જરા પણ રુચતો નહિ. સ્વામીજીના અભિપ્રાય પ્રમાણે તો એ પણ એક પ્રકારની વિત્તૈષ-

ણાજ હતી અને વિત્તેષણા રાખવાથી બ્રહ્મચારી અને સંન્યાસીનું અવશ્ય અધઃપતન થાય છે. કનૈયાલાલ ગૌડસ્વામી પાસે ઉપનિષદ ભણવા આવતા તે વખતે અનેક દૃષ્ટાન્તોદ્વારા ગૌડસ્વામી સાબિત કરી આપતા કે, "તમારી આ લાલસા મિથ્યા અને તિરસ્કાર કરવા યોગ્ય છે."

કનૈયાલાલ એ સમયે બ્રહ્મચર્યાશ્રમમાં હતા, તે સ્વભાવે કોમળ, વેદાંતમાં વ્યુત્પન્ન અને ઘણા પરોપકારી હતા. પોતાની ધૂનને માટે કોઈ કોઈ વખત એમને શરમ પણ આવતી હતી, પણ સ્વામીજી તો એમજ કહ્યા કરતા કે, જે દિવસે રસાયણ સિદ્ધ થઈ જશે તે દિવસે આ બધી જંજાળને છોડી દઇને સંન્યાસ લઇ લઈશ 'कार्यं साधयामि वा देहं पातयामि' એ મારી પ્રતિજ્ઞા છે.

એવું કહેવાય છે કે, એક દિવસ વેદવ્યાસજીનાં દર્શન કરવા સારુ ગૌડસ્વામીજી પોતાના શિષ્યો સહિત રામનગર ગયા હતા, કનૈયાલાલજી પણ સાથે હતા. માર્ગમાં એક જડીબુટ્ટી બતાવીને સ્વામીજીએ કનૈયાલાલને કહ્યું: "આ જડીબુટ્ટીને ઉખેડી લઇને કાશી લેતો જા." આજ્ઞા મળતાં વારજ તેણે એમ કર્યું. કાશી જઇને સ્વામીજીને પૂછ્યું કે, "આ વનસ્પતિનું શું કરું?" સ્વામીજી બોલ્યા: "એ તારા રોગનું ઔષધ છે. રસાયણ જોવાની લાલાસા ઘણા દિવસથી તને થઇ રહી છે, તે આજ પૂરી કર." કનૈયાલાલે તાંબાને તપાવીને તેને એ રસાયણમાં નાખ્યું એટલે એ સુવર્ણ થઈ ગયું. તેવીજ રીતે કલાઇમાંથી ચાંદી પણ બની.

એ સમયે પ્રસન્નતાની સાથેજ કનૈયાલાલના મનમાં એ પણ વિચાર ઉત્પન્ન થયો કે, જે વસ્તુને માટે હું ઠેકાણે ઠેકાણે ભમ્યા કરતો હતો અને જેને અનેક પ્રકારનાં કષ્ટ વેઠયા છતાં અને ધન વ્યય કર્યો છતાં પણ પ્રાપ્ત ન કરી શકયો, તે વસ્તુ ગૌડસ્વામી આગળ તો કાંઇ ગણતરીમાંજ નથી. એજ સમયે એમને સંસાર

ઉપર વૈરાગ્ય ઊપજ્યો અને પરમાત્મા ઉપર પ્રેમ ઉત્પન્ન થયો. પોતાનું સઘળું ધન–દ્રવ્ય બ્રાહ્મણોને વહેંચી આપીને પોતે સંન્યાસી બની ગયા. આ વાતમાં કેટલું સત્ય છે તે અમે કહી શકતા નથી, પરંતુ એટલી વાત તો ખરી છે કે, ગૌડસ્વામી એવી જાતની સિદ્ધિને ઘણી તુચ્છ ગણતા હતા. એ પણ નક્કી છે કે એમનો પ્રભાવ જોઇનેજ કનૈયાલાલ, વિશ્વેશ્વરાનંદ નામ ધારણ કરીને સંન્યાસી બન્યા હતા તથા પોતાના સંચિત ધનમાંથી વિદ્યાર્થીઓ સારુ એક મઠ સ્થાપ્યો હતો. એ મઠ આજ કાલ 'ગૌડસ્વામીનો મઠ' કહેવાય છે અને એમાં રહીને ગૌડ બ્રાહ્મણ જાતિના વિદ્યાર્થીઓ અધ્યયન કરે છે.

ગૌડસ્વામીના બીજા શિષ્ય સ્વામી શંકરાનંદ મુજફ્ફરનગરની પાસે મોરના ગામના રહેવાસી એક ધનાઢ્ય બ્રાહ્મણના પુત્ર અને સારુ શિક્ષણ પામેલા ગૃહસ્થ હતા. તેમને સંસારમાં સર્વ પ્રકારનાં સુખ અને અનુકૂળતા હોવા છતાં પણ શુદ્ધ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સંન્યાસી થયા હતા.

અસ્તુ ! ગૌડસ્વામીના મંદવાડ વખતે એ બધા શિષ્યો તેમની પાસે હતા અને ગુરુજીની સેવા વિદ્યાર્થીઓ પાસે ન કરાવતાં જાતેજ કરતા હતા. માગશર મહિનાના અંતમાં ફરીથી તાવ આવવા લાગ્યો, ત્યારે બધા શિષ્યોને પોતાની પાસે બેસાડીને 'સારભૂત' ઉપદેશ આપ્યો. એ પ્રસંગનો ઉલ્લેખ કરતાં એમના પ્રેમપાત્ર શિષ્ય, વિદ્વદ્વર્ય સ્વામીજી શ્રીવિશુદ્ધાનંદજી કહેતા હતા કે, "દિવસના બે વાગ્યે હું નીચે પાઠશાળામાં બેસીને વિદ્યાર્થીઓને ભણાવી રહ્યો હતો. સ્વામી અચ્યુતાનંદજીએ ઉપરથી આવીને કહ્યું કે, 'આપને સ્વામીજી સંભારે છે' એમના કથનથી મારા હૃદયમાં એક મર્મભેદી ઘા લાગ્યો. હું સૂમસામ થઇ ગયો ! કારણ કે એ દિવસ પહેલાં કદી ગુરુજીએ મને ખાસ સ્મરણ કરીને બોલાવ્યો

હોય એવું યાદ નથી. એમને કોઇ વાતની જરૂર પડતી તો સ્વામી વિશ્વરૂપજીનુંજ સ્મરણ કરતા હતા. આજ આ નવી ઘટનાથી મારા દૃઢ મન ઉપર પણ ઘણી ઊંડી અસર થઇ.

મેં પૂછ્યું: "મહારાજ પ્રસન્ન તો છે ને?" તેમણે કહ્યું: "હા, પ્રસન્ન છે, નવાજૂની કાંઇ નથી." હું ઉપર ગયો. જઇ ને જોયું તો સ્વામીજી મહારાજ, વિશ્વરૂપને ટેકો દઇને સૂઈ રહ્યા છે અને સ્વામી શંકરાનંદ આદિ તેમના પગ આગળ બેઠા છે. મારા પહોંચતાંવારજ સ્વામીજી મહારાજ બોલ્યા: "આજ મારે તને કાંઇ કહેવું છે, એટલા માટે અહીં બોલાવ્યો છે." હું બોલવા જતો હતો પણ મને રોકીને એમણે કહ્યું: "સાંભળ, આ શરીર અધિક દિવસ ટકશે નહિ, માટે તારે જે કાંઇ પૂછવું હોય તે પૂછી જો. એક ઘર છોડીને મેં બીજું ઘર વસાવ્યું. પુત્રો કરતાં પણ અધિક સ્નેહ તમારા લોકોની સાથે બંધાયો. પરંતુ એ સંન્યાસીને માટે યોગ્ય નથી. કાષ્ઠનો દંડ માત્ર ધારણ કર્યાથી કોઇ સંન્યાસી થઇ શકતું નથી, સંન્યાસને સારુ તિતિક્ષા, જ્ઞાન, વૈરાગ્ય, શમ વગેરે શુભ ગુણોની જેટલી આવશ્યકતા છે તેટલીજ વિષયવાસનાનો ત્યાગ કરવાની પણ છે, શ્રુતિસ્વયં કહે છે કે:—

सर्वान्कामान्परित्यज्य अद्वैते परमस्थितिः ।
ज्ञानदण्डो धृतो येन एकदण्डी स उच्यते ॥
काष्ठदण्डो धृतो येन सर्वाशीर्ज्ञानवर्जितः ।
तितिक्षाज्ञानवैराग्यशमादिगुणवर्जितः ॥
भिक्षामात्रेण यो जीवेत्स पापी यतिवृत्तिहा ।
स याति नरकान्घोरान्महारौरवसंज्ञिकान् ॥

અર્થાત્ કે, જ્યારે બધી કામનાઓનો ત્યાગ કરીને જે લોકો જ્ઞાનરૂપી દંડ ધારણ કરીને અદ્વૈત પરબ્રહ્મમાં નિષ્ઠા રાખે છે તેજ

દંડી કહેવાય છે; અને જેઓ કેવળ કાષ્ઠદંડ ધારણ કરીને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર છોડી દઈને જ્ઞાન અને તિતિક્ષાદિ ગુણોથી વિહીન બની ભિક્ષામાત્રથીજ જીવે છે તે પાપી, યતિઓની વૃત્તિઓનો નાશ કરનારો પુરુષ, મહારૌરવ નામના નરકમાં જાય છે.

વિશુદ્ધાનંદ! તું બધાં શાસ્ત્રોને જાણે છે, છતાં પણ કહેવું પડે છે કે સંન્યાસ આશ્રમ ઘણોજ અઘરો આશ્રમ છે. જ્યાંસુધી બને ત્યાંસુધી વિષયોને પોતાની પાસેજ આવવા ન દેવા; હમેશાં એવો ભય રાખવો કે રખે વિષયવાસના મને ખાઇ જશે. विकार हेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः। અર્થાત્ વિકારનો હેતુ પાસે રહેવા છતાં પણ જેનું મન ચળે નહિ તે ધીર મનુષ્ય કહેવાય. વાત સાચી છે, પણ ઘણી અઘરી છે. પુરાણોમાં સાંભળ્યું છે કે, મહાયોગેશ્વર વિશ્વનાથજી પણ મનોમોહિની માયા ઉપર મોહી ગયા હતા, શ્રીકૃષ્ણભગવાને ગીતામાં યથાર્થજ કહ્યું છે કે—

**यततोह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः।**
**इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः॥**

હે કુન્તીનંદન! વિદ્વાન પુરુષોના યત્ન કર્યા છતાં પણ બગડેલી ઇન્દ્રિયો બળાત્કારથી મનને બગાડી નાખે છે. એક તો મન ચંચળ છે અને બીજું ઇન્દ્રિયોમાં લુબ્ધ છે. મોક્ષમાર્ગ વિષય છે અને ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ ઘણા દિવસથી બગડેલા છે, મનની લગામ ઢીલી થઇ ગઈ છે, જોજે, સાવધાન થઇને ચાલજે.

કર્મ જો પોતાની મેળેજ છૂટી જાય તો કાંઇ ચિંતા નહિ, પરંતુ જાણીબૂજીને નૈષ્કર્મ્યસિદ્ધિના લોભથી શુભ કર્મનો ત્યાગ કરવો એ આધાર વગર આકાશમાં લટકવા સમાન છે. ભગવાનની ભક્તિ વગર નૈષ્કર્મ્યનું ફળ કોઇને મળી શકતું નથી. બ્રહ્મજ્ઞાન ભગવાનની કૃપાનુંજ ફળ છે.

હું તને ફરીથી કહું છું કે, કર્મત્યાગનું નામ સંન્યાસ નથી, ફળત્યાગનું નામ સંન્યાસ છે. જો કોઇની ફળવાસના છૂટે નહિ અને કર્મ છૂટી જાય તો તેને માટે તે વધારે દિલગીરીની વાત છે. ભગવાને ગીતામાં સ્પષ્ટ રીતે અનુભવની વાત કહી છે કેઃ—

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

દેહધારીઓથી બધાં કર્મોનો બિલકુલ ત્યાગ થઇ શકતો નથી, તેથી કર્મફળનો ત્યાગ કરવાનું નામ ત્યાગી છે; પણ નિષ્કામકર્મનું અનુષ્ઠાન કરવું તે સહજ નથી. મોંએથી ભલે ગમે તેમ કહ્યા કરો કે હું કામનારહિત કર્મ કરી રહ્યો છું. પરંતુ વિચાર કર્યાથી માલૂમ પડશે કે કામનાનું સિંહાસન અટળ છે. જો કે કામનારહિત કર્મ કરવું એ અસંભવિત નથી, છતાં પણ ઘણું અઘરું છે.

ધર્મ અને મર્યાદાની રક્ષાને સારુ ભગવાન ભાષ્યકારે અનેક પ્રકારનાં કાર્ય કર્યાં હતાં. એવાં કાર્યો નિંદનીય નથી, પરંતુ એવાં કામ કરવાની શક્તિ દરેકમાં નથી. શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ, કયું કર્મ કયા માણસદ્વારા કયે વખતે શ્રેયસ્કર થઇ પડે છે અને કયે વખતે અશ્રેયસ્કર છે, એ બધા વિષયની મીમાંસા ઘણી ગહન છે. મેં આ જીવનમાં તારા કલ્યાણનો જે માર્ગ શોધી રાખ્યો છે, તે શાસ્ત્રસિદ્ધ મારો અનુભવેલો છે. બેજ શ્લોકમાં એ સાર છે તે સાંભળઃ—

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सतां संगो हि भेषजम् ॥
कामः सर्वात्मना हेयो हातुश्चेच्छक्यते न सः ।
मुमुक्षां प्रति कर्त्तव्यः सैव तस्यापि भेषजम् ॥

સંગ બિલકુલ ત્યાજ્ય છે. જો તેનો ત્યાગ ન થઇ શકે તો તે માત્ર

સજ્જનોનો કરવો, કારણ કે સત્પુરુષોનો સંગ તે ઔષધરૂપ છે.

કામનાનો તદ્દન ત્યાગ કરી દેવો જોઇએ, જો તે ન થઇ શકે તો મુક્તિની કામના કરવી એ યોગ્ય છે. એ પણ તેની ઔષધિ છે.

વિશુદ્ધાનંદ! તારે હજુ પણ ઉપદેશ લેવાની જરૂર હોય તો ભગવાન ભાષ્યકારનાં પુસ્તકોમાંથી લેજે. સાંભળ આ મારો છેવટનો ઉપદેશ છે હવે તને ઉપદેશ આપનાર કોઇ નહિ મળે.

વિશુદ્ધાનંદ! તું થોડાકજ દિવસોમાં બધાં શાસ્ત્રો અને બધી વિદ્યાઓ ભણી ચૂક્યો છે. ભૂમંડળમાં જન્મ લીધા પછી મનુષ્યે જે કાંઇ જાણવું જોઇએ તે બધું તું જાણી ચૂક્યો છે. તને ઉપદેશ આપવા જેવું હવે રહ્યું નથી. છતાં પણ સ્નેહ થોડું ઘણું બોલાવ્યા વગર રહેતો નથી. તું જેવી રીતે થોડાજ દિવસોમાં વિદ્યાનો અધિકારી થયો છે, તેવીજ રીતે પ્રભુત્વ અને વિભૂતિનો અધિકાર પણ સત્વર પ્રાપ્ત કરીશ. તું વિભૂતિને છોડી બેઠો છે. પણ વિભૂતિ તને નહિ છોડે. પણ યાદ રાખજે કે, પ્રભુતા અને વૈભવ અનર્થનાં મૂળ છે. અહંકાર તેમનો અનુગામી છે. અહંકારી પુરુષ બીજા કોઇ મનુષ્યને મનુષ્યજ સમજતો નથી. તેનો સ્વભાવ એવો ઉદ્ધત થઇ જાય છે કે, તે પોતાના મતથી વિરુદ્ધ વાત સાંભળતાં લાલચોળ થઇ જાય છે; અને ગમે તેવું સાહસ કરી બેસે છે. ઐશ્વર્યશાળીને ઉપદેશ આપનાર કોઇ વિરલોજ હોય છે; નહિ તો જેવી રીતે ગુફાની પાસે અવાજ કરવાથી તેનો પ્રતિધ્વનિ થાય છે, તેવી રીતે ઐશ્વર્યશાળી પુરુષની પાસે બેસનારાઓ પણ હાજી હા કર્યા કરે છે. આશા છે કે તું આ બધી બાબતો ઉપર ધ્યાન આપીને કર્તવ્યનું પાલન કરીશ. વિશ્વરૂપ આદિ તારા ગુરુબંધુઓને આત્મવત્ ગણજે.

જો તારા ચિત્તમાં પરોપકારની વાસના હોય તો મીમાંસા આદિ શાસ્ત્રોનો પ્રચાર કરજે. કારણ કે શાસ્ત્રોના પ્રચારથીજ બ્રાહ્મણનું બળ વધે છે અને બ્રહ્મબળ ઉપર ચારે વર્ણનો આધાર છે.

જો કે સંન્યાસીને માટે અધ્યયન, અધ્યાપનનો પણ નિષેધ છે તો પણ મારે કહેવું જોઇએ કે, કલિયુગમાં દુષ્કર્મોથી બચવાનો એના કરતાં બીજો કોઇ ઉપાય નથી. મેં પોતે એ કામ પ્રસન્નતાપૂર્વક કર્યું છે અને તમને કરવાની સંમતિ આપું છું. અંતસમયમાં બધા પોતાના વારસને કાંઈ ગુપ્ત ધન આપતા જાય છે, પરંતુ મારી પાસે જે ગુપ્ત ખજાનો હતો તે તો હું પહેલેથીજ તને આપી ચૂક્યો છું. જે ગુપ્ત નિધિની આચાર્યપરંપરાથી રક્ષા થતી આવી છે, તે નિધિ સંસ્કૃત ભાષાની રક્ષા કરજે. મારો નિશ્ચય છે કે શ્રીધર પંડિત આદિ મારા બીજા શિષ્યો અને તું મળીને એ બાબતમાં યથાસાધ્ય પ્રયત્ન કરશો. વિદ્યા બચી રહેશે તો હિંદુઓનું સર્વસ્વ બચ્યું છે એમ જાણજે. તેના સંરક્ષણની ખાતર દુઃખ પણ ખમવું પડે તો તેને સુખરૂપ ગણી સહન કરી લેજે.

હું કહી ચૂક્યો છું કે, આ મારો અંતિમ ઉપદેશ છે. ક્ષણધ્વંસી શરીરને માટે જે કોઇ ચિંતા કરે તેને માટેજ ખરું જોતાં બીજાઓએ ચિંતા કરવી જોઇએ. હવે જેટલા દિવસ આ શેષસમાગમ રહે તેટલા દિવસ કેવળ પરમાર્થનું ચિંત્વન કરવું જોઇએ. કોઇ પણ જાતની કાયરતા બતાવીને, સામાન્ય મનુષ્યોની પેઠે મારી પાછળ શોક કરવો એ મારા આત્માને કષ્ટ પહોંચાડવા બરોબર છે. તું ધીરજવાળો છે પરંતુ વિશ્વરૂપને મારી સલાહ છે કે, એણે સંન્યાસીની માફક ધીરતા રાખવી."

સ્વામી વિશુદ્ધાનંદજી ઘણા વજ્રહૃદયના પુરુષ હતા, તોપણ ગૌડસ્વામીનો આ ઉપદેશ સમાપ્ત થયા પછી એમનું હૈયું ભરાઈ આવ્યું. પોતાની કાયરતા જોઇને ગૌડસ્વામીને છેલ્લી ઘડીએ કષ્ટ પહોંચશે એવું ધારીને ઘણી મહેનતે એમણે ધીરજ પકડી. પરંતુ સ્વામી વિશ્વરૂપ એ સમયે ગૌડસ્વામીજીના ઓશીકા આગળ બેઠા હતા. એમનું મોં ગૌડસ્વામીથી દેખાતું નહોતું. એ તો પ્રથમથીજ

મોં દબાવીને રોવા લાગ્યા હતા, તેમાં મહારાજના અંતિમ શબ્દો સાંભળ્યા એટલે તો તે ચીસ પાડીને રોઇ પડ્યા અને એકદમ ત્યાંથી ઊઠી ગયા. મહારાજે વિશ્વરૂપને આશ્વાસન આપવાનું વિશુદ્ધાનંદને કહ્યું. વિશુદ્ધાનંદજીએ ગુરુની આજ્ઞા મુજબ વિશ્વરૂપજીને તો આશ્વાસન આપ્યું, પણ પોતાના હૃદયનો આવેશ એમનાથી રોકી શકાયો નહિ. તે દશાશ્વમેધેશ્વરના શિવાલયમાં જઇને રોવા લાગ્યા. એ દિવસે કોણ જાણે શાથી એમને માતપિતા, મામામામી બધાં યાદ આવ્યાં.

ગૌડસ્વામીની દશા ક્ષણે ક્ષણે બદલાતી ગઇ. આહાર ઓછો થઇ ગયો, ઊઠવાબેસવાની શક્તિ રહી નહિ; સ્વર બેસી ગયો, ત્યારે લોકો ગૌડસ્વામીના જીવન માટે નિરાશ થયા. ઔષધ ઉપર પ્રથમથીજ એમની રુચિ નહોતી. પહેલાં પણ મંદવાડની વખતે કદી દવા ખાધી નહોતી. પરંતુ આ વખતે શિષ્યોના અત્યંત આગ્રહથી બેએક વૈદ્યોની દવા પણ પીધી, પરંતુ કશાથી વળતી દશા થઇ નહિ. બીજી તરફ એમના આશામુગ્ધ શિષ્યો દેવતાઓનું અનુષ્ઠાન કરવામાં તત્પર હતા. સ્વામી વિશ્વરૂપ અને પંડિત વિભવરામ આદિ એમના આરોગ્ય માટે સ્તોત્રપાઠ કરતા હતા, બૈજનાથજીના મંદિરમાં રુદ્રાભિષેક થતો હતો. વિશ્વનાથજીનાં ઊતરેલાં બીલીપત્રોનો ઘણા શિષ્યો સ્વામીજીના શરીરને સ્પર્શ કરાવતા હતા, કે કદાચ એના સ્પર્શથી ગુરુજીનો જ્વર શાંત થાય. પરંતુ દૈવે કોઇનો પણ મનોરથ સફળ ન કર્યો.

સ્વામી વિશ્વરૂપ આદિ શિષ્યો વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા કે જ્યારે કોઇ વિદ્યાર્થી માંદો પડતો હતો, ત્યારે આપ ઈશ્વરપ્રાર્થના કરીને એને સાજો કરી દેતા હતા; આ વખતે પણ આપ એકવાર ભગવાન વિશ્વનાથને નિવેદન કરો. જ્યાંસુધી આપ પોતે આરોગ્ય થશો નહિ ત્યાંસુધી બીજાઓના વ્યાધિનું પણ નિવારણ

થઇ શકશે નહિ. પરંતુ ગૌડસ્વામી એ બધી વાતો ઉપર લક્ષ આપતા નહિ. એ કહેતા કે, "આ શરીર વિનાશી અને મળમૂત્રનો ભંડાર છે. એની ખાતર ભગવાનની પ્રાર્થના કરું? શિવ! શિવ!! મારું આ સડેલું શરીર શા કામમાં આવવાનું છે?"

એક દિવસ સ્વામી વિશ્વરૂપજી દવાનો ઉકાળો પાવા લાગ્યા, તો ગૌડસ્વામીજીએ પીવાની ઇચ્છા ન દર્શાવી અને કહ્યું: "ઘણું પીધું. હવે બંધ કરો." વિશ્વરૂપનાં નેત્રોમાં જળ આવેલું જોઇને ગુરુજીએ કહ્યું: "વિશ્વ! આ વિનાશી શરીરમાં આટલી મમતા શા સારુ?"

વિશ્વરૂપ—હું નથી જાણતો કે એટલી મમતા શા સારુ થાય છે.

સ્વામી—કેવળ ભ્રાંતિ અને અજ્ઞાનને લીધે. થોડી વાર થોભી જઇને ફરીથી બોલ્યા: "વિશ્વરૂપ! તને મારાં દર્શનથી આનંદ થાય છે કે દુઃખ?"

વિશ્વરૂપ—પરમાનંદ પ્રાપ્ત થાય છે.

સ્વામી—અને મને આનંદ મળ્યાથી?

વિશ્વરૂપ—અત્યંત આનંદ.

સ્વામી—બસ, હવે તારા ને મારા આનંદનો સમય નિકટ છે. હું પરમગુરુનાં દર્શન કરીશ ને તેથી તને અત્યંત આનંદ થશે.

સ્વામીજી એટલું કહી રહ્યા એટલામાં વિશ્વરૂપજીના હાથમાંથી ઔષધનું વાસણ નીચે પડી ગયું અને બધી દવા ઢોળાઇ ગઇ. આ અપશુકનથી એ ગભરાઇ ગયા અને નીચું મોં રાખીને રોવા લાગ્યા. એ દેખાવ જોઇને ગૌડસ્વામીજીએ ધમકાવીને કહ્યું: "બસ, એટલીજ વારમાં બધું ભૂલી ગયો? રોવા શું કામ માંડયું?"

વિશ્વરૂપ બોલ્યા: "ક્યાં રોઉં છું? આ હું રોતો નથી, પણ નેત્ર રડે છે, હું તો ઘણોએ ચાહું છું કે આપની આજ્ઞા પાલન કરું."

સ્વામીજીએ હસીને કહ્યું: "વિશ્વ! કોની ચિંતા કરે છે?

નિત્ય આત્માની ચિંતા શી? અને અનિત્ય શરીરની ચિંતા શી?

"માણસ ગમે તેટલી ચિંતા કરે તોપણ શરીરનો અવશ્ય નાશ થશે, પરંતુ આત્મા સદા અમર છે. વત્સ! તું એ આત્માને વિનાશી ન ગણીશ.

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।**
**अजो नित्यः शाश्वतोयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**

( કઠ. ૧. ૨ )

"બ્રહ્મનિષ્ઠ! તું શું વસ્તુતઃ વિશ્વરૂપ છે?"

વિશ્વરૂપઃ "ના तत्त्वमसि"

આ ઉપદેશ મળ્યા પછી વિશ્વરૂપજીએ કદી ગુરુજી આગળ શોક ન કર્યો. શાંતિ અને ધૈર્યપૂર્વક સેવા કરતા રહ્યા અને છેવટે "औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः ।" એ વાક્ય ઉપર વિશ્વાસ રાખ્યો.

પોષ સુદિ પ્રતિપદાની રાતે ગૌડસ્વામીનો વ્યાધિ વધી પડ્યો. આખી રાત બધા જાગતા રહ્યા અને ઉપનિષદ સંભળાવતા રહ્યા. અંતસમયનાં લક્ષણ દેખાયાથી સ્વામી વિશુદ્ધાનંદજીએ પૂછ્યું: "મહારાજ! શરીરમાં પીડા થાય છે?" સ્વામીજીએ હસીને ઉત્તર આપ્યો: "હું ઘણો પ્રસન્ન છું." વિશુદ્ધાનંદજીએ ફરીથી પૂછ્યું: "અમને કાંઈ આજ્ઞા આપો; કર્તવ્ય બતાવો. અમે તેનું પાલન કરીશું. કોઈ વાતની અભિલાષા હોય તો તે પ્રગટ કરો. હમણાં ને હમણાં તે પૂરી કરવામાં આવશે."

ગુરુજીએ કહ્યું: "જે કહેવું હતું તે કહી ચૂક્યો છું, હવે મને કોઈ પણ વાતની ઇચ્છા નથી."

"ॐ तत्सत्" એ સ્વામીજીના છેલ્લા શબ્દો હતા. ત્યાર પછી ૐકાર વગર બીજા કોઈ શબ્દનું એમણે ઉચ્ચારણ ન કર્યું.

પોષ સુદિ બીજને દિવસે કાનોકાન ઘેરેઘેર કાશીમાં દુઃખદા-

ચક સમાચાર પહોંચી વળ્યા કે, આજ વારાણસી નગરીના કીર્તિ-સ્તંભ રૂપ ગૌડસ્વામીજીએ જીવનલીલા સંવરણ કરી. વજ્રાઘાતસમાન આ હૃદયવિદારક સમાચાર જેણે જેણે સાંભળ્યા તેના તેના મુખમાંથી ઊંડો નિઃશ્વાસ નીકળ્યો. લોકો કહેવા લાગ્યાઃ “હાય! હવે એમના જેવી શાંતિ ક્યાં દીઠામાં આવશે? હવે વિદ્યાર્થીઓની ખબરઅંતર કોણ લેશે? સરસ્વતીની કદર કોણ કરશે? ઋષિઓનો આદર્શ ક્યાં જોવામાં આવશે? નૃપતિઓની ઉપેક્ષા કોણ કરશે? સાધુઓનું સમાધાન ક્યાં થશે? વગેરે વગેરે વાક્યોથી લોકો શોક પ્રગટ કરવા લાગ્યા.

સ્વામીજીના પરમપદ પામ્યાના સમાચાર સાંભળીને લોકો દોડતા દોડતા આવવા લાગ્યા. જોતજોતામાં કાશીના મોટા મોટા સંન્યાસીઓ, પંડિતો, વિદ્યાર્થીઓ, અહલ્યાબાઈના ઘાટ ઉપર આવી પહોંચ્યા; કુલીન સ્ત્રીઓ પણ પડદાનો ત્યાગ કરીને આજે મહાપુરુષ ગૌડસ્વામીનાં દર્શનાર્થે રાજમાર્ગમાં ચાલવા લાગી.

બધા શિષ્યોએ મળીને ધીરતાથી વૈદિક મંત્રોચ્ચારણપૂર્વક ગૌડસ્વામીના દેહને સ્નાન કરાવ્યું. સુંદર કાષાય વસ્ત્ર પહેરાવીને પુષ્પમાળાથી એમના કંઠને, વિભૂતિથી મસ્તકને અને ચંદનથી અંગને સુશોભિત કર્યું. એ વખતે એમના કૃશ દેહમાં અપૂર્વ તેજ જણાવા લાગ્યું. અત્યાર સુધી બધા લોકો ધૈર્યપૂર્વક કામ કરી રહ્યા હતા. ગુરુદેવ મરી ગયા નથી, પરંતુ કોઈ યાત્રાને માટે તૈયારી કરી રહ્યા છે એવું એમને લાગતું હતું. પરંતુ એ અવસ્થા એકદમ બદલાઇ ગઈ. અશ્રુથી ગદ્ગદ થયેલા ચિત્તે સ્વામી વિશુદ્ધાનંદજીએ કહ્યું કે, “હવે વિલંબ ન કરો. શેષ પુષ્પાંજલિ સમર્પણ કરીને મહારાજને મણિકર્ણિકાના ઘાટ ઉપર લઇ ચાલો.” આ વચન સાંભળતાંવારજ સર્વેનાં ગળાં ભરાઇ આવ્યાં. ગુરુના ચરણારવિન્દ ઉપર શેષ પુષ્પાંજલિ સમર્પણ કરતી વખતે ભાગ્યેજ કોઇ એવો વિરલો

હશે કે જેણે પુષ્પોની સાથે આંખોનું જળ પણ ન ચડાવ્યું હોય. સ્વામી વિશુદ્ધાનંદનું ધૈર્ય ન રહ્યું તો પછી બીજાઓનું તો પૂછવું જ શું?

સ્વામીજીનું વિમાન ભક્તોએ ઉપાડયું. હરિનામકીર્તન અને સ્તોત્રોચ્ચારનો ધ્વનિ થવા લાગ્યો. મૃદંગાદિ વાદ્યનો ધ્વનિ નગરનિવાસીઓના હૃદયને આઘાત પહોંચાડવા લાગ્યો. વિમાનની સાથે કાશીના દંડી, પરમહંસ અને ઉદાસીન આદિ વિરક્ત જનો તથા સારા સારા પ્રતિષ્ઠિત વિદ્વાનો અને બીજા સદ્ગૃહસ્થો તથા વિદ્યાર્થીઓ ચાલતા હતા. માર્ગમાં સ્ત્રીપુરુષો નીચાં વળીવળીને પ્રણામ કરતાં તથા પુષ્પ ફેંકતાં. વિમાન જ્યારે મણિકર્ણિકાના ઘાટ ઉપર પહોંચ્યું ત્યારે ત્યાં ઘણી ભીડ એકઠી થઇ.

કાશીમાં મણિકર્ણિકાનો ઘાટ ઘણો પવિત્ર અને મુક્તિપ્રદ મનાય છે. એનો લાંબો ઇતિહાસ આપી વાચકોનો સમય લેવાની અમારી ઇચ્છા નથી. એક પથ્થરના ટાંકામાં સ્વામીજીના દેહને મૂકીને એ પવિત્ર ઘાટ ઉપર ગંગાના પવિત્ર જળમાં ડુબાડી દેવામાં આવ્યો. જોતજોતામાં ગૌડસ્વામીનો દેહ ગંગાના પવિત્ર ખોળામાં સંતાઈ ગયો. નિરાશ હૃદયે શિષ્યવર્ગ પાછો ફર્યો.

પ્રિય વાચક! હવે આપણે ગૌડસ્વામીજીના જીવનચરિત્રનું દિગ્દર્શન કરીશું. ઉપર સંક્ષેપમાં એમના ચરિત્રનો સહેજ આભાસ આપવામાં આવ્યો છે. તેમનું વિસ્તૃત ચરિત્ર લખવા જતાં લાંબું પુસ્તક થાય એમ છે; પરંતુ ઉપર એમનો જે થોડો ઘણો પરિચય કરાવ્યો છે, તે ઉપરથી વાચકોની ખાતરી થઇ હશે કે, ગૌડસ્વામી એક અસાધારણ સંન્યાસી હતા.

કલિયુગમાં સંન્યાસાશ્રમનું યથાવત્ પાલન કરવું એ તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. જીવવા છતાં પણ પોતાની બધી ઇન્દ્રિયોને મારવા બરાબર છે. જીવતે જીવ પોતાની વાસનાઓને મારી શકતો નથી તે સંન્યાસી બ્રહ્મજ્ઞાન મેળવી શકતો નથી. તેનું

સંન્યાસ ગ્રહણ કરવું મિથ્યા છે. સંન્યાસીએ કેવા ત્યાગશીલ, દયાળુ અને પરોપકારી થવું જોઇએ એ ગૌડસ્વામીના ઉપદેશ અને ચરિત્ર દ્વારા સારી રીતે શીખી શકાય એમ છે.

મનુષ્ય માત્રનું ધન વિદ્યા છે અને તેની પ્રાપ્તિ પણ બાલ્યાવસ્થામાંજ યથાર્થરૂપે મળી શકે છે. વિદ્યાથી મનુષ્ય ભલે ધન પ્રાપ્ત કરી શકતો નહિ હોય પણ તેથી તેને એવું મીઠું ફળ મળે છે કે જે તેના જીવનને યથાર્થ સુખ આપે છે. ગૌડસ્વામી બાલ્યાવસ્થાથીજ વિદ્યાના પ્રેમી હતા. વિદ્યાની ખાતર માબાપને છોડીને ચાલ્યા ગયા તથા રૂપવતી સ્ત્રીની પણ ઉપેક્ષા કરી. વિદ્યાદ્વારા એમણે ધાર્યું હોત તો ધન પણ સારુ પેદા કરી શકત. શાસ્ત્રાર્થમાં જીતીને દૂર દેશાવરમાં ખ્યાતિ મેળવી શકત; પાઠશાળામાં કે રાજદરબારમાં પંડિત તરીકે રહીને સારો પગાર મેળવી શકત; પરંતુ એ બાબતો ઉપર તેમનું લક્ષ ગયુંજ નહિ; એક દિવસના સાધારણ બનાવ ઉપરથી એમના વિચાર બદલાઇ ગયા. આશાયુક્ત કુટુંબને છોડીને વૈરાગી બની ગયા; પરંતુ વિરક્ત બનીને પણ બાલ્યાવસ્થામાં પ્રાપ્ત કરેલી વિદ્યાને વૃથા ગુમાવી નહિ. વિદ્યાથીજ એમને શાંતિ પ્રાપ્ત થઈ અને વિદ્યાદાન આપીનેજ એ બ્રાહ્મણો ઉપર જિંદગીના અંત સુધી ઉપકાર કરતા રહ્યા. એમની સહાયતા વગર વિશ્વરૂપ, વિશુદ્ધાનંદ, શ્રીધર, હરજસરાય, વિભવરામ અને રામલાલ આદિ વિદ્વાનોનાં દર્શન કાશીવાસીઓને થાત કે નહિ એ સંદેહ છે. એક વિદ્વાનને લીધે બીજા કેટલા વિદ્વાન પાકી શકે છે, એ ગૌડસ્વામીના ચરિત્ર ઉપર ધ્યાન આપવાથી જણાઇ આવે છે.

વૃદ્ધ માતાપિતા અને નિઃસંતાન યુવતી સ્ત્રીનો ત્યાગ કરીને આ પ્રમાણે યુવાવસ્થામાં સંન્યાસી થવું એ કદાચ વાચકોને અનુચિત લાગ્યું હશે અને એમ લાગતું હશે કે, ગૌડસ્વામી કેટલાંક વર્ષ સુધી માતાપિતાની સેવા કરીને તથા સ્ત્રીને સંતોષીને પુત્ર

પ્રાપ્તિ થયા પછી સંન્યાસ ગ્રહણ કરત તો વધારે સારું થાત. નિઃસંદેહ એમણે એવું કર્યું હોત તો વધારે સારું કર્યું ગણાત; પરંતુ એ વાત પણ વિચારવા જેવી છે કે, ઘરસંસારની માયાજાળમાં ફસાઈ પડયા પછી બહાર નીકળવું ઘણું અઘરું થઇ પડે છે. સમુદ્રના તરંગથી કોઈ વસ્તુ કિનારા ઉપર આવી શકે છે, પણ સમુદ્રની વચ્ચોવચ પડેલી વસ્તુનું નીકળવું દુઃસાધ્ય થઇ પડે છે. માટેજ શ્રુતિમાં કહ્યું છે કે "यदहरेव विरजेत तदहरेव प्रव्रजेत" અર્થાત્ જે દિવસે વૈરાગ્ય ઉત્પન્ન થાય તેજ દિવસે સંન્યાસ લેવો જોઇએ. પાછળથી કયું વિઘ્ન આવી પડશે તેની કોને ખબર છે?

નાશિક અને કાશીમાં ગૌડસ્વામી જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ નિરંતર વિદ્યાર્થીઓને ભણાવતા રહ્યા. એમણે એટલા બધા વિદ્યાર્થીઓને શિક્ષણ આપ્યું છે કે, ઘણા ગૃહસ્થાશ્રમી પંડિતો મળીને શિક્ષણ આપવા ધારત તોપણ એટલા બધા વિદ્યાર્થીઓને ન ભણાવી શકત. વિદ્યા ભણાવવી એ સંન્યાસીનો ધર્મ ન હોવા છતાં પણ પરોપકારની વાસનાથી ગૌડસ્વામી એ કાર્ય કરતા હતા અને માનતા હતા કે, સંસારના લડાઇઝઘડાઓમાંથી બચ્યા રહેવાનો ઉત્તમ ઉપાય અધ્યયન અને અધ્યાપનજ છે. વિદ્યાદાનને એ પોતાનો પરમધર્મ સમજતા હતા. આશા છે કે, ગૌડસ્વામીના આ સત્કાર્યનું અનુકરણ આધુનિક સમયના સંન્યાસીઓ કરશે.

ગૌડ અને દાક્ષિણાત્ય, દંડી તથા પરમહંસ બધી જાતના અને બધા સંપ્રદાયના લોકો ઉપર એ સ્નેહ અને સમાન ભાવ રાખતા હતા. કડવું વેણ કહેવું તથા તિરસ્કાર કરવો એ વાત તો એ શીખ્યાજ નહોતા. પરમહંસ લોકો, કુંભના મહાપર્વ પ્રસંગે ડંકાનિશાન સાથે એમની પૂજા કરતા હતા. અધ્યયનાર્થી દાદુપંથી સાધુ નિશ્ચલદાસજીને જો કે એમણે બ્રહ્મવિદ્યા ભણાવી નહોતી, તોપણ શૂદ્ર ગણીને એમનો તિરસ્કાર કદી કર્યો નહોતો. હમેશાં

આદરપૂર્વક એમનો સત્કાર કરતા તથા પ્રીતિથી વાતચીત કરતા. દયાળુ એવા હતા કે, એમના વિદ્યાર્થીઓને માતાપિતાની ખોટ કદી માલૂમ પડતી નહોતી. બીજાઓ મારફતે એમની દવા તથા સેવાચાકરી કરાવતા. કોઈ શિષ્ય હાજર ન હોય તો પોતેજ એની સેવા કરતા. આ દયાળુતા કેવળ વિદ્યાર્થીઓ ઉપરજ નહોતી; બીજા લોકો પણ એમની એ કૃપાના પાત્ર બનતા હતા. એક દિવસે રાતે કોઇ દીન ભિખારીને ટાઢથી ધ્રૂજતો જોઇને ચુપચાપ પોતાની કામળી ઓઢાડીને પોતે ચાલ્યા ગયા હતા. દિવસે જ્યારે એમના વિદ્યાર્થીઓ ગુરુજીની એ કામળી ઓળખીને એ બિચારાને પકડી ગયા ત્યારે બધો ભેદ ખૂલી ગયો અને સ્વામીજીની દીનવત્સલતાનો પરિચય મળ્યો. આમ ઘણીવાર ગૌડસ્વામીએ પોતાનાં વસ્ત્ર અને ભોજન આપી દઇને બીજાઓનાં દુઃખ દૂર કર્યાં હતાં.

સંન્યાસી થયા પછી ગૌડસ્વામીએ કદી કુટુંબીઓને સંભાર્યા નથી. અલબત્ત એમના કેટલાક સગાઓ વિદ્યા ભણવા આવ્યા હતા, તેમને બીજા વિદ્યાર્થીઓની પેઠે વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. એમના સંન્યાસી થયાના સમાચાર મળ્યાથી એમની પતિવ્રતા સ્ત્રી કાશી ગઇ હતી અને પ્રાણનાથનું એકવાર દર્શન કરીને કૃતાર્થ થઇ હતી. પોતાના વારંવાર જવાથી રખેને પતિના સંન્યાસધર્મમાં વિક્ષેપ પડે એ શંકાથી એ પતિવ્રતા સ્ત્રી ફરીથી કદી એમનાં દર્શન કરવા ગઇ નહોતી. રસ્તે જતાં આવતાં સ્વામીનાં દર્શન ગુપ્ત રીતે અવશ્ય કરી લેતી. ટૂંકમાં એજ કે શાંત, નિષ્પરિગ્રહ, પરમવિદ્વાન ગૌડસ્વામીજીનું ચરિત્ર ઘણુંજ શુદ્ધ હતું. તેમના જીવનનો આ ઈતિહાસ, તેમના સુયોગ્ય શિષ્ય અને ઉત્તરાધિકારી સ્વામી વિશુદ્ધાનંદજીના મુખે, હિંદી ભાષાના સુલેખક 'સુદર્શન'ના સંપાદક શ્રીયુક્ત પંડિત માધવપ્રસાદ મિશ્રને પ્રાપ્ત થયો હતો અને એમના લેખને આધારેજ આ ચરિત્ર લખાયું છે.

# श्रीनिम्बार्काचार्य

ભારતીય જીવનમાં એક પછી બીજા પ્રકારની વ્યક્તિઓ આવે છે, એક પછી બીજી શાખા બંધાય છે, અને એ બધું જાણે તર્કસિદ્ધ પ્રણાલિકાથી બને છે. એમાં પ્રગતિની દિશા છે, વિકાસની ઘટના છે, અને દેશનાં શારીરિક, સામાજિક તથા સાંસ્કૃતિક બળાબળોનું અનુસંધાન છે. આ દેશમાં ચિંતકોની જે મહાન પરંપરા ચાલી છે, તેણે માનવજ્ઞાનના મંદિરમાં એક કે બીજો ફાળો આપ્યો જ છે. એની યાત્રાનું છેલ્લું ધામ આવ્યું નથી, છતાં એ યાત્રા પોતે જ એટલી રસભરી છે.

આ ચિન્તકોએ એક બાજુ પ્રાચીન પ્રણાલિકાને નિષ્ઠાપૂર્વક આગળ ચલાવી છે, તો બીજી બાજુ સત્યની સતત આરાધના કરી છે. આથી, જે જે જુદાંજુદાં દર્શનો જોવામાં આવે છે, તે ખરી રીતે એક મહાન માનસના ઉદ્‌ગારો છે. એ એક માનસે આપણી સંસ્કૃતિનું ભવ્ય મંદિર રચ્યું છે, અને તેમાં અનેક ભીંતો છે, અનેક રસ્તાઓ છે, અનેક સ્તંભો છે, તેમજ અનેક ઝરૂખાઓ છે. એ ચિન્તકોને મતે તત્ત્વદર્શન એટલે ચિંતન અને અનુભવ ઉપર રચાયેલું વિશ્વદર્શન છે. એક વિચાર ચિંતન-માંથી સિદ્ધિ મેળવે છે, એટલે તે આચરણયોગ્ય ધર્મ બને

છે અને પરબ્રહ્મની દૃષ્ટિએ તેની કસોટી થાય છે. આથી, આપણે બીજાઓના અભિપ્રાયોને આનંદભેર સાંભળવાના રહે છે, અને આપણાથી વિરુદ્ધ મત ધરાવનારાઓ સામે કટાણું મોં કરવાનું રહેતું નથી.

દક્ષિણ ભારતમાં શ્રીરામાનુજાચાર્યે શ્રીસંપ્રદાયનો પ્રસાર સાધ્યો અને વિશિષ્ટાદ્વૈતદર્શનનું સંસ્થાપન કર્યું. મધ્યકાલની ભક્તિગંગાના પ્રવાહમાં એ ઘટના મહા અગત્યની છે લગભગ એ જ ગાળામાં એટલે લગભગ બારમી સદીમાં મથુરાની આજુ-બાજુ ભક્તિનો જરા નોખો તરી આવતો પ્રવાહ ચાલ્યો છે. એમાં ભાવનાના ઉછાળા કાવ્યત્વની ઊર્મિઓમાં રમી નવનવા રંગો ઉપજાવે છે. આ પ્રેમલક્ષણા ભક્તિમાં આંખો તરસી રહી છે, હૃદય ઝૂરી રહ્યું છે, અને વિરહ જ એનો વૈભવ બન્યો છે. શ્રી રામાનુજાચાર્યના શ્રીસંપ્રદાયમાં લક્ષ્મીનારાયણની સેવા છે, તો આ ભક્તિમાર્ગમાં રાધાકૃષ્ણની આરાધના છે. આમ, શ્રીસંપ્રદાય ધ્યાનપરાયણ છે, તો આ મથુરા પ્રદેશનો સંપ્રદાય પ્રેમલક્ષણવાળો છે. નિમ્બાર્કાચાર્ય આ પ્રેમલક્ષણા ભક્તિના પ્રવર્તક છે અને એમનું દર્શન દ્વૈતાદ્વૈત છે.

દક્ષિણ ભારતમાં ગોદાવરીના તટ પર વૈદૂર્યપત્તનની નજીક અરુણાશ્રમમાં આ નિમ્બાર્કનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ અરુણમુનિ કે જગન્નાથ હતું. એમની માતાનું નામ જયંતી-દેવી હતું. નિમ્બ ગામના હોવાથી એમને નિમ્બાર્ક કહેવામાં આવ્યા છે. કોઈ એમને નિયમાનન્દ નામે પણ ઓળખાવે છે. આમ દક્ષિણ-માં જન્મ થયો હતો, છતાં નિમ્બાર્કાચાર્ય મોટે ભાગે મથુરાની આસપાસ જ વધારે રહ્યા હતા. આજે પણ એમના સંપ્રદાયના અનુયાયીઓ ઉત્તર હિંદ, મથુરા અને બંગાળના કેટલાક ભાગોમાં છે. કોઈ એમને સુદર્શનચક્રના અવતાર માને છે,

તો ઘણા એમને સૂર્યાવતાર ગણે છે. એમનો સૂર્યાવતાર હોવા સંબધમાં સંપ્રદાયમાં આવી એક આખ્યાયિકા ચાલે છે: એક વાર આચાર્યશ્રી યમુનાતટ પાસેના ધ્રુવક્ષેત્રમાં રહ્યા હતા. ત્યાં કોઇ દંડી સંન્યાસી કે જૈન મુનિ એમને આશ્રમે આવ્યો. નિમ્બાર્ક તેની સાથે ભગવદ્દ્ચર્ચામાં રોકાઈ ગયા અને ખબર પણ રહી નહિ કે સૂર્ય ડૂબી ગયો છે! અતિથિને ભોજન અપાયું નહોતું, તેવામાં આ સૂર્યાસ્ત થયો. વળી, અતિથિને સૂર્યાસ્ત પછી ભોજન લેવાનો નિષેધ હતો, અને આચાર્યશ્રી અતિથિ ભૂખ્યો રહે તેથી વેદના ભોગવી રહ્યા હતા. આ વખતે સૂર્યનારાયણનું બિમ્બ ફરી ઝળકી રહ્યું, અને નિમ્બાર્કાચાર્યે અતિથિનો ભોજનસત્કાર કર્યો.

નિમ્બાર્કાચાર્યની જન્મસંવત ચોકસ મળતી નથી, પણ તેઓ શ્રીરામાનુજાચાર્યની પછીથી થયા હતા એટલું નિશ્ચિતપણે જાણી શકાય છે. એમના શિષ્ય હરિવ્યાસદેવ લખ્યું છે કે આચાર્યશ્રી વૈશાખ સુદ ત્રીજે જન્મ્યા હતા. પણ એમાં સંવત આપી નથી, એટલે પંડિતોનું અનુમાન છે કે નિમ્બાર્કાચાર્ય ઈ. સ. ૧૧૬૪ની આસપાસ સુધી આ જગતમાં હતા. આ આચાર્યે વેદાન્તસૂત્ર ઉપર 'વેદાન્તપારિજાત સૌરભ' નામની ટીકા લખી છે તેમજ 'દશશ્લોકી' અથવા 'સિદ્ધાન્તરત્ન' નામનો એક બીજો ગ્રંથ રચ્યો છે. એમના શિષ્યો અને પ્રશિષ્યોએ આ બંને ગ્રંથો ઉપર ટીકાઓ રચી છે, અને એમની પરંપરાના દેવાચાર્યે 'સિદ્ધાન્ત જાહ્નવી' નામનો ગ્રંથ લખ્યો છે. દ્વૈતાદ્વૈત અથવા ભેદાભેદદર્શન સમજવા માટે આ બધાં પુસ્તકો ઉપયોગી છે. હજુ એ સંપ્રદાયનું ઘણું સાહિત્ય અપ્રસિદ્ધ પણ રહ્યું છે.

નિમ્બાર્કાચાર્યના દ્વૈતાદ્વૈતદર્શનની થોડી ઓળખ લેવી

આવશ્યક છેઃ જડ જગત, જીવ અને બ્રહ્મ એ ભોગ્ય, ભોક્તા અને નિયંતા છે. વસ્તુતઃ એ ત્રણે ભિન્ન છે. છતાં, જડ જગત અને જીવનાં સ્વરૂપ, સ્થિતિ અને પ્રવૃત્તિ સર્વથા ઈશને અધીન છે તેમજ એ સર્વ ઈશથી વ્યાપ્ત છે. આ રીતે જડ જગત અને જીવનો ઈશ્વરથી અભેદ છે. અચિન્ત્ય, અનન્ત અને અઘ-ટિત ઘટનામાં કુશળ શક્તિવાળા બ્રહ્મમાંથી એની ઇચ્છાથી જ–એના સંકલ્પથી–આ જગત ઉત્પન્ન થાય છે. એટલે કે, આ જગત બ્રહ્મનું, પોતાની શક્તિદ્વારા, પરિણામ છે. બ્રહ્મ જગત-નું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે–એ બ્રહ્મસૂત્રનો મત છે. નિમ્બાર્કાચાર્ય આ મતને આ પ્રમાણે ઘટાવે છેઃ સૂક્ષ્મ અવ-સ્થાને પામેલા, અને પોતપોતાની સ્વાભાવિક શક્તિ ધરાવનારા ચેતન અને અચેતન પદાર્થોને બ્રહ્મ પોતાની શક્તિથી સ્થૂલરૂપે પ્રકટ કરે છે. આથી બ્રહ્મ એનું ઉપાદાન કારણ છે. વળી, પોતપોતાના અનાદિ કર્મસંસ્કારને વશ થયેલા તથા સ્મૃતિ અત્યંત સંકુચિત હોવાથી જ્ઞાન માટે અયોગ્ય જીવોને ઈશ્વર કર્મનાં ફળ ભોગવવા યોગ્ય જ્ઞાન આપે છે અને એમ કર્મના ફળરૂપ તે તે ભોગોનાં સાધનો સાથે જીવોનો સંયોગ કરી આપે છે, માટે બ્રહ્મ એ નિમિત્તકારણ છે.

જીવ જ્ઞાનસ્વરૂપ, સ્વયંજ્યોતિ, ચૈતન્યરૂપ અને અણુ છે. વળી તે જ્ઞાતા, કર્તા અને ભોક્તા છે. તે હરિને અધીન છે, અને શરીરના સંયોગ તથા વિયોગને યોગ્ય તેમજ જુદાજુદા દેહમાં જુદોજુદો છે. આવા જીવો અસંખ્ય છે.

આ જીવનું સ્વરૂપ અનાદિ માયાથી વીંટાયેલું છે. આથી એ ઓળખાતું નથી. છતાં, ભગવત્કૃપાથી કેટલાક ભક્તો એને જાણી શકે છે. આ જીવોના બદ્ધ, મુક્ત અને બદ્ધમુક્ત એમ ત્રણ ભેદો છે. બદ્ધના બુભુક્ષુ અને મુમુક્ષુ એમ બે ભેદો છે.

મુમુક્ષુઓમાં બે ભેદ નીચે પ્રમાણે છે–(૧) ભગવદ્ભાવાપત્તિરૂપ મોક્ષની ઇચ્છાવાળા, અને (૨) નિજસ્વરૂપને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા. બુભુક્ષુઓ વિષયને લગતા આનન્દને ઇચ્છે છે. તેમના બે ભેદ આ પ્રમાણે છેઃ ભાવીમાં શ્રેય મેળવનાર અને નિત્ય સંસારી. મુક્ત જીવોમાં નિત્યમુક્ત અને મુક્ત એમ બે પ્રકારો છે. આમાં કિરીટ, કુંડલ, વંશી વગેરે ભગવાનના અલંકારો અને વિષ્વક્સેન તથા ગરુડ વગેરે ભગવાનના પાર્ષદો એ નિત્યમુક્ત છે. સંસારમાંથી જેઓ ભગવત્કૃપાથી મુક્ત થાય છે તેઓ મુક્ત છે. આમાં પણ કેટલાક ભગવદ્ભાવને પામે છે, તો કેટલાક પોતાના સ્વરૂપના અનુભવથી સંતુષ્ટ રહે છે.

આગળ જડ વિશે કહ્યું છે. એ જડ ત્રણ પ્રકારનું છેઃ (૧) અપ્રાકૃત–પ્રકૃતિમાંથી ન ઉત્પન્ન થયેલું, (૨) પ્રાકૃત–પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું, અને (૩) કાળસ્વરૂપ. આમાં જે પ્રાકૃત છે તે જ માયા અથવા પ્રધાન છે. એ પ્રાકૃતના શુક્લ, લોહિત અને કૃષ્ણ (સત્ત્વ, રજ, અને તમ) એમ ત્રણ ભેદો છે. આ પ્રાકૃત અચેતનમાં સર્વ જડ સૃષ્ટિ આવી જાય છે. એ પ્રકૃતિમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ અને સૃષ્ટિનો વિસ્તાર વગેરે પૌરાણિક સાંખ્ય તથા પૌરાણિક ભૂગોળને અનુસરી માનવામાં આવ્યો છે. જે જડ કાળસ્વરૂપ છે તેનો વિસ્તાર પણ પૌરાણિક છે. હવે અપ્રાકૃત જડ રહ્યું. તેનું વર્ણન એ મતમાં આ પ્રમાણે છેઃ ભગવાનના ધામમાં નગર, ગૃહ, રસ્તા, આયુધ, વાહન, અલંકારો વગેરે જે ભગવાનના તથા મુક્તોના ઉપભોગ માટે છે, તે બધું જ્યોતિઃસ્વરૂપ અપ્રાકૃત છે. તે પ્રકૃતિનું કાર્ય નથી, પણ ભગવાનના અનાદિ સંકલ્પથી થયું છે અને એને ઉત્પત્તિ, ક્ષય વગેરે પ્રકૃતિના નિયમો લાગતા નથી અને એ દિવ્ય, અનાદિ તથા નિત્ય છે.

પરમાત્મા પોતામાં કોઈ પણ દોષ નથી. તે સર્વ કલ્યાણ-ગુણોનો રાશિ છે. એ વ્યૂહોના અંગી, વરેણ્ય, કમલનેત્ર, પરબ્રહ્મ હરિકૃષ્ણનું નિમ્બાર્કમતમાં ધ્યાન કરવામાં આવે છે. આ કલ્યાણગુણોમાં જ્ઞાન, શક્તિ તથા બળ વગેરેની ગણના કરવામાં આવી છે. આ ગુણો અપ્રાકૃત એટલે કે દિવ્ય છે. ભગવાન વ્યૂહોના અંગી છે, એટલે કે વ્યૂહો એ ભગવાનનાં અંગો છે—એની મૂર્તિઓ છે. વાસુદેવ વગેરે ચાર વ્યૂહો છે, અને કેશવ તથા ગોવિન્દ વગેરે બાર ઉપવ્યૂહો છે. અવતારો પણ વ્યૂહમાં સમાવી લેવામાં આવે છે. આ અવતારો ત્રણ પ્રકારના છે. બ્રહ્મા અને રુદ્ર વગેરે ગુણાવતાર છે; સમષ્ટિ અને વ્યષ્ટિના અંતર્યામીઓ પુરુષાવતાર છે; અને મત્સ્ય તથા કૂર્મ વગેરે લીલાવતારો છે. આ છેલ્લામાં આવેશાવતાર (નર, નારાયણ, કપિલ વગેરે) અને સ્વરૂપાવતાર એમ બે ભેદો છે. સ્વરૂપાવતારમાં અંશાવતાર અને પૂર્ણાવતાર એ બે પ્રકારો છે. પૂર્ણાવતારમાં નૃસિંહ, દશરથનંદન રામ અને કૃષ્ણને ગણવામાં આવ્યા છે.

આગળ પરમાત્માને—બ્રહ્મને—દોષરહિત વર્ણવવામાં આવ્યા છે. એ દોષ એટલે પાતંજલયોગમાં બતાવેલાં ક્લેશ, કર્મ, વિપાક અને આશય સમજવાના છે. આ પરમદેવ કૃષ્ણને વામાંગે આનંદથી વિરાજતી દેવી વૃષભાનુજા—રાધા છે. તે શ્રીકૃષ્ણના જેવી જ સૌન્દર્યવાળી છે, હજારો સખીઓથી વીંટળાયેલી છે, અને સર્વ ઇષ્ટ કામનાઓને આપનારી છે. આ 'રાધા'માં લક્ષ્મીનો ધ્વનિ પણ કાઢવામાં આવે છે. વળી, ટીકાકાર કહે છેઃ 'રુક્મિણી, સત્યભામા અને વ્રજશ્રી (રાધા) સાથે ભગવાન પુરુષોત્તમ વાસુદેવ નિમ્બાર્કસંપ્રદાયના વૈષ્ણવો માટે ઉપાસના કરવા યોગ્ય છે.'

અજ્ઞાનરૂપી અંધકાર પુરુષોત્તમની પ્રાપ્તિ થવા દેતો નથી. એ અજ્ઞાનના સંબંધનો નાશ કરવા માટે નિત્ય પુરુષોત્તમની ઉપાસના કરવી જોઇએ. આ રીતે સનન્દન આદિ મુનિઓએ નારદને કહ્યું હતું, એમ નિમ્બાર્ક સંપ્રદાયની માન્યતા છે. આથી, એ સંપ્રદાયને સનકાદિથી ચાલેલો કહેવામાં આવે છે. આ જે સંવાદનો ઈશારો કરવામાં આવ્યો છે, તે સંવાદ છાંદોગ્ય ઉપનિષદના સાતમા અધ્યાયમાં છે. આ સંપ્રદાય માને છે કે સનત્કુમારે નારદજીને જે વિદ્યા આપી હતી, તે જ વિદ્યા નારદજીએ નિમ્બાર્કાચાર્યને ઉપદેશી હતી. સંભવ છે, આ સંવાદ ઉપરથી નિમ્બાર્કાચાર્યે પોતાનું દર્શન બાંધ્યું હોય.

'દશશ્લોકી'માં આગળ કહ્યું છેઃ 'શ્રુતિ અને સ્મૃતિ પ્રમાણે સર્વ વસ્તુઓ બ્રહ્માત્મક છે. બ્રહ્મ જ સર્વ છે. એ વિજ્ઞાન યથાર્થ છે. વેદને જાણનારાઓનો એ જ મત છે. શ્રુતિ અને સૂત્રથી સર્વ પદાર્થો ત્રિરૂપ છે એ પણ સિદ્ધ છે. માટે એ પણ યથાર્થ છે.' આનો ભાવાર્થ આવો આવે છેઃ બ્રહ્મ એ સર્વ પદાર્થોનો અંતરાત્મા છે. સર્વનાં સ્થિતિપ્રવૃત્તિ એ બ્રહ્મ-ને જ અધીન છે. આથી, શ્રુતિએ કહ્યું છે કે સર્વ બ્રહ્મ છે. પણ ભોક્તા, ભોગ્ય અને નિયન્તારૂપ ત્રણ પદાર્થો વસ્તુતાએ જુદા છે, એમ શ્રુતિ અને બ્રહ્મસૂત્રનો મત છે, અને એ પણ સાચો છે. આ રીતે અભેદ અને ભેદ બંને ખરાં છે. આ જ દ્વૈતાદ્વૈતદર્શન છે.

બ્રહ્મા અને શિવ જેમના ચરણકમળને વંદન કરી રહ્યા છે, તે કૃષ્ણના ચરણારવિંદ સિવાય મોક્ષનો કોઇ બીજો માર્ગ નથી. ભક્તની ઇચ્છા પ્રમાણે ભગવાન કૃષ્ણ ધ્યાન થઈ શકે એવું રૂપ ધારણ કરે છે. આમ છતાં ભગવાનની શક્તિ અચિંત્ય છે અને એમનું તત્ત્વ સહેજે સમજી શકાય એવું નથી. આમ,

પરમાત્મા સ્વભાવથી તો બ્રહ્મા અને રુદ્રને પણ દુર્લભ છે. છતાં, તેમનામાં શરણાગતવત્સલતા, કરુણા અને દયા વગેરે ગુણો છે તેથી તેમનો આશ્રય કરનાર ભક્તોને તે સુલભ છે. પરમાત્માની આ પ્રાપ્તિ માટે ભક્તિ જ એક ઉપાય છે. ભગવાનનો આશ્રય કરનાર ભક્ત એકેય પુરુષાર્થ વગર આ પ્રાપ્તિ કરી શકે છે.

ત્યારે એ ભક્તિ ક્યારે ઉત્પન્ન થાય ? તો, ' દશશ્લોકી ' કહે છેઃ 'જેનામાં દૈન્ય વગેરે ગુણો હોય છે તેના ઉપર પરમાત્માની કૃપા થાય છે. એ કૃપાથી જ અનન્ય અધિપતિ મહાત્માની પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય છે.' આ ભક્તિમાં સાધનરૂપ અને ફળરૂપ એમ બે ભેદો છે. જે દૈન્ય કહ્યું છે, તેનો અર્થ પ્રપત્તિ સમજવાનો છે. એ દૈન્યમાં સાધનોનો ગર્વ ત્યજવાનો હોય છે, અને પરમાત્માની કૃપા ઉપર જ આધાર રાખવાનો હોય છે. રામાનુજાચાર્યજીના મત પ્રમાણે આ સંપ્રદાયમાં પણ પ્રપત્તિ અથવા શરણાગતિ છ પ્રકારની છે.

આ પ્રપત્તિથી ભગવત્કૃપા જાગે છે, અને એ ભગવત્કૃપાથી ભક્તિ ઉત્પન્ન થાય છે. ભક્તિનો અર્થ નિષ્કામભાવે ભગવાનની સેવા કરવી તે છે. આગળ ભક્તિના બે ભેદ કહ્યા છે. તેમાં સાધનરૂપ ભક્તિનું આવું વર્ણન છે—અનેક જન્મોનાં પુણ્યથી જે ભક્તિ ઉત્પન્ન થાય, તે સાધનરૂપ છે, અને તેમાં વૈદિક તથા પૌરાણિક એમ બે પ્રકાર છે. મધુવિદ્યા અને શાંડિલ્યવિદ્યા વગેરે વૈદિક અનુષ્ઠાનરૂપ ભક્તિને વૈદિક ભક્તિ કહેવામાં આવે છે; ત્યારે ભગવાનનું આરાધન કરવારૂપ ભક્તિ તે પૌરાણિક છે. વૈદિક ભક્તિનો અધિકાર ત્રિવર્ણને છે, અને પૌરાણિક ભક્તિનો અધિકાર શૂદ્રને પણ છે. બીજી ફલરૂપ અથવા પરાભક્તિ છે, તેનું વર્ણન નીચે પ્રમાણે છે. કર્મયોગ વગેરે ભગવાનની આજ્ઞા

પાળવાથી ભગવાન પ્રસન્ન થઈને જે ભક્તિ આપે છે અને જે આત્મજ્ઞાન થયા પછી ઉત્પન્ન થાય છે, તે ફલરૂપ ભક્તિ છે. એ ફલરૂપ પ્રેમલક્ષણા ભક્તિનું લક્ષણ આ છેઃ જેમ સામાન્ય માણસનું ચિત્ત વિષયોમાં રહે છે, તેમ એ ભક્તનું ચિત્ત સર્વદા ભગવાનના સ્વરૂપગુણ વગેરેમાં રહે છે.

'દશશ્લોકી'ના છેલ્લા શ્લોકમાં જણાવ્યું છે કે સાધુએ-ભક્તે ઉપાસ્ય (ઈશ્વર)નું રૂપ, ઉપાસકનું રૂપ, કૃપાનું ફળ (મોક્ષ), ભક્તિનું રૂપ અને ભગવત્પ્રાપ્તિમાં વિરોધી ભાવનું સ્વરૂપ એ પાંચ અર્થો જાણવા જોઇએ. એ સંપ્રદાય મોક્ષનું સ્વરૂપ આ પ્રમાણે બતાવે છેઃ સર્વ કર્મનો નાશ થઈ જાય, અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય, અને પછી સતત ભગવાનના સ્વરૂપનો અનુભવ થયા કરે એ જ ભગવત્‌ભાવાપત્તિ અથવા સાયુજ્ય કે સામ્યરૂપ મુક્તિ છે. આમાં ભગવાન સાથે ઐક્ય-નો ભાવ નથી—સાયુજ્ય કે સામ્ય જ છે. દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે અનાત્મામાં આત્મબુદ્ધિ, શ્રુતિ તથા સ્મૃતિ વગેરે ભગવાનની આજ્ઞાની ઉપેક્ષા, અસત્‌શાસ્ત્રની અભિલાષા, બીજા દેવોને અર્ચન, વંદન તથા નમસ્કાર વગેરે, પોતામાં સ્વતંત્ર-તાની ભાવના, અહંતા, મમતા અને ગુરુમાં અવિશ્વાસ વગેરે વૃત્તિઓ આ ભગવત્પ્રાપ્તિમાં આડ કરનારી છે,

આ સંપ્રદાયમાં ત્યાગી અને ગૃહસ્થ એમ બે ભાગો છે. આ લોકો શાંત કીર્તન કરે છે. પ્રસિદ્ધ ગાયનાચાર્ય તાન-સેનના ગુરુ હરિદાસ આ જ સંપ્રદાયના હતા. તેમણે પોતાનો ટટ્ટીપંથ નામનો સ્વતંત્ર મત પણ ચલાવ્યો હતો. હવે, આ સંપ્રદાયમાં પ્રેમલક્ષણા ભક્તિ કેવી રીતે પ્રકટે છે, તે નિમ્બા-ર્કાચાર્યની શિષ્યપરંપરામાં આવેલા ભક્તોનાં ભજનો ઉપરથી જોઈ શકાય છે. આ શિષ્યપરંપરામાં કેશવ કાશ્મીરી ખૂબ

મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેમણે અનેક હિન્દુઓને મુસ્લિમ થતા વાર્યા હતા, અને મુસલમાન બાદશાહોના ત્રાસ સામે હિન્દુઓનું રક્ષણ કર્યું હતું. આ કેશવ કાશ્મીરીના શિષ્ય શ્રીભટ્ટ પોતાના એક ભજનમાં ગાય છેઃ 'ઓ નેનાં! તમે ક્યારે રાધાજીની સુરંગ ચૂંદડીને અને મોહનવરના ઉપરણાને પાણીમાં ભીંજાયેલાં જોશો?' ત્યાં તો ભક્ત જુએ છે કે ઘટા જામી રહી છે, અને ચારેબાજુ જલસેના જામી છે, અને કુંજનિકુંજનાં શ્યામ ને શ્યામા ભીંજાઇ ગયાં છે! આ અતીવ સુંદર રૂપછટા જોઈને શ્રીભટ્ટની સુધબુધ જતી રહે છે. તે કહે છેઃ 'શ્રીભટ્ટ જુગલરૂપ બંસીવટ સેવત સબ સુખરાસી' આથી, ભક્ત કહે છેઃ 'બસો મેરે નૈનનમેં દોઉ ચંદ–ગૌરબદની વૃષભાનુનંદિની, શ્યામબરન નંદનંદ.' એ આનંદકંદને નીરખવામાં શ્રીભટ્ટ પ્રેમરસના બંધનમાં પુરાઈ રહે છે, અને કહે છેઃ 'આ દૃઢ ફંદમાંથી શાનો છૂટું?'

આ શ્રીભટ્ટના શિષ્ય શ્રીહરિવ્યાસદેવે પંજાબના ગઢચાબલ ગામમાં પશુવધ થતો રોકાવ્યો હતો. એમણે જ 'યુગલશતક' નામનો હિંદી ગ્રંથ લખ્યો, અને સંપ્રદાયમાં નવી પહેલ પાડી. આથી, આ ગ્રંથને 'આદિવાણી' પણ કહેવામાં આવે છે. આ હરિવ્યાસદેવે નિમ્બાર્કસંપ્રદાયમાં 'રસિક સંપ્રદાય' નામની શાખા ચલાવી છે, અને શ્રીકૃષ્ણના શૃંગારી સ્વરૂપની ઉપાસના એ જ એમનું સર્વસ્વ છે. શ્રીહરિવ્યાસદેવના શિષ્ય પરશુરામ દેવાચાર્ય મહાપ્રતાપી પુરુષ હતા. મુસલમાનોના અત્યાચાર રોકવાને માટે એમને અજમેર પાસે સલીમ ફકીર સાથે યુદ્ધ કરવું પડયું હતું. એમાં ફકીરે છેવટે હાર સ્વીકારી હતી. આ પછી આ સંપ્રદાયમાં યશસ્વી નામ સ્વામી હરિદાસજીનું છે. તે ભારે ત્યાગી, નિઃસ્પૃહ, અને રસિકશિરોમણિ હતા. 'ટટ્ટી-

સંપ્રદાય'ના એ ચલાવનાર હતા. અકબર બાદશાહ તાનસેનને લઈને આ ગુરુને દર્શને આવ્યો હતો, અને એમની અદ્‌ભુત શક્તિ જોઈને આશ્ચર્ય પામ્યો હતો. અકબરે તાનસેનને પૂછ્યું: 'આ તારા ગુરુએ તને સકલ વિદ્યા આપી લાગતી નથી. નહિ તો તું એમના જેવું સુંદર ન ગાઈ શકત?' તાનસેને કહ્યું: 'બાદશાહ! મારા ગુરુએ એક પણ વિદ્યા મારાથી છુપાવી નથી. પણ એક મોટો ભેદ રહ્યો છે, તેથી હું તેમના જેવું સુંદર ગાઇ શકતો નથી.' અકબરે કહ્યું: 'એવો તે કયો ભેદ છે, તાનસેન?' 'જહાંપનાહ!' તાનસેને ઉત્તર આપ્યો: 'મારા ગુરુ સકલ વિશ્વના સ્વામીની બંદગી કરે છે, ત્યારે હું તો ખોબા જેટલી પૃથ્વીના ધણીની કદમબોસી ઉઠાવું છું.' તાનસેનનો આ ભેદ જ હરિદાસજીની અનન્ય પ્રેમલક્ષણા ભક્તિનો વૈભવ સ્પષ્ટ કરી દે છે. આથી, હરિદાસજી કહે છેઃ 'ગહૌ મન સબ રસકો રસ સાર.'

# શ્રીમધ્વાચાર્ય

લગભગ સાતમી સદીથી દક્ષિણ ભારતમાં સંતો અને ધર્મસુધારકોની પરંપરાઓ ચાલી રહી હતી. શંકરાચાર્યના કેવલાદ્વૈતદર્શન પછી રામાનુજાચાર્યનું વિશિષ્ટાદ્વૈતદર્શન આવ્યું, અને એમ જ્ઞાન તથા ભક્તિ એ બંને માર્ગોને સુસ્થિતિ સાંપડી. આ બંને આચાર્યોનાં જીવનદર્શને પ્રજાજીવનમાં ચિરંતન છાપ પાડી છે, અને ધર્મની સનાતન શક્તિને અખંડરૂપે પ્રકટવાનું બળ આપ્યું છે. રામાનુજાચાર્ય પછી નિમ્બાર્કાચાર્યે આ દર્શનમાં તેમજ ભક્તિમાર્ગમાં પોતાનો જુદો ફાળો નોંધાવ્યો છે. દ્વૈતાદ્વૈતદર્શન અને પ્રેમલક્ષણા ભક્તિ એ બંને નિમ્બાર્કાચાર્યનું જીવનદર્શન છે. એમનો સંપ્રદાય ઉત્તર ભારતમાં વધારે ચાલ્યો છે, છતાં ભક્તિમાર્ગમાં એમણે જે નવું લક્ષણ વિકસાવ્યું છે તે ઐતિહાસિક મહત્ત્વનું છે. આ પછી ભારતવર્ષના ધર્મગગનમાં એક નવો તારક પ્રકાશી રહે છે. એ મધ્વાચાર્ય પણ દક્ષિણ ભારતની વિભૂતિ છે. એમણે દર્શનમાંથી અદ્વૈત જ ઉડાવી દીધું છે, અને પાંચ ભેદવાળા દ્વૈતવાદને સ્થાપિત કર્યો છે. એમની ભક્તિમાં ભગવાનની અખંડ સ્મૃતિનો આગ્રહ છે. આ મધ્વાચાર્યનો સંપ્રદાય દક્ષિણમાં કર્ણાટક જિલ્લામાં,

મહીસૂરમાં, અને ગોવાથી દક્ષિણ કર્ણાટકના પશ્ચિમ કાંઠા ઉપર છે તેમજ વૃંદાવન અને ઉત્તર હિન્દમાં પણ તે થોડા થોડા પથરાયેલો છે.

આઠમી સદીના ગાળામાં કાનડાપ્રદેશમાં ધર્મસંસ્કારનું એક મોજું આવ્યું હતું. વનવાસી કદંબરાજ મયૂરવર્માએ કેટલાંક બ્રાહ્મણકુટુંબોને આ પ્રદેશમાં આમંત્રણ આપી વસાવ્યા હતા. આ બ્રાહ્મણો કુમારિલ ભટ્ટના અનુયાયીઓ હતા, અને તેઓ કર્મમાર્ગને અનુસરતા હતા. પાછળથી શંકરાચાર્યના નિર્ગુણ બ્રહ્મવાદે આ બ્રાહ્મણોને આકર્ષ્યા, અને તેમણે શૃંગેરી-મઠની સ્થાપના કરી. આ મઠના આચાર્યોએ અદ્વૈતવાદનો પ્રચાર ચારેકોર કર્યો.

પણ, મંગલપ્રભાતનો ઉજમાળો ઉજાશ મધ્યપોરના તડકામાં આવ્યો, અને લોકોને અદ્વૈતવાદમાં ખામીઓ જણાવા લાગી. પંડિત નારાયણ તે વખતની સ્થિતિનો આવો હવાલો આપે છેઃ 'પ્રચલિત ધર્મવાદના આચાર્યો છાપરે ચઢીને ગાઈ બજાવીને કહેતા હતા કે આ સંસાર અસત્ય છે—મિથ્યા છે. બ્રહ્મ નિર્ગુણ છે, જીવ અને બ્રહ્મ એક છે, બધું જ કેવલ અદ્વૈત છે. આ દર્શનથી અને ચારિત્ર્ય ઉપરની તેની અસરથી કંઈ પવિત્ર પુરુષો અસંતોષ અનુભવી રહ્યા હતા. મિથ્યાવાદે સત્યસૂર્યને આવરણ કર્યું હતું.' આમ, કાનડા વિભાગમાં હજારોને કાને આવો સૂર સંભળાતો હતો, અને મધ્વાચાર્યે તે સૂરને સંગીતની બાનીમાં સાધ્યો.

દક્ષિણ કાનડાના ઉડીપીની દક્ષિણપૂર્વ બાજુએ બેલે ગામમાં પાજકક્ષેત્રમાં તુલુ જાતનું એક બ્રાહ્મણકુટુંબ રહેતું હતું. તેનું મધ્યગેહ નામ હતું. તેની પાસે થોડીક વાડી હતી તે ઉપર તે પોતાનું ગુજરાન ચલાવતું હતું. મધ્યગેહ વેદ અને

વેદાંગમાં સારી પેઠે નિષ્ણાત હતા, અને ભટ્ટ તરીકે તેમની નામના હતી. એમની પત્નીનું નામ વેદવતી હતું. આ દંપતીને બે પુત્રો અને એક પુત્રી એમ સંતતિ થઈ હતી, પણ પુત્રો તો બાળકઅવસ્થામાં જ ગુજરી ગયા હતા. એ પછી તેમને પુત્ર ન થયો, એટલે તેઓ ઉડીપીના દેવની તપસ્યાપૂર્વક પ્રાર્થનાઓ કરી રહ્યાં. આવાં બાર વરસનાં તપ પછી એમને ઈ.સ. ૧૧૯૯માં એક પુત્ર જન્મ્યો. પિતાએ તેનું નામ વાસુદેવ પાડયું. આ વાસુદેવ જ પાછળથી મધ્વાચાર્યને નામે પ્રસિદ્ધ થયેલા દ્વૈતદર્શનના સ્થાપક છે.

આ વાસુદેવના જન્મથી માતાપિતાનો આનંદ માયો નહિ. ભગવાનની કૃપાથી એ મળ્યો હતો, તેથી માતપિતાએ તેને અનંતેશ્વરનાં દર્શન કરાવ્યાં. એક વાર તો આ વાસુદેવ જાણે ભગવાનની સાથે વાતો કરતો હોય, એમ માબાપને લાગ્યું હતું! હવે તો, વાસુદેવને કક્કાનું જ્ઞાન થઇ ગયું હતું અને તેને જનોઈ દેવામાં આવી. આ પછી તેને ગામના શાસ્ત્રી પાસે વેદનું અધ્યયન કરવાને મૂકવામાં આવ્યો. પણ વાસુદેવ તો કુસ્તીદાવ અને મયદાની રમતોમાં વધારે રસ લેતો હતો! તે ભારે કૂદકા લેતો, જબરી દોટ મૂકતો, અને આશ્ચર્યકારી રીતે પાણીમાં તર્યા કરતો. એનું બળ અને એનાં અંગોનું સૌષ્ઠવ બંને અદ્ભુત હતાં. એની આ ખેલ-મસ્તીને લીધે એને લોકો 'ભીમ' કહેતા! સંપ્રદાયમાં આથી જ મધ્વાચાર્યને વાયુના અવતાર માન્યા હશે.

આવો મસ્તીખોર વિદ્યાર્થી ગુરુને પ્રસન્ન ન કરી શકયો હોય, એમાં અસ્વાભાવિકતા નથી. ગામડાના શાસ્ત્રીએ આથી એ વાસુદેવનું નામ કાઢી નાખ્યું અને વાસુદેવે બીજે સ્થળેથી શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું. આ જ્ઞાન મેળવતાં એને કેટલાંક વરસ

થયાં, અને એના જીવનમાં એક મહત્ત્વનો પ્રસંગ બન્યો. કંઈ વર્ષોથી આ વાસુદેવના હૃદયમાં એક ગૂંચવણ ચાલી રહી હતી, અને તે સંન્યાસની દિશા તરફ જાણ્યે અજાણ્યે પગલાં ભરી રહ્યો હતો. માતાપિતાને વાસુદેવની આ વધતી વૃત્તિની ગંધ આવી ગઈ હતી. તેમણે તેને સખત ઠપકો આપ્યો તેમ જ બીજી રીતે શિખામણો આપી. આથી, વાસુદેવ થોડુંક ખમી ગયો. પણ, પછી એને એક નાનો ભાઈ આવ્યો, અને એ માતાપિતાને જાણે સમજાવવા લાગ્યો: 'જુઓ, આ નાનો ભાઈ પ્રજાતન્તુને અતૂટ રાખશે, તમારી સેવા પણ એ કરશે. હવે તમે મને સંન્યાસ લેવા દો.' અને, વાસુદેવે અચ્યુતપ્રેક્ષને હાથે સંન્યસ્તદીક્ષા લીધી. એ વખતે એનું નામ પૂર્ણપ્રજ્ઞ રાખવામાં આવ્યું. અનુમાને કહી શકાય છે કે, આ દીક્ષા લેતી વખતે વાસુદેવ પચીસેક વરસના હશે.

સંન્યાસી થયા પછી પૂર્ણપ્રજ્ઞે અચ્યુતપ્રેક્ષ પાસે વેદાન્તનો અભ્યાસ કરવા માંડ્યો. ત્યાં આ જુવાન સંન્યાસી પોતાની વિવાદશક્તિ અને તર્કબળ આગળ કરી અચ્યુતપ્રેક્ષને કંઈવાર મૂંઝવી દેતા. અચ્યુતપ્રેક્ષનો અદ્વૈતવાદ આ પૂર્ણપ્રજ્ઞની દલીલો આગળ હાલી ઊઠ્યો, અને જતે દિવસે શિષ્યે ગુરુના વાદની સામે જ પોતાનો મોરચો બાંધ્યો. પણ શિષ્યની વિદ્વત્તાથી ગુરુ પ્રસન્ન થયા અને તેમણે તેને 'વેદાન્ત સમ્રાટ'નું બિરુદ આપ્યું. આ પ્રસંગે પૂર્ણપ્રજ્ઞ 'આનંદતીર્થ'નું નામ પામ્યા, અને એ જ નામે એમણે પોતાના ગ્રંથો રચ્યા. આમ, અનંતેશ્વર મંદિરના સાધુઓમાં એ શ્રેષ્ઠ પદે આવ્યા, અને તપ, પ્રાર્થના, અધ્યયન, તેમ જ શાસ્ત્રચર્ચામાં દિવસો કાઢવા લાગ્યા.

હવે, આનન્દતીર્થ વાદવિવાદના સમરાંગણમાં ઊતરવાની સર્વ યોગ્યતાઓ મેળવી ચૂક્યા હતા. તેમણે દક્ષિણ

ભારતના દખ્ખણના ભાગમાં યાત્રા કરવાનો નિશ્ચય કર્યો. પણ યાત્રાએ નીકળતા પહેલાં, તે પોતાના પિતા મધ્યગેહને સાંત્વન આપી આવ્યા, અને એમના આશીર્વાદ લઈને વિષ્ણુમંગલ નગરમાં પહોંચ્યા. આ યાત્રામાં એમના ગુરુ અચ્યુતપ્રેક્ષ પણ એમની સાથે હતા. માંગલોરથી દક્ષિણે સત્તાવીશ માઈલ ઉપર આવેલા આ નગરમાં 'મધ્વવિજય'માં જણાવ્યા પ્રમાણે આનન્દતીર્થે કંઈ ચમત્કારો કર્યા! ભીમની જેમ એ ઉપરાઉપરી ભોજન ઉડાવી ગયા, અને બીજી બાજુ રોટલાની હારોહાર આવતી જ રહી! આ ચમત્કારનો કંટાળો કાઢી નાખીએ, તો એમાંથી આટલો જ સાર નીકળી શકે કે આનન્દતીર્થમાં યૌગિક શક્તિઓ આવી ચૂકી હતી.

અત્યાર સુધી આનન્દતીર્થ અમુક અમુક વાતો લઈને જ શાસ્ત્રચર્ચા કરતા હતા, અને સામે આવેલી વ્યક્તિઓને વિવાદમાં હરાવતા, પણ ત્રિવેન્દ્રમમાં આવીને આનન્દતીર્થે એક જુદો જ માર્ગ લીધો હતો. અહીં શૃંગેરીમઠના આચાર્ય વિદ્યાશંકર સાથે તેમને શાસ્ત્રાર્થ થયો, અને એ આચાર્યે આનન્દતીર્થને પરાજય આપ્યો. આથી બંને પક્ષ વચ્ચે ખટરાગ થયો અને આનન્દતીર્થે શંકરાચાર્યના અદ્વૈતમતની સામે જ નહિ પણ એ આચાર્યમતની વિભૂતિ સામે પણ પ્રહારો કરવા માંડ્યા. આ જ અરસામાં, એટલે કે ઈ. સ. ૧૨૨૮ ના ગાળામાં, આનન્દતીર્થે ભીમ અને મણિમાન દૈત્ય વચ્ચે ચાલેલા દ્વંદ્વ ઉપરથી ભીમ–મણિમાન–ન્યાય રચી કાઢ્યો! આનન્દતીર્થને રામેશ્વર ખાતેની અથડામણ થઈ, ત્યારે આ જ ખટાશ વધારે ઉગ્ર બની ગઇ. આ પછી, આનન્દતીર્થ શ્રીરંગ યાત્રા કરી પાછા ઉડીપી આવ્યા.

આ યાત્રામાં આનન્દતીર્થે અનેક શાસ્ત્રાર્થો કર્યા. કાંજી-

વરમમાં એમણે વાતવાતમાં કહ્યું: 'શ્રુતિને ત્રણ રીતે, મહાભારતને દશ રીતે અને વિષ્ણુસહસ્રનામને સો રીતે સમજાવી શકાય એમ છે.' આ ઉપરથી સામાવાળાએ કહ્યું: 'તો, વિષ્ણુસહસ્રનામનાં પહેલાં નામોને જ સો રીતે સમજાવી બતાવોને!' એટલે, આનન્દતીર્થે વ્યાકરણના અનુગો, પૂર્વગો અને ઉપસર્ગોની સજાવટો કરીને 'વિશ્વ' શબ્દને સમજાવવા માંડયો! એમની એ વાદપદ્ધતિ અદ્ભુત ને ભયંકર હતી. સામે બેઠેલા પંડિતો તો આ જોઇ સાંભળીને જમીનમાં સમાઇ જવા જેવી લઘુતા અનુભવવા લાગ્યા! આ બધાથી એક બાજુ શૃંગેરી મઠના આચાર્ય સાથે આનંદતીર્થનો વિરોધ વધતો જ ગયો, તો બીજી બાજુ તેમને પોતાની મહત્તાનો પણ ખ્યાલ આવ્યો. હવે, યાત્રાએથી આવીને આનન્દતીર્થે ભગવદ્ગીતા ઉપર ભાષ્ય રચ્યું, અને તેમાં પોતાના દ્વૈતવાદનું પ્રતિપાદન કર્યું.

કંઈ વરસો થઈ ગયાં, અને એ ગાળામાં આચાર્યશ્રીએ વેદાન્તસૂત્રો ઉપરનુ ભાષ્ય રચ્યું અને એ લઇને તે કાશી ઊપડયા. આ યાત્રા ઇ. સ. ૧૨૬૦ ના ગાળામાં આદરવામાં આવી હોય, એમ લાગે છે. રસ્તામાં ભયાનક વનો આવ્યાં, ભયંકર રાની પશુઓ મળ્યાં, ચોરડાકુઓ આવ્યા, અને પાર ન કરી શકાય એવી નદીઓ આવી. આચાર્યશ્રી આ બધાંનો સામનો કરી આગળ વધ્યા, આગળ જતાં કેટલાક વિરોધી મુસલમાન સરદારોએ આચાર્યશ્રીને હેરાનગતિ કરવા માંડી, પણ તેમને તેમની જ ભાષામાં સાંત્વના આપીને આચાર્યશ્રી માર્ગ કરી શકયા. આમ છતાં એક ઠેકાણે તો એમને ભાગવુંજ પડયું હતું. આ યાત્રામાં ખરી મુશ્કેલી તો આચાર્યશ્રીના 'અંગત' શિષ્યોએ મૂકી. તેઓ કાનડા બ્રાહ્મણ હતા, પણ સંસ્કારમાં જંગલી જેવા હતા. આચાર્યશ્રીને એક વાર તો

આ શિષ્યો સાથે કુસ્તી કરવી પડી હતી અને તેમને જમીન ઉપર સુવાડી દેવા પડ્યા હતા!

આમ કરતાં કરતાં મધ્વાચાર્ય હરદ્વાર ગયા. ત્યાં અનેક દિવસો સુધી તેમણે ઉપવાસ, મૌન, અને ધ્યાનચિન્તન કર્યાં. ત્યાંથી આચાર્યશ્રી બદરિકાશ્રમમાં ગયા, અને અજ્ઞાત રહીને ચિન્તન કરવામાં રોકાયા. હવે, ધીરે ધીરે તે પોતાના દ્વૈતદર્શનને પ્રકટ કરવા લાગ્યા. પણ, પાછા હરદ્વાર આવીને તો તેમણે વિષ્ણુના બ્રહ્મરૂપનું જોરશોરથી પ્રતિપાદન કરવા માંડ્યું અને વેદાન્તસૂત્રો ઉપરના પોતાના ભાષ્યને પણ પ્રકટ કર્યું. આગળ જોયું છે, તેમ આ ભાષ્ય એમણે ઉડીપીમાં જ રચ્યું હતું. પણ કાશીમાં થયેલી ચર્ચા અને બદરિકાશ્રમમાં કરેલું ચિન્તન એ બંનેને અનુસરીને તેમણે એ ભાષ્યનું છેલ્લું સંસ્કરણ બહાર પાડ્યું. આ પછી આચાર્યશ્રી મજલ કરતાં કરતાં ચૌલુક્ય સામ્રાજ્યના પાટનગરમાં આવ્યા. આ કલ્યાણ નગર વિદ્વાનોનું ધામ હતું, અને ત્યાં આચાર્યશ્રીને શાસ્ત્રાર્થો થયા. અહીં આચાર્યશ્રીએ પહેલો ધર્મશિષ્ય કર્યો. શોભનભટ્ટ આમ તો મધ્વાચાર્યનો સમર્થ પ્રતિવાદી હતો, પણ હવે તે એમનો શિષ્ય થઇ ગયો અને તેણે પદ્મનાભતીર્થ નામ ધારણ કર્યું. પાછળથી આ પદ્મનાભતીર્થ આચાર્યશ્રીનો ઉત્તરાધિકારી થયો હતો.

ઉડીપીમાં પાછા આવીને મધ્વાચાર્યે પોતાના ગુરુ અચ્યુતપ્રેક્ષને પોતાના દ્વૈતવાદમાં આણ્યા. પણ આ પરિવર્તન કાંઈ ઝબકારામાં જ સાધી શકાયું નહોતું. એ માટે તો મધ્વાચાર્યને ફરીફરીને શાસ્ત્રાર્થો કરવા પડ્યા હતા, અને શંકરાચાર્યના વાદ ઉપર સણસણતા ચાબખા મારવા પડ્યા હતા! હવે તો સંપ્રદાયમાં ભરતી થવા માંડી હતી, અને આચાર્યશ્રીએ કેટલીક વિશેષતાઓ દાખલ કરી. ઉડીપીમાં શ્રીકૃષ્ણનું મંદિર બાંધવામાં

આવ્યું, અને મધ્વસંપ્રદાયીઓ માટે તે મુખ્ય ધામ થયું.

મધ્વાચાર્યે આમ શિષ્યો કરવા માંડ્યા અને વિશેષતાઓ આણવા માંડી, તેથી શૃંગેરીમઠના આચાર્યો તેમ જ કેવલાદ્વૈતવાદીઓ વિરોધના વંટોળ ઊભા કરવા લાગ્યા. સંપ્રદાયોની આંધળિયા વૃત્તિ આ રીતે સળગી ઊઠી, અને પરસ્પર વાગ્યુદ્ધો નહિ જ પણ કુસ્તીદાવો સુધ્ધાંત ચાલ્યા! આવા સંજોગોમાં નવા ઊઠેલા અને લગભગ રાજ્યાશ્રય વિનાના મધ્વમતની વિષમ પરિસ્થિતિ થઈ ગઈ હશે, અને તેથી એના આચાર્યે 'ભીમમણિમાન–ન્યાય' બતાવ્યો હશે, એમ અનુમાન કરી શકાય છે. આ વખતે મધ્વાચાર્ય 'મહાભારત તાત્પર્યનિર્ણય' નામનો ગ્રંથ રચી રહ્યા હતા અને એના રચનાકાળમાં જ એમણે ઉપલા ન્યાયને 'પવિત્રતા'ની છાપ મારી હતી! કદાચ, મધ્વાચાર્યનો દ્વૈતવાદ અદ્વૈતમતથી તદ્દન નોખો જતો હતો અને સમાજ ઉપર એ તદ્દન નવીન અસર પાડતો હતો, તેથી પોતાના ઊછરતા વાદને રક્ષિત રાખવા પણ આ 'ભીમ-મણિમાન–ન્યાય' યોજવામાં આવ્યો હશે.

મધ્વાચાર્ય ઉપર જે અત્યાચારો વરસ્યા છે, તે આ 'ન્યાય'ની પૂર્વબાજુ છે. 'મધ્વવિજય'માં આ જુલમોનું વર્ણન લંબાણથી કરવામાં આવ્યું છે. પણ એ સૌમાં મધ્વાચાર્યના ગ્રંથોને ઉપાડી જવામાં આવ્યા હતા, એ પ્રસંગ ખાસ ધ્યાન ખેંચનારો છે. શોભનભટ્ટ મધ્વસંપ્રદાયમાં આવ્યો, અને મધ્વાચાર્યની પ્રસિદ્ધિ વધતી ગઈ, એટલે શૃંગેરીમઠના તે વખતના આચાર્ય પદ્મતીર્થને જાણે આંખમાં મરચાં લાગ્યાં. તેણે હરેક પ્રકારના ઉપાયો લઈને પોતાના સ્માર્ત સંપ્રદાયનું રક્ષણ કરવાનો નિર્ણય કર્યો! આમાં પહેલી યોજના મધ્વાચાર્યના ગ્રંથસંગ્રહને તફડાવી લાવવાની હતી! તે વખતે ગ્રંથો તાડપત્રી

પર લખાતા, એટલે એ હાથપ્રતો ઊંચકી લેવામાં આવતી તો કેટલી મુસીબતો ઊભી થતી એ સહેજે સમજી શકાય એમ છે. શૃંગેરી મઠના આચાર્યે આમ મધ્વાચાર્યના ગ્રંથસંગ્રહને ઉઠાવી લાવી ક્યાંક ગરાડી દેવાનો પોતાના શિષ્યોને આદેશ આપ્યો, અને ગ્રંથસંગ્રહ અલોપ થઈ ગયો! આ વખતે મધ્વાચાર્ય જયસિંહ રાજાના પ્રદેશમાં હતા. એની રાજધાની વિષ્ણુમંગલમાં હતી. આચાર્યશ્રીએ એ રાજાની મદદ મેળવી, અને પોતાના ગ્રંથસંગ્રહને ફરી હાથ કર્યો. જયસિંહે આ રીતે આચાર્યશ્રીને સહાય કરી છતાં તેણે મધ્વમતનો સ્વીકાર કર્યો હોય એમ લાગતું નથી.

આ પ્રમાણે ગ્રંથસમૂહ મળ્યો, એ પછી આચાર્યશ્રીએ એક બીજો મહાન શિષ્ય મેળવ્યો. તેનું નામ પંડિત ત્રિવિક્રમ હતું, અને એ પંડિતના પુત્ર નારાયણે જ 'મધ્વવિજય' લખ્યું હતું. આ ત્રિવિક્રમ સાથે આચાર્યશ્રીને આઠ દિવસ સુધી ગરમાગરમ ચર્ચા ચાલી હતી, અને છેવટે પંડિતે પોતાનો જૂનો અદ્વૈતવાદ છોડયો હતો. આમ, પંડિત ત્રિવિક્રમ મધ્વમતમાં આવ્યો, ત્યારે આચાર્યશ્રીએ તેને પ્રસન્નતાપૂર્વક શ્રીકૃષ્ણની એક મૂર્તિ પૂજા માટે આપી.

આ પંદર વરસો આચાર્યશ્રીએ જયસિંહરાજના પ્રદેશમાં જ પોતાના સંપ્રદાયનો પ્રચાર કરવામાં ગાળ્યાં હતાં. આ અરસામાં ઉડીપી ખાતે તેમનાં માતપિતા અવસાન પામ્યાં. મધ્વના નાના ભાઈએ એમની અંત્યેષ્ટિ ક્રિયા કરી. આ ભાઈને વેપારમાં ખોટ આવી હતી, તેમાં તેણે માબાપ ખોયાં. એટલે તેને સંસારવ્યવહાર ઉપર સખત કંટાળો આવ્યો. તે પોતાના મોટા ભાઈ મધ્વ પાસે આવ્યો, અને તેમની અનુજ્ઞાથી તેણે સંન્યસ્ત સ્વીકાર્યું. સંન્યાસ આશ્રમમાં તેનું નામ

વિષ્ણુતીર્થ રહ્યું હતું. પણ, હવે તો મધ્વાચાર્યને ઉત્તરાવસ્થા આવી ગઇ હતી. તે કુમારધારા અને નેત્રવતી એ બે નદીઓ-ના દોઆબમાં-સરિદન્તરમાં-નિવાસ કરી રહ્યા હતા. ત્યાં રહી તેમણે અનેક ગ્રંથો રચ્યા અને વિરોધીઓને મૂંગા કરવા માટે પોતાના પ્રચારક શિષ્યોને મોકલતા. એક વાર આચાર્યશ્રી સૂર્યગ્રહણને નિમિત્તે સાગરસ્નાન કરવા ગયા હતા, ત્યારે સમુદ્ર તોફાની થયો હતો; પણ એમાંથી આચાર્યશ્રી બચી જવા પામ્યા હતા.

આચાર્યશ્રી ૭૯ વર્ષ, ૬ માસ અને ૨૦ દિવસ આ સંસારમાં રહ્યા હતા. એમનો અંતકાલ ક્યાં અને કેવી રીતે આવ્યો, તેની કોઈ નિશ્ચિત નોંધ મળતી નથી. માત્ર, આટલું જણાવવામાં આવે છેઃ આચાર્યશ્રીએ પદ્મનાભતીર્થને પોતાના ઉત્તરાધિકારી નીમ્યા, અને ઉડીપી ખાતેનું કૃષ્ણમંદિર આઠ શિષ્યોની દેખરેખ નીચે મૂક્યું. પછી, એક દિવસ ઉપદેશ આપતાં આપતાં પોતે ચાલી નીકળ્યા-કદાચ પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે તેમણે બદરિકાશ્રમનો માર્ગ લીધો હશે, અને ત્યાં જ તેમની કાયા પડી ગઈ હશે. આ પ્રસંગ ઈ. સ. ૧૨૭૮ માં થયો, એમ માની શકાય છે.

શ્રીરામાનુજાચાર્યનો શ્રીસંપ્રદાય છે, તો આ મધ્વાચાર્ય-જીનો સદ્‌સંપ્રદાય છે. બંને વૈષ્ણવમાર્ગી છે. આચાર્યશ્રીનું દ્વૈતદર્શન પાંચ ભેદ ઉપર બંધાયેલું છે. આમ, આ દ્વૈતદર્શન શંકરાચાર્યના કેવલાદ્વૈતને તેમજ રામાનુજાચાર્યના વિશિષ્ટા-દ્વૈતને નકારે છે. એને મતે સંસાર સત્ય ને સનાતન છે. વળી, વિષ્ણુ અથવા નારાયણ એ જ બ્રહ્મ છે. તે જ સૃષ્ટિના નૈતિક તથા બૌદ્ધિક નિયંતા છે. તે અને તેમની પત્ની લક્ષ્મી સત્ય છે અને તેમનાં શરીર દિવ્ય છે. બ્રહ્મા અને વાયુ એ બંને

વિષ્ણુના પુત્ર છે. જીવો ત્રણ પ્રકારના છે. તેમાંના પહેલા વર્ગના જીવો જ નારાયણના ધામમાં સનાતન વાસ પામી શકે છે. બીજા વર્ગના જીવો જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે, અને ત્રીજો વર્ગ તો કાયમ નરકવાસ વેઠે છે. આ મતમાં એક આવું વિધાન છેઃ વિષ્ણુપુત્ર વાયુદ્વારા જ મનુષ્ય મોક્ષ મેળવી શકે છે!

શ્રીરામાનુજ ઉપર પંચરાત્ર સંપ્રદાય અને યોગની અસર છે, અને એમની ભક્તિ ઉપાસનાપ્રધાન છે. નિમ્બાર્કે પ્રેમ-લક્ષણા ભક્તિનો ઉપદેશ આપ્યો છે, પણ તેમાં ગોપીઓની ભક્તિને આદર્શ ગણી નથી. વળી, તેમનો મુખ્ય આધારગ્રંથ ભાગવત નથી, પણ હરિવંશ, મહાભારત અને વિષ્ણુપુરાણ છે. હવે, મધ્વાચાર્ય ભાગવતનો મૂળ આધાર લે છે, પણ એમના ઉપદેશમાં રાધાની વાત નથી. એમની ભક્તિ શ્રીરામા-નુજની જેમ ઉપાસનાપ્રધાન છે. મધ્વાચાર્ય પછી થયેલા એ ચૈતન્યદેવ અને વલ્લભાચાર્ય એ બંને ઉપર આ ત્રણેની ચોક્કસ અસર છે. આમ, પ્રણાલિકાઓ કેવી રીતે ઊગે છે, કેવી રીતે વહે છે, અને કેવી રીતે મૂળ સ્રોત સાથે મેળ રાખે છે, એ સહેજે સમજાય એમ છે.

મધ્વાચાર્યના વાદમાં જે વિષ્ણુ છે, તે પૌરાણિક છે, એટલે સામાન્ય માનવીને પણ એ સમજાય એવો વાદ છે. એ વિષ્ણુ-ની પૂજા નીચેની ત્રણ રીતે કરવામાં આવે છેઃ (૧) ભગવાનનાં આયુધો વગેરેની શરીર ઉપર છાપ મારવી તે અંકન; (૨) પોતાનાં બાળકોને અથવા પ્રિય વસ્તુઓને ભગવાનનાં નામ આપવાં તે નામકરણ; અને (૩) ભગવાનની સ્તુતિ કરવી તે ભજન. મધ્વાચાર્યે યજ્ઞો સંબંધમાં એક નોંધપાત્ર સુધારણા આણી હતી. તેમણે જીવતા પશુને હોમવાને બદલે ભાતનું

બકરું બનાવી તે હોમવાની આજ્ઞા આપી. આ રીતે મધ્વાચાર્યે યજ્ઞના અહિંસક રૂપને પોષણ આપ્યું અને ભક્તિમાર્ગની ઉજ્જ્વલતાને ઓપ આપ્યો. આ આચાર્યશ્રીએ એક બીજી મહત્ત્વની સુધારણા કરી છે, તે પણ અહીં જોઈ લઈશું. દક્ષિણનાં ઘણાં મંદિરોમાં 'દેવદાસી' રાખવાની પ્રથા ચાલે છે. પણ આચાર્યશ્રીએ પોતાના કોઈ પણ મંદિરમાં 'દેવદાસી'ની સેવા સ્વીકારી નથી. વળી, એમનાં મંદિરોના પૂજારી પણ એમણે ઊંચા દરજ્જાના રાખ્યા હતા.

બીજા આચાર્યોની જેમ મધ્વાચાર્યે પણ પોતાની આગળના મહાન પુરુષોમાથી અમુક લીધું છે અને અમુક છોડી દીધું છે. વળી, એમના સમયમાં ચાલતા બીજા ધર્મોની પણ એમના ઉપર અસર પડેલી જોઈ શકાય છે. આચાર્યશ્રીનો દ્વૈતવાદ અને એમની સાંપ્રદાયિક શ્રદ્ધા એ બન્ને જોતાં આ વસ્તુ સહેજે સ્પષ્ટ થશે.

અહીં આપણે હવે મધ્વાચાર્યના મતનો જરા વિશેષતાથી પરિચય મેળવીએ. એમણે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, વિશિષ્ટ, અંશિ, શક્તિ, સાદૃશ્ય અને અભાવ એમ દશ પદાર્થો માન્યા છે. આમાં દ્રવ્ય આ પ્રમાણે વીસ ગણાયાં છે. પરમાત્મા, લક્ષ્મી, જીવ, અવ્યાકૃત, આકાશ, પ્રકૃતિ, ત્રણ ગુણ, મહત્તત્ત્વ અહંકાર, બુદ્ધિ, મન ઈંદ્રિય, માત્રા, ભૂત, બ્રહ્માંડ, અવિદ્યા, વર્ણ, અંધકાર, વાસના, કાલ અને પ્રતિબિમ્બ. ગુણો તો અનેક છે, અને કર્મ વિહિત, નિષિદ્ધ તથા ઉદાસીન એમ ત્રણ પ્રકારનું છે.

પરમાત્મા પરિપૂર્ણ છે, અનન્ત ગુણોથી પરિપૂર્ણ છે. લક્ષ્મી અને જીવ વગેરે કરતાં એનામાં જ્ઞાન, શક્તિ અને આનન્દ વગેરે ગુણો અનંતગણા છે. વળી, એ દરેક ગુણ અનન્ત,

અપરિમિત નિરતિશય રૂપમાં છે. સૃષ્ટિ, સ્થિતિ, સંહાર નિયમ, જ્ઞાન, આવૃત્તિ, બંધ અને મોક્ષ એ આઠેના કર્તા પરમાત્મા જ છે. તે સર્વજ્ઞ છે, અને જડ, જીવ તથા પ્રકૃતિ (મહાલક્ષ્મી)થી અત્યંત વિલક્ષણ છે. એ ભગવાનનાં સર્વ અંગો જ્ઞાનમય અને આનંદમય છે. આમ આપણાં અંગોમાં જેમ હાડકાં વગેરે છે, તેમ ભગવાનનાં અંગોમાં જ્ઞાન વગેરે ગુણો છે. એ ભગવાન સર્વથી સ્વતંત્ર છે, પોતે એક જ ઈશ્વર છે. તે જ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન વગેરે અનેકરૂપ થાય છે. આ સર્વ રૂપો પૂર્ણ છે. પોતાનાં મત્સ્ય ને કૂર્મ વગેરે અવતારરૂપો સાથે, પોતાના ગુણો સાથે, પોતાના અવયવો સાથે તેમજ જગતને સર્જવા વગેરેની પોતાની ક્રિયાઓ સાથે એ પરમાત્માનો અત્યંત અભેદ છે.

લક્ષ્મી પરમાત્માથી જુદી છે અને માત્ર પરમાત્માને જ અધીન રહેનારી છે. પરમાત્માની એ પત્ની છે. પરમાત્માની જેમ જ એ નિત્યમુક્ત છે અને અનેક રૂપ ધારણ કરી શકે છે. પરમાત્માની પેઠે એ પણ જડ દેહથી રહિત છે અને દેશ તથા કાળમાં તે પરમાત્મા સમાન વ્યાપેલી છે.

જીવો સંસારી છે, અજ્ઞાનાદિ દોષોવાળા છે, અને અસંખ્ય છે. આ જીવોના અનન્ત ગુણો છે. આ બધા જીવો મુક્તિયોગ્ય, નિત્ય સંસારી અને તમોયોગ્ય એમ ત્રણ પ્રકારના છે. દેવો, ઋષિઓ, પિતૃઓ રઘુ આદિ ચક્રવર્તી રાજાઓ અને ઉત્તમ મનુષ્યો એ મુક્તિયોગ્ય જીવોની પાંચ જાત છે. હવે, ઉત્તમ મનુષ્યોમાં બે જાત છે: એક ચતુર્ગુણ ઉપાસક અને બીજી એકગુણ ઉપાસક. જે નિત્ય સંસારી જીવો હમેશાં સુખદુ:ખાદિથી મિશ્રિત જીવનવાળા છે, તેવા મધ્યમ મનુષ્યો અસંખ્ય છે, અને સ્વર્ગ પૃથ્વી તથા નરકમાં ફેરા ખાયા કરે છે. હવે

તમોયોગ્ય જીવોના દૈત્યો, રાક્ષસો, પિશાચો અને અધમ મનુષ્યો એમ ચાર પ્રકાર છે. આ સર્વ જીવો એકબીજાથી તેમજ પરમાત્માથી ભિન્ન છે. તેઓ સંસારમાં તેમજ મુક્તિમાં ઓછાવત્તાપણાનો અનુભવ કરે છે. બ્રહ્મા મુક્તિયોગ્ય જીવોના અભિમાની છે. પુરંજન નિત્યસંસારી જીવોના અભિમાની છે અને કલિયુગ તમોયોગ્ય જીવોનો અભિમાની છે.

પ્રકૃતિ એ પરંપરાથી વિશ્વનું ઉપાદાન કારણ છે. કાળ અને ત્રણ ગુણનું સાક્ષાત્ ઉપાદાન કારણ પણ તે જ છે. આ પ્રકૃતિ જડરૂપ, નિત્ય અને અવ્યાપ્ત છે. રમા એની અભિમાની છે. આ પ્રકૃતિ સર્વ જીવોના લિંગશરીરરૂપ છે અને વળી એ શરીરથી ભિન્ન પણ છે. આમ એ એક જાતની છે. ત્રણ ગુણો તથા મહત્ વગેરે સૃષ્ટિનો વિસ્તાર આ પ્રકૃતિમાંથી થયેલો વર્ણવાયો છે.

ઉપર ત્રણ ગુણો કહ્યા, તેમાં શુદ્ધ સત્ત્વગુણ મુક્ત જીવોના લીલાશરીર માટે ઉપયોગી થાય છે. રજોગુણથી સૃષ્ટિ થાય છે ત્યારે રજોગુણમાં રહેલા સત્ત્વગુણથી સ્થિતિ રહે છે અને તમોગુણથી તેનો નાશ થાય છે. શ્રી એ સત્ત્વગુણની અભિમાની દેવતા છે, ભૂ એ રજોગુણની અભિમાની દેવતા છે, અને દુર્ગા એ તમોગુણની અભિમાની દેવતા છે. આ ત્રણ ગુણમાંથી મહત્તત્ત્વ ઉત્પન્ન થાય છે, અને તે બ્રહ્માનું શરીર છે. મહત્તત્ત્વમાં અહંકાર થાય છે. એ અહંકારના વૈકારિક, તૈજસ અને તામસ એમ ત્રણ ભેદ છે. તેમાં વૈકારિકની અભિમાની દેવતા ગરુડ છે. તૈજસની શેષ છે, અને તામસની રુદ્ર છે.

આ રીતે બ્રહ્માંડ ઉત્પન્ન થયું, પછી તેના પાણીમાં સૂતેલા ભગવાનની નાભિમાં કમળ થયું. એ કમળમાં બ્રહ્મા થયા

અને તેમાંથી ફરી દેવો તથા મન વગેરે વગેરે થયાં. એમાંથી પાંચ પર્વવાળી અવિદ્યા થઈ. એ અવિદ્યા જીવની આશ્રિત છે.

જેને જેને જે જે સાધનથી જે જ્ઞાન છે, તે બધું પરમાત્માથી જ ઉત્પન્ન થાય છે. આમ જ્ઞાન પરમાત્માને અધીન છે. સંસારહેતુ અને મોક્ષહેતુ એમ જ્ઞાનના બે પ્રકાર છે. એમાં દેહ, સંતાન, સ્ત્રી વગેરેમાં મમતારૂપ જ્ઞાન તે સંસારહેતુ છે. અને યોગ્ય સાધનોથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ જ્ઞાન તે મોક્ષહેતુ છે. આ મોક્ષના સાધનરૂપ જ્ઞાન ઘણી સાધનસંપત્તિથી ઉત્પન્ન થાય છે. આ અપરોક્ષ જ્ઞાન બ્રહ્માથી આરંભીને મનુષ્યોત્તમ સુધીના સર્વ જીવોને થઇ શકે છે.

હવે એ અપરોક્ષ જ્ઞાનનાં સાધનો આ પ્રમાણે છે. તે જ્ઞાન વિવિધ સાંસારિક દુઃખના દર્શનથી, સજ્જનની સંગતિથી, તેમજ આલોક અને પરલોકના ફલભોગના વિરાગથી ઉત્પન્ન થાય છે. વળી, તે શમાદિસંપત્તિથી, અધ્યયનસંપત્તિથી, શરણાગતિથી અને ગુરુકુલવાસથી થાય છે. ગુરુના ઉપદેશથી સત્શાસ્ત્રો સાંભળવાં, સાંભળેલા તત્ત્વનું મનન કરવું, ગુરુની ભક્તિ કરવી, પરમાત્માની યોગ્ય રીતે ભક્તિ કરવી, પોતાથી ઊતરતા હોય તેમના ઉપર દયા રાખવી, પોતાની સમાન હોય તેમના ઉપર સ્નેહ રાખવો, પોતાથી ઉત્તમ હોય તેમના ઉપર ભક્તિ રાખવી, નિષ્કામભાવે કર્મનું અનુષ્ઠાન કરવું, નિષિદ્ધ કરવામાં આવેલાં કર્મોનો ત્યાગ કરવો, ભગવાનને સર્વ સમર્પણ કરવું, જીવોમાં ઓછાવત્તાપણાનું વિષ્ણુની સર્વોત્કૃષ્ટતાનું જ્ઞાન રાખવું, પાંચ ભેદોનું જ્ઞાન રાખવું, પ્રકૃતિ તથા પુરુષના વિવેકનું જ્ઞાન રાખવું, પાખંડમતની નિંદા કરવી અને ઉપાસના એ બધાં અપરોક્ષ જ્ઞાનનાં સાધનો છે. આ સાધનો બ્રહ્માથી

માંડીને સર્વ યોગ્ય જીવો માટે સાધારણ છે. આમાં જે પાંચ ભેદોનું જ્ઞાન રાખવાનું કહ્યું છે, તે પાંચ ભેદો નીચે પ્રમાણે છેઃ જીવ અને ઈશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જડ અને ઈશનો ભેદ, જડોનો પરસ્પર ભેદ તેમજ જડ અને જીવનો ભેદ. આ પાંચે ભેદો અનાદિ છે, નિત્ય છે અને મુક્તિમાં પણ તે પરોવાયેલા જ છે.

હવે, મોક્ષના સાધનરૂપ ઉપાસનાનું સ્વરૂપ જોઈએ. ઉપાસના બે પ્રકારની છે. એક શાસ્ત્રના અભ્યાસરૂપ અને બીજી ધ્યાનરૂપ. કેટલાકને સતત શાસ્ત્રવિચાર કરવાથી અપરોક્ષ જ્ઞાન થાય છે, તો કેટલાકને ધ્યાનથી એ જ્ઞાન થાય છે. બીજી વસ્તુમાત્રનો વિચાર દૂર કરવો અને ભગવાનની અખંડ સ્મૃતિમાં રહેવું એ ધ્યાન છે અને એ જ નિદિધ્યાસન છે. શાસ્ત્રવિચારના શ્રવણમનનથી અજ્ઞાન, સંશય તથા મિથ્યાજ્ઞાન દૂર થાય છે અને 'આ આમ જ છે' એવો નિશ્ચય થાય છે, આનું નામ નિદિધ્યાસન છે.

આગળ ઉત્તમ મનુષ્યોમાં એક ગુણના ઉપાસક અને ચાર ગુણના ઉપાસક એવા બે ભેદ નોંધ્યા છે. આમાં જેઓ એક આત્મત્વગુણવાળા ભગવાનની ઉપાસના કરે છે, તેઓ એક ગુણના ઉપાસક છે અને જેઓ સત્, ચિત્, આનંદ તથા આત્મા એ ચાર ગુણોવાળા ભગવાનની ઉપાસના કરે છે તેઓ ચતુર્ગુણોપાસક છે. ઉત્તમ મનુષ્યો ચતુર્ગુણ ઉપાસના કરે છે, પણ દેવો અને ઋષિઓ બહુગુણયુક્ત ઉપાસના કરનારા હોય છે. વળી, બ્રહ્મા તો વેદમાં કહેલ અનંત ગુણવિશિષ્ટ ઉપાસના કરે છે. છેવટમાં, સહુએ હૃદયમાં વ્યાપી રહેલા પુરુષોત્તમની બિંબરૂપ ઉપાસના કરવી જોઈએ એમ કહેવામાં આવ્યું છે. આને જ પ્રાજ્ઞની ઉપાસના કહેવામાં આવે છે.

આમ મનુષ્ય, ઋષિ અને દેવ વગેરેમાં અધિકાર પ્રમાણે ઉપાસનાભેદ છે. તેજ પ્રમાણે એ સર્વની દૃષ્ટિનો પણ ભેદ છે. આ રીતે ઇન્દ્રપદની યોગ્યતા માટે ચાર મન્વન્તરનો ઉપાસના-કાળ અને સૂર્ય કે ચંદ્રના પદની યોગ્યતા માટે એક મન્વન્તરનો ઉપાસનાકાળ એવા ભેદો છે.

ઉપર જે સાધનસંપત્તિ કહી છે, તેથી બ્રહ્માથી માંડીને મનુષ્ય સુધીનાને યથાયોગ્ય અપરોક્ષ જ્ઞાન થાય છે. આમાં ઉત્તમ મનુષ્યોને વીજળીની પેઠે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે, તો દેવોને સૂર્યમંડળ જેવા તેજઃપુંજરૂપે અપરોક્ષ જ્ઞાન થાય છે. ગરુડ અને રુદ્રને પ્રતિબિંબરૂપે તે થાય છે, તો બ્રહ્માને ભગવાન જેવા અવયવવાળા છે તેવું સ્પષ્ટ જ્ઞાન થાય છે. જેઓ વ્યાપ્તના ઉપાસક છે, તેમાંના કેટલાકને બ્રહ્માંડમાં વ્યાપ્ત રૂપનું જ્ઞાન થાય છે. આ સર્વ અપરોક્ષ જ્ઞાન માનસ છે, અને એ જ્ઞાનથી દેવ આદિને અણિમાદિ વગેરે આઠ જાતનું ઐશ્વર્ય મળે છે.

જેમ જ્ઞાન પરમાત્માને અધીન છે, તેમ અજ્ઞાન, બંધ તથા મોક્ષ પણ પરમાત્માને અધીન છે. હવે, એ અપરોક્ષ જ્ઞાન થયા પછી પરમ ભક્તિ થાય છે. આ પરમ ભક્તિ આગળ કહેલી સાધનરૂપ ભક્તિથી ભિન્ન છે અને તે સાક્ષાત્કાર પછીજ ઉત્પન્ન થાય છે. નિરવધિ, અનંત, અનવદ્ય કલ્યાણગુણના જ્ઞાન-પૂર્વક પ્રભુ પ્રત્યે જે પ્રેમનો પ્રવાહ વહે છે, તે આ પરમભક્તિ છે. એ પ્રવાહ પોતાના આત્માથી અને સર્વ આત્મીય પદાર્થો-થી અનેકગણો વધારે હોય તેમજ હજારો અંતરાયોથી તે રોકાય એવો નહિ હોય. આ પરમભક્તિથી ભગવાન અત્યંત પ્રસન્ન થાય છે અને ભગવાનના એ પ્રસાદથી પ્રકૃતિ તથા અવિદ્યા વગેરેમાંથી મોક્ષ મળે છે.

આ જ્ઞાનીઓ પ્રારબ્ધનો અનુભવ કર્યા પછી દેહમાંથી છૂટી ક્રમેક્રમે વૈકુંઠલોકમાં જાય છે. આમ ઊંચી ગતિ મેળવતાં સર્વ જીવોને બ્રહ્મા સત્યલોકમાં ઉપદેશ આપે છે અને એ ભક્તોને શ્વેતદ્વીપમાં વાસુદેવનું દર્શન થાય છે. મુક્તોને વૈકુંઠમાં સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એમ ચાર પ્રકારનો સૃષ્ટિકાળે ભોગ હોય છે અને પ્રલયકાળે તેઓ બધા ભગવાનના ઉદરમાં પ્રવેશ કરે છે. આ મુક્તો વૈકુંઠમાં પણ જુદી જુદી જાતના ઉપભોગો ભોગવે છે, છતાં તેઓ ઇર્ષ્યા આદિ દોષોથી રહિત હોય છે તેમજ આનંદથી ભરેલા રહે છે. ત્યાં પણ કેટલાક તો ભગવાનના ગુણો જ ગાયા કરે છે.

આગળ આપણે જોયું છે કે મધ્વાચાર્યના મત પ્રમાણે જેઓ વિષ્ણુપુત્ર વાયુનું શરણ લે છે, તેમને જ મુક્તિ મળે છે. આ પ્રકારનું વિધાન એકાન્તિક છે અને પંડિતો માને છે કે આમાં ખ્રિસ્તસંપ્રદાયની અસર છે. ઇતિહાસની દૃષ્ટિએ જોતાં મધ્વાચાર્યના સમયમાં કલ્યાણના પ્રદેશમાં ખ્રિસ્તીમતનું સંસ્થાન હતું, તેથી આ અનુમાન પાયા વિનાનું છે એમ કહી શકાય નહિ. આવી જ બીજી અસર જૈનમતની પણ પડેલી જોવામાં આવે છે. આચાર્યશ્રીએ ઉપવાસની જાણે કે એક કડક પ્રણાલિકા ઊભી કરી છે. આથી મધ્વના અનુયાયીઓને એક કે બીજે કારણે આખા વરસભેર અપવાસો ચાલ્યાં જ કરે છે. આ ઉપવાસોમાં હરકોઈ પ્રકારના ખાણાંપીણાંનો નિષેધ હોય છે, તેથી એમાં રહેલી કડકાઈ સહેજે સમજી શકાય છે. આચાર્યશ્રીએ સામાવાળા એકવીસ વાદોનો અભ્યાસ કરી, તેમની સામે પોતાનો સિદ્ધાન્ત રજૂ કર્યો છે, એ વસ્તુ એમના વિશાળ વાચનપરિચયનો ખ્યાલ આપવા પૂરતી છે. મુસલમાનને તેની જ ભાષામાં સમજાવવાનો પ્રસંગ બતાવે છે કે આચાર્યે ઉર્દૂ કે ફાર-

ચીનો કંઈક પરિચય મેળવ્યો હતો. શૈવમતની અસર પણ તેમને થઈ જ છે. પણ આ બધી અસરો છે, તેથી કાંઈ આચાર્યશ્રીની મહત્તાને ઝાંખપ લાગતી નથી. ખરી વાત તો એ છે કે મહાપુરુષો પોતાની આસપાસની પરિસ્થિતિમાંથી લેવા જેવું લે છે અને છોડવા જેવું છોડી દે છે. તે પોતાના જમાનાને કે યુગને બોધક થાય એવો નવો સંદેશ ગૂંથી આપે છે અને પ્રજાને નવું ચૈતન્ય આપી પ્રગતિને પંથે દોરે છે. મધ્વાચાર્યની અસર ભલે વિશેષ વ્યાપક થઈ નથી, અને ભલે એમનો વાદ તર્કની આખરી ટોચ સર કરી શક્યો નથી, છતાં એમના દર્શને અને એમના ભક્તિ સંપ્રદાયે ભારતવર્ષના ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન મેળવ્યું જ છે એ વિવાદરહિત વાત છે.

# श्रीरामानन्दाचार्य

અગિયારમી સદીથી માંડીને પંદરમી સદી સુધી ભારતવર્ષે એક મહાન ઊથલપાથલ અનુભવી હતી. દેશના ઉત્તર ભાગમાં ઇસ્લામ અને ઇસ્લામી સુલતાનોએ મજહબી ઝનૂનના જોરે ચડીને પ્રજાને રંજાડવામાં જાણે બેહિશ્તનો દરવાજો ખૂલતો જોયો હતો ! તીર્થસ્થળોનો નાશ, સંસ્કૃતિસ્મારકોનો રંજાડ, હિન્દુ રીતરિવાજોની વિડંબના અને મદાન્ધતાને વરેલી વટાળ-પ્રવૃત્તિ એ એ જમાનાઓની જાણે સ્વાભાવિક પ્રવૃત્તિ હતી. પ્રજાના નીચલા થરો ધર્માધિકારોની અતડી અસ્પર્શ્યતાને લીધે ધર્મના ભ્રષ્ટ સંસ્કારોમાં સબડતા હતા, અને સુલતાની દોર તેમને લાલચો કે ધાકધમકીઓ આપીને રસકસ વિનાના કરતો હતો. જ્ઞાનની વાતો અમુક ઇજારદારોની અલાહેદી મૂડી થઈ ગઈ હતી, અને આમજનતા એક જાતની નોધારી દશા અનુ-ભવતી હતી. આ અજ્ઞાન, અશ્રદ્ધા, અને વહેમોની બેડીઓ સાથે ખેડૂતોની અડધી આમદાની રાજદરબારમાં ઘસડાઈ જતી હતી, અને હિન્દુ વસ્તીમાં કોઈની પાસે ત્રાંબાપિત્તળનાં વાસણ હોય તે પણ ત્યારના રાજકર્તાઓને ખૂંચતું હતું. એક અલ્લા-હની બાંગે સમાજને જાણે હલાવી નાંખ્યો હતો, અને તલ-

વારના ઝબકારાઓએ તેનું હીર હણી નાખ્યું હતું. આવા શિથિલતાના અને અત્યાચારના વાતાવરણમાં એક ક્રાંતિકારી જન્મ્યો. તેણે ધર્મને સરલ ભક્તિમાં વહાવ્યો અને ચમારથી માંડીને ચમરબંધી સુધીનાં સર્વનાં હૃદયને રામનામથી થનગનાવી મૂક્યાં. સમાજના દલિત ને પતિત વર્ગો સુધી એની પ્રેમગંગા વહી અને એમ ભારતીય સંસ્કૃતિને એક નવું જ જીવનવહેન સાંપડ્યું. એના હૃદયના તારો ઝણઝણી ઊઠ્યા, અને સમસ્ત ભારતના સંતોનાં હૃદયગાન ગાજી રહ્યાં. એ સંતધારાએ ભક્તિની છોળ ઉછળાવી, તેમાં શુદ્ધિ સ્થાપી, પ્રજાનું ઐક્ય આણ્યું, અને હતાશ થઈ ગયેલા હૈયામાં ઉત્સાહ ને ઉલ્લાસ પ્રેરી શૌર્ય તથા સંગઠન પ્રેર્યાં. એણે સંસ્કૃતનું ગૌરવ જતું કર્યું, અને લોકભાષામાં જ પોતાના એકતારાની રમઝટ બોલાવી. આજની પ્રાંતિક ભાષાઓનો ઊગમ તથા તેનો વિકાસ આ સંતધારાની અવિરત ભક્તિનો પ્રસાદ છે. આ સંતોએ બ્રાહ્મણવાણિયાના, ઢેડચમારના, સ્ત્રીપુરુષના અને હિન્દુમુસલમાનના એવા સૌ ભેદોને અળગા કર્યા અને સગુણ કે નિર્ગુણ રામના રટણમાં સૌ જનતાને હરિગોત્રની કરી. આ સંતધારાના શિરોમણિ અને આર્યસંસ્કૃતિના પુણ્યસ્રોતને જીવન આપનાર શ્રીરામાનન્દાચાર્ય મહાન ક્રાન્તિકારી હતા.

ઈશુની એ તેરમી સદીમાં યવન સામ્રાજ્યના પાયા દૃઢ થવા માંડ્યા હતા, અને આર્ય પ્રજાને પોતાના સ્વત્વની રક્ષા માટે એક મહાન પુરુષની જરૂર હતી. ત્યારે રામાનંદજીએ ભારતવર્ષના હૃદયપટલ ઉપર પોતાની વિજયી શક્તિનું પ્રભુત્વ સ્થાપ્યું. એ પ્રભુત્વ સ્થાપવામાં એ મહાન આચાર્યે શારીરિક બળનો પ્રયોગ કર્યો નથી, લોહીનું એક ટીપું સરખું ય લીધું નથી અને રાજદરબારની સહાયની આશા સરખી પણ રાખી

નથી. એમણે તો પોતાની વિદ્યાના, પોતાના યોગૈશ્વર્યના અને પોતાના આત્માના સામર્થ્યથી આ વિજય મેળવ્યો છે. ભારતવર્ષના ચારે ખૂણામાં રામનામનો મહિમા પ્રસરાવનાર આ મહાપુરુષ દીનબન્ધુ હતા અને શરણાગતવત્સલ હતા. તે સંસારના ઉદ્ધારક હતા અને કલ્યાણમાર્ગના જગદ્ગુરુ હતા. એ ક્રાન્તિકારી આચાર્યે સ્ત્રીઓને ભક્તિની દીક્ષા આપી, ચમારોને હૈયે ચાંપ્યા, શૂદ્રોને અપનાવ્યા અને યવનોને શુદ્ધ કર્યા. આમ, તેમણે સંસારની ઉન્નતિનો માર્ગ વિશદ, નિષ્કટંક અને ઉદાર બનાવ્યો. ચંડાળ ને ચમાર, ક્ષત્રિયો ને બ્રાહ્મણો, સ્ત્રીઓ અને વૈશ્યો, યવનો ને મ્લેચ્છો એ પરમભાગવતનો પ્રસાદ પામીને એકહૃદયથી ગાન કરી રહ્યાઃ 'હે પ્રભુ! સીતાજીએ જે ચરણકમળને પૂજ્યા છે, તે ચરણકમળમાં જ અમારો મનરૂપી ભમરો ભમ્યા કરજો–ભવે ભવે અમારું મન એ પાદપંકજમાં જ ગુંજતું રહેજો. હે નાથ! અમારા કાન નિત્ય તમારાં યશોગાન જ સાંભળજો. હે ભગવન્! નિત્ય અમને તમારા ભક્તોનો જ સંગ રહેજો.' જાતિઅભિમાન, વિદ્યાનો ગર્વ, રૂપનું અભિમાન, મોટાઈનો મદ અને યૌવનની ઉન્મત્તતા એ એ ભક્તિમાં કંટકરૂપ હોઈને ત્યાજ્ય છે. એ ભકિતમાં તો 'માનિય સબ હિ રામ કે નાતે.' આથી, પોતાને મોટો માની પોતાથી નાનાનો તિરસ્કાર કરવો એ પાપ છે. અમૃતના સૌ પુત્રોને આ ભકિતની હાકલ છે–સૌને એ સેવવાનો અધિકાર છે.

રામાનંદજીના જીવન વિશે પૂરતી ઐતિહાસિક માહિતી મળતી નથી. 'ભકતમાળ'ના રચનાર નાભાજી રામાનંદજીના સંપ્રદાયમાં થયા હતા. તે પોતે ડોમ જાતની હલકી વર્ણના હતા. એ નાભાજીનું સંપ્રદાયમાં નામ નારાયણદાસ હતું અને એમના ગુરુ અગ્રદાસ રામાનંદજી પછી ત્રીજી પેઢીએ થયા

મનાય છે. 'ભક્તમાળ'માં જણાવ્યા પ્રમાણે રામાનંદજીએ દક્ષિણ દેશમાં સ્માર્ત સંપ્રદાયની રીતે એક સંન્યાસી પાસે ઉપદેશ લીધો હતો, અને તે પ્રમાણે તે ભગવત્સ્મરણ કર્યા કરતા હતા. એક દિવસ રામાનંદજી બાગમાં ફૂલ તોડવા ગયા. ત્યાં તેમને રાઘવાનંદ સ્વામીનાં દર્શન થયાં. આ રાઘવાનંદ રામાનુજ-સંપ્રદાયના હતા. તેમણે રામાનંદજીને કહ્યું: 'તારું આયુષ્ય હવે થોડા જ દિવસનું છે. તને આની ખબર હોત, તો તું ભગવાનને શરણે બેસી ગયો હોત.' આ સાંભળી રામાનંદજી પોતાના સંન્યાસી ગુરુ પાસે આવ્યા, અને તેમને તેમણે રાઘવાનંદવાળી વાત કહી જણાવી. ગુરુએ આ વાત સાચી છે એમ સ્વીકાર્યું; અને બંને જણ રાઘવાનંદજી પાસે આવ્યા. અશરણને શરણરૂપ થનાર એ રાઘવાનંદજીએ રામાનંદજીને મંત્રોપદેશ આપ્યો. અને યોગાભ્યાસથી તેમણે રામાનંદજીના આત્માને દશમદ્વારે ચડાવી દીધો. આમ, મૃત્યુની ઘડી ટાળી નાખીને રાઘવાનંદજીએ રામાનંદજીને ચૈતન્ય આપ્યું. આ પ્રસંગ પછી રામાનંદજી રાઘવાનંદજીની સેવામાં જ રહ્યા.

પણ રામાનંદજી દક્ષિણના હોવા વિશે શંકા ઉઠાવવામાં આવે છે. 'રામાનંદદિગ્વિજય'માં રામાનંદજી વિશે આવી હકીકતો આપવામાં આવી છે. સંવત ૧૩૫૬ ની માઘ વદ સાતમે પ્રયાગના પવિત્ર ક્ષેત્રમાં રામાનંદજીનો જન્મ થયો. એમના પિતાનું નામ પુણ્યસદન હતું અને માતા સુશીલાદેવી હતી. આ કુટુંબ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતું. ઉંમર થઈ ગયા છતાં આ દંપતીને કંઈ સંતાન નહોતું. અનેક વ્રતાનુષ્ઠાનો પછી રામાનંદજીનો જન્મ થયો. નાનપણથી જ રામાનંદજી દૈવી શક્તિઓ બતાવતા હતા. તે છ વર્ષના થયા, ત્યારે તેમને ઉપનયનસંસ્કાર આપવામાં આવ્યા, અને પછી તેમને કાશી-

માં રાઘવાનંદજી પાસે અધ્યયન કરવાને મોકલવામાં આવ્યા. બ્રહ્મચારી રામાનંદની વિદ્યોપાસનાથી રાઘવાનંદજી અત્યંત ચકિત થયા અને એ ગુરુ પોતાના શિષ્યનો શાસ્ત્રાર્થમાં થતો વિજય જોઇને આનંદ પામ્યા. અધ્યયનકાળ પૂરો થયો, એટલે ગુરુએ બ્રહ્મચારીને સમાવર્તનની આજ્ઞા આપી અને ગૃહસ્થાશ્રમ સ્વીકારવા જણાવ્યું. આ વખતે રામાનંદજીનાં માતાપિતા પણ કાશી આવ્યાં હતાં. પોતાના પુત્રની અનુપમ વિદ્વત્તા તથા તેજસ્વિતા જોઇને તેઓ પ્રસન્નતા અનુભવી રહ્યાં. તેમણે ગુરુની આજ્ઞાને સમર્થન આપ્યું, અને રામાનંદજીને વિવાહ કરવા કહ્યું. પણ રામાનંદજી તો સંસારનાં કોઈ બંધનમાં બંધાવા ઇચ્છતા નહોતા. માતાપિતા આ સાંભળી કારમો આઘાત અનુભવી રહ્યાં. રામાનંદજીએ તેમને અનેક રીતે સમજાવ્યાં. એટલે તેમણે તેમને સંન્યસ્ત લેવાની અનુમતિ આપી.

હવે, રાઘવાનંદજીએ સંન્યાસદીક્ષા આપી અને આજ્ઞા કરીઃ 'તું યાત્રાઓ કરજે, વૈષ્ણવધર્મનો ફેલાવો કરજે અને રામનામની ભક્તિ પ્રસારજે.' રામાનન્દજીએ આ દીક્ષા મેળવ્યા પછી યોગ, જપ, તપ, અને અધ્યયન કર્યાં, પણ એમની મુખ્ય પ્રવૃત્તિ તો ભક્તિની જ રહી. આ સમયે તેમને અનેકો સાથે શાસ્ત્રાર્થો કરવા પડ્યા, અને એ જ વખતથી એમને શિષ્યો આવી મળવા લાગ્યા. રામાનન્દજીના આ વિજયોથી ગુરુને અત્યંત આનંદ થયો, અને થોડાક વખત પછી તેમણે રામાનન્દજીને આચાર્યપદે બેસાડ્યા. આમ, આચાર્યપદ આવ્યું એ પછી થોડાક ગાળે રાઘવાનન્દજી અવસાન પામ્યા.

આગળ 'ભક્તમાળ'નો ઉલ્લેખ કર્યો છે. એના રચનાર નાભાજીએ રામાનન્દજીને રામાનુજાચાર્યની પરંપરાના ગણાવ્યા છે. આ બંને આચાર્યોના સંપ્રદાય શ્રીસંપ્રદાયને નામે

ઓળખાય છે. બંને સંપ્રદાયો વિશિષ્ટાદ્વૈતદર્શનને માનનારા છે. આમ છતાં, બંનેમાં લાક્ષણિક ભેદો છે. રામાનુજાચાર્યનો સંપ્રદાય લક્ષ્મીજીએ ચલાવેલો માનવામાં આવે છે, તો રામાનન્દજીનો સંપ્રદાય જાનકીજીએ ચલાવ્યો છે એવી આખ્યાયિકા છે. સીતાજીએ પ્રથમ મંત્રદીક્ષા હનુમાનને આપી, એ હનુમાન પાસેથી વસિષ્ઠને મળી, અને એ પછી યથાક્રમે રામાનન્દજીએ એનો વિસ્તાર કર્યો. આ જ પ્રમાણે રામાનુજાચાર્યના સંપ્રદાયમાં નારાયણ ઇષ્ટદેવ છે, તો રામાનન્દજીના સંપ્રદાયમાં તે સ્થાન રામચંદ્રજીનું છે. તિલક આદિ ભેદો તો છે જ. પણ સૌથી ધ્યાન ખેંચનારો ભેદ તો રામાનન્દજીએ પોતાના ભક્તિમાર્ગમાં જે વિશાળતા, સરળતા અને ભવ્યતા આણી છે તેમાં છે. રામાનુજસંપ્રદાયમાં શૌચાશૌચની ભારે ખટખટ છે, ત્યારે રામાનન્દસંપ્રદાયમાં ભક્તિ તથા પ્રપત્તિનો મહાન મહિમા છે. જે ભક્ત છે, તે જાતપાંતથી પર છે—સર્વ ભક્તો એક અચ્યુતના જ ગોત્રના છે. આ બન્ધુભાવ અને પરમ ઉદાર પ્રેમભાવના રામનામના ગુંજારવથી ઓર ખીલી રહી છે.

આ વિશેષતાને 'ભક્તમાળ' માં જણાવેલા નીચેના પ્રસંગ સાથે જોડવામાં આવે છે. રામાનન્દજી આખા દેશની યાત્રાએ ઊપડ્યા હતા. અનેક શાસ્ત્રાર્થો અને ઉપદેશો કરતાં કરતાં તેમણે તે વખતની દેશની સ્થિતિનો ઊંડો પરિચય મેળવ્યો હતો. પ્રજામાં નિર્વીર્યતા આવી ગઈ હતી. હતાશ થઈ ગયેલી જનતા પોતાના સ્ત્રીવર્ગનું અપમાન પણ સાંખી રહી હતી! ધર્મ આભડછેટના પાણિયારામાં જ ગોંધાઈને ગંધાતો હતો. અત્યાર સુધીના સંપ્રદાયોએ બ્રાહ્મણોનો મહિમા વધારી ચમાર-ચંડાળને જાણે કે બહિષ્કૃત સમાજમાં રાખ્યા હતા. આ બહિષ્કાર અને તિરસ્કારે એ પતિત સમાજમાં ધર્મનાં ભ્રષ્ટ સ્વરૂપો

પ્રકટાવ્યાં હતાં. આ બધું જોઈને રામાનન્દજીની પ્રતિભાએ નવો જ માર્ગ વિચાર્યો. તેમણે નીચલા થરથી શુદ્ધિની માત્રા ચડાવવા માંડી. ઇતિહાસનું આ એક આશ્ચર્ય જણાય છે. હવે ધર્મનો પ્રવાહ શૂદ્રથી બ્રાહ્મણ તરફ વહેવા માંડ્યો! જે વર્ણનો ઉદ્ધાર ખાસ આવશ્યક હતો, તે વર્ણે ઉત્તમોત્તમ સંતો પ્રકટાવી ભારતની સંસ્કૃતિના દીપકને ઉદ્દીપિત રાખ્યો. આ યાત્રાઓમાં રામાનન્દજીએ ખાવાપીવાની બાબતમાં રામાનુજી આગ્રહને મોળો કર્યો હતો, અને ઠેઠ ચંડાળના હૃદય સુધી એમનો હૃદયપ્રેમ પહોંચ્યો હતો. આથી, રામાનન્દજી જ્યારે પાછા કાશીએ આવ્યા, ત્યારે બીજા શિષ્યોએ ગુરુ રાઘવાનન્દજીને કહ્યું: 'રામાનન્દજીએ આપણા આચારને બરાબર પાળ્યા હોય, એમ બની શકે નહિ. આથી એમણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ.'

પણ, રામાનન્દજીએ પ્રાયશ્ચિત્ત સ્વીકારવાની ના પાડી. તેમણે તો ગુરુજીને ભક્તિસંપ્રદાયની વિશાળતા સમજાવી અને ભારપૂર્વક જણાવ્યું કે જનતાનો ઉદ્ધાર જો કરવો હોય તો સમસ્ત પ્રજાને રામનામના એકસૂત્રમાં એક કરી દેવી જોઈએ. આ એકતા વિના અત્યારની સ્થિતિનો સામનો કરી શકાશે નહિ. ગુરુશ્રી પોતાના શિષ્યની આર્ષદૃષ્ટિને સમજી શક્યા, પણ સંપ્રદાયના બીજા માણસોને માઠું લગાડવાનું તેમને રુચ્યું નહિ. તેમણે કહ્યું: 'ઠીક ત્યારે, તું જુદી જ ગાદી સ્થાપ.' આમ રામાનન્દી સંપ્રદાય સ્થપાયો અને તેણે વણકર કબીરને, ખેડૂત ધનાને, વાળંદ સેનાને, ક્ષત્રિય પીપાને તેમ જ ચમાર રઈદાસને તેમના નીચામાં નીચા થરેથી ચડાવીને ભારતના ધર્મગગનમાં ઉત્તમોત્તમ તારક તરીકે સ્થાપિત કર્યા. ભગવાનની ભક્તિ એ જ એમાં આશ્રમ થયો અને ભગવાનનો ભક્ત એ જ એમાં એક જાતિ થઈ.

આ ‘ભક્તમાળ’ના ટીકાકાર જણાવે છે કે રામાનન્દજીનું પૂર્વાશ્રમનું નામ રામદત્ત હતું. પણ સંપ્રદાયના પંડિતો આ વાતનો સ્વીકાર કરતા નથી. ‘વૈષ્ણવધર્મરત્નાકર’માં તેમ જ બીજાં પુસ્તકોમાં સ્વામી રામાનન્દજી પ્રથમ ગોસાઈ હતા એમ જણાવ્યું છે. તેમને મતે એમનું પૂર્વાશ્રમનું નામ ‘રામ ભારતી’ હતું. આ રામભારતી નામ ‘રામાનન્દધર્મપ્રકાશ’ નામના પુસ્તકમાં પણ જણાય છે. તેમાં જણાવ્યું છેઃ ‘સ્વામી રામાનન્દજીએ પોતાની માતાને આત્મજ્ઞાન આપ્યું અને પછી તેને પોતાના પિત્રાઇ ભાઈ મોતીશંકર પાસે રાખી પોતે કાશી ગયા. કાશીમાં સ્વામીજી એક શિવમાર્ગી ગિરિજાશંકર પાસે ગયા, અને તેમની પાસે સાધુસંસ્કાર લઈ રામભારતી નામે પ્રસિદ્ધ થયા.’ એ જ પુસ્તકમાં જણાવ્યું છે કે સ્વામી રામાનન્દજી જ્યારે દક્ષિણની યાત્રાએ ગયા, ત્યારે તેઓ પતિતોને ઉપદેશ આપતા હતા એ જોઇને રામાનુજીઓએ સ્વામીજીને સંપ્રદાયબહાર મૂકી દીધા; ગુરુ રાઘવાનન્દજીને આથી ઘણું દુઃખ થયું, અને તેમણે સ્વામીજીને પોતાનો અલાયદો સંપ્રદાય ચલાવવાની આજ્ઞા આપી. આ ‘રામાનન્દધર્મપ્રકાશ’માં જણાવ્યા પ્રમાણે રામાનન્દજી દક્ષિણ વેંકટાચલના મંદિરમાં ગયા હતા અને ત્યાં દક્ષિણના આચાર્યો સાથે તેમણે શાસ્ત્રાર્થ કર્યા હતા. વળી, તેમાં લખ્યું છેઃ ‘સ્વામીજી રામેશ્વર ગયા હતા અને ત્યાં વિદ્વત્તાપૂર્વક શાસ્ત્રાર્થ કરી તેમણે પોતાના પન્થના સાધુઓ શંકર ઉપર જળ ચડાવી શકે એવો અધિકાર મેળવ્યો હતો.’ પરંતુ ‘રામાનન્દદિગ્વિજય’ના લેખક આ સઘળી વાતોને મનની ઘડેલી કહે છે અને રામાનન્દજીના જીવન સાથે તેમ જ તેમના સંપ્રદાય સાથે એ વાતોનો મેળ બેસતો નથી એમ જણાવે છે.

ફર્કુંહરે સ્વામીજીના સંબંધમાં આથી કંઈક જુદી જ વાતો જણાવી છેઃ 'સ્વામી રામાનંદજીએ વિશિષ્ટાદ્વૈતનો ઉપદેશ આપ્યો હોય, એવું કાંઈ પ્રમાણ મળતું નથી. એમના શિષ્યો-ના ઉપદેશમાં તો અદ્વૈતવાદનો ઉલ્લેખ અધિક પ્રમાણમાં મળી આવે છે. ક્યાંક ક્યાંક ભેદાભેદસિદ્ધાંતની પણ ચર્ચા થઈ છે. આમ છતાં શ્રીરામાનુજાચાર્યના સવિશેષ સિદ્ધાન્તનો તો એમાં પત્તો જ મળતો નથી.' આગળ એ સાહેબ લખે છેઃ 'મધ્ય-યુગમાં દક્ષિણ દેશમાં એક ભક્તિમાર્ગ પ્રચલિત હતો. તેઓ કેવળ શ્રીરામને જ મુક્તિદાતા માનતા હતા. એમનો મુખ્ય ગ્રંથ વાલ્મીકિ રામાયણ હતો. એ રામાયણમાં શ્રીરામને બ્રહ્મરૂપ જણાવવામાં આવ્યા નથી, પણ એમાં એમનું મનુષ્યરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. સીતાજીનું રાવણે જે હરણ કર્યું હતું, તે પણ તેમાં સામાન્ય રીતે વર્ણવવામાં આવ્યું છે. આથી ભક્તિમાર્ગી લોકોના હૃદયમાં આઘાત થયા કરતો હશે. આ કારણે એમણે એક બીજું રામાયણ રચ્યું, અને તેનું નામ અધ્યાત્મરામાયણ હતું. એ ગ્રંથમાં રામને બ્રહ્મરૂપ પ્રતિપાદિત કરવામાં આવ્યા છે. સીતાજીના સંબંધમાં એમાં લખ્યું છે કે જે સીતાજીનું જંગલમાં હરણ થયું, તે તો માયાનાં બનેલાં સીતાજી હતાં—સાચાં સીતાજી નહોતાં. આ ગ્રંથ અદ્વૈતવાદના ઉપદેશોથી ભરેલો છે. આવું જ બીજું પુસ્તક અગસ્ત્યસંહિતા છે. તેમાં અગસ્ત્ય ને સુતીક્ષ્ણનો સંવાદ છે. આ બે ગ્રંથો ઉપરથી ભક્તિમાર્ગનો પત્તો મળે છે. આજે દક્ષિણમાં આ ભક્તિમાર્ગી રામોપાસકો નથી, છતાં કેટલાય રામભક્તો મળી આવે છે, અને તેઓ મધ્યયુગવાળા સંપ્રદાયના અવશિષ્ટ ચિહ્નરૂપ છે.'

આ પ્રમાણે રામભક્તિનું ઝરણ બતાવી ફર્કુંહર કહે છેઃ

'રામાનન્દ સ્વામી આ અધ્યાત્મરામાયણ બનાવનારા સંપ્રદાયના સાધુ હતા. ઈ. સ. ૧૪૩૦ની આજુબાજુમાં દક્ષિણથી આવતાં તે આ સંપ્રદાયના સિદ્ધાન્તોને પોતાની સાથે લાવ્યા હશે. અધ્યાત્મરામાયણ અને અગસ્ત્યસંહિતા પણ એમની સાથે હશે. પણ રામમંત્ર સુધ્ધાં તેઓ ત્યાંથી લાવ્યા હશે કે કેમ તે પુરવાર કરી શકાય એમ નથી. તે સાધારણ સાધુ હશે, સંન્યાસી નહિ હોય. એમના શિષ્યોમાં આજે જે અદ્વૈતવાદની ઝળક મળે છે, તેનું કારણ પેલું અધ્યાત્મરામાયણ છે.'

'રામાનન્દજીએ ક્યારે ય પણ વિશિષ્ટાદ્વૈતનો ઉપદેશ આપ્યો નથી,' એવું જણાવીને ફર્કુહર ઉમેરે છેઃ 'રામાનન્દ સંપ્રદાયમાં કેવળ સીતા અને રામની જ ઉપાસના છે. કૃષ્ણ તથા બીજા અવતારો તરફ તો એમાં ધ્યાન સરખું આપ્યું નથી. જો રામાનન્દ સ્વામી વૈષ્ણવમતના હોત, તો તે ત્રિદંડી સંન્યાસી હોત. પણ તે કઈ સંસ્થાના ત્યાગી તપસ્વી હતા તે અમે જાણતા નથી. છતાં, એમના અનુયાયીઓ સંન્યાસી હોતા નથી. તેઓ તો વિરાગી નામધારી સાધુ હોય છે. આ વૈરાગીઓ પોતાના નેતાનાં જ ચિહ્ન રાખે છે.'

ફર્કુહરની આ બધી વાતો ગોટાળાભરી છે, તે વિશે શંકા નથી. સ્વામીજી ત્રિદંડી સંન્યાસી હતા, વૈષ્ણવમતના હતા, અને વિશિષ્ટાદ્વૈતદર્શન જ તેમનું જીવનદર્શન હતું. સાંપ્રદાયિકો રામાનન્દજીના અમુક શિષ્યોના દર્શનમાં અદ્વૈતવાદ જોઈને કે નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન જોઈને તે શિષ્યોને રામાનન્દજીના મંડળની બહાર ગણી કાઢે છે, તે વાસ્તવિક નથી. અમુક ગુરુને અનુસરવા છતાં શિષ્ય નવું દર્શન મેળવી જ ન શકે, એમ માનવું યોગ્ય નથી. રામાનન્દજી પોતે સગુણ ભક્તિના પ્રતિપાદક જણાય છે, છતાં એમના વિશાળ

દર્શનમાં નિર્ગુણ ઉપાસનાને અવકાશ જ નથી એમ કહી શકાય નહિ. એમના શિષ્ય કબીરે નિર્ગુણ ઉપાસના ચલાવી, કંઈક 'માયા'ના રંગ બહેલાવ્યા, અને રામ તથા રહીમને એકતત્ત્વમાં ગૂંથી લઇ ધર્મની વિશાળતા સિદ્ધ કરી આપી. રામાનન્દજી પછી થયેલા તુલસીદાસજી હિન્દી કવિઓના નક્ષત્રમંડળમાં ઉચ્ચ સ્થાનના અધિકારી છે. એમનું 'રામાયણ' જગતના શ્રેષ્ઠ સાહિત્યનો એક અણમોલ અલંકાર છે. એમનામાં સગુણ રામની ઉપાસના છતાં નિર્ગુણ બ્રહ્મ સાથેનું અદ્વૈત અનુપમ સૌન્દર્યભક્તિથી ગાવામાં આવ્યું છે. આ બધું છતાં સ્વામી રામાનન્દજી એક સમર્થ લોકગુરુ હતા અને સમર્થ આચાર્ય હતા, એ શંકાતીત વસ્તુ છે.

અહીં સ્વામીજીના જીવનકાલ વિશે જે જુદાજુદા મતો ચાલે છે તેની નોંધ લઈશું. મેકલીફ રામાનન્દજીને ચૌદમા શતકના અંતમાં અને પંદરમા શતકના મધ્યમાં થયેલા જણાવે છે. તે રામાનન્દજીની જન્મભૂમિ તરીકે માઈકોટને માને છે. ઉપર રામાનન્દજીનો જન્મ ઈ. સ. ૧૩૦૦ માં પ્રયાગમાં થયો હતો એવો ઉલ્લેખ કર્યો છે, તે અગસ્ત્યસંહિતાને અનુસરીને છે. રામાનુજાચાર્ય અને રામાનંદજી વચ્ચે કેટલાક ત્રણ પેઢી ગણે છે તો કેટલાક ચાર કે પાંચ પેઢીઓ થયેલી માને છે. કબીર રામાનન્દજીના શિષ્ય છે, એ વિશે સંશય નથી. એટલે કબીરે ઉપદેશ લીધો તે વખતે રામાનન્દજી વૃદ્ધ તો હશે જ. આવી ગણતરી કરીને કેટલાક રામાનન્દજીને ચૌદમી સદીના વચગાળામાં થયેલા માને છે. ફર્કુહર રામાનન્દજીને ઈ. સ. ૧૪૦૦ થી ૧૪૭૦ માં મૂકે છે. રામાનન્દજીના શિષ્ય પીપાનો જન્મ ઇ. સ. ૧૪૨૫ માં હોવાનું મેકલીફ માને છે, અને એમ રામાનન્દજી વિશેની ફર્કુહરની તારીખ મળતી આવે એમ છે.

ગમે તેમ હોય, તોપણ રામાનન્દજી કબીર પહેલાં એટલે ઈ. સ. ૧૪૦૦ ની આસપાસ થયા હતા, એ ચોક્કસ છે. 'રામાનન્દ-દિગ્વિજય'ના લેખક આ સંબંધમાં પોતાનો નિશ્ચિત સિદ્ધાંત જણાવતાં કહે છે કે, સ્વામીજીનો જન્મ ઇ. સ. ૧૩૦૦ માં થયો હતો અને ઇ. સ. ૧૪૪૬ માં તેમણે પરલોકવાસ કર્યો હતો.

આગળ આપણે જોયું છે કે રામાનન્દના પિતાનું નામ પુણ્યસદન હતું અને સુશીલાદેવી એ એમની માતાનું નામ હતું. પણ 'ભવિષ્યપુરાણ'માં પુણ્યસદનને બદલે દેવલ નામ છે, અને તે કાન્યકુબ્જ બ્રાહ્મણ છે. આ પુરાણ પ્રમાણે સ્વામીજીનું જન્મસ્થાન કાશી છે, અને તેઓ રામાવતાર નહિ પણ સૂર્યાવતાર છે. 'રામાનન્દદિગ્વિજય'ના કર્તા ભવિષ્યપુરાણના આ અવતરણને પ્રામાણિક માનતા નથી, તેમ તેઓ રામાનન્દજી ઉપર આધ્યાત્મ રામાયણની અસર હોવાનું અનૈતિહાસિક જણાવે છે. આ બધી ચર્ચાઓ અહીં પડતી મૂકીએ, અને 'રામાનન્દ દિગ્વિજય'ના લેખકે આપેલી માહિતીઓને સારરૂપે ઉતારી એક સળંગ જીવનરેખા દોરવાનો પ્રયત્ન કરીએ.

સંન્યસ્તદીક્ષા પામ્યા પછી, રામાનન્દજી કાશીમાં નિવાસ કરીને રહ્યા હતા. પોતે માત્ર એક કૌપીન જ રાખતા અને ભોજનની કામના રાખતા નહિ. વીતરાગ અને તપસ્વી રહીને તે બ્રહ્મનિષ્ઠ જનોમાં પોતાની પ્રતિષ્ઠા મેળવી રહ્યા હતા. વ્રતાદિકથી તેમનું શરીર કૃશ થઈ ગયું હતું, અને યોગની સિદ્ધિઓને વશ કરવાને માટે તેમણે એક વર્ષનું મૌનવ્રત રાખ્યું હતું. એક વાર પોતે આમ ધ્યાનમાં બિરાજ્યા હતા, ત્યારે કોઇ કુટિલ યોગીએ તેમના ઉપર ઝેરી સાપ નાખ્યો હતો. પણ પરબ્રહ્મના ચિન્તનમાં ડૂબેલા એ યોગીન્દ્રે તો એ સર્પને ચમેલીનો હાર જ ગણી કાઢ્યો! એ જ દુષ્ટ યોગીએ હવે

સ્વામીજી ઉપર અગ્નિજ્વાલા છોડી, પણ તેનેય સ્વામીજીએ હિમ જેવી તાપહારિણી માની લીધી. આ પછી તેણે સ્વામીજી ઉપર હાડકાંનો વરસાદ વરસાવ્યો, અને છેલ્લે તે તલવાર લઈને સ્વામીજીને મારવા દોડ્યો. પણ સ્વામીજી આ બધી કુટિલ જાળોમાંથી હેમખેમ બચી ગયા. વળી, બીજાએ આવીને સ્વામીજીને ઊંચકીને ગંગાજીમાં પધરાવી દેવાની યોજના કરી! પણ પરાક્રમના નિધિ સરખા રામાનન્દજી તો પોતાના આસન ઉપરથી એક તલ સરખાય ચસક્યા નહિ અને હુમલાખોરને શરમાઈને ભાગી જવું પડ્યું.

આ અરસામાં એક અદ્ભુત પ્રસંગ બન્યો. કોઈએક બ્રાહ્મણ પૂજા કરતો હતો. તેવામાં તેણે શંખ બજાવ્યો. આ શંખનાદ થવાથી મુસલમાનો ચિડાયા, અને તેઓ તે બ્રાહ્મણને મસ્જિદમાં પકડી લઈ જઈ મારવા લાગ્યા. આ વાતની ખબર સ્વામીજીને પડી, એટલે તેમણે નગરમાં એકસાથે અનેક શંખનાદો ગજાર્વ્યા. આ સાંભળી મુસલમાનો ગભરાયા. તેમણે પેલા બ્રાહ્મણને છોડી દીધો, અને તેઓ રામાનન્દજી પાસે આવીને ક્ષમા માગવા લાગ્યા. સ્વામીજીએ તેમને મસ્જિદ છોડી જવા કહ્યું, અને એ જ મસ્જિદ થોડા વખતમાં સુંદર રામમંદિરમાં પલટાઈ ગઈ!

હવે સ્વામીજી આ નવા રામમંદિરમાં બિરાજી યોગમુદ્રામાં બિરાજતા હતા. રામાનન્દજી આ સમયમાં તો વેદવિદ્વાન થઈ ગયા હતા. તે યતિરાજ બન્યા હતા, અને અધ્યાત્મ-વિદ્યાનો પૂર્ણ પ્રકાશ તેમને સાંપડ્યો હતો. એક વાર ભક્તિ, શ્રદ્ધા અને નિઃસ્પૃહતાથી ભરેલા અનંતાનંદજી સ્વામીજીને દર્શને આવ્યા અને પ્રેમપૂર્વક પ્રાર્થના કરી રહ્યા. સ્વામીજીએ તેમને પૂછ્યું: 'તમે કોણ છો? ક્યાં જાઓ

છો? અહીં ક્યાંથી આવ્યા છો?' એટલે અનન્તાનંદે કહ્યું: 'હે નાથ! હું સરયૂતટ ઉપરના મહેશપુર ગામનો છું. મારા પિતાનો હું એકનો એક પુત્ર છું. મારા પિતાએ મને લગ્નની બેડીમાં બાંધી દેવાનો વિચાર કર્યો છે. આથી, હું ભાગીને આવ્યો છું. તો, હે કરુણાસાગર! આપ મને આપના ચરણ-કમલમાં આશ્રય આપો.' સ્વામીજીએ અનન્તાનન્દના પિતાને બોલાવીને કહ્યું: 'જુઓ, આ તમારા પુત્રને ગૃહસ્થાશ્રમમાં જોડાવું નથી. એને તો વિદ્યાનું અધ્યયન કરવું છે.' અનંતા-નંદના પિતા વિશ્વનાથે પુત્રને ઘણો ઘણો સમજાવ્યો. પણ તેણે તો ગૃહસ્થાશ્રમમાં જોડાવાનું કબૂલ જ ન કર્યું. છેવટે રામાનન્દજીએ તેમને વૈષ્ણવદીક્ષા આપી અને રામમંત્રનો ઉપદેશ આપ્યો.

આ જ અરસામાં પીપાજી ત્યાં આવ્યા. આ ક્ષત્રિયવીર પીપાજી ગાંગરોનગઢના રાજવી હતા. આમ તો, તે દેવીભક્ત હતા, પણ એમને રામાનન્દજીનાં દર્શનની તાલાવેલી ઊપડી આવી. તે કાશી આવ્યા. રામાનન્દજીએ તેમને કહ્યું: 'અહીં તો સંતોને સ્થાન છે, ઘરબારીતાને માટે આ જગા નથી.' એટલે પીપાજીએ તે જ વખતે રાજત્યાગનો સંકલ્પ કર્યો અને પોતે સાધુ થઈ ગયાનું જાહેર કર્યું. ગુરુએ કહ્યું: 'એમ નહિ, જાઓ, પેલા કૂવામાં પડો.' અને પીપાજીએ તુરત જ કૂવામાં ઝંપલાવવા માંડયું. ત્યાં તો રામાનન્દજીએ એમને પકડી રાખ્યા અને પોતાની પાસે બેસાડી મંત્રોપદેશ આપ્યો. આચાર્યશ્રીએ કહ્યું: 'પીપાજી! જા, તું તારા રાજ્યમાં પાછો જા. ભગવાનની ભક્તિ કરતો રહેજે. સાધુસંતોની સેવા કરજે. જો, એક વરસ પછી હું ત્યાં આવીશ.' એક વર્ષ પૂરું થયું, અને પીપાજીએ ગુરુને વિનંતિ કરી: 'આપે આપેલી મુદત

આવી ગઇ છે. હવે આપ આ રાજ્યમાં પધારો અને સૌ ભક્તોને અમૃતપાન કરાવો.' રામાનન્દજી પોતાના શિષ્યમંડળ સાથે પીપાજીને ત્યાં પધાર્યા, અને સર્વને ભક્તિનો ઉપદેશ આપી તેમણે દ્વારકા જવાનો નિશ્ચય કર્યો. આ સાંભળી પીપાજીને ઘણું દુઃખ થયું, તેમને ગુરુના વિરહની કલ્પના પણ વેદનાકારી થઈ. તેમણે કહ્યું: 'ભગવન્! હું પણ આપની સાથે યાત્રાએ આવીશ. મને આપનાથી છૂટું પડવું જરાય ગમતું નથી.' રામાનન્દજીએ સર્વત્યાગનો આદેશ આપતાં જણાવ્યું: 'તારે મારી સાથે આવવું છે? તો તો તારે આ રાજપાટ છોડવું પડશે, આ રાણીઓથી ભરેલો રણવાસ ત્યાગવો પડશે, અને આ સકલ સૌન્દર્યસમૃદ્ધિ છોડીને તારે વિરાગી થવું પડશે. તું સાધુ થઈશ, તો મારી સાથે આવી શકીશ.' પીપાજીએ તરત જ રાજપાટ પોતાના ભાઈને આપી દીધું અને રાણીઓને કહ્યું: 'હું આજથી સંસારી નથી, હું તો હવે સાધુ છું.' પ્રજાને તેમણે કહ્યું: 'હવે તમારું પાલન મારો ભાઈ કરશે. તે તમારો રાજા છે. હું તો ભગવાન રામાનન્દની ચરણરજ લઈ ધન્ય થવા માગું છું.'

પીપાજીનો આ સંન્યાસ સાંભળી તેમની પ્રિય પટરાણી સીતા(પદ્માવતી)એ કહ્યું: 'હું પણ તમારી સાથે જ આવીશ.' પીપાજીએ સીતાને ઘણી ઘણી સમજાવી, પણ તેણે તો સ્વામીની સાથે વૈરાગણ થવામાં જ પોતાનું અનુપમ સૌભાગ્ય માન્યું. એટલે એ પતિપત્ની રામાનન્દજીના શિષ્યમંડળ સાથે યાત્રાએ વિચરવા લાગ્યાં. સંતોનાં વિશાળ નક્ષત્રમંડળમાં આ દંપતીનું સ્થાન અત્યંત ગૌરવભર્યું છે. એમના ભક્તજીવનમાં જે કરુણા, જે દાસ્ય, અને જે ત્યાગમયતા ઉજ્જ્વલરૂપે પ્રકાશી રહ્યાં છે, તે સ્વામી રામાનન્દજી કેવા ચમત્કારી પુરુષ હતા

તેનું સૂચન કરે છે. આ જ પીપાજીએ સમુદ્રમાં સૂઈ ગયેલી દ્વારકાનું દર્શન કર્યું હતું, એવી આપણા સમાજમાં આખ્યાયિકા ચાલે છે.

આ પતિપત્નીને યાત્રામાં અનેક મુસીબતો નડી હતી. કોઈ વાર લૂંટારા મળતા, કોઈ વાર રાની પશુઓ મળતાં અને અનેકવાર અન્નસંકટ આવ્યાં. આમ છતાં ન પીપાજી ડગ્યા અને ન એમની સહધર્મચારિણી સીતાજી ડગ્યાં. ચાલતાં ચાલતાં તેઓ ચિધડ નામના ભક્તને ત્યાં પહોંચ્યાં. એ ભક્તે ને તેની પત્નીએ પીપાજીને તથા સીતાને પ્રેમપૂર્વક આવકાર આપ્યો. પણ તેઓ તો તદ્દન ગરીબ હતાં. સ્ત્રીની પાસે પૂરતું કપડું પણ નહોતું. આથી સ્ત્રીએ પોતાની પાસેનું એકમાત્ર વસ્ત્ર સ્વામીને આપ્યું અને કહ્યું: 'આ વેચી આવો અને એના પૈસાથી આ ભક્તજુગલને ભોજન આપીએ.' ભોજન પિરસાયું અને પીપાજી કહે: 'ભગત! આપણે બધાં જ સાથે બેસીને પ્રસાદ લઈએ. તમારાં પત્નીને બોલાવો.' ભક્ત કહે: 'મહારાજ! પત્ની તો શીતપ્રસાદનું ભોજન કરશે.' પીપાજી આનો મર્મ સમજી ગયા. તેમણે સીતાદેવીને કહ્યું: 'જોને અંદર; તું ભગતનાં વહુને તેડી લાવ. આપણાથી આમ એકલા ખવાય નહિ.' સીતાજી અંદર ગયાં, તો ભગતનાં પત્ની એક ખૂણામાં પોતાની લજ્જા છુપાવીને બેઠાં હતાં! સીતાજીએ પૂછ્યું: 'બહેન! ચાલો અમારી સાથે જમવા. આમ છુપાઈને કેમ બેસી રહ્યાં છો?' એટલે ભક્તપત્નીએ ઉત્તર આપ્યો: 'માતાજી! શરીર ઉપર કપડાં હોય કે ન હોય એ કાંઈ આનંદની વાત નથી. આ સંસારમાં ભગવાનના સ્વરૂપનું ચિન્તન કરવું અને જીવતા જાગતા ભગવાન જેવા સાધુઓની સેવા કરવી એ જ મોટી વાત છે.' આ ભક્તિનમ્ર વચનો સાંભળીને સીતાજી તો

પોતાની ભક્તિની કસોટી કરવા લાગ્યાં. તેમણે આ પરમ ભગવતી બાઈને હૃદયથી વંદન કર્યાં, અને પોતાનો અડધો સાલ્લો ફાડી આપી એ ભક્તિમતીને પોતાની સાથે જ જમવા બેસાડી.

જમ્યા પછી સીતાજીએ આ બધી વાત પોતાના પતિને કરી અને બંને જણે પોતાના આ ભક્ત યજમાનનું દારિદ્રય દૂર કરવાનો નિશ્ચય કર્યો. થોડી જ વારમાં બજારના ચોકમાં પીપાજી અને સીતાજી આવી ઊભાં. સીતાજી નૃત્ય કરી રહ્યાં છે, લોકો એમના ઉપર પૈસા વરસાવી રહ્યા છે, અને ભક્ત પીપાજી એ બધું નાણું ભેગું કરી રહ્યા છે. છેવટે નૃત્ય પૂરું થાય છે, અને એ ભક્તદંપતી આમ મળેલું બધું નાણું પેલા યજમાનને આપી વિદાય થઈ જાય છે. આ યાત્રામાં પીપાજી અને સીતાજીએ અનેક કામીઓનાં હૃદયને નિર્વિષ કર્યાં, અનેક ક્રૂરોને કરુણાવાન કર્યાં, અને સૌ કોઇને ભગવાનની ભક્તિનું રસાયણ મળ્યું. રાજપાટ છોડીને અને ઐશ્વર્યભોગ ત્યાગીને આ દંપતીએ વીરતાપૂર્વક જે ભક્તિ કરી છે, અને એમ સમાજનાં અનેક થરોમાં જે ઉત્તમ સંસ્કાર આપ્યા છે, તે રામાનંદજીની આશિષનો પ્રતાપ છે—ગુરુએ આપેલા લાલ રતનનો પ્રકાશ છે.

આ પીપાજી મળ્યા એ પછીના ગાળામાં રામાનન્દજી પાસે બીજા અનેક શિષ્યો આવ્યા. આમ આવનારાઓમાં એક સુરસરાનંદ હતા. લખનૌમાં સુરેશ્વર નામના એક બ્રાહ્મણ હતા. તેમના આ પુત્ર હતા. આ સુરસુરાનંદ વિદ્વાન, ઉદાર અને દયાળુ હતા. રામાનન્દજીના શિષ્યમંડળમાં એમનું સ્થાન ગૌરવભર્યું છે. બીજા શિષ્યોમાં સુખાનન્દજી, નરહરિયાનન્દજી, યોગાનન્દજી, ભાવાનન્દજી, અને ગાલવાનન્દજી થયા હતા. આમાં સુખાનન્દજી ઉજ્જયિની પાસેના કિરીટપુર ગામના

ત્રિપુરારિ બ્રાહ્મણના પુત્ર હતા, તો નરહરિયાનંદજી સનત્કુમાર જેવા હતા અને વૃંદાવન પાસેના એક ગામમાં રહેતા મહેશ્વર બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા. યોગાનન્દજી સિદ્ધપુરના હતા, અને એમના પિતા મૂળશંકર વૈદિક વિદ્વાનોમાં શ્રેષ્ઠ હતા. ભાવાનન્દજીનો જન્મ મિથિલા પ્રદેશના બહુવઈ ગામમાં થયો હતો. આ ઉપરાંત રામાનન્દજીનાં શિષ્યમંડળમાં બે સ્ત્રીઓ પણ હતી. એક સુરસરી હતી, તે સુરસુરાનન્દની પત્ની હતી. બીજી પદ્માવતી વિષે કોઈ ખાસ માહિતી મળતી નથી. પીપાજીની પત્નીનું બીજું નામ પદ્માવતી છે. તો તેને આ પદ્માવતી સાથે ગણી શકાય? આમ, બ્રાહ્મણ અને સ્ત્રીઓને રામાનન્દજીએ રામમંત્રના છત્રમાં લીધાં હતાં, તેમ તેમણે શૂદ્રો અને નીચાતિનીચોને પણ પોતાના હૈયા સાથે ચાંપ્યાં હતાં. એવા ત્રણ ભક્તોનો અહીં પરિચય કરવો આવશ્યક છે. એ પરિચય થતાં રામાનન્દજીના વિશાળ હૃદયનો, એમની દીર્ઘદૃષ્ટિનો અને ભાગવતધર્મની પરમ ઉદારતાનો સહેજે ખ્યાલ આવી રહેશે. ઉચ્ચતમ સ્થાને બિરાજેલા રામાનન્દજી રહીદાસ અને કબીર જેવાના તિરસ્કૃત વર્ગોમાં જાય, તેમને હૃદયસરસા લગાવે, અને તેમનાં જીવન શુદ્ધ બ્રાહ્મણત્વની જ્યોતિથી ઝગઝગાવી મૂકે એ પતિપાવન દૃશ્ય આટલે વરસે પણ આપણને પાવન કરનારું છે.

રામાનન્દજીને સેના નામના એક શિષ્ય હતા. તે જાતના નાયી હતા અને બાંધૂનગઢના રહેવાશી હતા. રાજાને તેલ ચોળવાની એ ચાકરી કરતા હતા. આમ, પોતાની વર્ણનો ધંધો કરતાં કરતાં તે સદા ભગવાનની ભક્તિમાં જ મચ્યા રહેતા હતા. સાધુસંતોની સેવા કરવી એ તો એમનો નિત્યનિયમ હતો. આ નિયમમાં એ કોઈ પણ આડઅંતરને લેખવતા નહોતા. એક વાર પોતે રાજાને માલિશ કરવાને જઈ રહ્યા

હતા, તેવામાં રસ્તામાં કેટલાક સંતોનાં દર્શન થયાં. સેનાજી એ સંતોને પોતાને ઘેર તેડી ગયા અને તેમના સત્કારમાં રાજાને ત્યાં જવાનો વખત ચૂકી ગયા. પછી સંતો ગયા એટલે સેનાજી રાજાની પાસે ગયા. પોતાને કેમ મોડું થયું તે પણ તેમણે રાજાને કહી દીધું. રાજાને થયું: 'આ તે કેવો ભગવદ્ભક્ત છે! સંતોની સેવામાં એને બીજી કશી જ પડી નથી.' અને સેનાજીની આ અપૂર્વ ભક્તિ જોઈને રાજા તેમને પ્રણામ કરી રહ્યો. આજે પણ સેનાજીનો જુદો પંથ ચાલી રહ્યો છે, અને તેનો ફેલાવો મુખ્યત્વે રેવારાજ્યમાં છે.

બીજા એક શિષ્ય ધનાજી જાતે જાટ હતા. તે ખેતીનું કામ કરતા અને હરિભજનમાં તરબોળ રહેતા. પોતે બાળક હતા, ત્યારે એમને ત્યાં કોઈ ભગવદ્ભક્ત આવી પહોંચ્યા હતા. એ ભક્ત ભગવાનની મૂર્તિની સેવાપૂજા કરતા હતા. ધનાજીએ કહ્યું: 'મને આવા એક ઠાકોરજી આપોને!' પેલા ભક્ત બ્રાહ્મણ કહેઃ 'અલ્યા! તારાથી પૂજા નહિ થાય.' પણ ધનાજીએ તો હઠ જ લીધી. એટલે અતિથિ બ્રાહ્મણે એક કાળો પહાણો આપી કહ્યું: 'લે, આની પૂજા કરજે.' બસ, ધનાજીએ તો એ પહાણાને જ ભગવાન માની લીધા અને એ તેની સેવા કરવા લાગ્યા. માતાએ રસોઈ તૈયાર કરી, એટલે ધનાજી કહેઃ 'મા, લાવ હું આ ભોજનનો ભગવાનને થાળ ધરાવું!' આમ એ થાળ ધરાવી રહ્યા, અને ભગવાનને આરોગવા પ્રાર્થના કરી રહ્યા. પણ ભોજન તો એમનું એમ પડી રહ્યું, અને ધનાજીએ પણ ભૂખ્યા જ દિવસો કાઢવા માંડ્યા! આમાં એમની વૃત્તિ ભગવન્મય થઈ ગઈ. હવે તો એમને લાગવા માંડ્યું કે ભગવાન જ મારો ધરાવેલો ભોગ આરોગે છે, અને હું એમનો પ્રસાદ પામું છું. કંઈ દિવસો પછી પેલો બ્રાહ્મણ પાછો

આવ્યો, ત્યારે ધનાજીએ કહ્યું: 'અરે મહારાજ! તમે મને ઠાકોરજી આપી ગયા પણ મને તેની પૂજાનો વિધિ તો બતાવ્યો નહિ.' એટલે, બ્રાહ્મણ કહે: 'તમારે હવે પૂજાવિધિની જરૂર પણ શી છે?' એ બ્રાહ્મણ તો ધનાજીની ભગવત્પ્રેમની વ્યાકુળતા જોઈને પોતાની પામરતા પામી ગયો હતો. તેની આંખમાં આંસુ વહી રહ્યાં અને એને પણ ધનાજી જેવી વ્યાકુળતા ઊપડી આવી.

આ અરસામાં કોઈકે કહ્યું: 'ભગત! તમે રામાનંદજી પાસે જાઓ.' અને એ કાશી ગયા. રામાનંદજી ધનાજીની ભક્તિભાવના જોઈ અત્યંત પ્રસન્ન થયા, અને અત્યંત પ્રેમથી તેમણે એમને રામમંત્ર આપ્યો. આ ગુરુમંત્ર પામીને ધનાજીએ તો પોતાના શ્વાસોચ્છ્વાસ રામનામના રટણથી ભરી દીધા. માતપિતાએ કહ્યું: 'ભાઈ! આ બીના દાણા છે, તે તું ખેતરમાં વાવી આવ તો!' ભક્ત તો તે લઈને ઊપડ્યા. પણ રસ્તામાં સંતો મળ્યા, અને ભક્તે એ બીના દાણા એમને આપી દીધા. હવે એમની પાસે વાવવાના દાણા ન રહ્યા. છતાં બીજા જ દાણા વાવી દીધા. યજ્ઞ કરતાં અવશેષ રહેલા આ અમૃતથી ખેતરમાં અઢળક ધાન્ય પાક્યું, અને ધનાજી વરસાદના દેવ ઇન્દ્રને કહેવા લાગ્યા: 'અરે ઇન્દ્ર! તું તો બુદ્ધિમાન છે. તેં એક વજ્રને માટે દધિચિ ઋષિને કેટલું દુઃખ આપ્યું છે! આ મારું ચિત્ત કરોડો વજ્ર કરતાંયે કઠોર છે. તું એનો જ ઉપયોગ કર.'

હવે, રામાનન્દજીના સૌથી મહાન પ્રતિભાશાળી અને જગતના મર્મીઓમાં અગ્રસ્થાનના અધિકારી એવા કબીરજીનું સ્મરણ કરીશું. કબીરજીની જાતિ વિષે ઘણી અવળસવળ વાતો ચાલે છે. કોઇ કહે છે કે તે વિધવા બ્રાહ્મણીના પુત્ર હતા અને

મુસલમાન દંપતીએ એમને ઉછેર્યા હતા. કોઇ કહે છે કે તે જન્મથી જ મુસલમાન સાળવી હતા. કબીરજીમાં હિન્દુધર્મનાં જે ઉત્તમોત્તમ રહસ્યો પ્રકટયાં છે, તે જોતાં તેમને હિંદુ સંસ્કારો ખૂબ મળ્યા હતા એ નિર્વિવાદ છે. તે વખતનાં નીચલા થરોમાં બૌદ્ધધર્મનાં ભ્રષ્ટ સ્વરૂપો દેખાતાં હતાં, તંત્રમાર્ગનો ખૂબ પ્રચાર હતો, અને એ થરો ઇસ્લામના ઝપાટામાં પટકાઇ પડયા હતા તોપણ તેમના હૃદયમાં પ્રાચીન હિંદુસંસ્કારો રહ્યા જ હતા. આટલી ઐતિહાસિક પરિસ્થિતિ ધ્યાનમાં આવે, તો કબીરજીની જાતિ વિષે ઝાઝી માથાકૂટ કરવાની રહે નહિ.

રામાનન્દજી પતિતોદ્ધારક હતા, દીનબન્ધુ હતા અને એમનો ભક્તિમાર્ગ સર્વને સમાવનારો હતો. શુદ્ધ ભાગવત-ધર્મની એમની ધર્મપ્રવૃત્તિ કબીરજીને પણ પોતાના તરફ આકર્ષી શકી. આ સંબંધમાં આવી આખ્યાયિકા ચાલે છે. કબીરજીને રામાનન્દજીનું આકર્ષણ થયું હતું. એ ભાગવતો-ત્તમના શિષ્ય થવાની એમને તાલાવેલી લાગી રહી હતી. પણ પોતે આવી હીન જાતિના યવન અને રામાનન્દજી ઉચ્ચ-તમ બ્રાહ્મણ. એવા મહાન પુરુષ પોતાના જેવા નીચાતિનીચને કેમ સ્વીકારે? એટલે, રાત્રિનો છેલ્લો પહોર હતો, અંધકાર હતો, અને ગુરુ રામાનન્દજી ગંગાસ્નાન માટે જતા હતા, ત્યાં કબીરજી વચમાં સૂતા! ગુરુના પગ કબીરજીની કાયા સાથે જરા ઠોકરાયા અને તેમના મુખમાંથી સહસા 'રામરામ' શબ્દો નીકળી પડયા. કબીરજીએ આ ગુરુવચનને ગુરુમંત્ર માની લીધો અને પોતે તેનો રાતદિવસ જપ કરવા લાગ્યા. હવે તો, પોતાના પ્રત્યેક કીર્તનમાં એ ગુરુ રામાનન્દજીને વંદન કરીને જ આગળ ચાલતા. શહેરના છેવાડાના ભાગમાં, સાળવીના ઘરમાં, સાળોના ખટખટાટની વચ્ચે રામનામનો

આ રણુકાર ચાલતો હતો, અને એ પ્રતાપ ગુરુ રામાનન્દજીનો છે એમ કબીરજી કહેતા હતા. સ્વામીજીને થયુંઃ 'આ વળી કેવું કૌતુક!' કબીરજીને બોલાવીને એમણે પૂછ્યું, અને એમણે બધી વાત કહી દીધી. તરત જ જાતપાંતના આગળા ઊઘડી ગયા, અને પરમકારુણિક રામાનન્દજીએ આ નીચાતિનીચ કબીરજીને પોતાના હૈયા સાથે ચાંપ્યા.

આ મહાન કવિ અને મર્મી વિષે અહીં વિસ્તારથી લખવું અસ્થાને છે. પણ એમના જીવનના થોડાક પ્રસંગો જોવાથી એમનું દર્શન અને એમની નિષ્ઠા કેટલાં ભવ્ય હતાં તે સહેજે સમજાશે. પોતે વણકર હતા, અને એકવાર કાપડના તાકા લઈ બજારમાં વેચવા જતા હતા. ત્યાં રસ્તામાં એક સાધુએ કહ્યું: 'ભાઈ! મારી પાસે એક પણ કપડું નથી.' અને કબીરજીએ તેને પોતાની પાસેનું કાપડ આપી દીધું. આમ કાપડના તાકા આપી દીધા, પણ તેથી તો ઘેર બધાંને અન્ન વિના ટળવળવાનું આવ્યું! આ વસ્તુ સમજાતાં કબીરજીને અંતરમાં એક જાતની વ્યાકુળતા થઈ આવી. પોતે કોઈક અજ્ઞાત સ્થળે ચાલ્યા ગયા, અને ત્યાં ભગવાનનું ચિન્તન કરી રહ્યા. આ બાજુ, કોઈક ને કોઈક રીતે કુટુંબ અન્નભેગું રહ્યું. થોડેક દિવસે કબીરજી પાછા આવ્યા, તો તેમને આ બધી ભગવદ્કૃપા જ જણાઈ.

કબીરજીનું આ અનુપમ ભક્તજીવન બ્રાહ્મણોને ખૂંચવા માંડ્યું. તેમને થયુંઃ 'આ સાળવી—નીચ વરણનો જવન તે વળી ભક્ત.' તેમણે બાદશાહને કહ્યુંઃ 'જહાંપનાહ! આ કબીર તો જુઓ. એણે આખી વસ્તીમાં બદચાલ ફેલાવી મૂકી છે—એના કહ્યા પ્રમાણે ચાલવાથી નથી કોઈ હિન્દુ રહેતું ને નથી કોઈ મુસલમાન રહેતું!' બાદશાહે કબીરજીને બોલાવ્યા. કબીરજીએ દરબારગઢના ચોકીદારને સલામ ન કરી એટલે તે ચિડાયો.

કબીરજીએ તેને કહ્યું: 'ભાઈ! અમારે બાદશાહનું કાંઇ જ કામ નથી. અમે તો એક રામનામને જ બાદશાહ માનીએ છીએ.' એ રામનામ જ અમારા પ્રાણનો આધાર છે.' બાદશાહે આ વચન સાંભળ્યાં, અને તેણે તેમને બેડીઓ નાખી પાણીમાં ફેંક્યા તેમજ ગાંડા હાથીના પગ તળે નાખ્યા. આ બધી સતાવણીમાં પણ કબીરજી તો પ્રહ્‌લાદની જેમ રામનામ જ રટી રહ્યા. બાદશાહ આ ભવ્ય નિષ્ઠા જોઈને ચકિત થઈ ગયો. તેણે કબીરજીને અનેક પ્રકારની સમૃદ્ધિ આપવા માંડી. પણ આ મહાન પયગમ્બરે તો કહ્યું: 'આ રામનામ આગળ જગતની સર્વ સમૃદ્ધિ તુચ્છ છે. એ રામનામ જ મારું સર્વ ધન છે.'

કબીરજીને મન સારુંય વિશ્વ વિશ્વનાથનું સ્વરૂપ હતું. ભગવાન ઉદાર હાથે દાન આપી રહ્યા છે, અને ભક્ત એ ભગવાનના ચરણની રજ રહીને એ ઈશના દાનની ગાથા ગાઈ રહ્યો છે. એક વાર કબીરજી કીર્તન કરતા કરતા જતા હતા, ત્યાં એક વેશ્યાએ વચ્ચે આવીને કહ્યું: 'લુચ્ચા! કેટલાય દિવસથી તું વાયદા કર્યા કરે છે. જો, હું ભૂખે મરી રહી છું, છતાં તું ભજનનો ઢોંગ કરીને મને અકળાવે છે.' પતિતપાવન કબીરજીના હૃદયમાં કરુણાસાગર લહેરાઇ આવ્યો. તેમણે કહ્યું: 'મા! સાચી વાત છે. ચાલ આપણે ઘેર.' અને કબીરજી એ વેશ્યાને પોતાની રંક ઝૂંપડીમાં લઇ આવ્યા. ત્યાં ભક્તિસુવાસ પામતાં વેશ્યાએ કહ્યું: 'ભગવન્! મને ક્ષમા કરો. આ તો ખટપટખોર માણસોએ મને પ્યાદુ બનાવી આવી મેલી રમત માંડી હતી.' કબીરજી કહે: 'મા, ફિકર નહિ. ભગવાનનું ભજન કર.' આ થતાં અનેક લોકો કબીરજીથી આઘા થઈ ગયા. પણ થોડા સમય પછી ફરી લોકો ત્યાં ભેગા થવા લાગ્યા અને કબીરની હૃદયધારામાં સ્નાન કરી પવિત્રતા પામવા લાગ્યા. બાદશાહે

ફરી કબીરજીને બોલાવ્યા. તે ગયા પણ સાથે પેલી વેશ્યાને સુધ્ધાં લેતા ગયા. રાજદરબાર આ દૃશ્ય જોઈને છેડાઈ પડ્યો. બધા કબીરજીનો ફિટકાર કરવા મંડ્યા. વેશ્યા આ જોઈને અત્યંત વેદના પામી. તે બોલી: 'ભગવન્! મારે કારણે તમારે આ બધા કલંકો વહોરવાનાં આવે છે. મારે લીધે જ તમારે આ અપજશો ને તિરસ્કારો સહેવા પડે છે. મને રજા આપો, હું મારે ઠેકાણે જાઉં.' પણ કબીરજીએ કહ્યું: 'મા! એની ચિન્તા તું શીદને કરે છે? તું તો માલિકે મને આપેલું દાન છે.'

કબીરજી કહે છે: 'ભક્તિ લાયર ઊપજી લાયે રામાનંદ, પરગટ કરી કબીરને સાત દીપ નૌ ખંડ.' અને એ ગુરુ રામાનંદના ચરણકમલમાં રહીને સર્વ માયાને કબીરે ઝાટકી નાખી. એ રામરસ પામીને કબીરજી બીજા બધા રસ વીસરી ગયા હતા. આથી, કબીરજીના હૃદયમાં ગુરુનું સ્થાન ગોવિન્દ કરતાં ય અનોખું હતું. તેમણે પોતે જ ગાયું છે: 'જનમ અનેક કી અટક ખોલે, કહૈ કબીર ગુરુદેવ પૂરન મીલૈ; જીવ ઔર સિવ તબ એક તૌલે.' વળી, તે કહે છે. 'કહુત કબીર તૂ દેખ સંસારમેં ગુરુદેવ સમાન કોઈ નાંહિ તૌલૈ.' આ ગુરુએ દાવ બતાવ્યો અને દાસ કબીર ખેલી ગયા. તેથી, તેમણે સૌન્દર્યના મસ્ત આનંદમાં પોતાના હૃદયની પ્રતીતિ આપી છે: 'પ્રીતમ મીલે આપ વિસરાયો, લાગ્યો ખેલ અપારરી. સુખસાગર અસ્નાન કિયો હે ફગુવા પાયો કબીરરી.' કબીર કહે છે, આ બધું પૂર્ણ ગુરુ મળ્યા છે તેથી છે. ખરેખર, એમણે સાચું જ ગાયું છે: 'મૂઆ કબીર રમત શ્રીરામ!!'

આટલા વર્ણન ઉપરથી કબીરજી ઉપર રામાનન્દજીનો કેવો પ્રભાવ પડ્યો હતો, તેની કાંઈક ઓળખ મળી છે. પણ કબીરજીના 'રામ' રામાનન્દજીના 'રામ'થી કંઈક જુદા હતા,

કબીરજીએ તો 'નિર્ગુણ રામ'ની ઉપાસના બોધી છે. આ રામનામમાં ભારતીય બ્રહ્મવાદનું પૂર્ણસ્વરૂપ છે, તેમ મુસલમાની એકેશ્વરવાદનો પણ સંગ છે. અહીં જ કબીરજીમાં હિન્દુમુસ્લિમ ઐક્યનો જે બુલંદ પેગામ સંભળાય છે, તેની ચાવી મળે છે. આ તો અનુભવની વાત છે, અને શબ્દોની તાણાતાણીને એમાં અવકાશ જ નથી. ગુરુના શબ્દમાં રમી રહેલા એ કબીરજી જ ગાઈ શકે છે: 'ગુરુ પ્રેમકા અંક પઢાઈ દિયા, અબ પઢને કો કછુ નહિ બાકી.'

રામાનન્દજીની ભક્તિધારાએ કબીરજી જેવા યવનને, ભક્ત ધના જેવા જાટને, સેના જેવા વાળંદને અને પીપાજી જેવા ગરાસિયાને ભીંજવીને વૈષ્ણવમંડળના તારકો કર્યા છે, તેમ એ ભક્તિધારાએ ઠેઠ નીચલા થરના ચમાર રહીદાસને પણ બ્રાહ્મણત્વની ઊંચી કક્ષાએ સ્થાપિત કર્યા છે. એ રહીદાસનું સ્મરણ પતિતોને પાવન કરનારું છે અને ઉચ્ચોને ઉચ્ચતર પદ આપનારું છે. 'પ્રભુજી! તુમ ચન્દન, હમ પાની' એ ભજન જેણે સાંભળ્યું હશે, તેને એની છેલ્લી કડીમાં આવતા 'રઈદાસા' શબ્દનો ગુંજારવ ગાજ્યા કરતો હશે. એ રહીદાસ ગામને છેડે ચમારવાડામાં ચામડાં ઉતારીને અને જોડા સીવીને જીવન-નિર્વાહ ચલાવતા હતા. એક ધન્ય ઘડીએ રામાનન્દજીએ એના રંક આવાસે પગલાં કર્યાં, અને એ સદ્‌ગુરુના મંત્રરસાયનથી રહીદાસનું જીવન ભક્તિમય થઈ ગયું. આ મહાન ભક્ત પોતાને જે કાંઈ આવક થતી, તેનો મોટો ભાગ સાધુસંતોની સેવામાં જ વાપરી નાખતા. આથી, કુટુંબને ઘણી હાડમારીઓ પડતી. એમના પિતા રઘુએ એમને જુદા કાઢ્યા, એટલે તો રહીદાસ અને એમની પત્ની ભક્તિમય જીવનમાં દિવસો પસાર કરવા લાગ્યાં. મામૂલી ઝૂંપડીમાં જૂતાના ટાંકેટાંકે રામનામના ટંકાર

ગુંજતા હતા. ત્યાં એમની ગરીબાઇ જોઈને કોઈ સખીદાતારે એમને લાલરતન આપ્યું. પણ રહીદાસે કહ્યું: 'ભાઈ! મારે એ રતનનું કાંઇ જ કામ નથી. આ એક જોડ જોડામાંથી મારો કુટુંબનિર્વાહ ચાલે છે. મારે તો ભગવાનનું ભજન એ જ મોટો આધાર છે-એ જ મોટું ધન છે.' છતાં, પેલાએ તો છાપરાના એક કાણામાં તે રતન રાખ્યું, અને કહ્યું: 'જુઓ! આ અહીં રાખ્યું છે. જ્યારે ખપ પડે, ત્યારે એ લઇ લેજો.' તેર મહિને તે માણસ પાછો આવ્યો, તો પેલું લાલરતન તો પેલી જ જગાએ રહ્યું હતું! રહીદાસને કોડીઓ સંભાળવી નહોતી, તેમણે તો સાચા લાલરતનને-ભગવાનને-પોતાના અંતરમાં મેળવ્યા હતા. એ અંતર્દીપે સમસ્ત ત્રિભુવનને અજવાળી દીધા હતા, અને રહીદાસને પ્રતીતિ થઈ ગઈ હતી કે આ બધો પ્રતાપ એનો જ છે-હું એમાં કોણ?

રહીદાસે પોતાના ચમારવાડામાં ભગવાનનું મંદિર કર્યું, અને ત્યાં હરિકીર્તનો ચાલી રહ્યાં. બ્રાહ્મણોએ કહ્યું: 'ચમારને હરિપૂજન કરવાનો અધિકાર નથી. તેથી રાજાએ આ રહીદાસ ચમારને શિક્ષા કરવી જોઈએ.' પણ રહીદાસ જ્યાં રાજા પાસે ગયા, ત્યાં તો રાજા એ પરમ ભગવદીયની ભવ્યતા જોઈને તેમને નમી પડ્યો. રહીદાસે ગાયું છે: 'મેં તો મારું મન હરિજી સાથે જોડયું છે. આમ હરિ સાથે જોડીને મેં સર્વ સાથેનો સંબંધ તોડી નાખ્યો છે. મારે તો પળેપળે, હે ભગવાન! તમારી જ આશા છે. મન, કર્મ અને વચન તમારે જ ચરણે છે. ઓ નાથ! મારી જાતિ હલકી છે, મારાં કરમ અધૂરાં છે, અને વળી મારો કસબ પણ કાચો છે. પણ હે પ્રભુ! શી તારી બલિહારી છે! તેં મને ચમારને આટલે નીચેથી ઊંચો કર્યો છે.' આથી જ રહીદાસ કહે છે: 'જહાંજહાં જાઓ,

તુમ્હરી પૂજા, તુમ એક દેવ ઔર નહિ દૂજા.' પંદરમી સદીના આ મહાન ભક્તની પાછળ એક સંપ્રદાય પણ ચાલ્યો છે. તે રહીદાસી સંપ્રદાય કહેવાય છે, અને તેમાં મોટે ભાગે ચમારો હોય છે. ખરેખર! આ રહીદાસના નામનું પુણ્યસ્મરણ ચામડાનું આ શરીર મઢનારા મહાન ચર્મકારનું અદ્ભુત દર્શન આપે છે.

આવા શિષ્યોની મંડળી સાથે સ્વામીજી દ્વારકાની યાત્રા માટે ઊપડયા હતા. માર્ગમાં તેમણે ગિરનારમાં મુકામ કર્યો. ત્યાં રામાનન્દજીનાં પગલાં આજે પણ પૂજાય છે. અહીં સ્વામી-જીને એક જૈન સાધુનો મેળાપ થયો હતો. તેણે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કર્યો, પણ તેમાં તેને ચૂપ થઈ જવું પડયું. આ યાત્રામાં સ્વામીજીએ વૈષ્ણવધર્મનો ઉપદેશ આપ્યો, અને હતાશ થઈ ગયેલી પ્રજામાં શ્રદ્ધા તથા વીર્ય પ્રકટાવ્યાં. સોમનાથનું ભગ્ન થયેલું મંદિર જોઇને સ્વામીજીને અપાર વેદના થઈ. તેમને થયું: 'ક્ષત્રિયો કયાં ગયા હતા? મરણને સોંઘું કરીને તેઓ આ મહાદેવના પવિત્ર મંદિરની રક્ષા ન કરી શકયા? શું આપણી હિન્દુપ્રજામાંથી પૂર્વજોનું લોહી સુકાઇ ગયું છે? હિન્દુઓ હોવા છતાં, સોમનાથની આ દશા થઈ!' હિન્દુઓની નિર્બળતા જોઈને એ મુનીશ્વરને આવી અનેક વેદનાઓ થઈ હતી. તેમને પ્રતીતિ થઈ ગઈ હતી કે બ્રહ્મચર્ય, શારીરિક બળ, અનન્ય ભક્તિ અને ત્યાગ વિના ભારતની રક્ષા, ધર્મની રક્ષા અને સતીત્વની રક્ષા નિતાન્ત અસંભવિત છે. આથી, એ મહાપુરુષે વિરક્તદળની યોજના કરી હતી. અને આ વિરક્તદળે ધર્મને માટે પ્રાણની પથારી કરી છે. આમાં આપણે સ્વામી રામાનન્દજીની સહૃદયતા, દૂરદર્શિતા અને દેશવત્સલતાનાં પવિત્ર તેજનાં દર્શન પામીએ છીએ. રામનામના એકતંતુમાં સ્વામીજીએ સર્વને ભગવાનના પુત્ર સ્થાપ્યા

અને એમ પરસ્પરમાં ઐક્ય નિર્માણ કરીને તેમણે ભારતીય સંસ્કૃતિની સંરક્ષા કરી.

દ્વારકા જઈ આવીને સ્વામીજી આબુ ગયા અને ત્યાં તેમણે રઘુનાથજીનું મંદિર સ્થાપિત કર્યું. અહીં જયપુરના તે વખતના રાજાએ સ્વામીજી પાસેથી ઉપદેશ લીધો. એ પછી એ ઋષિવર પ્રજાકલ્યાણ માટે ઉપદેશ આપતાં આપતાં ઉજ્જન ગયા. ત્યાંથી વ્રજમાં થઈ, તે અયોધ્યા પધાર્યા અને પ્રયાગની યાત્રા કરી કાશી આવ્યા. અહીં યાત્રાના અનુભવો ઉપરથી પોતે પરાધીન ભારતને સ્વતંત્ર કરવાના વિચારો કરી રહ્યા. પ્રજામાં શ્રદ્ધા પ્રકટાવવા, આત્મગૌરવ વિકસાવવા, વીર્ય ભરવા અને બલ પૂરવા તેમનું સતત ચિન્તન ચાલી રહ્યું.

એકવાર સ્વામીજી ધ્યાનમાં બિરાજ્યા હતા. ત્યાં કનિષ્ઠ નામનો એક માયાવી આવ્યો અને સ્વામીજી ઉપર લોહી તથા માંસની વર્ષા કરવા લાગ્યો. આ જોઈને ક્ષમાશીલ વૈષ્ણવો અત્યંત વ્યાકુળ થઈ ગયા, પણ રામાનન્દજી તો સ્થિરચિત્ત જ રહ્યા. આખરે, એ માયાવી હાર્યો અને મિથ્યાભિમાન છોડીને સ્વામીજીને શરણે આવ્યો. આ જાદુગર કાર્તિક સ્વામીના સંપ્રદાયનો હતો, પણ હવે તે રામમંત્ર જપી રહ્યો અને સ્વામીજીએ તેને પ્રેમપૂર્વક આલિંગન કર્યું. પછી, તેમણે કહ્યું: 'બેટા! સજ્જનોનું કદી અપમાન કરવું નહિ. એથી તો પ્રાણનો નાશ થાય છે. ગર્વ કરવાથી આ લોક ને પરલોક બંને બગડે છે. કલ્યાણના ચાહનારે ક્યારેય ગર્વ કરવો નહિ.' આ સાંભળી કનિષ્ઠના તનના ને મનના બધા તાપ શાંત થઈ ગયા. બીજે એક પ્રસંગે કાશીમાં એક મહાસેન નામનો બ્રાહ્મણ આવી પહોંચ્યો. તેની સાથે અનેક શિષ્યોની સેના હતી. તેણે શાસ્ત્રાર્થોમાં ભારે વિજય મેળવ્યા હતા અને તે સ્વામી રામાનન્દ-

જીને પરાજય આપવા ઇચ્છી રહ્યો હતો. પંચગંગાઘાટ ઉપર એ આવ્યો, અને પીપાજી ઘાટ ઉપર બેઠા હતા તેમની સામે અભિમાનભરી વાતો હાંકવા લાગ્યો. પીપાજીએ તેનો દર્પ તોડી પાડચો, એટલે તે યતિરાજ રામાનન્દજીને શરણે ગયો. સ્વામીજીએ તેને કહ્યું: 'ભાઈ! આ કઠણ કાળ આવ્યો છે. વૈદિક ધર્મ આજે પગ તળે કચરાઈ રહ્યો છે, વર્ણાશ્રમનો સદાચાર શિથિલ થઇ ગયો છે, અને જાણે આખો દેશ યવનના બલાત્કારની ઝડપમાં પટકાયો છે. આજે આ આપણી માતૃભૂમિ પરતંત્રતારૂપ નરકમાં પડી છે. તે વખતે હિન્દુઓ માંહોમાંહે ઝઘડો કર્યા કરે છે. ભાઈ! સ્વજનો સાથે વિરોધ કરીને આપણે શત્રુઓના હાથમાં રમીએ છીએ. આથી, હે મહાસેન! તું તારે વતન જા. તું મહાન પ્રયત્ન કરી એકતા સ્થાપ. આ દેશનો નાશ આપણે થવા નહિ જ દઇએ.' અને, મહાસેન સ્વામીજીનો આદેશ પામી પોતાના દેશમાં ગયો.

આ ગાળામાં અપાર નામના એક તાંત્રિક બ્રાહ્મણની વિદુષી પુત્રી વિદ્યા કાશીમાં રામાનન્દજીનાં દર્શન માટે આવી. પણ એક બ્રહ્મચારીને જોઇને તે મોહિત થઈ ગઈ, અને તેના ઉપર અભિચાર કરવા લાગી. સ્વામીજીએ આ પ્રયોગનું મારણ કરી દીધું અને બ્રહ્મચારીની રક્ષા કરી. આ ઉપરથી વિદ્યા ક્રોધે ભરાઈ અને તેના પિતાને ઉશ્કેરવા લાગી. આ અપારે ઉત્કલ તથા દક્ષિણ દેશના અનેક તાંત્રિકોને પરાજય આપ્યો હતો. તેથી, પોતાની પુત્રીનો આ પરાભવ સાંભળીને તે ગુસ્સે ભરાયો. તે કાશીમાં ચડી આવ્યો અને સ્વામીજીને દોષ લગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ આમાં તેને હાર જ મળી. તેનાં અજ્ઞાનનાં પડળો દૂર થઈ ગયાં અને આંસુભરી આંખ સાથે તે સ્વામીજીને શરણે આવ્યો.

એક પ્રસંગે મુનિશ્રેષ્ઠ રામાનન્દજી બ્રહ્મસૂત્ર ઉપરના પોતાના ‘આનંદ’ ભાષ્યને અનુસરીને એક સૂત્રનું વિવરણ કરતા હતા. તેવામાં એક વિશાળકાય વિદ્વાન બ્રાહ્મણ સ્વામીજીને પ્રણામ કરીને સામે આવી બેઠો. તે મદ્રાસનો હતો અને તેનું નામ સત્યમૂર્તિ હતું. તેણે સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવાનું બીડું ફેંક્યું. ત્યાં બ્રહ્મસૂત્રને અનુલક્ષીને બંને પંડિતોએ વાદવિવાદ ચલાવ્યો, પણ છેવટે સ્વામીજીના તીક્ષ્ણ તર્ક આગળ સત્યમૂર્તિને નમવું પડ્યું. સ્વામીજીએ તેને જરાયે લજ્જિત કર્યો નહિ, પણ પ્રેમપૂર્વક તેને વિદાય આપી કર્તવ્યનું ભાન કરાવ્યું.

આ ગાળામાં દિલ્હીના બાદશાહે કેટલાક યવનોને સ્વામીજીને આશ્રમે મોકલ્યા અને પોતાને થઈ રહેલી વેદનાને દૂર કરવા વિનંતિ મોકલી. સ્વામીજીએ એ ખેપિયાઓ સાથે જવાની ના પાડી, પણ કહ્યું: ‘જાઓ, મારા યોગપ્રભાવથી તમારા બાદશાહનો વ્યાધિ મટી ગયો છે.’ યવનોએ દિલ્હી જઈને તપાસ કરી, તો આ વાત સાચી નીકળી. બાદશાહ આ યોગપ્રભાવથી ચકિત થઈ ગયો, અને સ્વામીજીને અનેક ભેટોથી સત્કારવા ઇચ્છી રહ્યો. પણ માત્ર લંગોટીનો પરિગ્રહ પણ જે લોકસંગ્રહને કારણે ધારણ કરતા હતા, તે મહાન અવધૂત રામાનંદજીએ બાદશાહની આ સર્વ ભેટોને પાછી વાળી. યવનોના અત્યાચાર સામે હિન્દુ-જનતાને જગાડનાર તથા આર્યસંસ્કૃતિને વિશાળ ને વિશુદ્ધ પાયા ઉપર સ્થિર રાખનાર આ મહાન ઋષિ એક યવન બાદશાહ તરફ આટલી કરુણા રાખે, એ જ એ મહાન પુરુષની મહાનુભાવતા છે. સ્વામીજી માત્ર પતિતોદ્ધારક નહોતા, તે તો દીનબન્ધુ હતા અને સકલ વિશ્વને રામની દિવ્યતામાં જોતા હતા, એ આવા પ્રસંગોથી સ્પષ્ટ થાય છે.

પણ બાદશાહને એક હિન્દુ ઓલિયો આ રીતે સારો કરી શકે, એ વસ્તુથી તે વખતના શાહી ગુરુ તકીને સ્વામીજી ઉપર ઈર્ષ્યા થઈ. તે કાશી આવ્યો અને રામાનંદજી સાથે વાદવિવાદ કરવા મંડ્યો. આ વિવાદમાં તકીએ ઇસ્લામી તત્ત્વનો પક્ષ કરીને રામાનંદજીના વિશિષ્ટાદ્વૈતવાદ ઉપર પ્રહાર કર્યા. પણ છેવટે તેનો ગર્વ ગળાઈ ગયો અને દિલ્હી જઈને બાદશાહની આગળ સ્વામીજીનાં યશોગાન ગાવા મંડ્યો. બાદશાહની ભેટોનો અસ્વીકાર કર્યો, બાદશાહના ગુરુનો ગર્વ ભાંગી નાંખ્યો, અને બાદશાહને પોતાને આરામ કર્યો, એ બધી વાતો જનતામાં જેમ જેમ ફેલાવા લાગી તેમ તેમ સ્વામીજીને આશ્રમે લોકોની ભીડ વધવા મંડી. સ્વામીજીને થયું: 'આમ ભીડ ચાલુ રહેશે તો કામ અધૂરું રહેશે.' એટલે તેમણે શિષ્યોને કહ્યું: 'ચાલો યાત્રાએ.'

આ પ્રમાણે સ્વામીજી યાત્રાએ ઊપડ્યા. મહારાષ્ટ્રમાં ફરતાં ફરતાં તેમને એક સિદ્ધસેન ગણિ નામના જૈન સાધુનો મેળાપ થયો. તેણે સ્યાદ્વાદનું પ્રતિપાદન કરી વૈદિક સિદ્ધાન્તો ઉપર આક્ષેપો કરવા માંડ્યા, એટલે સ્વામીજીએ તેની સાથે વાદવિવાદ ચલાવ્યો. અનેક ખંડનમંડન પછી આ સિદ્ધસેન પરાજય પામ્યો અને તે વૈષ્ણવધર્મમાં આવી ભાવાનંદ નામ ધારણ કરી ભગવત્સેવા કરવા લાગ્યો. આ સાથે એના અનેક શિષ્યો પણ રામાનંદજીની છાયામાં આવી ગયા. પછી, સ્વામીજી મહીસૂર પધાર્યા અને લોકોએ એમને અપૂર્વ સત્કાર આપ્યો. અહીં સ્વામીજીએ પંદર દિવસ નિવાસ રાખ્યો અને સર્વને ભક્તિ તથા પ્રપત્તિમાર્ગનો ઉપદેશ આપ્યો. આવા એક ઉપદેશ પ્રસંગે એક માયાવાદી પંડિતે પ્રપત્તિમાર્ગનો વિરોધ કર્યો, એટલે સ્વામીજીએ તેને વૈદિક આધારો આપી વૈષ્ણવ કર્યો.

પાછળથી એ પંડિત સુરેશ્વરાર્ય નામે પ્રસિદ્ધ થયા અને એ સંપ્રદાયમાં બીજા અનેકો આવ્યા. આમ, રામચંદ્રમાં નિષ્કપટ ભક્તિનો ઉપદેશ કરી સ્વામીજી સીતાજીની જન્મભૂમિ એવા જનકપુરમાં ગયા અને ત્યાંથી તેઓશ્રી કાશીપુરમાં પધાર્યો.

સ્વામીજીએ હવે કાશીમાં જ નિવાસ રાખ્યો. એક વાર પોતે શિષ્યમંડળને ઉપદેશ આપી રહ્યા હતા, તેવામાં તેમને કાને આ આર્તનાદ સંભળાયો: 'અયોધ્યાના હિંદુઓ ઉપર જુલમ વરસી રહ્યો છે. મ્લેચ્છો તલવારો વીંઝીને હિન્દુઓને ધર્મભ્રષ્ટ કરે છે. દેવાલયો તૂટે છે અને તીર્થસ્થાનો ભ્રષ્ટ થાય છે. અરે! યવનોએ એક કરામત કરી છે અને જે કોઈ હિન્દુ એની ઝાપટમાં આવે છે તે એકાએક મુસલમાન બની જાય છે!' આ સાંભળી સ્વામીજીએ સર્વ શિષ્યોને આજ્ઞા આપી: 'જાઓ, તમે અયોધ્યામાં ઝટ જાઓ. રામનામ લઈ તમે યવનોની એ કરામત તોડી પાડો. જેઓ આ કરામતના ભોગ થઈને મુસલમાન થયા હોય, તેમને જો પાછા હિન્દુ થવું હોય તો તમે તેમને રામનામ આપી ફરી આર્યસંસ્કારમાં લાવો.'

ગુરુની આ આજ્ઞા થતાં પાંચ છ શિષ્યો અયોધ્યા ગયા અને તેમણે રામમંત્રનું રટણ કરી વૈષ્ણવ યંત્ર સ્થાપ્યું. મુસલમાન થયેલા હિન્દુઓ આ યંત્રના—વ્યવસ્થાના—પ્રતાપથી પાછા હિન્દુમતમાં આવી ગયા. આ પ્રમાણે મ્લેચ્છોને ફરીથી હિન્દુમતમાં લાવવામાં આવ્યા, તોપણ તેમના જૂના હિન્દુ ભાઈઓ તેમને પોતાના [illegible]ળમાં લેવાને તૈયાર થયા નહિ. સ્વામીજીને આ વાતની ખબર પડી, એટલે પોતે તુરત જ અયોધ્યામાં આવી રહ્યા. તેમણે સર્વ હિન્દુઓને કહ્યું: 'તમે મારી વાત ધ્યાનપૂર્વક સાંભળો. આ હું તમારા કલ્યાણની વાત કરું છું. જે સમાજમાં અથવા જે જાતિમાં માત્ર કોઇને બહાર કાઢવાની

જ શક્તિ છે અને જેમાં બીજાને પોતાનામાં સમાવવાની તાકાદ જ નથી, તે સમાજ અથવા જાતિ લાંબાં વર્ષો કાઢી શકે નહિ. જે કેવળ ઊલટી જ કરી શકે છે અને કોઇ વસ્તુને પચાવી શકતો નથી, તે પુરુષનું આયુષ્ય ગણતર દિવસનું જ હોય છે. આ વાત જેમ વ્યક્તિને લાગે છે, તેમ સમાજનેય લાગુ પડે છે. સમાજમાંથી આમ લોકોનો ત્યાગ કર્યા કરશો, તો હિન્દુઓ ઉપર ભારે આઘાત આવી પડશે. આ જે લોકો મુસલમાન થયા હતા, તે તો બળાત્કારને વશ થઇને થયા હતા. આથી તેમને પતિત માનવા યોગ્ય નથી. આમને તો આપણા સમાજમાં સ્વીકારી જ લેવા જોઇએ.' સ્વામીજીની આ વાણી સાંભળીને કેટલાકે કહ્યું: 'જો અયોધ્યાના ઉત્તમ કોટિના બ્રાહ્મણો આ પાછા હિન્દુ થયેલા લોકોનાં ઘરમાં ભોજન કરે અને તેમને ત્યાંનું પાણી પીએ, તો અમે આ બધા સમૂહને અમારી જાતિમાં પાછા લેવા તૈયાર છીએ.'

આથી, સ્વામીજીએ અયોધ્યાના ઉત્તમ બ્રાહ્મણોને બોલાવ્યા, પણ ભોજનની વેળાએ તેઓ એક વાર હા કહીને પછી આવ્યા નહિ. પછીથી એ બ્રાહ્મણોને પ્રતીતિ થઈ ગઈ કે સ્વામીજી મહાન યોગી છે અને લોકકલ્યાણને અર્થે જ તેઓ આ આજ્ઞા આપી રહ્યા છે. એ બ્રાહ્મણો છેવટે સંમત થયા અને તેમણે પેલા ફરી હિન્દુ થયેલાઓને ત્યાં ભોજન લીધું. આમ સ્વામીજીએ બળાત્કારે મુસલમાન થયેલાઓને ફરી હિન્દુધર્મમાં લીધા. વળી, સ્વામીજીએ કંઇ વર્ષો ઉપર મુસલમાન થઇ ગયેલા હિન્દુઓને પણ ફરી હિન્દુધર્મમાં આણ્યા, અને આ હિન્દુઓએ પોતાની 'સંયોગી' નામની નવી જાતિ રચી. દાસ્યભક્તિના પરમ ઉદાર પાયા ઉપર અને રામનામના પાવનકારી મંત્રતેજમાં સ્વામીજીએ આર્યસંસ્કૃતિને નવજીવન આપ્યું છે, એ

આટલાં વર્ણન ઉપરથી સ્પષ્ટ થશે. સંગઠન અને એકતાનું આ અદ્ભુત કાર્ય કરીને સ્વામીજી પાછા કાશીમાં પધાર્યા અને એ પછી તેઓ કાશી બહાર નીકળ્યા જ નહોતા.

એ યોગીરાજને મહાત્માઓ ભગવદ્રૂપે જોતા હતા, શાંકર અનુયાયીઓ શંકરરૂપે જોતા હતા, જૈન લોકો તીર્થંકરરૂપે જોતા હતા, અને સર્વ જનો એમને ગુરુરૂપે જોતા હતા. આમ એમનું જીવન સર્વતોભદ્ર હતું. તે વિદ્વાનોના મુકુટમણિ હતા, અને છતાં દાસો ઉપર પરમવત્સલ હતા. ખરેખર, એ સંતમણિએ પોતાના તપથી આ ભરતભૂમિને ધારણ કરી રાખી હતી. એમણે મ્લેચ્છોનાં માન મોડયાં, ગાયોની રક્ષા કરી, અને રાષ્ટ્રને એકતંતુમાં આણી ધર્મની જ્વલંત શક્તિનો પરિચય આપ્યો. એમણે વૈષ્ણવમાર્ગમાં શુદ્ધ રામભક્તિ ચલાવી અને ભક્તિમાર્ગમાં વિશુદ્ધિ સ્થાપી. સાથે એમણે વિરકતોનો સંઘ યોજી ધર્મની મહાન રક્ષકસેના ઊભી કરી.

આમ દિવસો ગયા ને વર્ષો ગયાં. એક વાર ધ્યાનમાંથી ઊઠીને એ યતિરાજે શિષ્યોને કહ્યું: 'હવે સ્વધામ જવાનો મારો સમય આવી લાગ્યો છે. હે પુત્રો! તમે સદા સત્યનું અવલંબન કરજો, અને ધર્મનું પ્રેમપૂર્વક સેવન કરજો. આ જે ભક્તિરૂપી કલ્પલતા રોપી છે, તેને તમે શ્રદ્ધારૂપી જલથી વિકસાવજો. સાંસારિક વૈભવોમાં કદી પડતા મા! સદૈવ બ્રહ્મચર્ય પાળજો—સ્ત્રીનો ઓળો સરખો પણ લેતા નહિ. તમે શીલરૂપી શૈલ ઉપર સદૈવ ચડતા રહેજો. કોઈ પણ પ્રાણી સામે તમે ક્રૂર દૃષ્ટિ કરશો મા. એ દયા જ ધર્મનું મુખ્ય મૂળ છે. ભૂખ્યા, તરસ્યા, દીન અને દુર્બળ મનુષ્યોને તમે કદી તિરસ્કાર આપજો મા. તમે તેમને તમારા હૃદયમાં રાખજો. ભગવાનના ભક્તોમાં કથારેય ભેદભાવ રાખશો નહિ. આ મોટો

છે અને પેલો નાનો છે—એવું કદી માનવું નહિ. વર્ણાશ્રમના સદાચારનું પાલન કરજો, પણ એ વર્ણાશ્રમમાં આસક્તિ રાખીને વળગી રહેશો મા. શ્રીરામના ચરણમાં હૃદયને વળગેલું રાખજો—એ સીતારામના તમે સદૈવ દાસાનુદાસ રહેજો. પણ, બીજા દેવોનો ક્યારેય તિરસ્કાર કરશો મા. સૌ અધિકારીને રામ-મંત્રની દીક્ષા આપજો.' પછી સ્વામીજીએ અનંતાનંદને કાશીમાં, સુખાનંદને બંગાળમાં, સુરસુરાનન્દને પંજાબમાં અને ભાવા-નન્દને દક્ષિણમાં જઇ રામભક્તિનો પ્રચાર તથા વિકાસ કર-વાની આજ્ઞા આપી. વળી, સ્વામીજીની આજ્ઞા પ્રમાણે નરહરિ-યાનન્દને ઉત્કલમાં, ગાલવાનન્દને કાશ્મીરમાં અને પીપાજી તથા યોગાનન્દને ગુજરાત પ્રદેશમાં જવાનું નક્કી કરવામાં આવ્યું. કબીર, રહીદાસ, સેનાજી અને ધના વગેરે શિષ્યો આસપાસના એ પ્રદેશમાં રહ્યા. આમ સર્વ શિષ્યોને સ્વામીજીએ વૈષ્ણવ ધર્મના પ્રચારની, પ્રજાની એકતાની અને સંસ્કૃતિની રક્ષાની સોંપણ કરી.

સ્વામીજીએ પોતાના જીવનદર્શન તરીકે શ્રીરામાનુજા-ચાર્યના વિશિષ્ટાદ્વૈતને સ્વીકાર્યું છે. આ વિશિષ્ટાદ્વૈતવાદ વિશે અહીં વિસ્તારથી લખવાની જરૂર નથી. પણ રામાનન્દજીએ એ વાદમાં પોતાનો વિશિષ્ટ ફાળો આપ્યો છે, એ નોંધવું આવશ્યક છે. પીપાજીની રાજધાનીમાં ઉપદેશ આપતાં રામા-નન્દજીએ કહ્યું હતું: 'ભગવાન રામચંદ્રના પુણ્યધામમાં જવું એ જ વૈષ્ણવી મુક્તિ છે. એ મુક્તિ માટે ભક્તિ અને પ્રપત્તિ એ બે માર્ગો છે. ભગવાન રામચંદ્ર એ જ બ્રહ્મ છે. એમનું યથાર્થ રીતે જ્ઞાન થવું એ જ મોક્ષનું સાધન છે. શ્રુતિમાં જે અંતરિક્ષાદિ બ્રહ્મવિદ્યાઓ કહી છે, તે જ ભક્તિ શબ્દથી સમ-જવાની છે. વેદના ધ્યાન અને ઉપાસના આદિ શબ્દો ભક્તિ-

ના જ બોધક છે. આ ભક્તિનો યોગ પરમપુરુષની પ્રાપ્તિનો ઉપાય છે અને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ એ આઠ એ ભક્તિયોગનાં અંગ છે. આ ભક્તિયોગમાં તેલની ધારાની જેમ અવિચ્છિન્ન સ્મૃતિ રહી છે, એથી એ ભગવદ્રૂપ જ છે. ભક્તિ ઉપનિષદની બ્રહ્મ-વિદ્યારૂપ છે. આથી બીજી એક ભક્તિ છે, તે પૌરાણિક છે. તેમાં અર્ચન અને વંદન આદિ નવ પ્રકાર છે. ઉપનિષદની ભક્તિ માત્ર ઉપલા ત્રણ વર્ણો માટે જ છે, ત્યારે આ પૌરાણિક ભક્તિનો અધિકાર સર્વ જનોને છે. શબરી, ગુહ, કપિ અને પ્રહ્લાદ આદિ ભક્તો આ પૌરાણિક ભક્તોનો આશ્રય કરીને જ મહાપદને પામ્યા છે.'

ભક્તિનો આ મહિમા બતાવી રામાનન્દજીએ આગળ કહ્યું છે: 'ભગવાનને મેળવવા માટે શાસ્ત્રોમાં કર્મયોગ, જ્ઞાનયોગ ભક્તિયોગ અને પ્રપત્તિયોગ એ ચાર માર્ગો બતાવ્યા છે. આમાં પહેલા બે માર્ગો અત્યંત કઠિન છે કેમકે, વિધિમાં જરા સરખી ચૂક થાય, તો તેથી પતન થવાનો પૂરો સંભવ છે. ભક્તિયોગમાં અપૂર્ણતા રહી જાય, તો પતન ન થાય; છતાં તેથી મુક્તિ આઘી જ ઠેલાય છે. પણ જેને સંસારનું દુઃખ અસહ્ય છે, જે એ સંસારને એક ક્ષણ પણ સાંખી શકે નહિ, અને તેથી જે અત્યંત વૈરાગ્યવાન થઇને સંસારના સકલ પદા-ર્થોથી પરમ વિરક્ત થઈ ભગવાનને શરણે બેસે છે, તેને માટે પ્રપત્તિયોગ જ એક માત્ર માર્ગ છે. આ પ્રપત્તિયોગ સર્વસુલભ, સર્વાધિકાર, અને સર્વગમ્ય છે. શરણાગતિ અને ન્યાસ એ બંને આ પ્રપત્તિના પર્યાયો છે.' ત્યારે, એ પ્રપત્તિ અથવા શરણાગતિ કોને કહે છે? સ્વામીજી કહે છે: 'ભક્ત આવી યાચના કરે છે—હે જગદીશ! મારા કલ્યાણ અથવા મોક્ષને

માટે મને કોઈ સુલભ કે દુર્લભ માર્ગ દેખાતો નથી. આપનાં ચરણુકમલ એ જ મારી એકમાત્ર ગતિ છે. હું નિરાધાર છું, અને આપ જ મારા આધાર છો. હે શરણાગતવત્સલ! હું આપનાં ચરણકમલને શરણે બેસું છું. આ યાચના કરવી, એ શરણાગતિ છે. હું કરોડો અપરાધો કરી ચૂક્યો છું. મને કોઇ ગતિ નથી. ગરીબાઈ એ જ મારી સંગાથી છે. હે નાથ! હે સર્વશરણ! હું તો નિર્બલ છું. હે નિર્બલના બલ રામ! હું મને આપના ચરણમાં અર્પણ કરું છું—આમ પ્રાર્થનાપૂર્વક ભગવાનને અર્પિત થઇ જવું એને ન્યાસ કહે છે.'

રામાનંદજીએ પ્રપત્તિનાં પાંચ અંગોની આવી સમજૂતી આપી છે: 'ભગવાનની અનુકૂળતા મેળવવી, પ્રતિકૂળતાનો ત્યાગ કરવો, ભગવાન મારી રક્ષા કરશે એ વિશ્વાસ રાખવો, ભગવાન જ મારો રક્ષક છે એવો અંગીકાર કરવો; અને દીનતા રાખવી એ પ્રપત્તિનાં પાંચ અંગો છે. આપણે મનથી જેનું શરણ લીધું હોય, તેની આજ્ઞા પ્રમાણે જ સર્વ વ્યવહાર કરવો અને હૃદયમાં તેનું જ ભજન કરવું એનું નામ અનુકૂળતા છે. શ્રુતિએ નક્કી કરેલાં કર્મોમાં મનસ્વી રીતે વૈરાગ્ય ધારણ કરવો અને નિષિદ્ધ કર્મોમાં અનુરાગ રાખવો એ પ્રતિકૂળતા છે. વિપત્તિને વખતે, ગમે તેવી વિષમદશામાં પણ ભગવાન જ મારું રક્ષણ કરશે એવી ભાવના હૃદયમાં દૃઢ રહેવી એનું નામ વિશ્વાસ છે. હે જગદીશ! આપ જ શરણાગતની રક્ષા કરશો એ પ્રકારની પ્રભુપ્રાર્થનાને વરણ કે અંગીકાર કહેવામાં આવે છે. હે નાથ! માતપિતા કે ભાઈભાંડુ કોઈ મારા રક્ષક નથી–આપના ચરણ-કમલ જ મારું રક્ષણ કરનારાં છે. હે રઘુનન્દન! આપના એ ચરણારવિન્દને છોડીને મારી કોઇ ગતિ જ નથી. હું તો દીન છું, તો હે દીનબન્ધુ! મને પોતાનો જાણીને તારો'—આમ

પ્રાર્થના કરીને ભગવાનના ચરણકમલમાં મનને જોડી રાખવું એ દીનતા કે કૃપણુતા છે.'

રામાનંદજી કહે છેઃ 'જે મનુષ્ય નિરંતર ભગવાનના ચરણારવિન્દમાં રહે છે, ભગવાનને પ્રતિકૂળ એવાં કૃત્યોથી અલગ રહે છે અને ભગવાન ઉપર પરમ વિશ્વાસ રાખે છે, તે આ સંસારમાં સર્વદા નિર્ભય થઇને વિહાર કરે છે. આમ, સર્વ કલ્યાણ ગુણોથી શોભતા સીતાપતિ રામજીના પવિત્ર ચરણમાં જે એકતાનતા રાખે છે અને જે જગતને ત્યજી દે છે, તે પુરુષ ભગવાનને વશ કરે છે. ભગવાનને ચરણે રહેલો તે અને ભગવાનને પ્રસન્ન કરી રહેલો તે જિતેન્દ્રિય પુરુષ તરત જ મુક્તિ પામે છે. એ ભગવાન દયારસના સાગર છે અને દીનબંધુ છે. તેથી જ્યાં ભક્ત પોકાર કરે છે કે હે નાથ! હું આપનો દાસ સંસારસાગરમાં પડ્યો છું, ત્યાં ભગવાનનું હૃદય પીગળી જાય છે અને ભક્તને હાથ આપી તારે છે. આથી, ભગવાનની દયા એ જ મનુષ્યમાત્ર માટે શરણ છે.'

રામાનંદજીએ આ દાસ્યભક્તિનો પ્રચાર કરીને હિન્દની સમસ્ત પ્રજામાં એક નવું ખમીર ઉમેર્યું છે. આ ભક્તિમાં આધ્યાત્મિક વિદ્યાનો અહંકાર નથી, પણ આધ્યાત્મિક દીનતાનો વૈભવ છે. ભગવાનના ચરણકમલમાં સર્વસમર્પણ કરીને તેને અનન્ય પ્રેમથી વળગી રહેવું એ આ ભક્તિનો મહિમા છે. આથી, સર્વ ભગવદ્‌ભક્તો હરિના હોઈને હરિજન છે. સાંકડી મતાંધતા ગાળી નાંખીને રામનામના વિશાળ મંદિરમાં એકત્વ મેળવી દાસાનુદાસનું જીવન ગાળવું એ આ મનુષ્યજન્મનું સાર્થક્ય છે. રામાનંદજીની આ જ ઉદારતાને કબીર વગેરેએ વધારે વિશાળ ને વ્યાપક કરી છે. આમ, જે કોઈ સ્ત્રી કે પુરુષ ભગવાનને વિષે અનન્ય નિષ્ઠા રાખે છે, તેનાં ન્યાતજાત-

ની પૂછપરછ કરવાની રહેતી નથી. 'જાતિપાતિ પૂછત નહિ કોઈ, હરિ કુ ભજઈ સો હરિ કા હોઈ'–આ રામાનંદજીનો જીવનસંદેશ છે.

રામાનુજાચાર્યે ભક્તિમાર્ગને દક્ષિણમાં ફેલાવ્યો અને એની અસર એક કે બીજી રીતે આખા ભારતવર્ષમાં વ્યાપી રહી. આમ છતાં, તે તે પ્રદેશોમાં ભક્તિમાર્ગ તે પૂર્વે હતો જ નહિ, એમ કહી શકાય નહિ. એટલે, રામાનંદજી વગેરે ઉત્તર હિન્દના સંતો જૂના દ્રાવિડ સંતોના ઐતિહાસિક વારસો છે એમ કહેવામાં આવે છે, તો પણ એ સંતોની વિશેષતા ખાસ નોંધપાત્ર છે. આચાર્યોએ પોતાના ભક્તિમાર્ગના ઉપદેશોથી ઊંચ વરણોને અસર કરી હતી, ત્યારે રામાનંદજી વગેરે સંતોએ ભક્તિમાર્ગનો મૂળ આશય પકડી સ્રીઓ તથા શૂદ્રોનો ય ઉદ્ધાર કર્યો. આ રીતે આ સંતપ્રણાલિકાએ ભક્તિમાર્ગને મહાન સિદ્ધિ વરાવી છે. આ સાચા સંતોના શબ્દોની જનસમાજ ઉપર અદ્‌ભુત અસર પડી છે. સંતોની આ આધ્યાત્મિક શક્તિ તેમના અંતરાત્મામાં ઉગ્રરૂપે પ્રજ્વલી રહેલી ઇશ્વરભક્તિમાં અને જનતા તરફના વિશાળ પ્રેમભાવમાં રહેલી છે. આ બે પ્રકારનો પ્રેમભાવ જ સાચા સંતનું સર્વકાલનું ને સર્વદેશનું લક્ષણ છે અને એ પ્રેમના બળને લીધે જ લોકો આચાર્યો કરતાં સંતો તરફ વધારે આકર્ષાય છે. આ પ્રેમથી જ વર્ણભેદની દીવાલો તૂટી જાય છે, અને નીચમાં નીચ માણસ પણ સંતને ચરણે આશ્રય પામે છે–પોતે સુધ્ધાં સંત બને છે. આ જ શક્તિએ કબીર અને નાનક પાસે હિન્દુ–મુસલમાનના ભેદ ભુલાવ્યા અને કોમી ઝગડાઓના તણખાને બુઝાવ્યા. રામાનંદજીની સંતપ્રણાલિકામાં થયેલા દાદુ મહારાજની એક આખ્યાયિકા અહીં નોંધવી અસ્થાને નથી. એ દાદુજીને હિંદુ

અને મુસલમાન એમ બંને કોમોના શિષ્યો હતા. દાદુજીએ બંને કોમમાંના એકએક ઉત્તમ શિષ્યને પોતાને યોગ્ય લાગે એવી રીતે સંતવાણી એકઠી કરવાનો આદેશ આપ્યો. આશ્ચર્યની વાત થઈ આવી, કારણ કે હિંદુ શિષ્યે પોતાની વાણીમાં મુસલમાન સંતોની વાણીને પ્રધાનતા આપી અને મુસલમાન શિષ્યે પોતાની એ વાણીમાં હિંદુ સંતોની વાણીને અગ્રસ્થાન આપ્યું ! આ સમન્વય, બંધુભાવ, ધર્મની એકદિલી રામાનંદજીના પ્રતાપથી ચાલેલી સંતપ્રણાલિકાનો પ્રસાદ છે.

આ સંતો ઉપર પૌરાણિક સાહિત્યની તેમજ પહેલાંના આચાર્યોની અસર જરૂર છે. તેમના ઘણા વિચારોનું મૂળ પ્રાચીનતર સાહિત્યમાં મળે છે. પણ અગાઉ જોયું તેમ તેમની પ્રવૃત્તિનું ખરું પ્રેરકબળ તો એ વખતના સમાજની સ્થિતિના અવલોકનમાંથી તેમજ મુસ્લિમ આક્રમણને પરિણામે ઉત્પન્ન થયેલાં નવાં બળો સામે ટકી રહેવાના વિચારમાંથી ઉત્પન્ન થયું છે. મુસ્લિમ રાજ્યના ધાર્મિક જુલમોથી કચરાતી પ્રજા મુસ્લિમપીરોના ઉપદેશ સાંભળીને સહજ રીતે દિશાભાન ખોઈ બેઠી હતી. છતાં જે થરો ઉપર આ મુસ્લિમ પીરોની વાણી વધુમાં વધુ અસર કરી શકે એમ હતું, તે જ નીચલા થરોમાંથી હિન્દુ પીરો ઊભા થવા માંડ્યા. આમ, મુસ્લિમ પીરોના પ્રતિઘાતરૂપે જે શક્તિ જાગી તે હિન્દી સંતોમાં પ્રકટ થઇ. એ સંતોએ હિન્દુ પ્રજાના નીચાતિનીચ થરને જાગૃત કર્યા અને તેમને ભાન ભૂલી જતા બચાવ્યા.

રામાનન્દજીએ બ્રહ્મસૂત્ર ઉપર આનંદભાષ્ય, શ્રીમદ્ભગવદ્ગીતાભાષ્ય, વૈષ્ણવ મતાબ્જસાર, અને શ્રીરામાર્ચનપદ્ધતિ વગેરે સંસ્કૃત ગ્રંથો લખ્યા છે. છતાં, તેમણે અને તેમના શિષ્યોએ લોકભાષામાં જ ઉપદેશો આપ્યા છે. આ લોકભાષાની

ઉપાસનાએ હિન્દને કબીરની ઉત્તમ કૃતિઓ આપી છે, અને તુલસીદાસજીએ 'રામાયણ'માં એનું ઉચ્ચતમ શિખર સાધ્યું છે. હિન્દી ભાષાનો જન્મ અને વિકાસ આ સંતોએ જ કર્યો છે, અને એ મહત્ત્વના પરિવર્તને સમસ્ત દેશમાં ક્રાંતિની ઝળક પાથરી દીધી છે.

આમ, રામભક્તિનો પ્રચાર, પ્રપત્તિયોગનો વિસ્તાર અને લોકભાષાની સ્થાપના એ ત્રણ મહાન સિદ્ધિઓ સાધી રામાનન્દજીએ રાષ્ટ્રમાં શુદ્ધ ધર્મની, શુદ્ધ ભક્તિની, અને શુદ્ધ લોકસેવાની ત્રિવેણી વહાવી છે. એ ત્રિવેણીને કાંઠે એમણે ઊંચનીચના બધા ભેદો કાઢી નાખ્યા છે. નીચને ઊંચ કર્યો છે, અને એકતાની પ્રેમગાંઠમાં બાંધી સૌનું સંગઠન કર્યું છે. એ કરીને એમણે પુરવાર કરી આપ્યું છે કે જે દેશમાં હજારો વર્ષથી સત્યનું દર્શન સહસ્ર શાખાઓમાં થઇ રહ્યું છે, અને જેની ભૂમિ દેવતાઓનો નિવાસ છે, તે દેશ ગમે તેવા ઝપાટામાં પોતાનું સ્વત્વ સિદ્ધ કરી લે છે.

આવો મહાન જીવનસંદેશ આપીને યતિરાજ રામાનન્દજી સ્વધામમાં પધાર્યા. તે દિવસે સંવત ૧૪૬૭ના વૈશાખ માસની સુદ ત્રીજ હતી.

# स्वामी सहजानंद

પ્રજામાં વહેમનાં જાળાં બંધાઈ ગયાં હોય, ભૂંડા આચાર-વિચારોથી પ્રજાની નાડીઓ તૂટી ગઈ હોય, અજ્ઞાન ને નિરક્ષરતાએ પ્રજાના મોટા ભાગને પોતાના પંજામાં પકડી રાખ્યો હોય, રાજકાજમાં અંધેર વર્તી રહ્યું હોય, પ્રજામાં પ્રાણ જેવો ધબકારો નહિ જેવો થઈ ગયો હોય, અને એમ આખો સમાજ ધર્મ તથા સંસ્કારિકતાની નીચલી ગતિએ ગબડી ચૂક્યો હોય, ત્યારે આશ્ચર્યની છતાં સાચેસાચી વાત છે કે કોઈ ને કોઈ ઝંડાધારી આ સંસારમાં પ્રકટે છે અને પોતાના જીવનકાર્યથી પ્રજાના પ્રાણમાં ચેતના જગાવે છે. કદીક એવી વ્યક્તિ ક્ષાત્ર-વીર હોય છે, તો કદીક તે ધર્મવીર હોય છે. તે વીરતા ને ત્યાગની પરાકાષ્ઠા સાધે છે અને પ્રજામાં આદર્શની સિદ્ધિને અર્થે સર્વસ્વ ન્યોછાવર કરવાની તમન્ના પ્રકટાવે છે. અને ક્યારેક એવે સમયે કોઈ પરમ પ્રતિભાશાળી પુરુષ પ્રકટે છે: તે પેગમ્બર હોય છે. ધર્મસંસ્થાપક હોય છે અને સમગ્ર સંસારની સિકલને તે ફેરવી નાંખે છે. ખરેખર, કાદવમાં કમળ ઊગે છે અને લોલકની આથમણી ગતિમાં એની ઊગમણી ગતિનો ધક્કો મળે છે.

તે વખતે, એટલે કે વિક્રમની ઓગણીસમી સદીના ત્રીજા-ચોથા દાયકામાં, ભારતવર્ષમાં અંગ્રેજી સત્તાનો પાયો નખાઈ ગયો હતો, પણ હજુ એને તીવ્ર રાજ્યાભિલાષ જાગ્યો નહોતો. હજુ અંગ્રેજોનું ધ્યાન વેપારમાં લાગી રહ્યું હતું અને ઈંગ્લંડથી કંપનીના અમલદારો ઉપર રાજ્યવિસ્તાર સામે અંકુશો મેલાયે જતા હતા. ત્યારે અંગ્રેજોએ બંગાળમાં જ રાજ્ય માંડયું હતું. મહીસૂરના હૈદર ટીપુ તેમને દક્ષિણમાં જામતાં પડકારતા હતા અને મરાઠી સત્તાનાં આથમણાં તેજ પણ અંગ્રેજોની આંખને આંજી રહ્યાં હતાં. તે વખતે પંજાબમાં શીખ સત્તાનો સ્થાપક રણજિતસિંહ પારણે ઝૂલતો હતો. ગુજરાતમાં તો ત્યારે જાણે કોઈ ધણીરણી નહોતું. પેશવા અને ગાયકવાડ મન ફાવે તેમ ગુજરાત ઉપર સપાટો મારી જતા હતા. એ અવ્યવસ્થામાં કોળી, કાઠી અને ગરાસિયાઓ ધાડપાડુનો ધંધો લઈ બેઠા હતા અને પોતાના જ ગુજરાતને લૂંટી રંજાડતા હતા. ત્યારે નાનાં નાનાં અનેક રજવાડાં અંધેર ને અવ્યવસ્થામાં ઉમેરો કરતાં હતાં; તો બીજી બાજુ કૂડાપન્થી, કૌલ, શાક્ત, વામ-માર્ગીઓ અને શુષ્ક વેદાંતીઓ વગેરેના નાનામોટા સંપ્રદાયો સમાજમાં વહેમ, ત્રાસ, હિંસા અને અજ્ઞાન વર્તાવી રહ્યા હતા. સતી, બાળહત્યા, કુલીનશાહી અને ધર્મને નામે અનાચાર એ ત્યારે અતિ સામાન્ય થઇ પડયાં હતાં.

આમ, આખો દેશ જીવનની અધોગતિએ ધસી રહ્યો હતો. થોડા જ વખતમાં, ૬૦૦૦ માઈલથી આવેલા મૂઠીભર પરદેશી વેપારીઓ આ વિશાળ ખંડને પોતાની ચપટીમાં લઈ શકયા એ જ તે વખતની પરિસ્થિતિનું સાચું સૂચન છે. પણ એ જ વિષમ કાળમાં, ભારતવર્ષે રાજા રામમોહન રાય અને સ્વામી સહજાનંદના ધર્મમંગલ જીવન-પ્રકાશ મેળવ્યા. ગુજરાતમાં

તે વખતે જાણે નવજીવનનું પરોઢ થવાને માટે અંધકારનાં વલોવણાં ચાલી રહ્યાં હતાં. ધીરો, રણછોડ, ભોજો, નિરાંત અને એવા બીજા અનેક ભક્તરાજો ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં સમાજને ઢંઢોળી રહ્યા હતા. તેમાં સ્વામી રામાનંદ અને તેમના શિષ્યો મુકુન્દદાસ (મુક્તાનંદ) તથા લાલજી સૂતાર (નિષ્કુલાનંદ) ઉદ્ધવ સંપ્રદાયનો પાયો નાખી રહ્યા હતા. સ્વામી રામાનન્દનું મંડળ તો ભક્તોની શાળા જ થઈ રહ્યું હતું. એમના એક શિષ્ય ગોવિન્દદાસે 'કળિયુગના ગરબા' માં સંવત ૧૮૩૭ માં જાણે ભવિષ્ય ભાખ્યું હતું: 'કરુણા કરીને કૃષ્ણ કળિમાં પ્રગટ થશે.' તે 'પુરુષોત્તમ ભગવાન કામ, ક્રોધ, મદ, લોભના ત્યાગી સાધુ કરશે અપારજી.' વળી તે 'ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય સૌની ભક્તિ કરશે વિસ્તાર.' ખરેખર! સંવત ૧૮૩૭ ની ચૈત્ર સુદ નોમને દિવસે, રામનવમીને પવિત્ર દિવસે, અયોધ્યાના છપૈયા ગામમાં સ્વામીનારાયણનો જન્મ થયો.

૨

લખનૌથી ગોરખપુર જતી ગાડી પર 'છપૈયા સ્વામી-નારાયણ' નામનું નાનકડું સ્ટેશન છે. અયોધ્યાથી સાત ગાઉ દૂર તે આવેલું છે. ત્યાં હરિપ્રસાદ પાંડે અને પ્રેમવતી એ બ્રાહ્મણ દંપતી છે. તેઓ શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત છે અને સદાચારી છે. એમને રામપ્રસાદ નામનો એક પુત્ર છે. કુટુંબની સ્થિતિ અત્યંત દુર્બળ છે, તેથી રામપ્રસાદને મામાને સોંપી તે પતિ-પત્ની યાત્રાએ નીકળે છે. ગોકુળ–વૃન્દાવનમાં થઇ તેઓ આગળ ચાલે છે, તો અરણ્યમાં ભૂલાં પડે છે. તેઓ પાછાં છપૈયા આવે છે. ત્યાં સંવત ૧૮૩૭ ની રામનવમીને દિને રાતના દશ વાગે ઉદ્ધવ સંપ્રદાયના ઇષ્ટદેવ સ્વામી સહજાનંદનો જન્મ થાય છે.

સ્વામી પોતે કહે છેઃ 'તે અમારી જન્મભૂમિ અયોધ્યાથી ઉત્તર દિશામાં સરવર દેશ છે. તે દેશમાં મનોરમા નદી છે. તે નદીને વિષે મખોટા નામે તીર્થ છે. તે તીર્થથી ઉત્તર દિશામાં એક મજલને છેટે છપૈયા નામે ગામ છે. તે ગામ અમારા મામાના ગરાસનો છે. તે ગામને વિશે સરવરિયા બ્રાહ્મણ હરિપ્રસાદ પાંડે એવે નામે છે. તે બ્રાહ્મણ સામવેદી છે અને સાવર્ણ ગોત્રી છે. તેમની કૌથુમી શાખા છે અને ભાર્ગવ, વૈતહવ્ય, સાવેતરુ એ નામે તેમના ત્રણ પ્રવર છે. અમારા પિતાના પિતાને સિરનેત રાજાએ ઈટાર ગામ આપ્યું હતું, તે માટે ઈટારના પાંડે એવી અમારી અટક છે.'

રામજયંતીને દિવસે અવતરેલા એ બાળકનું નામ ઘનશ્યામ પાડવામાં આવ્યું હતું. એ વચેટ પુત્ર હતા, અને એમનાથી નાનાનું નામ ઇચ્છારામ હતું. ઘનશ્યામ હજુ છ જ દિવસના થયા હતા, ત્યારે કોઇ કાલિદત્તે કાલિને ભોગ આપવા માટે તેમનું હરણ કર્યું હતું. પણ તેમાંથી તે બચી જઈ શક્યા હતા. પછી એ અઢી વરસના થયા, ત્યારે એજ કાલિદત્તે એમના ઉપર કોઈ અભિચાર કર્યો હતો, પણ એમાં કાલિદત્ત જ મરણ પામ્યો હતો. આ પછી કુટુંબની સ્થિતિ સુધરી હતી, અને તે બધાં અયોધ્યામાં આવી રહ્યાં હતાં. યોગ્ય કાળે ઘનશ્યામને જનોઈ આપવામાં આવી હતી. અને એ અગિયાર વરસના થયા ત્યારે એમનાં માતા પ્રેમવતી અવસાન પામ્યાં. હવે ઘનશ્યામ પિતા પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા લાગ્યા. બાળપણથી તેમને તપનો જ 'ઇશ્ક' હતો. વ્રતનિયમો કરવાં, દેવદર્શને જવું, અને કથાવાર્તા સાંભળવી એ બધાં ઉપર એમને અત્યંત શ્રદ્ધા હતી. વળી, તે અખાડામાં જતા, ખૂબ કસરત કરતા અને એમનાથી મોટી વયના છોક-

રાઓને પણ કુસ્તીમાં હરાવતા. પિતા હરિપ્રસાદ ઘનશ્યામનાં તપવૈરાગ્યને જાણી ગયા હતા, એથી એમણે ઇચ્છારામનું સગપણ કરી દીધું હતું અને રામપ્રતાપનાં તો લગ્ન પણ કરી નાખ્યાં હતાં. પણ ઘનશ્યામ વિશે એમણે પોતાના અંતઃકાળે બીજા બે પુત્રોને ભાળવણી કરીઃ 'તમે ઘનશ્યામની સંભાળ રાખજો. એ ઘર માંડશે નહિ. ભૂખ્યો હશે, તોયે એ ખાવાનું માગશે નહિ."

માતાના અવસાન પછી છ મહિને પિતા પણ પરલોકવાસી થયા. એટલે ઘનશ્યામ મોટાભાઈ રામપ્રતાપ અને ભાભી સુવાસિનીની છાયામાં ઊછરવા લાગ્યા. ભાભીનું હેત ઘનશ્યામને જીવનભર સ્મરણમાં રહ્યું હતું. મોટાભાઈ જરા તેજ સ્વભાવના હતા. કોઇ છોકરાઓએ ઘનશ્યામ વિશે મોટાભાઈને ફરિયાદ કરી. આથી મોટાભાઈએ ઘનશ્યામને ઘણો ઠપકો આપ્યો. ત્યારે ઘનશ્યામે કહ્યું: 'હવે તમને મારે વિશે ફરિયાદ નહિ આવે.'

૩

ઘનશ્યામ બીજે જ દિવસે સવારે અદૃશ્ય થઇ ગયા! સંવત ૧૮૪૯ના અષાડ સુદિ દશમનો એ દિવસ હતો. ઘનશ્યામનો એ નિષ્ક્રમણદિન! પિતાના અવસાન પછી ત્રીજે મહિને આ પ્રસંગ થયો.

'મુંજની મેખલા બાંધી છે, કૌપીન પહેર્યું છે, મૃગચર્મ ઓઢયું છે, અને એક હાથમાં પલાશનો દંડ રાખ્યો છે. બીજા હાથમાં માળા, કમંડળ, ભિક્ષાપાત્ર અને જળગળણું છે. ખભે યજ્ઞોપવીત શોભી રહ્યું છે, અને તે ઉપર નિત્યપાઠનો ગુટકો કપડામાં બાંધી લટકાવ્યો છે. કંઠમાં તુલસીની બેવડી માળા છે અને શાલગ્રામ તથા બાલમુકુન્દનો બટવો બાંધ્યો છે,

લલાટમાં ચાંલ્લા સાથે ઊર્ધ્વપુંડ્ર તિલક કર્યું છે, અને મસ્તક ઉપર જટા વધવા માંડી છે. માત્ર અગિયાર વર્ષની વયનો ઘનશ્યામ સરયુનદીને ઊતરીને ઉત્તર દિશાએ ચાલી રહ્યો છે. દેવોના ધામ હિમાલય તરફ એ પ્રયાણ કરી રહ્યો છે. ઘેર મોટાભાઈ શોધાશોધ કર્યા કરે છે, પણ એ તો હવે ઘનશ્યામ મટી નીલકંઠ થયો છે.

અહીંથી જાણે નીલકંઠ જીવનની મહાશાળામાં જીવંત અનુભવો લઈ સ્નાતક થાય છે. અયોધ્યાથી નીકળીને નીલકંઠ નૈમિષારણ્યમાં ચાર દિવસ રહે છે. ત્યાંથી શ્રીપુર, હરિદ્વાર, ગુપ્તગંગા, જ્યોતિર્મઠ અને બદરિકેદાર જાય છે. એ પછી તે મુક્તાનાથમાં આવે છે, અને ત્યાં ત્યાગી જીવનની દીક્ષા લે છે. અહીં એમને કેટલાક હઠયોગીઓ મળે છે, અને તેમને એ રાજયોગની ઉત્તમતા સમજાવે છે. પછી નીલકંઠ નેપાળમાં જાય છે, ત્યાંથી બુતોલમાં આવી થોડા દિવસ રહી તે આગળ ચાલે છે. હવે નીલકંઠ એક વિશાળ અરણ્યમાં પેસે છે, ત્યાં ગોપાળયોગીનાં તેમને દર્શન થાય છે. ગોપાળયોગી પાસે નીલકંઠ લગભગ વરસો રહે છે, અને એ યોગી એમને યોગ શીખવે છે: આ ગોપાળયોગીએ નીલકંઠને ગીતાની હાથપ્રત આપી. આમ, યોગનું પ્રત્યક્ષ શિક્ષણ અને ગીતાજીનો જીવન-પ્રદીપ એમ બે વસ્તુઓ નીલકંઠને પ્રસાદીમાં મળ્યાં. યોગ કંઈ જેવાતેવા માણસનું કામ નથી. એને માટે શ્રદ્ધા જોઇએ છે અને ઈશ્વરમાં અનન્ય નિષ્ઠાની આવશ્યક્તા છે. ચારિત્ર્યનો સુદૃઢ પાયો ન હોય, અને સાધ્યને માટે સર્વ પ્રકારની કસોટી-માંથી પાર થવાની તાલાવેલી ન હોય, તો આધ્યાત્મિક જીવનના વિકાસને અવકાશ જ ન રહે. પણ નીલકંઠને તો આ સમૃદ્ધિ મળી જ હતી, અને તેમાં ગીતા એમના જીવનદર્શનનો પરમ-

ઉજ્જવળ પ્રકાશક થાય છે. આશ્ચર્યની વાત છે કે, ગોપાળ-યોગી પણ જાણે આ નવલોહિયા જવાનને યોગદીક્ષા આપવા પૂરતા જ જીવી રહ્યા હતા! કારણ કે એક બાજુ નીલકંઠનું યોગશિક્ષણ પૂરું થયું, અને બીજી બાજુ ગોપાળયોગીએ દેહ છોડ્યો.' હવે એ યોગીની ઉત્તરક્રિયા કરીને નીલકંઠે પૂર્વ તરફ ચાલવા માંડયું.

આદિવરાહ અને પછી પૂર્વ બંગાળમાં તે આવ્યા. રસ્તામાં સીરપુર ગામમાં સિદ્ધવલ્લભે એમને ચાતુર્માસ રાખી સત્કાર કર્યો. બંગાળમાં જંતરમંતરનું જોર ખૂબ હતું. તેથી નીલકંઠે તે ઉપરની શ્રદ્ધા ઉઠાવવાનું કાર્ય કર્યું. આથી સીરપુરમાં તેમજ કામાક્ષી દેવીના ગામમાં નીલકંઠને મંત્રવાદીઓ સામે જબ્બર ટક્કર લેવી પડી. ત્યાંથી તે જગન્નાથપુરી તરફ વળ્યા. રસ્તામાં એમણે નવલખાળ પર્વત, બાલવાકુંડ અને કપિલાશ્રમ તીર્થોનાં દર્શન કર્યાં. આ વખતે નીલકંઠની કોમળ વૃત્તિઓ અત્યંત જોરથી વિકસી રહી હતી. આથી, લીલી ભાજીને તોડતાં પણ એમને કંપારી છૂટતી. જગન્નાથમાં કેટલાક વેરાગીઓએ તલવારની ધમકી આપીને એમને ભાજી તોડી લાવવા કહ્યું. પણ જેના દિલમાં અલ્પ જીવની ઉપર પણ અતિશય દયા રહી હતી, જે રખે કાંઈ અપરાધ થઈ બેસે એ ખાતર પેખી પેખીને પગલાં ભરતા હતા, જે પશુપંખી પ્રાણધારી પર પણ કરડાં નેણ કરતા નહોતા, અને એમ સ્થાવરજંગમ સકલ જીવના જે 'સુખદેણ' હતા, તે આવી ધમકીથી ડરીને ડગી જાય એમ નહોતું. તેમણે ભાજી ન તોડી, અને વેરાગીઓએ એમને અત્યંત ત્રાસ આપ્યો—અરે! એમનો જીવ પણ જોખમમાં આવી પડયો હતો.

પણ આ કરુણકઠોર પ્રસંગની સાથે બીજો પ્રેમકરુણ પ્રસંગ

પણ બન્યો હતો. નીલકંઠ જગન્નાથપુરીને રસ્તે ચાલી રહ્યા હતા. રસ્તામાં એક ગામમાં એમને એક ઘરમાં પ્રેમભર્યો આવકાર મળ્યો. ઘરમાં માતા અને એનો એકનો એક પુત્ર જયરામદાસ હતો. માતાએ નીલકંઠ ઉપર જાણે જનનીનો સર્વપ્રેમ ઠાલવ્યો. નીલકંઠને તે ત્યાંથી જવા દેવા બિલકુલ નારાજ હતી. પણ નીલકંઠ તો એક રાતે ત્યાંથી પણ ચાલી નીકળ્યા. એટલે માતાએ જયરામદાસને નીલકંઠની પાછળ મોકલ્યો. જયરામદાસે માતા તરફથી અને પોતા તરફથી નીલ-કંઠને ફરી ઘેર આવવા અનેક વિનંતિઓ કરી, પણ નીલકંઠ પાછા ન જ ફર્યા. આમ જયરામદાસ પાછો ફર્યો, પણ રસ્તામાં એ માંદો પડ્યો. સાજો થયા પછી એ ફરી નીલકંઠની શોધમાં નીકળ્યો. વર્ષો પછી, કાઠિયાવાડમાં જયરામદાસને સહજાનંદ થયેલા નીલકંઠનો મેળાપ થાય છે, અને તે ઘેર ન જતાં સત્સંગમાં સાધુ થઇ રહે છે!

પુરીથી નીકળી નીલકંઠ શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગ, રામેશ્વર, ધનુષ્કોટિ વગેરે તીર્થોમાં ગયા. સેતુબંધ રામેશ્વર જતાં એમને એક સેવકરામ નામનો સાધુ રસ્તામાં જોવા મળે છે. આ સેવકરામ સાધુ બીમાર પડ્યો હતો. દુઃખને લીધે તે ચીસ પાડતો હતો. નીલકંઠને દયા આવી અને તેમણે તેને માટે એક વડની છાયામાં કેળની પથારી કરી અને બે મહિના સુધી એની કડીતોડ ચાકરી કરી. સેવકરામ પાસે હજારેક રૂપિયા હતા. સાજો થયા પછી તે એ રૂપિયામાંથી ઘી, ખાંડ વગેરે મંગાવીને ઝાપટતો હતો. આમ શેર ઘી પચાવી શકે એવો એ બળવાન થયો હતો, પણ નીલકંઠને તો એ પોતાના ખાવામાંથી કશુંય આપતો નહોતો. તે તો વસ્તીમાંથી અન્ન માગી લાવીને જમતા હતા અને કદીક ઉપવાસ પણ કરતા

હતા. હવે સેવકરામે મુકામ ઉઠાવ્યો, તો મણનો બોજો પણ નીલકંઠ પાસે ઉંચકાવ્યો! આવા કૃતઘ્ન માણસ સાથે કેટલું રહેવાય? અને નીલકંઠે એનો સાથ છોડ્યો.

નીલકંઠે પશ્ચિમ કિનારેથી પાછું ઉત્તર તરફ ચાલવા માંડ્યું. રસ્તામાં પાંચપાંચ દિવસના ઉપવાસ થયા. સુંદરરાજ, ભૂતપુરી, ભદ્રનાભ અને સાક્ષીગોપાળ વગેરે દક્ષિણનાં તીર્થો કરી નીલકંઠ પંઢરપુરમાં આવ્યા અને ત્યાં બે માસ રહ્યા. ત્યાંથી નાશક થઈ, તેમણે ગુજરાતનો માર્ગ લીધો અને છેવટે કાઠિયાવાડમાં પ્રથમ પગ મૂક્યો. સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ને દિવસે નીલકંઠ માંગરોળ બંદરથી બેત્રણ ગાઉ દૂર આવેલા લોજ ગામે આવ્યા. સાત વર્ષ, એક માસ ને અગિયાર દિવસ પ્રકૃતિ અને જનસમાજની મહાશાળામાં શિક્ષણ પામી નીલકંઠ જાણે પોતાના ધામે આવ્યા.

આ યાત્રાએ એમને માનવસ્વભાવની પરીક્ષા કરવાની ઊંડી દૃષ્ટિ આપી. જનસમાજની વાસ્તવિક સ્થિતિ વિષે પણ તે પૂરેપૂરા જાગ્રત થયા. દુનિયાદારી બાબતોમાં એમની ખંત ને કુનેહ પાછળથી જોવામાં આવે છે, તેનો પાયો પણ આ જ ગુરુકુલવાસમાં નંખાયો. એમણે એકાકી યાત્રા કરી હતી અને પોતાની જાત ઉપર એમણે અનેકાનેક કઠોરતાઓ નોતરી હતી. હિન્દના ધાર્મિક ઇતિહાસમાં અદ્‌ભુત એવો એ ઓગણીસ વર્ષનો જુવાન મહાન આચાર્યપદને પામવા માટે અને એક સમર્થ સત્સંગને સુદૃઢ ને સુવ્યવસ્થિત કરવાને માટે લોજમાં આવ્યો!

ત્યારે સાત વર્ષની તપશ્ચર્યાથી નીલકંઠનો દેહ તદ્દન સુકાઈ ગયેલો હતો. તે વખતને ઉદ્દેશીને સ્વામી પોતે જ કહે છે: 'મુને સ્વામી કાર્તિકની પેઠે એવો જ વિચાર ઊપન્યો જે મારે મારા શરીરમાં માતાનો ભાગ જે રુધિર અને માંસ તે રહેવા

હેવું નથી. માટે ઘણેક પ્રયત્ને કરીને શરીરને એવું સૂકવી નાંખ્યું જે શરીરમાં કંઈક વાગે તો પાણીનું ટીપું નીસરે પણ રુધિર તો નીસરે જ નહિ.' વળી, તેમણે તે ગાળામાં પરસેવો ન વળે એવાં આસનો પણ સાધ્યાં હતાં. આવા નીલકંઠ પેલા મંગળ દિને કાઠિયાવાડમાં આવ્યા અને લોજ ગામની બહાર એક વાવમાં સ્નાન કરી પૂજા કરવા બેઠા.

૮

તે વખતે લોજમાં સ્વામી રામાનંદનું મુખ્ય સ્થાનક હતું. મુક્તાનંદ અને બીજા શિષ્યો ત્યાં રહેતા હતા. નીલકંઠને વાવ ઉપર બેઠેલા જોઈને મુક્તાનન્દના હાથ તળેના એક સાધુ સુખાનંદે અવર્ણ્ય સ્નેહની લાગણી અનુભવી. એમણે નીલકંઠને ક્યાંથી આવ્યા છો વગેરે પ્રશ્નો પૂછ્યા. ત્યારે નીલકંઠે કહ્યું: 'બ્રહ્મપુરથી આવ્યા છીએ, બ્રહ્મપુર જવું છે, અને જે ત્યાં લઈ જાય તે જ ખરાં માબાપ છે.' સુખાનન્દ આ ઉત્તરથી અત્યંત પ્રસન્ન થયા, અને નીલકંઠ પણ એ સાધુથી રાજીપો અનુભવવા લાગ્યા. હવે નીલકંઠ સ્વામી મુક્તાનંદ પાસે ગયા, અને થોડા વખતમાં બંને વચ્ચે નિર્મળ સ્નેહની અતૂટ ગાંઠ બંધાઈ ગઈ. ત્યાં નીલકંઠને સ્વામી રામાનન્દને મળવાની અતિશય તાલાવેલી થઈ.

કચ્છ-કાઠિયાવાડમાં આટલી જબરદસ્ત ધર્મજાગૃતિ લાવનાર એ રામાનન્દ સ્વામીમાં એવું તે શું આકર્ષણ હતું કે આટઆટલી યાત્રાઓ અને આટઆટલાં ઊંડાં જીવનશોધનો છતાં નીલકંઠને જે બીજે મળ્યું નહોતું તે એ સ્વામીમાં મળી આવ્યું?

અયોધ્યામાં અજપ્રસાદ અને સુમતિ નામે એક સરવરિયા બ્રાહ્મણદંપતીને ત્યાં સંવત ૧૭૯૫ની જન્માષ્ટમીને દિવસે

રામશર્મા નામના એક પુત્રનો જન્મ થયો હતો. બાળપણથી જ એ ભક્તિનિષ્ઠ હતા. બારેક વર્ષના થયા ત્યાં સુધી એમણે વિદ્યાભ્યાસ કર્યો, અને પછી ઘેરથી કાયમને માટે નીકળી પડ્યા! તીર્થયાત્રાઓ કરતાં કરતાં તે કાઠિયાવાડમાં આવ્યા. અહીં તળાજા ગામમાં કોઈ કાશીરામ શાસ્ત્રીને ત્યાં રહી એમણે સંસ્કૃત ગ્રંથોના એક મહાન સંગ્રહનો અભ્યાસ કર્યો. પછી એ દ્વારકાની યાત્રાએ ગયા. ત્યાં એમણે ગિરનાર પાસે ત્રાંબામાં રહેતા સ્વામી આત્માનન્દ વિશે સાંભળ્યું. રામશર્મા એ આત્માનંદ પાસે આવી રહ્યા અને તેમના શિષ્ય થયા. અહીં એમણે રામાનંદ નામ ધારણ કર્યું. આત્માનંદ કેવલાદ્વૈતી હતા અને નિર્ગુણ બ્રહ્મના ઉપાસક હતા. રામાનંદ સ્વામીને એમની પાસેથી ઘણું જ્ઞાન થયું, પણ એમના હૃદયને શાંતિ લાધી નહિ. એમનું હૃદય તો બાળપણથી ભક્તિભીનું હતું. તેમને શ્રીકૃષ્ણમાં દૃઢ નિષ્ઠા હતી, અને શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ દર્શન કરવાં હતાં. આત્માનંદ આ દર્શન કરાવી શકે, એમ એમને લાગ્યું નહિ. એટલે કોઈ બીજા ગુરુની શોધમાં એ નીકળી પડ્યા. ચાલતાં ચાલતાં તે દક્ષિણમાં રામાનુજાચાર્યની જન્મ-ભૂમિમાં આવ્યા. ત્યાં તોતાદ્રિમાં જઇ એમણે રામાનુજની ભક્તિ આરંભી. રામાનુજે એમને સ્વપ્નામાં દર્શન આપ્યાં, અને શ્રીકૃષ્ણનાં દર્શન થાય એવું સાધન બતાવ્યું. આ સાધન કરવાથી રામાનંદને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. આમ રામાનંદે વૈષ્ણવદીક્ષા મેળવી અને પોતાને મળેલા સત્યનો પ્રજામાં પ્રચાર કરવા માટે એ ફરીથી યાત્રાએ ઊપડ્યા. ગોકુળ મથુરાની યાત્રા કરી તે ફરતા-ફરતા પાછા કાઠિયાવાડમાં આવ્યા, અને પોતાના ગુરુ સ્વામી આત્માનંદને મળ્યા. ગુરુશિષ્યને ખૂબ ચર્ચા થઈ, અને છેવટે ગુરુ શિષ્યના મતના થઈ ગયા. થોડાક વખત

પછી ગુરુ દેવલોક પામ્યા, અને સર્વ શિષ્યોએ રામાનંદને ગુરુપદ આપ્યું.

રામાનન્દને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં, ત્યારે શ્રીકૃષ્ણે તેમને વચન આપ્યું હતું કે પોતે જલદીથી પ્રકટ થઈ એમને મળશે. આમ, પોતાના ઈષ્ટદેવ પ્રકટ થશે, એ શ્રદ્ધાથી એમણે પોતાનું કાર્ય આરંભ્યું. જ્યાં ત્યાં રામાનન્દ શ્રીકૃષ્ણના ભાવિ પ્રાકટ્યની વાત કરી રહ્યા. પોતે કહેતાઃ 'હું તો ભાવિ નટના આગમનની ડુગડુગી બજાવું છું.'

ત્યાં પેલે મંગળ દિવસે નીલકંઠ લોજમાં આવ્યા. થોડાક દિવસ પછી મુક્તાનંદે અને નીલકંઠે બન્નેએ સ્વામી રામાનન્દને પત્રો લખ્યા અને લોજ પધારવા વિનંતિ કરી. એ પત્રો સ્વામી રામાનન્દને કચ્છમાં પહોંચ્યા એટલે નીલકંઠની ઈશ્વરપ્રાપ્તિને માટેની વ્યાકુળતા, એમની સાધના અને એમનો ઉત્સાહ જોઈને સ્વામી રામાનન્દ સભા વચ્ચે બોલી ઊઠ્યાઃ 'જેની હું વાટ જોતો હતો, તે આવી પહોંચ્યા છે.' ત્યારે લાલજી સુતારે પૂછ્યુંઃ 'તો, એ નવા આવનાર આપણા સંપ્રદાયના સ્વામી રામદાસ જેવા છે?' રામાનન્દ કહેઃ 'અરે! રામદાસ તે શું? એથી બહુ મોટા એ છે.' 'ત્યારે,' લાલજી સુતારે ફરી પૂછ્યુંઃ 'મુક્તાનંદ સ્વામી જેવા છે?' 'એથીય ઘણા મોટા,' રામાનન્દે ઉત્તર આપ્યો. 'તો તો આપ જેવા છે ને?' લાલજીએ છેલ્લું કહ્યું. એટલે સ્વામીએ જવાબ આપ્યોઃ 'ભાઈ! અમે પણ શું એમની આગળ? અમારાથીય ઘણા મોટા એ છે.' પણ આ વાતની લાલજી સુતારને વર્ષો પછી જ ખાતરી થઈ હતી અને ત્યારે તે બોલ્યા હતાઃ 'આજે એ વાત સમજાઈ.' એ લાલજી સુતાર એ જ સ્વામી નિષ્કુળાનન્દ 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ અમર પંક્તિના ગાનાર.

સ્વામી રામાનન્દને સ્વામીનારાયણ સંપ્રદાયમાં ઉદ્ધવના અવતાર માનવામાં આવ્યા છે. રામાનન્દના ઉપદેશોમાં એમના સુદૃઢ ચારિત્ર્યની છાપ સ્પષ્ટ રહેતી હતી. ભક્તિ એમનો પ્રાણ હતો, છતાં ત્યાગ અને વૈરાગ્ય જ એમનું અવલંબન હતું. નીતિના એ ચુસ્ત હિમાયતી હતા અને એ વખતના વૈષ્ણવ જગતમાં એમનું જીવનકાર્ય અનોખું જ પ્રકાશી ઊઠ્યું હતું. એક રીતે એમણે તે જમાનાને જાણે નીતિમયતાનું પ્રાણબળ પ્રેર્યું હતું. સ્વામી સહજાનંદ પોતાના એ ગુરુ વિષે કહેતા હતા કે, એમનામાં રામના જેવી દૃઢ કર્તવ્યનિષ્ઠા હતી.

કચ્છનો કોઇએક વેરાગી જગન્નાથપુરી સુધી ગંગાજલની કાવડો ભરીને જાઆવ કરતો હતો. એકવાર કોઇએ એને બે મહોર આપી. એ મહોર સાથે એણે એક સંબંધીને ત્યાં રાતવાસો કર્યો. જમવાટાણે એ બેસવાની જગા ઉપર પાણી છાંટીને બેઠો. આ ઉપરથી ઘરની પુત્રવધૂએ એને કહ્યું: 'તમે આ જમવાને સ્થળે ચોકો કરીને બેઠા છો, પણ તમે તમારા હૃદયનો ચોકો કર્યો છે કે?' આ ઉપરથી વેરાગીએ પૂછ્યું: 'આનો શો અર્થ?' એટલે તે પુત્રવધૂએ કહ્યું: 'એનો ઉત્તર મારા સસરા આપશે. હું અજાણ્યા માણસ સાથે ઝાઝી વાત ન કરી શકું.' પછી, જમી રહ્યા બાદ, એ વેરાગી પેલા ઘરડા સસરાને મળ્યો. એ વૃદ્ધ પુરુષ સ્વામી રામાનંદનો શિષ્ય હતો. તેણે કહ્યું: 'મોક્ષને માટે તો ઈશ્વરના અવતારમાં શ્રદ્ધા રાખવી જોઇએ; મન, વચન અને કર્મમાં પવિત્રતા રાખવી જોઇએ અને મારાતારાના સર્વ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરવો જોઇએ. આ ચોકો કરવો, પાણી છાંટ્યું, એ બધું તો નકામું છે.' 'પણ,'

વેરાગીએ કહ્યું: 'એવા ઈશ્વરના અવતાર મળે ક્યાંથી?' એટલે તે વૃદ્ધે કહ્યું: 'રામાનંદ સ્વામી એવા છે.' પછી, એ વેરાગીને રામાનંદ પાસે લઈ જવામાં આવ્યો, અને એને મોક્ષની ઇચ્છા છે એમ જણાવવામાં આવ્યું. એટલે રામાનંદે વેરાગીને કહ્યું: 'આ તું પાપનો પોટલો લઈને ફરી રહ્યો છે, ને મારો ઉપદેશ લેવા ઇચ્છે છે?' તુરત જ વેરાગીએ પેલી બે સોનામહોરો ફેંકી દીધી અને તે રામાનંદના સત્સંગમાં સાધુ થઈ રહ્યો.

હવે એક બીજો મહત્ત્વનો પ્રસંગ લઈશું. મૂલદાસ કરીને એક વૈરાગ્યમય વૃત્તિનો જવાન હતો. તે ઘેરથી નીકળી પડ્યો હતો અને કાઠિયાવાડમાં આવેલા અનેક મઠોમાં આંટા ખાતો હતો. એક મઠાધીશે એને પોતાના સંપ્રદાયનો સાધુ કરી દીધો. ત્યાં એનું નામ મુકુન્દદાસ રાખવામાં આવ્યું. હવે, એક વાર સ્વામી રામાનંદ એ સરધાર ગામમાં આવી પહોંચ્યા. મુકુન્દદાસ સ્નાનાદિકથી પરવારીને મઠમાં આવતો હતો, ત્યાં રામાનંદની કથા થતી એણે સાંભળી. એ ત્યાં ઊભો રહ્યો. પવિત્રતા ઉપર રામાનંદજી બોલી રહ્યા હતા અને મુકુન્દદાસને જાણે કે હૃદયમાં ખાતરી ઊગવા લાગી કે પોતાના સર્વ વિકારો ઓગળી ગયા છે. મઠમાં જઈને એણે મઠાધિપતિને વાત કરી. તેને તો આ વસ્તુ અકારી લાગી. તેને થયું: 'આ ચેલો ચાલ્યો જશે તો!' એટલે તેણે મુકુન્દદાસને રામાનંદની સભામાં જવાની મનાઈ કરી અને મઠમાં જ પુસ્તકો વાંચવાની સલાહ આપી! આમ છતાં, મુકુન્દદાસને રામાનંદની કથાનું આકર્ષણ રહ્યું જ. વરસતા વરસાદમાં ઘરની પાછળના સાંકડા વાડામાં બેસીને એણે રામાનંદજીની કથા સાંભળ્યા કરી, એટલે મઠાધીશ તુલસીદાસે મુકુન્દદાસને માથે મઠનું અધિપતિપદ ઓઢાડી દીધું. પણ મુકુન્દદાસ આમ બંધાઈ જાય એવો

નહોતો. તે તો રામાનંદ પાસે પહોંચી ગયો અને એમનું શિષ્યત્વ સ્વીકારવા તલપાપડ બની ગયો. રામાનંદે કહ્યું: 'તારા ગુરુ પાસેથી અનુજ્ઞાપત્ર લઈ આવ.' પણ ગુરુ એવી રજા આપે એમ નહોતું. એટલે મુકુન્દદાસે પોતાના મઠની બધી માલમતા દાનમાં આપી દેવા માંડી. આથી તુલસીદાસ ગભરાયો અને તેણે મુકુન્દદાસને અનુજ્ઞાપત્ર લખી આપ્યો. આમ છૂટીને મુકુન્દદાસે ગુરુ રામાનન્દનું શરણ લીધું. પણ ગુરુ કહેઃ 'ઠીક, મારો શિષ્ય થવું છે ને? તો તો હું કહું તેમ કરવું પડશે.' 'સારું, ગુરુજી!' મુકુન્દદાસે કહ્યું, અને સ્વામી રામાનંદે તેને ખેડૂતનાં કપડાં પહેરાવ્યાં, હળ લેવરાવ્યું અને પોતાના એક બીજા શિષ્ય મૂલુભાઈને ખેતીમાં મદદગાર થવા એને મોકલ્યો! મુકુન્દદાસે આ બધું પ્રસન્ન ચિત્તે કર્યું, અને તે હવે મુક્તાનંદ થયા!

૬

મુક્તાનંદે રામાનન્દને ભુજ મુકામે જે પત્ર મોકલ્યો હતો તેની મતલબ જોઈએઃ એક નીલકંઠ નામે બ્રહ્મચારી આવ્યો છે. હિન્દુસ્થાનના ઘણા ભાગોમાં એણે યાત્રા કરી છે. એને જોતાં જ અમારું ચિત્ત શાંતિ અનુભવી રહ્યું છે. એ છે તો હજુ નવલોહિયો, પણ યોગમાં ભારે નિષ્ણાત છે. એના સવા-લોના જવાબ આપવાની અમારી ગુંજાશ નથી. એ જીવન્મુક્ત રામાનન્દ સ્વામીને મળવા ઉત્સુક છે, અને અહીં રહેવા ઇચ્છા કરતો નથી. તો આપ અહીં વેળાસર પધારશો. નહિ તો આ બ્રહ્મચારી અહીં રહેશે નહિ. આમ તો, આ નીલકંઠ—અમે એને હવે સરજુદાસ કહીએ છીએ—કશું ભારે ખાતો નથી. એની એકે એક નસ લીલી થઈ ગઈ છે અને ઉપર ઉપસી

આવી છે. શરીરમાં જાણે એને લોહી જ નથી અને સ્ત્રીનો ઓળો સરખો પડતાંય એને ઊલટી થઈ આવે છે. આવા ને બીજા અનેક ગુણોથી એ ભરેલો છે.

તો, નીલકંઠે રામાનન્દજીને લખ્યું હતું: 'વિશેષ લિખવા કારજ યોં હે કે હમ ઈશ્વરેચ્છાસે ચારો ધામ કરકે અરુ દેશમેં આયા હે. ત્યાંહા તુમ્હારા નામ સુના કે પશ્ચિમ દેશમેં જીવન્મુક્ત પ્રકટ હે. ફીર બનમેં ગોપાળ જોગી પાસ રહકે અષ્ટાંગ યોગ સિદ્ધ કિયો હે. ઉસ બખતમેં યહ જોગીને કહા થા કે ગિરનારકી છાંયમેં સિદ્ધ મિલેંગે. ફિર વાયુભક્ષ્યા કરકે બહુ દિન રહે હે. પરંતુ પ્રકટ કૃષ્ણ કે દરશન ન હુવે. અબી શુદ્ધ ભૂમિ જાન કે યહાં રહે હે, તો આપ યહાં બીરાજકે હમકું પ્રકટ કૃષ્ણ મીલાઓ. હમ સુના હે કે ધારણામેં દરશન કરવાતે હો. તેસા સ્વામી મુક્તાનંદજી સે સુનકર યહ સાધુકો નિષ્કપટ જાન કે હમ ઠહરે હે. જેસે ચકોર ચંદકું ચાહત હે, તેસે હમ તુમ્હારે દરશનકું ચહતે હેં તો તુરત દરશન દેહો; નહિ તો તુમ્હારી સેવામેં આવેંગે.'

આ પત્રના જવાબમાં રામાનન્દે સંદેશો મોકલાવ્યો: 'જો મોક્ષનો ખપ હોય, તો થાંભલે બાથ ભીડીને પણ રહેવું પડે.' સાથે સાથે સ્વામીએ નીલકંઠને મુક્તાનંદની આજ્ઞામાં રહેવા કહેવડાવ્યું અને લોકહિતાર્થે શરીરની સંભાળ લેવા પણ ભલામણ કરી. જેવો આ સંદેશો નીલકંઠને મળ્યો, કે તુરત જ તે ઊઠ્યા અને થાંભલે બાથ ભીડીને ઊભા રહ્યા! મુક્તાનંદે બાથ છોડવાની આજ્ઞા આપી, ત્યારે જ નીલકંઠે તે થાંભલો છોડ્યો. આમ, મુક્તાનંદની આજ્ઞામાં રહી નીલકંઠે–સરજુદાસે–રામાનન્દના આગમનની પ્રતીક્ષા કરી. એ વખતે નીલકંઠ છાણ ભેગું કરવાથી માંડીને સર્વ કામો કરતા હતા,

અને મુક્તાનંદને ભક્તિપૂર્વક અનુસરતા હતા.

હજુ રામાનન્દ આવ્યા નથી, ત્યાં તો નીલકંઠે જાણે પોતાનો પ્રભાવ પાડવા માંડ્યો. ઉદ્ધવસંપ્રદાયમાં સ્ત્રીપુરુષોની ભેળી સભાઓ થતી હતી. નીલકંઠને લાગ્યું કે ત્યાગીઓએ તો અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવાનું છે. તેઓ આ રીતે સ્ત્રીઓનાં દર્શન કરે, એ પણ બરાબર નથી. આથી, સ્ત્રી અને પુરુષોની સભાઓ જુદી જ થવી જોઇએ. એમણે વાડ બાંધી અને સ્ત્રીપુરુષોને જુદાંજુદાં બેસવાની એમણે વ્યવસ્થા કરી. હવે સ્ત્રીઓને એવી રીતે બેસવાનું આવ્યું કે સંન્યાસીઓની દૃષ્ટિ સ્ત્રીઓ ઉપર પડે જ નહિ, અને કથાકાર પુરુષોમાં જ બેઠો હોય. પાછળથી દેવમંદિરો થયાં, ત્યારે પણ સ્ત્રીઓ માટે જુદો દરવાજો રખાયો, અને મંદિરોમાં સ્ત્રીપુરુષોના પરસ્પર સ્પર્શની સખત મનાઈ કરવામાં આવી.

સ્વામી મુક્તાનંદ કથા કરી રહ્યા હતા. જાણે હિમગિરિમાંથી ગંગાજીનો પ્રસન્નગંભીર પ્રવાહ વહી રહ્યો હતો. એમનું કમનીય રૂપ એમણે વસ્ત્રોમાં ઢાંકી રાખ્યું હતું, એક માત્ર મોં જ ઉઘાડું હતું. એકાએક નીલકંઠ ત્યાં આવ્યા અને બોલ્યાઃ 'અમે જુદી કથા કરીએ છીએ. જે પુરુષોને તે સાંભળવી હોય, તે ત્યાં આવે.' અને અનેક પુરુષો મુક્તાનંદજીની કથા છોડીને નીલકંઠની કથા સાંભળવા લાગ્યા. ત્યાં એક માત્ર મુક્તાનંદ જ રહ્યા અને શ્રોતાઓમાં સ્ત્રીઓ રહી. સ્વામી મુક્તાનંદે એકદમ પોથી વીંટાળી દીધી અને કહ્યુંઃ 'આજથી અમે પણ નીલકંઠની કથા સાંભળવા જશું. અમારી કથા હવે બંધ છે.'

બીજો એક પ્રસંગ પણ આ જ વાડને લગતો છે. લોજમાં સાધુઓ જે મકાનમાં રહેતા હતા, તેની પડોશમાં ગૃહસ્થનું

ઘર હતું. બે ઘર વચ્ચે દેવતાની આપલે કરવા માટે ભીંતમાં એક બાકોરું પાડવામાં આવ્યું હતું. નીલકંઠને આ રુચ્યું નહિ. તેમને થયું, આ રીતે પણ સ્ત્રીના સંબંધમાં આવવાનું જોખમ શા સારુ વહોરવું? તેમણે પોતે જ એ બાકું પૂરી દીધું!

પણ, આ વાડમાં કૃત્રિમતા તો છે જ. આવી કૃત્રિમતા અમુક મર્યાદા સુધી જ યોગ્ય ઠરી શકે એમ છે. એ કૃત્રિમ વાડોમાં રહી પ્રતિષ્ઠાપૂર્વક સંયમ કેળવવો અને ચિત્તની પ્રસન્નતા મેળવવી, એ કંઈ નાનીસૂની વાત નથી. અકુદરતી સંયમ એ જેમ એક બાજુ ઈચ્છવા યોગ્ય નથી, તેમ મુક્ત વિહાર પણ ચલાવી લેવાય એમ નથી. મનુષ્ય પોતાના જીવનના વિકાસને માટે પોતાના ઉપર જ્ઞાનપૂર્વક અંકુશો મૂકે અને તેમાં અનુભવ પ્રમાણે વખતોવખત ફેરફાર કરતો રહે, તો જ એના ઉદાત્ત ગુણોને ખીલવાનો અને ચિત્તને પ્રસાદ મળવાનો સંભવ રહે. બાકી, એમાં જડતા આવી જઈ અજ્ઞાન વધવાનો અવકાશ રહે છે.

પણ આ વાડ સામે ત્યારેય અસંમતિના સૂરો ઊઠચા જ હતા. સ્વામી મુક્તાનંદે આ વાતને 'અતિ વૈરાગ્યવાળી' કહી હસી કાઢી હતી. પાછળથી, એ જ વાડને નિમિત્તે, પ્રથમ સ્વામી આત્માનંદની અને પછી સ્વામી રામાનન્દની એવી બે શિષ્યાઓ હરબાઈ અને વાલબાઈ રિસાઇને જુદી પડી હતી. આ વાડ સંબંધમાં સ્વામી પોતે જ એક ઠેકાણે કહે છેઃ 'એ તો વસ્તુ જ એવી છે કે ભેળાં થઈ જાય. એ તો અમે એક સુગાળા આવ્યા છીએ, તે અમારી સૂગથી એમને જુદાં રાખી શકચા છીએ. તે અમારી સૂગ જ્યાં સુધી રહેશે, ત્યાં સુધી જુદાં રહેશે, પછી એક તો છે જ.'

આમ, ઉદ્ધવસંપ્રદાયમાં નીલકંઠે યોજેલી આ વાડનો હેતુ

શુદ્ધ જ હતો, અને એમાં પ્રયોગ પરની ચોકસાઈ પણ હતી. બીજી બાજુ, આ વાડથી સંપ્રદાયને એક બીજો લાભ થયો છે તે ખાસ નોંધપાત્ર છે. સ્ત્રીઓને માટે અલાયદી વ્યવસ્થા થઈ અને તેમાં સ્ત્રીઓએ જ કામ કરવાનું ઠર્યું, તેથી સ્ત્રીઓમાં સહેજે જ્ઞાનપ્રસાર થયો અને નિરક્ષરતા તો લગભગ ટળી જ ગઈ. વળી, સ્ત્રીસમાજને પોતાની ઉન્નતિને માટે એમાં જ માર્ગ અને ચોકસ સ્થાન મળી આવ્યાં.

આ જ અરસામાં આ એક બીજો પ્રસંગ બન્યો હતો. મુક્તાનંદ સ્વામી કૃષ્ણનું ચિંતવન કરતા બેઠા હતા. એમની તુંબડી બહાર ઓસરીમાં રહી હતી. સ્વામી ધ્યાનમાં બેઠા, છતાં એમના ચિત્તે પેલી તુંબડીમાં જ દોડ્યા કર્યું. નીલકંઠનું અંતર્જ્ઞાન ઐશ્વર્યવતું હતું. તેમણે આ વાત જાણી લીધી. પછી, સ્વામી ધ્યાનમાંથી પરવારીને આવ્યા, ત્યારે નીલકંઠે તેમને પૂછ્યું: 'તુંબડીમાં દૈવત છે કે ધ્યાનમાં? અથવા તુંબડીમાં વધારે દૈવત છે કે બેઉમાં સરખું દૈવત છે?' મુક્તાનંદ સ્વામી આ સાંભળી લજવાઇ ગયા, પણ મનમાં જરાય ખોટું ન લગાડતાં એ નિરભિમાન પુરુષે ચિત્તની સ્થિરતા યાચી.

હજુ તો જુવાનીયે ફૂટી રહી છે એવા નીલકંઠ આમ ઘરડા થવા આવેલા સાધુઓ ઉપર આવો પ્રભાવ પાડી શકે છે, અને એ સાધુઓ કશીય શંકા રાખ્યા વિના અને અભિમાન કર્યા વિના નીલકંઠને અનુસરી રહે છે, એ નીલકંઠ અને સાધુમંડળ બંનેની મહત્તાનું ઉજ્જવલ દૃષ્ટાંત છે. એટલામાં સ્વામી રામાનંદ ગિરનાર પાસે પીપલાણા ગામમાં આવી પહોંચ્યા. અને તેમણે નીલકંઠ તથા મુક્તાનંદને પોતાની પાસે તેડાવી લીધા. અત્યાર સુધી રામાનન્દ કહ્યા કરતા હતા: 'આ તો મેં સાતમજલાના મહેલના પાયા માટે માત્ર બે ઈંટો જ ભેગી કરી

મૂકી છે. મહોલનો બાંધનારો તો હવે આવશે.' અને એ મહોલનો બાંધનારો એમની સામે આવી ઊભો, ત્યારે સ્વાભાવિક રીતે એમના હર્ષનો પાર રહ્યો જ નહિ. નીલકંઠ પણ રામાનન્દના દર્શનસમાગમથી જાણે કે તૃપ્ત થઈ ગયા, અને તેમણે દ્વારકા જવાનું માંડી વાળ્યું. હવે, લોજમાં આવ્યાને ત્રણ મહિને, સંવત ૧૮૫૭ની કારતક સુદ અગિયારસે, નીલકંઠે સ્વામી રામાનન્દને હાથે ઉદ્ધવસંપ્રદાયની દીક્ષા લીધી. તે હવે સ્વામી સહજાનંદ થયા. સ્વામી પોતે કહે છેઃ 'શ્રીરામાનંદ સ્વામી અમને મળ્યા અને શ્રીરામાનન્દ સ્વામી થકી અમે અમારા સ્વસ્વરૂપજ્ઞાનને પામ્યા. અને તે શ્રીરામાનંદ સ્વામીએ અમને શ્રીનરનારાયણદેવની ઉપાસનાનો વિધિ દેખાડ્યો ને પરમહંસની દીક્ષા દીધી.'

સ્વામી રામાનન્દ આ નવયુવાનની સંભાળ એક પુત્રની જેમ લેવા લાગ્યા. સહજાનન્દને પરસેવો વળતો નહોતો, તેથી રામાનન્દે આવળના પાટા બંધાવી પરસેવો છોડાવ્યો. વળી, બીજી વૈદકીય સારવાર કરાવી તેમણે સહજાનંદના શરીરના સાંધાઓને રમતા કરાવ્યા, અને એમ યોગના આસન વગેરે-થી જે શરીર ખોખા જેવું ને અક્કડ થઇ ગયું હતું, તેને તેમણે ચેતનવતું કરાવ્યું. આ પછી રામાનન્દજી સ્વામી સહજાનન્દને આધ્યાત્મિક સાધનામાં સાથે રાખવા લાગ્યા. લગભગ બે વરસ જેટલા સમય સુધી બન્ને ગુરુશિષ્ય યાત્રામાં અને ઉપદેશમાં, સાથે વિચર્યા.

૭

'તમારા ભક્તને એક વીંછીનું દુઃખ થવાનું હોય તેને બદલે એ દુઃખ મને રુંવાડે રુંવાડે ભલે થાઓ, પણ તમારા

ભક્તને તે ન થાઓ. અને તમારા ભક્તના કર્મમાં રામપાત્ર આવવાનું લખ્યું હોય, તે રામપાત્ર મને આવો, પણ તમારો ભક્ત અન્નવસ્ત્રે દુઃખી ન થાઓ.' આ કોણ કહેતું હશે, તે તો સહેજે કળી શકાય એમ છે. વીસ વરસના જવાન, હજુ હમણાં જ સત્સંગમાં આવેલા, અને વારે વારે વનમાં ચાલી જવાની ઊર્મિંવાળા સહજાનંદ ગુરુ રામાનંદને હાથે આચાર્ય-પદનો વારસો પામે છે, ત્યારે ગુરુ પાસે તે ઉપરનાં બે વરદાનો માગે છે. સત્સંગમાં મુક્તાનંદ જેવા મહાન સાધુ છે, વૃદ્ધ સંતો છે, અને છતાં સ્વામી રામાનંદ સહજાનંદને ધર્મધુરા સોંપે છે, તે આશ્ચર્ય જેવું લાગે એમ છે. છતાં સૌ ગુરુ રામાનંદના આદેશને ઝીલી લે છે, અને સ્વામી સહજાનંદને સદ્ગુરુપદે સ્થાપે છે. તે વખતે વિરોધ આવે છે, પણ તે બીજા શિષ્યોનો નહિ પરંતુ સ્વામી સહજાનન્દનો પોતાનો! આચાર્ય-પદ લેવાને એ આનાકાની કરતા હતા. તેમને થતું હતું કે, રખે આવો અધિકાર સ્વીકારતાં સંસારમાં ખૂંચી પડાય! જે કનકકામિનીનો અને સંસારવ્યવહારનો અત્યાર સુધી પોતે પોતાની પાસે ઓળો ય આવવા દીધો નથી, તે રખે આવીને પોતાને વિહ્‌વલ કરી મૂકે! અને વળી, 'એમને વનરાજિઓનું અને તપોવનોનું સદાય આકર્ષણ રહ્યાં કર્યું હતું! પણ ગુરુએ આદેશ આપ્યોઃ 'તું જ એક આ ધુરાને વહી શકે એમ છે. સંસારના કાદવથી અલિપ્ત રહેવાનું તારું સામર્થ્ય છે.' અને સહજાનંદ ગુરુઆજ્ઞાને માથે ચડાવી જેતપુરમાં આચાર્યપદે આવ્યા. એ પછી લગભગ એક મહિનામાં, સંવત ૧૮૫૮ ના માગશરની સુદ તેરસે, ગુરુ રામાનંદનો દેહ પડ્યો, અને સ્વામી સહજાનંદને માથે સમસ્ત સત્સંગની જવાબદારી આવી. અઢાર વરસની ઉમ્મરે સત્સંગમાં આવવું, લગભગ અઢી

વરસ તેમાં રહેવું, અને પછી તેના આચાર્યપદે નિમાવું—એ ઘટના કોઈ પણ ધર્મસંપ્રદાયમાં વિરલ ને આશ્ચર્યકારી છે.

પણ આ કોઈ સુખસજ્જામાં આળોટવાનું નહોતું. રામાનંદજીના અવસાન પછી એક રઘુનાથદાસે સ્વામી સહજાનંદ સામે બંડ પોકાર્યું અને સ્વામીને તેમને સત્સંગ બહાર કાઢવાની ફરજ પડી. એ જ વખતે, ત્રંબા ગામનાં હરબાઈ અને વાલબાઈને સ્વામીથી રિસાઇને છૂટું પડવું પડ્યું. સ્વામીએ એમને સ્ત્રીઓમાં જ ઉપદેશ આપવાની આજ્ઞા કરી, એટલે એમને થયું: 'આ અમે સિત્તેર વરસની ડોશીઓ શું પુરુષોના સંસર્ગમાં રહી બગડી જશું કે અમને વળી એવી રીતનો સંયમ! અમારી ઉપદેશ કરવાની રીતમાં આત્માનંદે દોષ ન જોયો, રામાનંદે ન જોયો, અને હવે આજકાલનો આવેલો સહજાનંદ કહે છે કે તમે પુરુષોને ઉપદેશ ન કરશો. અમે એ વચન નહિ માનીએ.' અનેક સમજાવટ છતાં, આ બે બાઇઓ સ્વામીના મતની થઈ નહિ, એટલે ગાદીતકિયાના માન પામનારી અને વેદાન્તના જ્ઞાનના ગર્વવાળી આ બંને બ્રહ્મચારિણી બાઇઓને સત્સંગમાંથી નીકળવું પડ્યું. આમ, સહજાનંદજીને નિયમપાલન કરાવવાનું આવે છે, છતાં એ કરુણાલોચનની આંખ અમૃતે ભરી છે, અને તેમાંથી પ્રેમનો પ્રવાહ નિરંતર વહ્યાં જ કરે છે.

હવે સાધુઓનાં જુદાં જુદાં મંડળો બંધાય છે, અને તેઓ જુદા જુદા વિભાગોમાં ઉપદેશ આપે છે. સ્વામી પોતે એક મંડળ લઇને કચ્છમાં જાય છે. તે વખતે સહજાનંદજીની દિનચર્યા કેવી હતી, તેનું રસિક, પ્રેરક, અને બોધક બ્યાન આ વાતમાં મળે છે: 'ભોજપુરમાં મહારાજ સદાવ્રત આપતા. તે સદાવ્રતમાં જે કોઈ ભિક્ષુજન આવે તેને જમાડવા સારુ પોતે

તંગિયો પહેરીને બે ખંભે કાવડ મેલીને એક દિવસ મહારાજ ભિક્ષા માગવા જતા ને એક દિવસ મુક્તાનંદ સ્વામી ભિક્ષા માગવા જતા. એમ મહારાજ ને મુક્તાનંદ સ્વામી વારાફરતી ભિક્ષા માગતા અને વારાફરતી રોટલા કરીને તીર્થવાસીને જમાડતા. ને કોઈક હરિજન પાકું સીધું લાવે તેના રોટલા કરીને તેને મોઘરીએ ભાગીને તેમાં ઘીગોળ મેળવીને તીર્થ-વાસીને જમાડી દેતા, ને પછે પોતાના સાધુ સર્વેને જમાડીને પોતે જમીને ચોકોપાણી કરીને કથા કરવા બેસે. તે દિવસના બે વાગ્યા સુધી કરે. પછે વળી પોતાની સ્નાનાદિક દૈહિક ક્રિયા કરીને સાંજ સમે કોઈ સદાવ્રત લેવા સારુ આવ્યા હોય, તેને જમાડીને કથાવાર્તા કરવા મંડે. તે રાત્રે બાર વાગ્યા સુધી કરે ને પછે સૂઈ જાય. ને રાત્રિના વળી બે વાગ્યે ઊઠે ને સર્વને ઉઠાડીને ધ્યાનમાં બેસારે. ને પોતે સોટી લઇને ફરે, તે જે નિદ્રાએ કરીને ડોલાં મારે તેને તડાક લઇને સોટી મારે ને ધ્યાન ધરાવે ને ચાર વાગે એટલે નાહીધોઇને પૂજા કરીને તૈયાર થઇને ભિક્ષા માગીને રોટલા કરીને તીર્થવાસીને જમાડીને પછે પૂર્વે કહ્યું એવી રીતે ભજનમાં બેસારે. એમ નિત્ય કરતા હવા. ને જે ભેળા રહે તેને થાક તો ઊતરે નહિ ને નિદ્રા તો પૂરી થાય જ નહિ ને મુક્તાનંદ સ્વામીના મનમાં પણ એમ થાય જે આમના ભેળું કેમ નભાશે. એવો પોતાનો તીવ્ર સ્વભાવ હતો, તો પણ તે સર્વેને મેલીને સર્વે ભેળા હળી-મળીને રહ્યા.'

આ સાધુસંતોનાં મંડળો ભિક્ષા માગતાં અને જે મળે તેમાંથી ઉપયોગ જેટલું વાપરી બાકીનું સદાવ્રત ખોલી દાનમાં આપી દેતાં. બાકીના વખતમાં તેઓ ભજનકીર્તન અને ઉપદેશ કરતાં અને લોકોને નીતિકથા સદાચારને માર્ગે ચડાવવા ખાસ

લક્ષ રાખતાં. દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અને વટલવું-વટલાવવું નહિ—એ પાંચ વ્રતો દરેક નવા શિષ્યોને આપવામાં આવતાં. સાધુઓ ધન અને સ્ત્રીનો સંપૂર્ણ રીતે ત્યાગ રાખતા. ધનના ત્યાગમાં ધાતુમાત્રનો ત્યાગ આવી જતો. એક માત્ર સોય અને બીજાં ચપ્પુ કાતર એમ પ્રસંગાનુસાર અપવાદ તરીકે રાખવા દેવામાં આવતાં. એ સાધુઓ માટે આહારસંબંધમાં પણ ઘણા કડક નિયમો હતા. તેમણે ગમે તે સંજોગમાં પણ ક્ષમા રાખવાની હતી, અને માર ખાઈને પણ મારનારને આશીર્વાદ આપવાના હતા.

આ પ્રમાણે સ્વામી સહજાનન્દજી સત્સંગનું મહાન ભાવિ નિર્મી રહ્યા હતા, અને તે માટે અદ્ભુત પ્રાણશક્તિની યોજના કરતા હતા. પોતે દૈવી વિભૂતિઓના સ્વામી હતા, યોગમાં પારંગત હતા, અને સકલ સંસારમાં દિવ્યતા ઊતરે એ માટે એમનો અવિશ્રામ પુરુષાર્થ હતો. સ્વામી રામાનન્દજીના પરલોકવાસ પછી થોડા જ દિવસમાં જે સમાધિપ્રકરણ ઊપડ્યું, તે સ્વામીની અદ્ભુત શક્તિનું સૂચન કરે એવું છે. એમનાં દર્શન થતાં જ હજારો માણસોને સમાધિ લાગી જવા લાગી અને તેઓ તેમાં પોતપોતાના ઇષ્ટદેવોનાં દર્શન કરવા લાગ્યા. આમ તો, સહજાનંદજીની આંખમાં અપાર કરુણા હતી, એમની વાણીમાં અક્ષય અમૃત હતું, અને એમનું સમગ્ર જીવન પ્રેમ-ઝળકથી ઝળકી રહ્યું હતું. આવા વિભૂતિમાન પુરુષનું દર્શન થતાં ગમે તે માણસ એમના પ્રત્યે ખેંચાય, એ સ્વાભાવિક છે. પ્રેમાનંદ સ્વામીના પ્રાણ એ કમળનયનના એક કટાક્ષમાં આકર્ષાયા હતા, તો એમનાં 'ચપળ નેણાં'એ ભૂમાનંદ સ્વામીનું ચિત્ત ચોરી લીધું હતું. આવી અત્યંત મોંઘી જીવન-

સુવાસથી મઘમઘી રહેલા એ સહજાનન્દજી આ સમાધિ-પ્રકરણમાં કંઇ જાદુગરી કરતા હતા, એમ માનવાની ભૂલ કરવી જોઇએ નહિ.

આવી સમાધિની અનેક વાતોમાંથી થોડીકની અહીં નોંધ લેશું. શિતળદાસ નામે એક બ્રાહ્મણ હતો. સદ્‌ગુરુરૂપી પરમાત્માની શોધમાં એ સંસારને છોડીને નીકળ્યો હતો. કોઇકે રામાનન્દજી એના સદ્‌ગુરુ છે, એવી એને ભાળ આપી હતી. તે ફરતો ફરતો ત્યાં આવ્યો, પણ તે દિવસે તો રામાનન્દજીને પરલોકવાસી થયાનો તેરમો દિવસ હતો. આથી, તે હતાશ થઈ ગયો, પણ સહજાનન્દજીએ બીજે દિવસે તેને કહ્યું: 'તમે સ્વામીનારાયણનો જાપ કરો એટલે તમને રામાનન્દજીનાં દર્શન કરાવીશ.' આ જાપ કરતાં એ શિતળદાસને સમાધિ ચડી ગઈ, અને એમાં એણે રામાનન્દજીનાં દર્શન કર્યાં. પણ, એ દર્શનમાં એણે એક અદ્‌ભુત વાત જોઈ. સ્વામી રામાનન્દજી સહજાનંદ-જીને વંદન કરી રહ્યા હતા! રામાનન્દે એ શિતલદાસને કહ્યું કે સહજાનંદ પરબ્રહ્મરૂપ છે, અને એમનામાં સર્વ અવતારો સમાયા છે. સમાધિમાંથી ઊઠ્યા પછી તેણે આ સઘળી વાત સૌ કોઈને કહી, પણ સૌ કોઈ એ માનવાને તૈયાર નહોતા. આથી, સહજાનન્દજીએ કહ્યું: 'તમે સૌ સ્વામીનારાયણનો જપ કરો, એટલે તમનેય એ દર્શન થશે.' અને, એમ થયું. શિતલ દાસ તો હવે ત્યાં જ વ્યાપકાનંદ થઈ રહ્યા.

આવી સમાધિઓ કંઈ એકને જ થતી હતી એમ નહોતું. અનેકોને એ થતી, અને એમાં હિન્દુઓ હતા, મુસલમાનો હતા, તેમ જ એમાં પાપીઓ પણ હતા. યોગની શક્તિ અલૌકિક છે, એ વિશે શંકા નથી. પણ આવી રીતે ચમત્કાર બતાવીને કોઇને ધર્મસંપ્રદાયમાં લાવવો અથવા તેને ધર્મમાં

ચલાવવો, એ જોખમભરેલી તેમ જ અનિષ્ટ ઉપજાવે એવી રીત છે. વળી, ચમત્કારને જોરે ધાર્મિક થવું, અથવા કોઈ એકનું શિષ્યત્વ સ્વીકારવું, એ બુદ્ધિને કુહાડી મારવા જેવું છે. આ વસ્તુઓ જતે દહાડે 'જાદુગરની કળા' થઈ બેસે છે, એમાંય સંશય નથી. વસ્તુતઃ ચમત્કારો એ હિન્દુ ધર્મદર્શનમાં સપાટીની જ વાતો છે, એ તપની હકીકત નથી. એટલે, કોઈ પણ મનુષ્યને એના આવા ચમત્કારોથી માપવો, એ નરી બાલિશતા છેઃ ક્યારેક એમાં અધાર્મિકતા પણ છે.

આવા જ કંઈ કારણે સ્વામી મુક્તાનંદ અને બીજા વૃદ્ધ સંતો સહજાનન્દજીના આ સમાધિપ્રકરણથી અકળાઈ ઊઠ્યા. મુક્તાનંદની વેદનાનો પાર નહોતો. એમને થયુંઃ 'આ જુવાન સહજાનન્દ ગુરુ રામાનન્દના કાર્યને ભૂંસી નાખવા મંડ્યા છે શું? પોતે કચ્છમાં હતા, ત્યાંથી દોડીને કાઠિયાવાડમાં આવ્યા, અને સહજાનંદને મેઘપુરમાં મળ્યા. સ્વામીએ સહજાનન્દને સમાધિનું 'પાખંડ' ચલાવવા માટે સખત ઠપકો આપ્યો. સહજાનન્દજી મુક્તાનંદજીને સદા ગુરુસમાન ગણતા. એ આવતા ત્યારે પોતે સામા જઈ એમને ભેટતા અને એમને બેસાડીને જ પોતે બેસતા. સહજાનન્દ પછી સંપ્રદાયમાં મુક્તાનંદનું સ્થાન બીજું હતું, અને એ સંપ્રદાયના સુદૃઢ વિકાસમાં સ્વામી મુક્તાનન્દનો ફાળો ચિરસ્મરણીય છે. આવા પુરુષે જ્યારે ઠપકો આપ્યો ત્યારે સહજાનન્દે ધીરજ અને અદબ સાથે પોતાની નિર્દોષતા સમજાવી. છતાં, સ્વામી મુક્તાનન્દને શ્રદ્ધા બેઠી નહિ. એવામાં મુક્તાનન્દનો એક શિષ્ય સહજાનન્દને જોઈને સમાધિમાં પડી ગયો! મુક્તાનન્દે તેના નાડીપ્રાણ તપાસ્યાં, તો તે ચેતના-રહિત થઈ ગયાં હતાં. થોડીવારે એ શિષ્ય જાગ્યો, અને પોતે સમાધિમાં શું શું જોયું હતું, તે કહી ગયો. એણે પણ

રામાનન્દ સ્વામીને સહજાનન્દજીની સેવામાં ઊભેલા જોયા હતા! વળી, એ શિષ્યે રામાનંદ સ્વામીએ એને કહેલો આ સંદેશો સંભળાવ્યો: 'મુક્તાનંદને કહેજો કે હું કહેતો કે હું તો ડુગીડુગી વગાડવાવાળો છું, અને ખેલાડી તો બીજા આવશે. આ વાત કેમ ભૂલી ગયા?' મુક્તાનન્દજી આ સંદેશો સાંભળ્યા છતાં અકળામણને શમાવી શક્યા નહિ. તે ઉદાસ થઈને ત્યાંથી ચાલ્યા ગયા. સાંજે ગામ બહાર નાહીને પાછા આવતા હતા, ત્યાં એમને રામાનંદજીનાં દર્શન થયાં. એમને પ્રણામ કરી એ ખૂબ રડ્યા. રામાનન્દ સ્વામીએ મુક્તાનન્દને ધીરજ આપી અને સ્વામીનારાયણને પૂર્ણ શ્રદ્ધા તથા ભક્તિ અર્પણ કરવા ઉપદેશ કર્યો. પછી મુક્તાનંદજીના હૃદયમાં શાંતિ થઈ અને એમને પ્રસન્નતા આવી. એમણે જંગલમાંથી ફૂલો વીણ્યાં, પોતાને હાથે હાર ગૂંથ્યો, સહજાનંદજીને ચરણે પડી તેમને તે હાર પહેરાવ્યો, અને ક્ષમા માગી.

સહજાનન્દજી પોતે આ સમાધિ સંબંધમાં આવું કહે છે: 'જીવોના કલ્યાણને અર્થે આ ભરતખંડમાં ભગવાન અવતાર ધારે છે. તે ભગવાનની મૂર્તિ દેખવામાં તો મનુષ્ય સરખી આવતી હોય, પણ એ અતિશે અલૌકિક મૂર્તિ છે. જેમ પૃથ્વીને વિષે સર્વે પથરા છે તેમ ચમક પાણ પણ પથરો છે. પણ ચમક પાણમાં સહજે એવો ચમત્કાર રહ્યો છે જે ચમકના પર્વતને સમીપે વહાણ જાય ત્યારે તેના ખીલા ચમકના પાણા પાસે તણાઈ જાય છે. તેમ ભગવાનની જે મૂર્તિ રાજારૂપે છે ને સાધુરૂપે છે તે મૂર્તિનું જ્યારે જે જીવ શ્રદ્ધાએ કરીને દર્શન કરે છે, તેનાં ઇન્દ્રિયો ભગવાન સામાં તણાઈ જાય છે, ત્યારે સમાધિ થાય છે. અને કોઈક સમયમાં ભગવાનને ઘણાક જીવને પોતાને સન્મુખ કરવા હોય, ત્યારે તો અભક્ત જીવ હોય અથવા

પશુ હોય, તેને પણ ભગવાનને જોઈને સમાધિ થઈ જાય છે.'

આ છેલ્લી વાત સંબંધમાં નીચેનો પ્રસંગ જાણવો બોધક થઈ પડશે. કોઇ એક બ્રાહ્મણે ધાર્મિક અને સામાજિક પ્રકારનું ભયંકર પાપ કર્યું હતું. આથી, તેને વર્ણ બહાર કાઢવામાં આવ્યો હતો અને વસ્તીથી દૂર રહેવું પડતું હતું. એવામાં સત્સંગના કેટલાક સાધુઓને કોઇકે સખત માર્યો હતો અને આ બ્રાહ્મણે તેમને રક્ષણ આપ્યું હતું. સાધુઓએ એને કહ્યું: 'તું પ્રાયશ્ચિત્ત કરે અને શ્રદ્ધા રાખે, તો મોક્ષ પામે.' પણ એ બ્રાહ્મણ કહેઃ 'હું તો ભયંકર પાપી છું. મારો તે મોક્ષ ક્યાંથી થાય?' આ ઉપરથી સાધુઓ એને સ્વામી બ્રહ્માનંદ પાસે લઈ આવ્યા. તે વખતે વડતાલનું મંદિર બંધાતું હતું, અને સ્વામી બ્રહ્માનંદ ત્યાં દેખરેખ રાખતા હતા. સાધુઓ આવ્યા તે વખતે સ્વામી એક હાથે કોલની ચક્કીના બળદો હાંકતા હતા, અને બીજે હાથે પોતાના લખેલ પુસ્તકની પોથી પકડી વાંચતા હતા. સ્વામીએ બધી વાત સાંભળી કહ્યું: 'તેં સાધુઓને રક્ષણ આપ્યું છે, તેથી તારાં પાપ ધોવાઇ ગયાં છે. તું હવે સ્વામી સહજાનન્દજીમાં અને સત્સંગમાં શ્રદ્ધા રાખશે, તો તરી જશે.' પેલા બ્રાહ્મણે એ પ્રમાણે કર્યું અને એને સમાધિ લાગી ગઈ.

ત્યારે સમાધિ પાપીઓને પણ લાગે ખરી? સહજાનન્દજી કહે છે: ધર્મશાસ્ત્રને વિષે જે વર્ણાશ્રમના ધર્મ કહ્યા છે તે થકી જે બાહ્ય વર્તતો હોય તેને સર્વે લોક એમ જાણે જે આ કુપાત્ર માણસ છે. અને તે કુપાત્રને ભગવાન કે ભગવાનના સંતનો જો હૈયામાં ગુણ આવે તો એને એ મોટું પુણ્ય થાય છે અને વર્ણાશ્રમના ધર્મ લોપ્યા હતા તેનું જે પાપ લાગ્યું હતું, તે સર્વે નાશ થઈ જાય છે. અને તે જીવ અતિશે પવિત્ર

થઈ જાય છે. માટે એને ભગવાનના સ્વરૂપમાં ચિત્ત ચોંટે છે ત્યારે સમાધિ થઈ જાય છે. અને જે પુરુષ ધર્મશાસ્ત્રે કહ્યા એવા જે વર્ણાશ્રમના ધર્મ તેને પાળતો હોય ત્યારે તેને સર્વે લોક ધર્મવાળો જાણે પણ ભગવાન ને ભગવાનના સાધુ તેનો જો તે દ્રોહ કરતો હોય તો તે સત્પુરુષના દ્રોહનું એવું પાપ લાગે છે જે વર્ણાશ્રમના ધર્મ પાળ્યાનું જે પુણ્ય તેને બાળીને ભસ્મ કરી નાખે છે. માટે સત્પુરુષના દ્રોહનો કરનારો તે તો પંચ મહાપાપનો કરનારો તેથી પણ વધુ પાપી છે. સત્પુરુષનો દ્રોહી હોય ને તે ગમે તેવો ધર્મવાળો જણાતો હોય તોપણ મહાપાપી છે, તે તેને કોઈ કાળે ભગવાનનાં દર્શન હૃદયને વિષે થાય જ નહિ માટે જેને વિમુખ જીવ પાપી જાણે છે, તે પાપી નથી અને જેને વિમુખ ધર્મી જાણે છે, તે ધર્મી નથી.'

હવે એ જ અરસાની એક વધુ વાત લઈએ. સંવત ૧૮૫૯ માં મૂળજી શેઠે સ્વામીજીને કરિયાણીથી મેમકા આમંત્ર્યા. એ ગામમાં મૂળજી શેઠ ઉપરાંત બીજા ત્રણ ભક્તો હતા. બાકીનું આખું ગામ સ્વામીજીની વિરુદ્ધ હતું. ત્યારે સમાધિ પ્રકરણ પૂરજોરમાં ચાલતું હતું અને રખે સહજાનન્દનાં દર્શન થતાં સમાધિમાં ખેંચાઈ પડીએ એવી લોકોમાં ભીતિ હતી! સ્વામીજી મેમકા ગામમાં ત્રણ દિવસ રહ્યા. જતી વખતે એ ચારે ભક્તો એમને વળાવવા માટે એક કોશ સુધી આવ્યા. ત્યાં સ્વામીજીએ એમને કહ્યું: 'તમે આ ગામને છોડી જાઓ. વીસ દિવસમાં તમે બધી વખરી લઈને અહીંથી ચાલી નીકળો. મારા પગ પકડી તમે અહીંથી જવાની પ્રતિજ્ઞા કરો.' અને એ ભક્તોએ એ પ્રમાણે જ કર્યું. એક પખવાડિયું થઇ ગયું. એકવીસમે દિવસે ગાયકવાડનું લશ્કર લઇને બાબાજી એ ગામે આવ્યો. વઢવાણનું જાણીને એણે એ ગામને આખું લૂંટ્યું અને બાળ્યું.

આ સમયે સહજાનંદજીની શિષ્યમંડળી કૂદકે ને ભૂસકે વધતી જતી હતી, અને નવા નવા સાધુઓની ભરતી થયા કરતી હતી. ઘરબાર અને સઘળો સાથ છોડીને એક ગુરુચરણે શિર સમર્પવું, એ અદ્ભુત વીરતાનું કાર્ય છે; અને એવી વીરતાને માટે પ્રેરનાર સદ્ગુરુ કેટલા સમર્થ શક્તિશાળી હશે એ તો કલ્પી જ લેવાનું રહે છે. સહજાનંદજીની શક્તિ અને આકર્ષણ આવાં અદ્ભુત હતાં.

લાલજી સુતાર બાળપણથી સંતસમાગમના રસિયા હતા, અને રામાનંદજીના એક એકનિષ્ઠ ભક્ત હતા. સંવત ૧૮૬૦માં સહજાનંદજીએ શેખપાર ખાતે વસંતોત્સવમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો અને પછી કચ્છ જવાની ઇચ્છા કરી. લાલજીને એમણે કહ્યું: 'કોઈ ભોમિયો શોધી કાઢજો.' લાલજીને થયું, 'હું જ ભોમિયો થાઉં, તો શું ખોટું? મને સ્વામી સાથે રહેવાનો અવસર તો મળશે!' અને સ્વામી તથા લાલજી ત્યાંથી નીકળ્યા. રણવગડાનો એ ઉજ્જડ રસ્તો હતો. ચોરડાકુઓની બીક તો ડગલેપગલે લાગ્યાં કરે. લાલજીએ થોડોક સામાન પોતાની સાથે રાખ્યો હતો. પાણીનો કૂજો હતો અને જોડામાં થોડું રૂપાનાણું ભંડારી રાખ્યું હતું. હજુ થોડેક જ ગયા, તો રસ્તામાં એક ભિખારી મળ્યો. સહજાનંદજી કહે: 'લાલજી! આપણી પાસેનું બધું ખાવાનું આને જ આપી દો.' આગળ ચાલ્યા, તો ધાડપાડુઓની ટોળી સામી આવી. તેણે બંનેનાં અંગની ઝડતી લીધી પણ તેને કંઈ લેવા જેવું મળ્યું નહિ. એટલે, સહજાનંદજી એ ધાડપાડુઓને કહે: 'તમને ઝડતી લેતાં ને ચોરી કરતાં પણ ન જ આવડ્યું! જુઓ, લાલજીના

જોડામાં નાણું છે!' તેઓ એ નાણું લઈને ચાલતા થયા, તો આગળ કોઈ મળ્યું. તેને જોઈ સ્વામી કહેઃ 'લાલજી! આ પાણી રહ્યું છે, તે આને આપી દો. એટલે બસ.' પછી લાલજીને જ તરસ લાગી, એટલે ખારા રણમાં સ્વામીએ એને મીઠા પાણીનો વીરડો બતાવ્યો. જેમ તેમ કરીને તે બંને રણ ઓળંગીને એક ઝાડની છાયા તળે બેઠા. સ્વામીના પગ સૂઝી ગયા હતા અને લાલજી એમના પગમાંથી કાંટા કાઢવા મંડ્યા. ત્યાં, સ્વામીના ચરણમાં સોળે શુભ ચિહ્નો જોઈને તેમને સ્વામીજીની લોકોત્તરતા વિષે સમજ પડી.

હવે તેઓ આધોઈ ગામે આવ્યા. સહજાનંદજીને ભૂખ લાગી હતી, એટલે લાલજીને ખાવાનું લઈ આવવા કહ્યું. લાલજી કહેઃ 'મારી પાસે જે કાંઈ હતું તે તો તમે અપાવી દીધું છે. પેલા રૂપિયા હતા તે પણ તમે ખોવડાવ્યા છે. હવે હું ખાવાનું લાવું કેવી રીતે?' સ્વામી કહેઃ 'ગામમાંથી ભિક્ષા માગી લાવો.' 'એ તો કેમ થાય?' લાલજીએ કહ્યુંઃ 'આ ગામમાં મને ઘણા ઓળખે છે.' એટલે સ્વામીએ કહ્યુંઃ 'હું તમને એવા પલટી નાંખીશ કે ગામમાં તમને કોઈ ઓળખશે પણ નહિ!' અને, કહેતાંકને સ્વામીએ લાલજીની મૂછ બોડી નાંખી, શિખા ઉતારી નાંખી, માથું મૂંડી નાંખ્યું, એમને સાધુવેશ પહેરાવી દીધો અને એમનું નામ નિષ્કુળાનંદ રાખ્યું. હવે નિષ્કુળાનંદ ગામમાંથી ભિક્ષા માગી લાવ્યા અને બંનેએ ભોજન કર્યું. પછી સ્વામી સહજાનંદજી કહેઃ 'જુઓ, ગુરુ રામાનંદજીએ તમને કહ્યું જ હતું કે હું તને યોગ્ય વખતે સંસારમાંથી ખેંચી લઈશ. આ તે વચન પળ્યું.' નિષ્કુળાનંદે હવે સંસારમાંથી પગલાં પૂરી રીતે પાછાં ભર્યાં. સ્વામીને અનુસરવાને માટે આમ લાલજીએ પોતાની પત્નીને, બે બાળ-

કોને, માલમતાને અને ધીકતા ધંધાને ઓવારી નાંખ્યાં અને જે ચુમ્માળીશ વર્ષ તેમણે સ્વામીની અને સંપ્રદાયની સેવામાં ગાળ્યાં, તેમાં તેમણે ઊંચી પંક્તિના વીસ ઉપરાંત કાવ્યગ્રંથો લખ્યા. વળી, સુતાર તરીકે તેમને જે કુદરતી કલાશક્તિઓ વરી હતી, તે બધી તેમણે સત્સંગનાં મહાન મંદિરોને અને ભવનોને શણગારવામાં યોજી હતી. 'યમદંડ' નામનો તેમનો કાવ્યગ્રંથ સહજાનંદજીનું માનસ સમજવામાં ખૂબ ઉપયોગી થાય એવો છે. આ લાલજી સ્વામી સહજાનંદજી કરતાં પંદર વર્ષે મોટા હતા, અને શરૂઆતમાં એમને સહજાનંદજીના આચાર્યપદ વિષે પૂરી શ્રદ્ધા નહોતી. આવા માણસને જ્ઞાન અને વૈરાગ્યે 'ગળે ઝાલ્યો' અને સહજાનંદજી સિવાય બીજે ક્યાંય એનું ચિત્ત ચોંટ્યું નહિ.

એવો જ બીજો ચમત્કાર સ્વામી બ્રહ્માનન્દ સંબંધમાં બન્યો હતો. પૂર્વાશ્રમમાં તેમનું નામ લાડુ હતું, અને જાતે તે બારોટ હતા. પોતાની કવિત્વશક્તિને લીધે એ લાડુ ઘણાં રજવાડાંમાં માનપાન પામતા હતા. સહજાનન્દજી કરતાં એ દશ વર્ષે મોટા હતા, અને એમનાં દર્શન થતાં જ એમનું હૃદય નાચી ઊઠ્યું. એમણે ગાયુંઃ 'આજની ઘડી ધન્ય છે. મેં આજે સહજાનન્દને નીરખ્યા છે. કામ, ક્રોધ, લોભને વિશે હવે મને રસ પડી શકે એમ નથી. કારણ કે, માવજીની મૂર્તિ મારા હૃદયમાં ખડી છે. જીવની બુદ્ધિ એ વસ્તુને જાણી શકે નહિ. એ વસ્તુ તો સદ્ગુરુની દૃષ્ટિ જોતાં જડી છે. ગુરુગમથી જ્ઞાનની કૂંચી લાગતાં તાળાં ઊઘડી ગયાં છે. એ સહજાનન્દને નિહાળતાં મારી આંખડી ઠરી છે.' એ બ્રહ્માનન્દ ગુજરાતી પ્રજાને સુપરિચિત છે. 'શિર સાટે નટવરને વરિયે' એ ભક્તિની વીરતાથી ભરેલું ભજન અનેકે વાંચ્યું કે સાંભળ્યું હશે,

અને એ ભજને અનેકને 'હરિને સારું માથું ઘોળવા' પ્રેર્યો હશે. પણ બ્રહ્માનંદ ત્યાં ચેતવણી આપી છેઃ 'જોજો, હોડેહોડે યુદ્ધે નવ ચડિયે. અને ચડિયે તો કટકા થઈ પડિયે.' આમ, કટકા થઈ પડવાની પ્રતિજ્ઞાવાળો માણસ જ 'શિર કરમાં લઈને ચાલે છે, અને ત્યાં મરી મટે છે. ભગવાનની હાક વાગ્યા કરે છે, એથી હરેકે જોવાનું રહે છે કે તે પાછો તો નથી હઠતો? એ બ્રહ્માનન્દજી સહજાનન્દજીના 'સખા' થયા હતા.

હવે એવો જ એક ત્રીજો પ્રસંગ જોઇએ. મગ્નીરામ કરીને એક દક્ષિણ તરફનો બ્રાહ્મણ હતો. તે પરમેશ્વરની શોધમાં નીકળ્યો હતો, પણ જઈ પડ્યો હતો સિદ્ધિની ફાંસમાં એણે કાળિને ઉપાસી હતી, અને અનેક સાધુઓ એના શિષ્ય થઈ રહ્યા હતા. સાધુઓની આ પલટણ ગામડાંમાં જઈ ત્રાસ વર્તાવતી અને જેની તેની પાસે પૈસા પડાવતી. એ મગ્નીરામ કાઠિયાવાડમાં આવી ચડ્યો, અને દ્વારકાથી પાછા વળતાં માંગરોળમાં સહજાનન્દજીને જોવા આવ્યો. સ્વામીજી પાસે આવીને એણે નજરાણું માગ્યું, અને સ્વામીજીએ તે આપવા ના પાડી. આ ઉપરથી મગ્નીરામે એમને અનેક ધમકીઓ આપી અને કાળિનો શાપ ઊતરશે એવી ડરામણી બતાવી. પણ સ્વામી તો અચળ જ રહ્યા, અને મગ્નીરામ પાછો પોતાને ઉતારે ગયો. પણ બીજે દિવસે ચમત્કાર થયો. મગ્નીરામે સ્વામીજી પાસે આવીને સ્વામીજીનાં વાપરેલાં વાસણો ઊટકવા માંડ્યાં અને ચોક વાળવા માંડ્યો! દિવસ ચડ્યો, અને સ્વામીજીએ પોતાના હંમેશના નિયમ પ્રમાણે કથા શરૂ કરી. એટલે મગ્નીરામ સ્વામીજી પાસે જઈ તેમના ચરણમાં લોટી પડ્યો! સ્વામીજીએ એને કહ્યુંઃ 'ભાઈ! તું તો સાધુઓનો મુખી છે. તારા જેવાથી આ નવા સંપ્રદાયનો નમ્ર

સાધુ કેમ કરીને થવાશે?' મગ્નીરામે ઉત્તર આપ્યોઃ 'આપ કહેશો તે બધું જ કરીશ–ગમે તેમ કરીને આપ મને આપનો કરો.' એટલે સહજાનન્દજીએ આજ્ઞા આપીઃ 'તો તો આ જટા ઉતારી નાંખ, એટલે સાધુઓ ગર્વના એ ચિહ્નને પગતળે કરી ચાલે.' મગ્નીરામે એ પ્રમાણે કર્યું, અને એને અદ્વૈતાનન્દ નામ આપવામાં આવ્યું. એના કેટલાક શિષ્યો પણ સત્સંગના સાધુમંડળમાં આવ્યા.

ખરેખર! એ ધર્મકુંવર ઘનશ્યામજી અનેકના પ્રાણના આધાર થઈ રહ્યા હતા, અને અનેકાનેક એમના ઉપર તન, મન તથા ધન ઓવારી નાંખતા હતા. એમનાં પાંપણિયાં જોઇને અનેકો જોગીના ભેખ લેતા હતા.

૯

ત્યારે આવો અદ્દભુત ચમત્કાર ચાલી રહ્યો હતો. પુત્રો માતાને છોડી ચાલી નીકળતા હતા, પતિ પત્નીને મૂકી નીકળી પડતા હતા, અને પિતા બાળકોને રાખી ચાલવા માંડતા હતા. વળી, અનેક વેરાગીઓનાં માન મરડાતાં હતાં, અનેક સંપ્રદાયોને આઘાતો પડતા હતા, અને જાણે સહજાનન્દના ધર્મચક્રનું શાસન વર્તી રહ્યું હતું. તે વખતના બીજા વેરાગીઓ અને સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ વચ્ચે આસમાન–જમીનનો ફરક હતો. એ વેરાગીઓ સમાજના એક દૂઝતા ગૂમડા જેવા હતા. તેમનામાં જાતજાતના દુર્ગુણો અને વ્યસનો હતાં. તેઓ વહેમ ઉપર ચરી ખાતા, સ્ત્રીઓ રાખતા, ખાંડાં ખખડાવતા, અને રાજારજવાડાને ત્યાં વેચાતા. આ બાજુ, સહજાનન્દજીના સાધુઓ શીલમાં, શિસ્તમાં, વૈરાગ્યમાં અને ત્યાગમાં ઉત્તમ સાધનવાળા હતા. આવા નિર્મળ સાધુઓ અને

તેમના અવતારી આચાર્ય પેલા વેરાગીઓને મન તો પોતાના રોટલા ઝૂંટવી લેનારા લાગતા. આથી, એ વેરાગીઓ સત્સંગના સાધુઓને અનેક પ્રકારે ત્રાસ આપતા. તેઓ એ સાધુઓની હાંસી કરતા, તેમને લૂંટી લેતા અને સારી પેઠે માર મારતા. એટલેથી તેઓ ધરાતા નહોતા. તેઓ તેમની મૂર્તિઓ ભાંગી નાખતા, જનોઇ તોડી નાખતા, અને શિખાઓ ખેંચી કાઢતા. આથી, એ સાધુઓને ઉપવાસો કરવા પડતા.

એ વેરાગીઓ આ સાધુઓની ભિક્ષામાં મૂએલા ઉંદરડા નાખતા, ઝેર નાખતા, અને સ્વામીનારાયણનાં સદાવ્રતો લૂંટતા. એક મૂળજી લુહાણો નામનો સ્વામીનારાયણી ભક્ત વેરાગીઓને હાથે કપાઈ પણ મર્યો હતો. પણ આ સાધુઓ તો ક્ષમાપરાયણ હતા. આટઆટલી રિબામણી છતાં તેમની આંખના એક નાના સરખા ખૂણામાં પણ ક્રોધની રતાશ ચડતી નહોતી.

એકવાર સ્વામી બ્રહ્માનન્દજી કથાઉપદેશ આપવાને જતા હતા. તેમની સાથે બીજા સાધુઓ પણ હતા. રસ્તામાં પેલા વેરાગીઓનું ઝુંડ આવી પડ્યું, અને તે બ્રહ્માનંદને તથા બીજા સાધુઓને ઢોરની જેમ મારવા મંડી પડ્યું. એવામાં કોઇએક વેરાગીએ પોતાની તલવાર ભોંય ઉપર મૂકી. એટલે બ્રહ્માનન્દજી બોલ્યાઃ 'ભાઈ! તું તલવારને આમ રાખીશ મા. જો, આ સાધુઓમાંના કેટલાક ગરાસિયા છે. લોઢું જોઈને એ ચમકી ઊઠશે અને બદલો લેવા લલચાશે. આમ થશે તો મારનારનો મરો થશે અને સાધુનો નિયમ તૂટશે.'

બીજી એકવાર સ્વામી મુક્તાનંદ અને બ્રહ્માનન્દ ભેળા કોઇ ગામે જતા હતા. રસ્તામાં વેરાગી લોકોએ આવીને તેમને

બાંધી દીધા અને કોઈ એકાન્ત જગામાં પૂરી દીધા. પછી, એક વૈરાગી છરો ઘસવા લાગ્યો અને બડબડ કરી રહ્યોઃ 'હં, હવે તમારા નાકકાન કાપી નાખીશ.' આથી, બ્રહ્માનન્દજી જરા અકળાયા. પણ મુક્તાનન્દજી કહેઃ 'સ્વામી! ગભરાશો નહિ. પૂર્વજન્મમાં આપણે કોઈ બૂરાં કામને માટે નાકકાન ખોયાં હશે. પણ આ જનમમાં તો ભગવાનને માટે નાકકાન ખોવાનો અવસર આવ્યો છે.' અને પછી, બંને ભજનો ગાવા લાગ્યા. એક રાઘવજી જાટે એ સાંભળ્યાં, અને એણે બંને સ્વામીઓને છોડાવ્યા. એટલે મુક્તાનંદજીએ કહ્યું : 'જુઓ સ્વામી! ભગવાન વહારે ધાયા.' વળી, એકવાર મુક્તાનંદજીને કોઈએ ઝેરમાં ઘોળેલા ચંદનનું તિલક કર્યું હતું. એક બીજી વાર બ્રહ્માનંદજીને કોઈ વૈરાગીઓએ સખત માર્યા હતા, તે એટલે સુધી કે મારનારની લાકડી સુધ્ધાં ભાંગી ગઈ હતી. કોઈકે આવી સ્વામીને છોડાવ્યા અને થયેલી ઇજાની ભાળ કાઢવા માંડી. એટલે એ સ્વામી કહે : 'ભાઈ, મને વાગ્યું તેની તો ફિકર નથી, પણ આ મારા ગુરુભાઈની લાકડી ભાંગી ગઇ એ ખોટું થયું!'

અને વૈરાગીઓ એક સાધુઓને જ મારતા ને ત્રાસ આપતા હતા, એમ નહોતું. તેઓ તો સહજાનન્દજીને પણ ઝપાટામાં લેવાનો લાગ શોધ્યા કરતા હતા. મોટી મોટી ડાંગો ઠોકતા વૈરાગીઓનાં લશ્કરો સહજાનન્દજીની સભા ઉપર તૂટી પડતાં અને તેમના દેહને જોખમમાં મૂકતા. તે વખતે રાજનું અંધેર એવું હતું કે કોઇ કોઈની દાદ સાંભળે જ નહિ! રાજ્યના અધિકારીઓ તો 'ગાય ગાય લડે તેમાં વચમાં પડવાને' ના જ પાડતા! આથી, સહજાનન્દજીના અંગનું રક્ષણ કરવા માટે અનેક કાઠી ગરાસિયાઓ પોતાનાં ઘરબાર છોડીને

તેમની સાથે ને સાથે જ ફરતા રહ્યા. સહજાનન્દજી જરા પણ એકલા પડતા, એટલે એ પાર્ષદો ને અંગરક્ષકો એમને વીંટાઇ રહેતા.

આટલે સુધી વેરાગીઓએ ગુજારેલા અત્યાચારો આપણે જોયા. હવે એ જ સમયમાં કેટલાક શુષ્ક વેદાંતીઓ હતા તેઓ પણ રંજાડ કરવામાં પછાત પડ્યા નહોતા. આ એક પ્રસંગ જોઇએ. સ્વામી મુક્તાનન્દ અને દોઢસો સાધુઓ અમદાવાદમાં આવ્યા હતા. તેમનો મુકામ દરિયાખાનના ઘુમ્મટમાં હતો. તેઓ શહેરમાં ભિક્ષા માગવા જતા, તો કોઇક લોકો તેમની ભિક્ષામાં ધૂળકચરો નાખતા. સાધુઓ નદી ઉપર જઇ ભિક્ષાને શુદ્ધ કરતા, અને એમ દરેકને ભાગે નવટાંક ખાવાનું મળતું. તેઓ આ પ્રમાણે ભિક્ષા માગવા જતા હતા, તેવામાં તેમને એક વાર પગે ફોલ્લા થઈ આવ્યા. અહીં અમદાવાદમાં સાધુઓને ફોલ્લા થયા, ત્યારે ત્યાં ભુજમાં રહેલા સહજાનન્દજીને પણ એકાત્મભાવે કરીને ઝલેલા ઊઠી આવ્યા! હવે, સાધુઓ દોઢેક માસ અમદાવાદમાં રહ્યા, એ દરમ્યાન એમને શુદ્ધ ખાવાનું તો નહિ જેવું જ મળતું. આથી, તેમણે સહજાનન્દજીને લખ્યું: અમે અહીં હોઇએ, ત્યાં સુધી આપ અમને ઉપવાસ કરવાની રજા આપો.' એટલે સ્વામીજીએ ઉત્તર મોકલ્યો. 'પૂર્વજન્મમાં તમે આવી વસ્તુઓ અનેકવાર ખાધી હશે. જે ભગવાન તમારા પૂર્વજન્મનાં પાપોને માફ કરી શકે છે, તે શું આ જન્મનાં પાપોની ક્ષમા નહિ આપે? માટે, હે મહાત્માઓ! કોઇ પણ સંજોગમાં તમે ખાવાનું છોડી દેશો મા. અમારે તો તમારી મારફત ઘણાં મોટાં કામ કરાવવાં છે.' એ પત્ર વાંચીને સાધુઓએ ઉપવાસ કરવાનો વિચાર બંધ રાખ્યો.

હવે, આ પત્રને બીજે દિવસે, કોઈ ધનવાન માણસ ગુજરી ગયો. હજારો લોકો એનો અગ્નિસંસ્કાર કરવા આવ્યા હતા. તેઓ આ સાધુઓને સવાલો પૂછવા લાગ્યા અને કહેવા માંડ્યા: 'અમે બ્રહ્મસ્વરૂપ છીએ, તમે નથી.' મુક્તાનંદજીએ એ સર્વને ઉત્તરો આપ્યા. એટલામાં એક મોટો સાપ આંબલીના ઝાડ ઉપરથી પેલા માણસોના માથા ઉપર પડ્યો. એ જોઈને એ 'બ્રહ્મસ્વરૂપ' લોકો નાસી ગયા અને ગભરાટમાં એકબીજાને ધક્કા લગાડવા લાગ્યા. પછી સાપ સળવળવા લાગ્યો અને સાધુઓની જગાએ આવ્યો. સાધુઓ તો ત્યારે સાપ, વીંછી, કે વાઘની બીકથી પોતાની જગા છોડી શકે એમ નહોતા. એટલે તેઓ તો ત્યાં ને ત્યાં જ રહ્યા. હવે તે સરપ અદ્ભુતાનંદનાં જુદાંજુદાં અંગો ઉપર થઈ બીજા અનેકનાં શરીરો ઉપર પણ ગયો, અને છેવટે તે સ્વામી સચ્ચિદાનંદને ગળે વળગ્યો તથા ફેણ માંડીને રોકાઈ રહ્યો. ત્યારે સચ્ચિદાનંદ તો સ્વામીનારાયણનો જાપ જ કરી રહ્યા, અને બંશીના સૂર જેવા એ જાપથી પેલા સરપે ડોલ્યા કર્યું. આમ થોડી વાર સુધી બન્યું, અને પછી તે સાપ પાછો ઝાડમાં ભરાઈ ગયો. પેલા શુષ્ક વેદાંતીઓ આ દૃશ્ય જોઈને આશ્ચર્યચકિત થઈ ગયા. તેઓ મુક્તાનન્દજીને નમી પડ્યા. ત્યારથી ત્યાં સાધુઓને ભિક્ષાની કશી આપદા રહી નહિ.

એક વાર દોઢસો સાધુઓને જામનગર મોકલવામાં આવ્યા હતા. તેઓ શહેરની બહાર ઊતર્યા હતા, અને લોકોમાં ભિક્ષા માગતા હતા. આ ભિક્ષામાં તેમને જુવાર, બાજરી અને મકાઈ વગેરેની રસોઈ મળતી હતી. એ બધી રસોઈ તેઓ ભેગી કરી દેતા, અને તેના ગોળા વાળી ખાતા. આવું તેમનું

ખાવાનું માંડ નવટાંક જેટલું થતું. આથી, તેમણે સહજાનંદજીને પોતાની આપત્તિ કહેવડાવી. ત્યારે સ્વામીજીએ એમને ઉત્તર મોકલાવ્યો: 'કોઈ એક જગાએ એક સદ્ગુરુ આવી ચડ્યા હતા. એક માણસ તેમને રોજ એક શેર ચાવલ આપતો અને સદ્ગુરુ તેના ઉપર રહેતા. એવામાં એક માણસ શિષ્ય થવાને આવ્યો, અને સદ્ગુરુની સાથે રહેવાની તેણે પોતાની ઇચ્છા બતાવી. ત્યારે સદ્ગુરુએ કહ્યું: ભાઈ, અહીં તો ભિક્ષાની હાડમારી છે. એટલે પેલો કહે: કંઈ નહિ, મહારાજ! ચોખા રાંધેલા વાસણને ધોઈ પીશ. પણ આપના ચરણ નહિ જ છોડું. એ જ પ્રમાણે બીજા બે શિષ્યો પણ આવા ધો ઉપર રહીને સદ્ગુરુને ચરણે રહ્યા. તો, આની આગળ તમારી મુશ્કેલીઓ શી વિસાતમાં છે?' એ પત્ર વાંચીને સર્વ સાધુઓ પ્રસન્ન થયા. આ પછી તેલંગ દેશથી આવેલા એક સાધુ તળાવ ઉપર કાછિયાઓ મૂકી જાય તેવાં મૂળાનાં પાન ખાઇને રહેતા. તો કેટલાક સાધુઓ લીલી શેવાળ ખાતા. આમ ચાર દિવસ થઇ ગયા, અને પાંચમે દિવસે નગરનો રાજા અચાનક ત્યાંથી નીકળ્યો. સ્વામીનારાયણના આ સાધુઓને જાણ્યા પછી તેણે તેમને પોતાને મહેલે ભિક્ષા લેવા વિનંતિ કરી. પણ સાધુઓના મુખીએ કહ્યું: 'અમે આવું આમંત્રણ સ્વીકારી શકીએ નહિ.' ત્યારે રાજાના નોકરે સાધુશ્રેષ્ઠને જણાવ્યું: 'જુઓ, આમ રાજના ધણીનું અપમાન કરવું જોઇએ નહિ.' એટલે તે વડા સાધુ બોલ્યા: જો આટલા જ ખાતર અમારે આ જગા છોડવી પડે, તો અમે તેમ કરશું. પણ અમારાથી રાજાને મહેલે ન જ જવાય.' આ પછી રાજાએ એ સાધુઓ માટે જુદી જુદી દુકાનોમાં સીધું રખાવ્યું અને લોકો મારફત એમને ભિક્ષા અપાવી છઠ્ઠે દિવસે સાધુશ્રેષ્ઠે એકદમ મુકામ ઉઠાવવાનો નિશ્ચય

કર્યો: 'ચાલો, આપણાથી હવે અહીં વધુ ન રહેવાય. લોકો આપણને જાણી ગયા છે.'

આવા ત્યાગી, તપસ્વી અને વૈરાગ્યથી ભરેલા સાધુઓ સંસારમાં સ્વર્ગનું વાતાવરણ સરજી શકે છે, એમાં શંકા નથી. ઇર્ષ્યાળુઓને અને સ્વાર્થઘેલાઓને આવાઓની અદેખાઈ આવે, એ પણ સમજી શકાય એમ છે. પણ, આવી રંજાડમાંથી કંઇક તો ઉકેલ કાઢવો જોઇએ અને સ્વામી સહજાનન્દજીની વ્યવહારદક્ષતા એમની પરમ સાધુપરાયણતાથી જરાય ઓછી ઊતરે એવી નહોતી. સદાવ્રતો લૂંટાતાં હતાં, એટલે એમણે સદાવ્રતો બંધ કરી દીધાં અને એમ સાધુવૈરાગીઓને અઠંગ ને અલમસ્ત પાશવી થઇ જવાનો અવકાશ રહેવા દીધો નહિ. બીજી બાજુ, સ્વામીનારાયણના સાધુઓ વૈષ્ણવદીક્ષાવાળા એટલે તેમને ખાવાપીવામાં અનેક વિધિનિષેધો રહ્યા. પેલા વૈરાગીઓ અને બીજા માણસો એ સાધુઓની પૂજાસામગ્રી લઇ લે, ભિક્ષામાં અપવિત્ર વસ્તુઓ નાંખે અને એમ એમના નિયમોમાં અટકાયત કરે, એટલે એ સાધુઓને ઉપવાસ ને પ્રાયશ્ચિત્ત કરવાં પડે. સહજાનન્દજીએ આનો પણ સુંદર ને આશ્ચર્યકારી ઉપાય યોજી કાઢ્યો. રામાનન્દજીએ ભવિષ્ય ભાખ્યું હતું: 'આ હું જેમના આવવાની ડુગડુગી વગાડી રહ્યો છું, તે જ્યારે આવશે ત્યારે તેના ઘોડાના દાબલાના પડઘા માત્રથી અનેક સંપ્રદાયો અને મતમતાંતરો ચુરાઇ જશે.' અને, સહજાનન્દજીએ લીધેલા આ પગલામાં આપણે એ મહાન ખેલાડીની કુશળતા ને દીર્ઘદૃષ્ટિ જોઇએ છીએ. એક દિવસ તેમણે તમામ સાધુઓને કલવાણી મુકામે બોલાવ્યા અને એક રાતમાં એ પાંચશે સાધુઓને પરમ-હંસ કરી દીધા. આ પરમહંસની દીક્ષા મળતાં, એ સાધુઓને ખાવાપીવાની કડકાઈ ઓછી થઈ ગઈ, વિધિનિષેધોને અંગે

ઉપવાસો કરવાના રહ્યા નહિ, અને સર્વ બાહ્યચિહ્નો નીકળી જવાથી તેમને બહારના આક્રમણનો ભય પણ ઓછો થયો. આમ, પરમહંસની દીક્ષા મળી, એટલે તેમની કંઠી, જનોઈ અને શિખાનો ત્યાગ થયો, મૂર્તિની પ્રત્યક્ષ પૂજાને બદલે તેમને માનસી પૂજાનો વિધિ મળ્યો. હવે તેમણે આત્મરૂપે વિચરવાનું આવ્યું, અને આત્મભાવે જ સઘળી ઉપાસના કરવાની રહી. લોકો એ પરમહંસને 'સ્વામીનારાયણના મૂંડિયા' તરીકે ઓળખવા લાગ્યા. એક બાજુ સાધુઓ વિધિનિષેધોમાંથી ઘણા મોકળા થયા, તો બીજી બાજુ એમને ત્યાગ, વૈરાગ્ય અને જ્ઞાનની જવાબદારીઓ પણ વધી હતી. એક જ રાતમાં આવો ચમત્કારભર્યો ફેરફાર કરી નાખવો, અને સાધુઓને નવી દીક્ષાની જવાબદારીમાં મૂકવા એ સહજાનંદજીના કાર્યક્રમનું એક ઉદ્દામ દૃષ્ટાંત છે. પણ સાધુઓ, એક પણ શબ્દ સામે કહ્યા વિના, ભક્તિપૂર્વક સદ્ગુરુની આજ્ઞાને માથે ઉઠાવે અને તે પ્રમાણે વર્તન રાખે, એ જેમ સાધુઓની ભક્તિવીરતાનું સૂચક છે, તેમ સહજાનન્દજીએ એમનાં હૃદયને કેટલાં વશ કર્યાં હતાં તેનું પણ સૂચન આપે છે. આ પરમહંસોને ઉદ્દેશીને સ્વામી સહજાનન્દજીએ જે પરિપત્ર સંવત ૧૮૬૬ ના ભાદરવા માસની વદ અગિયારસે લખ્યો હતો, તેનો નીચેનો સાર એ પરમહંસોને કેવું તપોમય જીવન ગાળવાનું હતું, તેનો ખ્યાલ આપશે.

સ્વામીજીએ એ પરિપત્રમાં ફરમાવ્યું હતું: 'કોઈએ રાતે છાપરાવાળા ઘરમાં વાસો કરવો નહિ. તેણે ગામ બહાર કોઈ દેવાલયમાં રહેવું, અથવા કોઈ વનવાડીમાં રહેવું, અને તે પણ એક રાત જ રહેવું. આમાં ખાસ ધ્યાન રાખવું કે તે તે જગાએ કોઈ પણ સ્ત્રીજન ન હોય અને ત્યાં ક્યાંયે સંસાર-

વ્યવહારની વાતો થતી ન હોય. પરમહંસોને ગામમાં જવાનું થાય. ત્યારે તેમણે લોકો સાથે વાત માત્ર કરવાની તે ભગવાન-ની. લોકોને ધર્મબોધ આપો, તેનો કશોય બદલો ઇચ્છવો નહિ. જે ભિક્ષા વણમાગી મળે છે, તે અમૃતતુલ્ય છે. તેમણે એક જ વાર ભિક્ષા માગવી, અને બધું પાણીમાં બોળી પલાળી ગોળો કરીને ખાવું. કોઇએ પણ જોડા પહેરવા નહિ, ઘોડે બેસવું નહિ, અને ગાડીગાલ્લાં હાંકવાં નહિ. સૌ કોઇએ પાણી ગાળીને પીવું, અને ગળણું ન હોય તો પાણીમાં જીવજંતુ નથી તેની ખાતરી કર્યા પછી જ તે પીવું. કોઇએ જીવતા ઝાડની કે છોડની પાંખડી સરખી પણ તોડવી નહિ. રસ્તે ચાલતાં જીવજંતુ કચરાય નહિ એની સદા સંભાળ રાખવી. સૌએ જમીન ઉપર સૂવું અને બિસ્તર બિછાવવાં નહિ. દુનિયાદારીની વાત જરાય સાંભળવી નહિ કે કરવી નહિ. સૌએ પોતાની વૃત્તિને અંતર્મુખ રાખવી, અને આત્માને જ સંભારવો, એ સિવાયની બીજી વાતોને સૌએ સર્વશઃ ત્યજી દેવી. સ્ત્રીનું દર્શન સુદ્ધાં ન થાય, તો સારું. પણ દર્શન થઈ જ જાય અને કોઈ ભૂંડો વિચાર ઝબકી આવે, તો તે દિવસે ઉપવાસ કરવો. વળી, કોઈથી અજાણતાં સ્ત્રીને અડી જવાયે, તો તેણે ઉપવાસ કરી પ્રાયશ્ચિત્ત કરવું. સ્ત્રી સાથે બોલવું નહિ, અજાણમાંયે હસવું નહિ, સ્ત્રીઓ ભેળી થઈ હોય ત્યાં ઊભા રહેવું નહિ કે તેમની વાતચીત સાંભળવી નહિ. પશુપંખીને ઉન્મત્ત દશામાં જોવાં નહિ, કામને જીતવા માટે સિદ્ધાસન કરવું અને અપાનવાયુને વશ કરવો. કોઈથી કોઈ સ્ત્રી સંબંધમાં કોઈ શારીરિક પાપ થઈ જાય, તો તેણે એક વર્ષ સુધી માત્ર લંગોટીભેર જ રહેવું, છાયાછાપરાનો આશરો લેવો નહિ અને ઉનાળાનો તાપ, શિયાળાની ઠંડી

તથા ચોમાસાનો વરસાદ સહન કરવા. આ રીતે તેણે સત્સંગમાં ફરવું અને સ્વામીનારાયણનો જાપ જપવો—સૌ પરમહંસોએ ચારે વર્ણની ભિક્ષા લેવી, પણ માંસમચ્છીનો સદૈવ ત્યાગ રાખવો. કોઈએ દારુ, અફીણ કે તમાકુ વગેરે ચીજો લેવી નહિ. જે કાંઈ ભિક્ષામાં મળ્યું હોય, તે બધું ભેગું કરી દેવું અને ગોળા વાળીને ખાવું. ખાવામાં જીભના સ્વાદને બિલકુલ વશ થવું નહિ, માત્ર શરીરયાત્રા નિભાવવાની દૃષ્ટિએ જ ખાવું, કોઈએ કશી ધાતુને અડવું નહિ, અંચળ સીવવાને સોય રાખવી. પુસ્તક રાખી શકાય. પણ તે સાદ્યંત સમજાયું હોવું જોઈએ. ઈશ્વરાવતારનું ધ્યાન ધરવું. ઋષભદેવ, જડભરત, સુખદેવ, વગેરેએ શ્રીમદ્ભાગવતમાં નિર્લોભતા વિશે અને બીજા વિષય ઉપર જે કહ્યું છે તે ઉતારી લેવું.

પણ, સહજાનન્દજી એક માત્ર સાધુઓને જ આવી તાવણીમાં નાખતા હતા એમ નહોતું. તે તો પોતાના બીજા ગૃહસ્થી શિષ્યોને પણ આગની ભઠ્ઠીમાં નાખી કાંચનવર્ણા કરતા હતા. અને, જેમ સાધુઓએ સર્વસમર્પણ કરી ધર્મશિખાને ઉજ્જ્વલતમ પ્રકટાવી, તેમ ગૃહસ્થી શિષ્યોએ પણ પોતાના પ્રકાશિત જીવનદીપથી સંસારમાં અજવાળું કરી દીધું. 'આ અગ્નિપરીક્ષા દરમ્યાન કડક નિયમો ચાલતા હતા, અને એને પ્રકરણ કહેવામાં આવતા હતા. આવા સેંકડો પ્રકરણો સહજાનન્દજીએ કાઢ્યા હતા. પણ સહજાનન્દજી જાગ્રત પુરુષ હતા. આ આકરી પરીક્ષા પૂરી થવાનો પણ જાણે સમય આવ્યો, અને સહજાનન્દજી બધાને કહેઃ 'મેં તમને ખૂબ કષ્ટ આપ્યું છે.' પછી મુક્તાનન્દજીને કહેઃ 'હવે આ સખ્તાઈઓ ઓછી કરીએ તો!' આ હળવું થતાં ય ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં હતાં.

## ૧૧

આ કડક શિસ્તને વિશે સહજાનન્દજીનો હેતુ તો પોતાનાં માણસોને જીવનની ઉત્તમ કોટિએ ચડાવવાનો હતો. પોતાનાં માણસમાં કંઈયે કસર રહેવી જોઈએ નહિ, એવી ઈચ્છા સહજાનન્દજીના સ્વભાવમાં જ રહી હતી. એથી, શિષ્યોને કષ્ટ પડતાં, તેથી કાંઈ પોતાને ઓછું કષ્ટ પડતું એમ પણ નહોતું. પણ, એમણે જોયું કે આવું કડક નિયમન અંતરના આત્માની ઉન્નતિ માટે જબરદસ્ત વ્યાકુળતા હોય તો જ પ્રસન્નતાપૂર્વક જિરવાય, અને તો જ આભને ય ઉતરવા જેટલો પુરુષાર્થ પ્રકટાવવાની પ્રેરણા ઝળકે. એવી વ્યાકુળતા કાંઈ સર્વ કોઈમાં હોય નહિ, એટલે સહજાનન્દજીએ અનેકોનો સમાસ કરવા સારુ તપ અને વૈરાગ્યનો પક્ષ મોળો કર્યો અને ભક્તિની મુખ્યતા દર્શાવી. આમ છતાં, એમને અત્યંત આનંદ તો અત્યંત 'ખપવાળા' મુમુક્ષુને જોઈને થતો. આમાં સહજાનન્દજીની અનુભવ દૃષ્ટિ અને યોજકશક્તિ બંને જોવા મળે છે.

ભગવાન ભક્તાધીન છે, અને સહજાનન્દજી એવા કેટલાય ભક્તોને અધીન રહેતા હતા. એ બધા સહજાનન્દજીને રામ અને કૃષ્ણ જેવા અવતારી પ્રભુ માનતા એટલું જ નહિ તેમનાથી ય ચડિયાતા એમને ગણતા. અને, તેઓ પોતાના ભગવાન —સ્વામીનારાયણ—ના બોલવા ઉપર, ચાલવા ઉપર, અરે! એમની એકેએક પ્રવૃત્તિ ઉપર પોતાનું સઘળું ઓવારી નાંખવા તત્પર રહેતા હતા. તેઓ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક માનતા હતા કે મહારાજની પાવડીએ સાતે સ્વર્ગની રજ રહી છે.

સાધુઓને પરમહંસની દીક્ષા આપી, એ પછી એકાદ બે વરસે સહજાનન્દજી કચ્છમાં ગયા હતા. ત્યાં એક શ્રીમંત

શિષ્ય સાથે વાત ચાલી. પેલા શ્રીમંતને પોતાના સામાજિક દરજ્જાનું અભિમાન હતું. તે બોલ્યોઃ 'આ બધા સાધુઓ થાય છે, તે તો ખાવાના સાંસા પડતા હશે અને બીજે કશોય ધડો થતો નહિ હોય, તેથી જ છે.' સહજાનન્દજીએ એને તે જ ઘડીએ પાઠ આપવાનો નિશ્ચય કરી નાંખ્યો. તેમણે અઢાર કાઠી ગરાસિયાઓને કાગળ લખ્યોઃ 'આ કાગળ વાંચતાં જ જેતલપુર જઈ, ત્યાંના સાધુ પાસે ભગવાં ધારણ કરી કાશીએ ભણવા જજો.' એ કાગળ પહોંચ્યો, ત્યારે કેટલાક તો ખેતરમાં હતા, પણ પાણી પીવાનીય રાહ જોયા વિના તેઓ નીકળી પડ્યા. આમાં એક તો શ્રીમંત નવજુવાન હતો. આમ તો કાગળમાં એનું નામ પણ નહોતું. છતાં, તેમાં 'વગેરે' શબ્દ લખ્યો હતો, એટલે તે પણ પોતાને આદેશ મળ્યો છે, એમ માની નીકળી પડ્યો. તે વખતે એ તો પરણવા નીકળ્યો હતો. એને મીંઢળ બાંધ્યાં હતાં. અને, એ મીંઢળ સાથે જ એણે જેતલપુરનો રસ્તો લીધો.

પણ, સહજાનન્દજી કંઈ આ લોકોને ભગવાં આપવા ઇચ્છતા નથી. જેતલપુરથી કચ્છમાં બોલાવી, એમણે વીર ભક્તોને પોતાને ગામ પાછા ચાલ્યા જવા કહ્યું. બીજા તો ગયા, પણ પેલો મીંઢળબંધો જવાન તો પાછો ઘેર ગયો જ નહિ. અને અદ્‌ભુતાનન્દ નામ ધારણ કરી પરમહંસ મંડળમાં રહ્યો.

દાદા ખાચરની ભક્તિમાં વીરતા, શ્રદ્ધા અને સમર્પણની અલૌકિક ત્રિવેણી વહેતી હતી. એ ગઢડામાં અર્ધા હિસ્સાના ભાગદાર હતા. બાકીનો અર્ધો ભાગ એમના એક પિતરાઇ જીવા ખાચરનો હતો. એ જીવો ખાચર પણ સહજાનન્દજીનો શિષ્ય હતો. પણ સહજાનન્દ સ્વામી દાદા ખાચર ઉપર વિશેષ પ્રેમ રાખે છે. એ જોઈને અને કંઈક રાજખટપટને લીધે તેણે

સ્વામીનારાયણનું 'કાટલું' કઢાવી નાંખવાનો ય એક વખત વિચાર કર્યો હતો. એ ઘણી વાર સ્વામીનારાયણને કહેતો: 'તમે દાદા ઉપર પક્ષપાત રાખો છો.' સહજાનન્દજીએ આનો ભેદ ઉકેલી બતાવ્યો. ચોમાસાનો દિવસ હતો. સ્વામી સહજાનન્દજી નદીએ નાહવા જતા હતા. જીવો ખાચર સાથે જ હતો. નદી ઉપર કોઈ વેરાગી ચૂલો ચેતાવીને રસોઇ કરતો હતો. પણ વરસાદના ફોરાં પડતાં હતાં, અને ચૂલો બુઝાઈ જતો હતો, એટલે ફૂંકી ફૂંકીને તેની આંખ લાલ થઇ ગઇ હતી. આ જોઈ સહજાનન્દ-જીએ જીવા ખાચરને કહ્યું: 'સાધુઓને ખૂબ ત્રાસ થાય છે. તો ગામમાં સાધુઓ માટે એક ધર્મશાળા બંધાવી હોય તો સારું.' જીવો ખાચર કહે: 'એવા તો કંઇ વેરાગીઓ ભટકે છે.' હવે, સહજાનન્દજી નાહી કરીને દાદા ખાચરને દરબારે આવ્યા. ત્યાં દાદા ખાચરને પણ એમણે પેલી ધર્મશાળાની વાત કરી. એટલે દાદા ખાચર કહે: 'ભલે મહારાજ! આજથી મારું ઘર વેરાગીઓને ઊતરવા માટે આપી દો.' પણ સહજાનન્દજી બોલ્યા: 'ત્યારે તમે ક્યાં રહેશો, ખાચર?' 'તો, તો હે ભગવાન!' ખાચરે કહ્યું: 'હું સાધુઓ ભેળો રહીશ, અને સ્ત્રીઓ ત્યાગી બાઇઓ ભેગી રહેશે.' એટલે જીવા ખાચર તરફ જોઇ સહજાનન્દજી બોલ્યા: 'જોયું, તમે કયો ઉત્તર આપ્યો અને દાદા ખાચરે કેવો આપ્યો તે? આ હેતને લીધે જ અમે એમને ત્યાં ટકયા છીએ.'

સહજાનન્દજી આ દાદા ખાચરને ત્યાં વરસના ચાર માસ રહેતા. એમને ખાચરને પુષ્કળ ઘસારો વેઠવો પડતો. વળી, રાજખટપટો પણ એ કારણે ઊભી થતી. સ્વામી નારાયણ એમને ત્યાં છેક પોતાના અંતકાળ સુધી એટલે લગભગ અઠ્ઠાવીશ વર્ષ રહ્યા હતા. એમનું ઘર એમનું પોતાનું રહ્યું જ

નહોતું, સહજાનન્દજીનું થઇ ગયું હતું–એવો એ આખા કુટુંબનો ત્યાગ અને પ્રેમ હતો. એવા ભક્તને ભગવાન અધીન જ રહે છે, અને શ્યામસુંદર સહજાનંદજી સદા ભક્તાધીન હતા.

એક વાર દાદા ખાચર હજામત કરાવતા હતા. અરધી હજામત હજી થઇ હતી, ત્યાં કોઈકે આવીને કહ્યું: 'તમને મહારાજ બોલાવે છે.' બસ, એ અરધી હજામતે ત્યાંથી ઊઠ્યા–માથે એક કટકો લપેટી મૂક્યો હતો. આવો વિચિત્ર ઢંગ જોઇને મહારાજે પૂછ્યું: 'તમે ક્યાંથી આવો છો?' એટલે ખાચર કહે: 'મહારાજ! હજામત કરાવવા બેઠો હતો, અને ત્યાં આપની આજ્ઞા આવી એટલે આમ કર્યું છે.' ત્યારે સ્વામી નારાયણ કહે: 'અરે! ભાઈ! હજામત તો પૂરી કરાવી લેવી હતી!' 'ના,' દાદાએ તુરત જ કહ્યું: 'એ તો પછી પણ થાય. આપનો પડ્યો બોલ ઝીલી લેવો એ જ મહત્ત્વનું કામ છે. બીજાં કામ તો પછી થઈ શકે.'

એક પ્રસંગે સહજાનન્દજીએ દાદા ખાચરને કહ્યું: 'આ તમારો ગરાસ છે, તે તમે તમારી બહેનોને આપી દો.' 'ભલે ભગવાન,' ખાચરે કહ્યું. પછી, સ્વામીજી કહે: 'હવે તમે શું કરશો?' ત્યારે ખાચરે ઉત્તર આપ્યો: 'મહારાજ! હું હવે ભાવનગરમાં નોકરીએ જઇશ.' એટલે સહજાનન્દજી કહે: 'એમ નોકરી કરવા જાઓ છો, તો આ બહેનોની વતી તમે એમનો આ ગરાસ સંભાળોને! તમને વરસના સો રૂપિયા એ આપશે.' ત્યારે ખાચરે કહ્યું: 'ભલે ભગવાન.' અને, એમ ખાચરે એક વર્ષ સુધી બહેનોનો ગરાસ સાચવ્યો. પછી, સહજાનન્દજીએ એ બહેનોને કહ્યું: 'તમે તો ત્યાગી છો. તમારે વળી આ ગરાસનું કામ શું? તમે એ તમારા ભાઈને પાછો આપી દો.'

એટલે બહેનો કહેઃ 'ભલે ભગવાન.' આમ, દાદા ખાચર પાછા દરબાર થયા.

ત્યારે, દાદા ખાચરની બન્ને બહેનો પણ કેવી ત્યાગી ને ભક્ત હતી! મોટીનું નામ જીવુબાઈ હતું અને નાનીનું નામ લાડુબાઈ હતું. એ બન્ને પરણેલી હતી, પણ પરિણીત જીવન ગાળવાની એમની જરાય વૃત્તિ નહોતી. એટલે બ્રહ્મચારિણી રહી તેઓ પોતાને પિયર આવી હતી. પાછળથી એ બાઈઓનાં સાસુસસરા પણ સત્સંગમાં જોડાયાં હતાં. આ બન્ને બહેનોએ સત્સંગના વિકાસમાં ખૂબ મહત્ત્વનો ફાળો આપ્યો છે. એમના સંબંધમાં આ એક પ્રસંગ જોઇએ.

બ્રહ્માનંદજીનું પૂર્વાશ્રમનું નામ લાડુ બારોટ હતું. એ લાડુ બારોટને રાજારજવાડાઓ પાસેથી ખૂબ માનપાન અને ભેટ સોગાદો મળતાં હતાં આથી એમને ઘરેણાંનો ઠઠારો ખૂબ ગમતો હતો. આવા જ ઠઠારા સાથે તે સહજાનન્દજીનાં દર્શને આવ્યા હતા. એક દિવસ મહારાજે એમને કહ્યું : 'લાડુ બારોટ! દાદા ખાચરને બે બહેનો છે. ગરાસિયણ હોવા છતાં તે તેમને સાસરે જતી નથી, મુલાયમ કપડાં પહેરતી નથી, અને ઘરેણાં ઘાલતી નથી, સારું સારું જમતી નથી. આથી લોકો અમારી ભૂંડી વાતો કરે છે. તો, તમે એમને સમજાવોને કે તેઓ આ બધું છોડી દે અને સાસરે જાય.' લાડુ બારોટ તો પોતાની બારોટ વિદ્યા ઉપર વિશ્વાસ રાખીને હરખભેર એ બહેનો પાસે ગયા, ખૂબ છટાદાર વાણીમાં એમણે એ બહેનોને સમજાવવા માંડ્યું. એટલે લાડુબાઈ કહે : 'જુઓ બારોટજી! આટલે સુધી અમે તમારું સાંભળ્યું. તો હવે અમે કહીએ તે પણ તમે સાંભળો અમે ગરાસિયણ છીએ અને ભગવાને અમને રૂપ પણ આપ્યું છે. અમે ઝીણાં મુલાયમ કપડાં પહેરીને કે ઘરેણાં

ગાંઠાં ઘાલીને ફરીએ, તો પુરુષોની આંખ ખેંચાય. એમાં કોઇ પુરુષ કામી દૃષ્ટિએ અમને જુએ, તો એ પાપની જવાબદારી કોને માથે આવે? કાં તો કામી દૃષ્ટિએ જોનારા પુરુષો પાપી હોય અથવા અમે પાપી હોઇએ. એટલો જ એનો અર્થ થાય ને? હવે, તમે જો એ પાપ માથે લઈ લેતા હો, તો અમે તમે કહો છો તેમ કરીએ. બાકી, આ શરીરમાં બળ્યું છે શું? એ તો ગંદકીનો ઘાડવો છે.' આટલું કહ્યા પછી એ બાઇએ કહ્યું: 'લાડુ બારોટ! તમે સુંદર છો, અને વળી ઘરેણાંનો ઠાઠ રાખો છો. હવે કોઈ સ્ત્રી તમારા તરફ ખેંચાય તો કાં તમે અથવા તે સ્ત્રી પાપ કરી બેસે. પણ તમે આવો ઠઠારો જ ન રાખો, તો કોઇ પાપનો સંભવ જ ન રહેને?' ત્યારે લાડુ બારોટને થયું: 'આ તો મહારાજે મને ઉપદેશ લેવા મોકલ્યો હતો, ઉપદેશ આપવા નહિ! તે સીધા જ મહારાજ પાસે ગયા, તમામ ઘરેણાં ઉતારી નાંખીને સહજાનન્દજીને ચરણે પડ્યા અને લાડુ બારોટ મટી બ્રહ્માનંદ થયા.

આ સ્થળે સામન્ત પટેલની વાત નોંધશું. સહજાનંદજીના તે અત્યંત શ્રદ્ધાળુ ભક્ત હતા. એક દિવસ મહારાજે એમને કહ્યું: મારે થોડા રૂપિયા જોઇએ છે. તમે આપી શકશો?' એટલે સામન્ત પટેલ ઘેર ગયા. પોતાની સઘળી માલમત્તા વેચી નાંખીને એમણે ચાર હજાર રૂપિયા ઊભા કર્યા, અને તે આખી રકમ મહારાજને ચરણે ધરી દીધી. મહારાજે પૂછ્યું: 'આ બધા લાવ્યા ક્યાંથી?' સામન્ત પટેલે ઘણી આનાકાની સાથે આખી વાત કહી દીધી. મહારાજે એ રકમમાંથી માત્ર હજાર જ રાખ્યા અને બાકીના પટેલને પાછા સોંપી દીધા.

આજ્ઞાપાલનની ઉત્કટતાનો એક બીજો દાખલો જોઇએ. વડોદરામાં નાથા ભક્ત કરીને એક પાટીદાર હતા. એમની

સ્થિતિ સાધારણ હતી. એકવાર તે સહજાનન્દજીનાં દર્શન માટે ગઢડા આવ્યા અને પાંચ દિવસ રહી પાછા ઘેર જવા નીકળ્યા તે ગઢડા છોડી ગયા, એ પછી મહારાજે કોઇકને તેમને પાછા બોલાવવા મોકલ્યો. ભક્ત ઉતાવળે ચાલતા હતા, અને વડોદરાની નજીકમાં આવી રહ્યા હતા, ત્યાં પેલો કાસદ એમને મળ્યો. તેણે મહારાજની આજ્ઞા સંભળાવી, એટલે ભક્તે ઘેર કશીય કહેણ કહાવ્યા વિના પાછો ગઢડાનો માર્ગ લીધો આ ગાળામાં મહારાજ તો ભૂલી ગયા કે પોતે શા કામે ભગતને પાછા બોલાવ્યા હતા. ભગતને જોઇને મહારાજે કહ્યું: 'ભાઈ! ઘેર કહેણ કેફિયત તો મોકલવી હતી? એમ ને એમ શીદને પાછા આવ્યા?' ભગત કહે: 'મારે મન તો આપની આજ્ઞા જ મોટી વાત છે.'

કૃષ્ણાજી અને મૂળજી એ બે મિત્રો હતા. તેઓ જાતે કણબી હતા અને કચ્છમાં રહેતા હતા. સહજાનન્દજી ભગવાન છે, એવી તેમની શ્રદ્ધા બંધાઈ હતી. તેઓ સહજાનન્દજીનાં દર્શન માટે ગઢડા આવ્યા હતા. ત્યાં પાછા ઘેર ન ફરવાનો તેમણે નિશ્ચય કરી લીધો. એટલે તેમનાં સગાંવહાલાંએ મહારાજને વિનંતિઓ કરી કે એ બંને પાછાં ઘેર આવે તેમ કરો મહારાજની આજ્ઞાથી તેમણે ગઢડા તો છોડયું, પણ ઘેર ન જતાં તેઓ એક સત્સંગીના ઘરની સેવામાં રહ્યા. આમાં તેમને જે કાંઈ મળ્યું, તે લઇને તેઓ ફરી મહારાજને દર્શને આવ્યા. અને એ બધી કમાણી તેમણે સદ્ગુરુને સમર્પી દીધી. આ દરમ્યાન પેલાં સગાં સંબંધીઓના કાગળો આવ્યા જ કરતા હતા, એટલે મહારાજના પૂછવાથી તેમણે બધી વાત કહી દીધી. હવે, તેમણે સાધુ થવાની ઇચ્છા બતાવી એટલે મહારાજે તેમને કહ્યું: 'ઘરનાં માણુસોની રજા લઇ

આવો.' આવી રજા તેમને સહેજે મળી નહિ. તેમણે પોતાની જાતને પુરુષત્વહીન કરી નાંખી, અને મા-બાપે તેમને રજા આપી. તેઓ ફરી મહારાજ પાસે આવ્યા. મહારાજે તેમને સાધુ કરવાની ના પાડી, એટલું જ નહિ પણ તેમને સત્સંગ બહાર કાઢી મૂક્યા. આમ છતાં, એ બંનેએ સાધુનો વેશ લઈ લીધો અને સાધુની જેમ જીવન જીવવા માંડ્યું. ક્યારેક તેમને દૂરથી મહારાજનાં દર્શન થતાં. તેઓ આ પ્રમાણે એક વરસ સુધી રહ્યા, અને પછી મહારાજને દર્શને આવ્યા. સ્વામીજીએ તે વખતે પણ તેમને કાઢી મૂક્યા. આથી, તેઓ ગઢડાની પાસે આવેલી નદીને કાંઠે મુકામ કરીને રહ્યા; અને ત્યાં મોટેથી ભજનો ગાવા લાગ્યા. મહારાજે એ ભજનો સાંભળ્યાં, અને પોતાના કોઇ પાર્ષદ સાથે તેમને કહેવડાવ્યું કે તમારા ભજનથી મારો ખાટલો ખેંચાય છે. પણ તેમણે તો જરા દૂર જઇને પણ એ જ કાર્યક્રમ ચાલુ રાખ્યો. મહારાજે ફરી સેવકોને કહ્યું કે એ લોકોને અહીંથી દૂર કાઢો, પણ તે બંનેએ સેવકોને કહ્યું. 'જુઓ, તમારા જેવા સેંકડો આવે, તો પણ અમે આ જગાએથી ખસવાના નથી. અમે તો મહારાજ અમારા ઉપર કૃપા કરે એટલુંજ માગીએ છીએ.' એ પછી મહારાજે કેટલાક સાધુઓ સાથે મંત્રણા કરી, અને કહ્યું: 'આ બંનેને મેં કૂતરાને હાલે હડે હડે કર્યા છે, તોપણ એમની શ્રદ્ધાભક્તિ જેવી ને તેવી અચળ છે. તો એમનું શું કરશું?' એટલે સાધુઓએ કહ્યું: 'એમને સત્સંગમાં લઈ લેવા.' અને, તે બંને સાધુ થઇને રહ્યા.

સહજાનન્દજી પરવતભાઈ નામના ભક્તની વારેવારે પ્રશંસા કરતા. આથી કાઠી શિષ્યોને એ પરવતભાઈ વિશે ઘણી જિજ્ઞાસા થઈ. એક વાર મહારાજ જૂનાગઢથી પાછા આવતા

હતા. ત્યારે તેમની સાથે કેટલાક કાઠીઓ પણ હતા. સુરા ખાચરે કહ્યું: 'મહારાજ! આપણે અગતરાઈ જઈએ અને પરવતભાઈને મળીએ. આપ અમને એમને ત્યાં લઈ જાઓ.' એટલે સૌ પરવતભાઈને ત્યાં ગયા. પછી મહારાજ અને સૌ ભક્તો બેઠા, એટલે સુરા ખાચરે કહ્યું: 'તો, પરવતભાઈ! આ ઘોડાઓને ખાણુ જોઈએ અને અમારે ખાવાનું તથા પાથરવાનું જોઈએ. અમે તો રહ્યા તમારા મહેમાન. એટલે યજમાન તરીકે અમારી સોઈ કરશોને! આમ અહીં નિરાંતે બેસી રહેશો, તો કેમ ચાલશે?' એટલે પરવતભાઈ કહે: 'ખાચર! મારાથી પારકાના ઘરમાં કેમ કરીને મહેમાની થાય?' પછી મહારાજને બતાવીને તે બોલ્યા: 'જુઓ, ઘરના માલિક તો આ બેઠા. એમનો બોલ મારે માથે.' આ બધો વખત સ્વામીજી તો રૂમાલ આડો ધરીને મીઠું હસી રહ્યા હતા. તે હવે બોલ્યા: 'સુરા ખાચર! આ ઘર પરવતભાઈનું નથી. આ તો મારું ઘર છે, અને તમે બધા મારા મહેમાન છો.' પછી મહારાજે પરવતભાઈને આજ્ઞા કરી અને પર્વતભાઈએ એ સૌ માટે બધી સોઈ કરી દીધી. બીજે દિવસે વિદાય લેતાં મહારાજે પરવતભાઈને આશિષ આપી: 'હું આજ્ઞા આપું, તેમ રહ્યાં કરજો.' આમ, પોતાની જાત ભૂંસી નાંખી એકમાત્ર સ્વામીમાં જ રહેતા એ પરવતભાઈને જોઈને કાઠીઓ પોતાની લઘુતા અને પરવતભાઈની મહત્તા સમજી ગયા.

હવે, એક અદ્ભુત વાત લઈએ. શિયાણીના રાજા ભક્તને મહારાજમાં ભારે શ્રદ્ધા હતી. એક દિવસ મહારાજનાં દર્શન કર્યા વિના ભોજન ન લેવાની એમણે પ્રતિજ્ઞા લીધી દર્શન કરવા માટે તે ચાલીને ગઢડા ગયા, અને સોળમે દિવસે દર્શન કર્યાં પછી જ પોતે ઉપવાસ છોડ્યો. પછી, તો તેમણે ઘરબાર

છોડીને મહારાજ સાથે જ રહેવા માંડયું. આમ તે સાધુના જેવું જીવન ગાળતા હતા. એવામાં મછિયાવનાં 'ફૂઈબા' મહારાજ પાસે આવ્યાં. તેમણે મહારાજને વિનંતિ કરી: 'છોકરો મરી ગયો છે. તો વહીવટ સંભાળે એવો એક માણસ આપો.' સહજાનન્દજીએ રાજા ભક્તને એ કામે જવા આજ્ઞા આપી. જતાં જતાં ભક્ત પૂછે: 'ભગવાન! મારે ત્યાં જમવાનું કેમ કરવું?' તો સહજાનન્દજી કહે: 'શેર લોટ લઈને જમજો.' ભક્તે આ આજ્ઞા અક્ષરે અક્ષર પાળી—તે તો શેર લોટ સાથે મીઠું સરખું પણ લેતા નહોતા! પછી, થોડે ગાળે એ બાઈ પાછાં મહારાજને દર્શને આવ્યાં. મહારાજે ભક્તની વાત પૂછી. બાઈ કહે: 'ભગવાન! ભગત તો બહુ જ સારા છે, વહીવટ સરસ કરે છે. પણ એ કશું જમતા નથી એ સાલે છે.' ત્યારે મહારાજે ભક્તને કહ્યું: 'કેમ આમ?' એટલે ભક્ત કહે: આપે શેર લોટની આજ્ઞા આપી છે, તે પ્રમાણે લઇને ખાઉં છું.' ત્યારે મહારાજે સમજાવ્યું: 'ભલા! શેર લોટ લેવાનું કહ્યું એનો અર્થ ઘીગોળ લેવાં જ નહિ, એમ નહોતો.'

આ અને આવાં અનેક ઉજ્જ્વલ ને પાવનકારી દૃષ્ટાંતો સત્સંગના ઇતિહાસમાં જોવા મળે છે. છતાં, થોડા વધુ દૃષ્ટાંતો નોંધવાની લાલચ રહે છે. લીંબડીના મૂળજીભાઈ ગઢડામાં દાદા ખાચરના કારભારી થઈને રહ્યા હતા. એવામાં એમનો દીકરો માંદો હોવાના ઘેરથી સમાચાર આવ્યા. મૂળજીભાઈ સહજાનન્દજીને પૂછવા ગયા. પહેલાં તો સ્વામીએ મૂળજીભાઇને કહ્યું કે તેમણે ઘેર જવું જ જોઈએ. પણ પછી મૂળજીભાઇ પ્રણામ કરીને જવા તૈયાર થયા, તો સ્વામી કહે: 'તારો દીકરો દેહ મેલે તો તને કાંઈ શોક થાય?' ત્યારે મૂળજીભાઈ કહે: 'તમે એને ધામમાં તેડી જાઓ, તો મને શું કામ શોક

થાય.' 'ત્યારે,' સહજાનન્દજી કહેઃ 'જો, તારો દીકરો ધામમાં ગયો છે, માટે નદીએ જઈને નાહી આવ.' અને, મૂળજીભાઈ સ્નાનથી પરવારીને મહારાજને પ્રણામ કરી સ્વસ્થ રહી ત્યાં બેઠા!

એવો જ એક બીજો દાખલો લઈએ. જેમપુરના દેવજી ભક્તનો એકનો એક છોકરો મરી ગયો. એટલે ભગત વિચારવા લાગ્યાઃ 'હું ઘેર રહીશ, તો લોકો મને દિલાસો આપવા આવશે અને મારે તેમની સાથે કાણુ કરવી પડશે.' એટલે તે તો ખેતરે ચાલ્યા ગયા. અને ત્યાં જ મુકામ કરી રહ્યા. આ બાજુ ભગતનાં વહુ ઘીનું એક મટકું લઈને સહજાનન્દજી પાસે આવ્યાં, અને કહેઃ 'મહારાજ! તમારા ભક્તે તમને પ્રણામ કહાવ્યા છે.' મહારાજ કહેઃ 'ભગત રાજીમાં છે ને? શું કરે છે?' એટલે તે બાઈ કહેઃ 'મહારાજ! અત્યાર સુધી એ રાજીમાં જ હતા. પણ હવે એ વધારે રાજીમાં છે.' સહજાનન્દજી કહેઃ 'એમ કેમ?' ત્યારે બાઈ કહેઃ 'મહારાજ! તમારા ભગતને એક દીકરો હતો, અને તેથી એમને થોડીક ચિન્તા રહેતી. પણ હવે તમે એ દીકરાને તમારે ધામે તેડી લીધો છે, તેથી ભગત સુખિયા થયા છે. હવે તો એ વધારે નચિન્તાઈથી ભગવાનનું ભજન કરશે.' આ અદ્ભુત શ્રદ્ધા ભક્તિ જોઈને સ્વામીએ સાંખ્ય યોગી બાઈઓને કહ્યુંઃ 'જુઓ, તમે શિર મૂંડાવ્યાં છે, અને ભેખનો વેશ લીધો છે, પણ આ બાઈનો ભેખ તમારાથીયે ચડિયાતો છે ને? પોતાનો એકનો એક પુત્ર મરી જાય છે, તો પણ એને શોકની છાંટ સરખીય લાગી નથી. ત્યારે તમે તો દાદા ખાચરની પેલી નાની સરખી બાળકી મરી ગઈ એ વખતે પોષપોષ આંસુ પાડયાં હતાં અને મને દૂધનો પ્યાલો આપવાનું પણ વીસરી ગયાં હતાં!'

મૂળજી બ્રહ્મચારી અનેક વર્ષો સુધી સહજાનન્દજીના અંગ-

રક્ષક રહ્યા હતા. મૂળ તો એ સ્વામી રામાનન્દજીના શિષ્ય હતા, અને સાધુ તરીકે એમનું નામ મુકુન્દાનન્દ હતું. પવિત્રતા અને સરળતાને માટે એ આખા સત્સંગમાં માનપાત્ર હતા. એકવાર એ મૂળજી પોતાના જોડાને તેલ પાતા હતા, તેવામાં કોઈકે આવીને તાણુ કરીને એમના જોડા લઇ લીધા અને તેમને તેલ પાવા માંડયું. આ વખતે સહજાનન્દજી ત્યાંથી પસાર થતા હતા. મહારાજ સમજી ગયા, અને કહેઃ 'હે મૂળજી! તું તારા જોડાને આમની પાસે તેલ પવડાવે છે?' મૂળજીએ આખી પરિસ્થિતિ સમજાવી. પછી, મહારાજ કહેઃ 'આજથી તારે જોડા પહેરવા નહિ.' ત્યારે મૂળજી કહેઃ 'બરાબર ભગવાન!' વળી, એક વાર મહારાજને લખ્યું કે મૂળજી વાંકમાં છે, એટલે મહારાજે તેમને ઘીગોળ ખાવાની બંધી કરી અને પોતાની અંગત સેવામાંથી રજા આપી. આથી, મૂળજી ડભાણુમાં જઇને રામદાસભાઈને ત્યાં રહ્યા. કેરીની મોસમ આવી ત્યારે રામદાસભાઈ કહેઃ 'કોણુ આ કેરી લઈને મહારાજને પહોંચાડશે?' ત્યારે મૂળજી કહેઃ 'હું જ જઈશ.' માથે કેરીનો મોટો ટોપલો મૂકયો છે, પગમાં પગરખાં ય નથી, અને તાપથી આખી ધરતી તાતી થઈ ગઈ છે, એ રીતે મૂળજી ગઢડે ગયા. ત્યાં મહારાજને પ્રણામ કરી પેલો ટોપલો અર્પણ કરી એ ઊભા રહ્યા. પણ મહારાજે એમને વળતો એક હરફ સરખોય ન કહ્યો. આથી, તે એક ઘરડી સુતારણને ત્યાં જઇને ઊતર્યો અને તેને પોતાની સર્વ વીતકથી વાકેફ કરી. તે બાઈ મહારાજ પાસે આવી અને બોલીઃ 'તમે તો કેવા લાગણી વિનાના છો? આ બીચારો બ્રહ્મચારી આટલો ભાર લઈને આટલે લાંબેથી આ બળતી ધરતી પર ચાલીને આવ્યો, તોય તમે એને આશિષમાં એક અક્ષર પણ ન કહ્યો!'

ત્યારે મહારાજ કહે: 'તમે એની સંભાળ રાખજો.' બાઇએ ઘેર આવીને મૂળજીને દાળ, ચોખા, ઘી અને લોટ આપ્યાં. પણ મૂળજીએ ઘી ન જ ખાધું. બપોરે કેરીનો થોડાક રસ લઇને તે મહારાજ પાસે ગયો. હવે, મહારાજ જમવા બેઠા, અને મૂળજીને જોઈ રહ્યા. એટલે મૂળજી બોલી ઊઠ્યા: 'અરેરે! મહારાજ તો એકલી ભાખર જ ખાય છે. એમને કોઈ રસ આપોને! હું આપીશ તો એ લેશે નહિ.' એટલે કરુણાલોચન સહજાનન્દજી કહે: 'બ્રહ્મચારી! તું જ આપ મને.' 'મહારાજ!' મૂળજી બોલ્યા: 'એ તો હું સદૈવ આપને ચરણે છું.' તે દિવસથી મૂળજી પાછા પોતાના અસલ સ્થાને આવી ગયા.

આ પુણ્ય પ્રસંગની સાથે નીચેનો પ્રેમ મધુર પ્રસંગ જોઈ લઇએ. સહજાનન્દજી બોટાદમાં સભા ભરીને બેઠા હતા. ત્યાં અતિ વૃદ્ધ, નિર્ધન, ને જીર્ણ વસ્ત્ર પહેરેલો, અને કાંપતા અંગવાળો એક બ્રાહ્મણ મહારાજ પાસે આવીને ઊભો. તેણે પોતાની ફાટીતૂટી પાઘડીની ગાંઠ છોડવા માંડી, અને એક ગાંઠ છોડીને એક રૂપિયો કાઢચો. પછી, મહારાજ પાસે જઈ તેણે એ રૂપિયો મહારાજને અર્પણ કર્યો. મહારાજ કહે: 'ડોસા! આ રૂપિયો ક્યાંથી લાવ્યા છો?' ત્યારે ડોસો કહે: 'હું ઝંઝાવાડની કાસદે ગયો હતો ત્યાંથી મને એ મળ્યો હતો.' તે તમને આપવા સારુ રાખી મેલ્યો હતો.' એટલે સહજાનન્દજી કહે: 'તમારી પાઘડી ફાટી ગઈ છે તે લઈએ નહિ?' બ્રાહ્મણ કહે:' પાઘડી લઉં તો તમને શું આપુ? મારી પાસે બીજો રૂપિયો નથી, અને આવી પાઘડીએ પણ ચાલ્યું જાય છે.' એટલે, સહજાનન્દજીએ મુક્તાનંદજીને પૂછયું: 'સ્વામી! આ વિપ્રને કાંઈ કરવાનું બાકી રહ્યું? ત્યાં મુક્તાનન્દ કહે: 'એણે સંપૂર્ણ પોતાનું કામ સિદ્ધ કરી લીધું.'

આમ, સહજાનન્દજીએ ઘોર અંધકારમાં પ્રકાશનાં પરમ ઉજ્જ્વલ કિરણો પ્રસાર્યાં. તેમણે વિશુદ્ધ ભાગવત ધર્મની પુનઃ સ્થાપના કરી અને સમાજને નવજીવનની સંજીવની પાઈ. પોતાના અંતરંગ મંડળમાં આવા ઉત્તમ આદર્શો સ્થિર કરીને સ્વામીજીએ હવે બહારના કિલ્લાઓ પણ જીતવા માંડ્યા તે વખતે હિંસામય યજ્ઞો ચાલતા હતા, અને તેમાં નિર્દોષ પશુઓનાં બલિદાન અપાતાં હતાં, સ્વામીજીએ આ ભયંકર પ્રથાની સામે કમર કસી એટલે લાગતાવળગતા માણસોએ સ્વામીજી ઉપર વિતાવવામાં કશીય બાકી રાખી નહિ. એકવાર સ્વામીજી ભુજમાં હતા, ત્યાંના કારભારી જગજીવન મહેતાએ યજ્ઞ માંડ્યો હતો. સ્વામીજીએ તેમને અહિંસામય યજ્ઞ કરવા ઘણું ઘણું સમજાવ્યા. એટલે જગજીવન મહેતાએ પંડિતોની સભા બોલાવી તેમાં સહજાનન્દજીની જીત થઈ. સ્વામીજીએ એ પ્રસંગે પોતાનો પક્ષ આ રીતે સ્થાપ્યો હતોઃ વેદમાં હિંસાયુક્ત યજ્ઞો છે તે કાંઈ પશુહિંસાને અર્થે નથી, પણ એવી હિંસાની વ્યાપકતાને મર્યાદિત કરવાની દૃષ્ટિથી છે. બાકી, વેદની ઉચ્ચતમ દૃષ્ટિ તો યજ્ઞોમાં થતી એવી હિંસાને સંપૂર્ણતાએ નાબૂદ કરવાની છે. વેદ તો અહિંસાને જ પરમ ધર્મ સ્વીકારે છે, અને આવા યજ્ઞો એ પરમ આદર્શની દૃષ્ટિએ જ થવા ને તપાસાવા જોઈએ. જેઓ હિંસાયુક્ત યજ્ઞો કરે છે, તેઓ શાસ્ત્રોની આજ્ઞાથી વિરુદ્ધ વર્તે છે, અને મ્લેચ્છો કરતાં જરાય સારા નથી.

શાસ્ત્રાર્થમાં સ્વામીજીનો વિજય થયો, અને જગજીવન મહેતાને પોતાનો યજ્ઞ બંધ રાખવો પડ્યો. આનો એમને કાંટો તો રહી જ ગયો, અને તે સ્વામીનારાયણનો દ્વેષ કર્યો

કરતા. પણ, આટલા શાસ્ત્રાર્થથી જ કંઈ એ હિંસાયુક્ત યજ્ઞો અટકે એમ સ્વામીજી માનતા નહોતા. શત્રુની છાવણી ઉપર હલ્લો લઈ ગયા પછી, ઝૂઝવાનું તો હોય જ છે. અને, સ્વામીજીએ પોતે જ અહિંસામય યજ્ઞ કરવાની પ્રથા પાડવા માંડી. આ માટે સંવત ૧૮૬૫ના અરસામાં તેમણે અમદાવાદ પાસેના જેતલપુર ગામમાં પહેલો અહિંસામય યજ્ઞ કર્યો. તે વખતે અમદાવાદ વામમાર્ગની મોટી પીઠ હતું અને ત્યાં પેશવાની હકૂમત ચાલતી હતી. પેશવાના અમદાવાદ ખાતેના સૂબાને આ યજ્ઞ ગમતો નહોતો, અને વામમાર્ગીઓએ વિઘ્નો ઊભાં કરવામાં કશી બાકી રાખી નહિ. અધૂરામાં પૂરું આ યજ્ઞ થયા પછી થોડા જ વખતમાં સૂબાનો બાપ મરી ગયો, એટલે બ્રાહ્મણોએ સૂબાને ભંભેર્યો: 'જુઓ, સહજાનંદે આવો યજ્ઞ કર્યો તેથી નગરની અધિષ્ઠાત્રી દેવતા રોષે ભરાઈ છે અને તમારા પિતાને ભરખી ગઈ છે. વળી, સહજાનંદ બ્રાહ્મણ નથી, એ તો શૂદ્ર છે. અને વળી, તમારા પિતાને મારી નાખવા માટે જ એણે આ યજ્ઞ કર્યો હતો.' આથી સૂબો અત્યંત રોષે ભરાયો અને સહજાનન્દજીનો ઘાટ ઘડી નાખવા વિચારી રહ્યો. તેણે ભક્તિનો ડોળ કરીને સ્વામીજીને પોતાને ત્યાં પધારવા આમંત્રણ આપ્યું. પણ જે સ્થાને સ્વામીજીએ બિરાજવાનું હતું, તે સ્થાનની નીચે તેણે તેલનું મોટું ટાંકું તૈયાર કરાવ્યું હતું. આમ, ઉપર જે ગાદીતકિયા નંખાવ્યા હતા, તે તો પોલી જગા ઉપર હતા, એટલે સ્વામીજી જ્યાં બેસવા જાય ત્યાં તે તેલના ટાંકામાં જ જઈ પડે, એવી તેની યોજના હતી. પણ સહજાનન્દજી આ કપટને પામી ગયા, અને રાજગાદી કરતાં ઊંચા એવા એ આસને બેસવાની પોતે ના પાડી. પોતે તો જમીન ઉપર જ બેઠા. ત્યાં સૂબાએ કોઈ

નાચનારીને સભામંડપમાં બોલાવી, એટલે સહજાનન્દજીએ તેની ચિત્તવૃત્તિને ખેંચી લીધી. આથી, તે નર્તિકાને સમાધિ લાગી ગઈ અને તે જમીન પર પડી ગઈ. સ્વામીજી સાથે તે વખતે કેટલાક ત્યાગીઓ પણ હતા. એટલે સ્વામીજીએ સૂબાને ઠપકો આપ્યો: 'તમે અમારા વ્રતનો ભંગ શા માટે કરાવ્યો?' આથી, સૂબો છેડાઈ પડ્યો, અને સ્વામીજીને કહેવા લાગ્યો: 'તમે ઈડરિયે દરવાજેથી એકદમ અમદાવાદ છોડી ચાલ્યા જાઓ, અને ફરીથી આ શહેરમાં પગ મૂકશો મા.' સ્વામીજી કહે: 'ક્યાં સુધી પગ ન મૂકવો?' ત્યારે સૂબો કરડાકીથી બોલ્યો: 'જ્યાં સુધી અમદાવાદમાં પેશવાનું રાજ્ય હોય ત્યાં સુધી.' આ વાતચીત દરમ્યાન પેલી નાચનારી સમાધિમાંથી જાગી અને સહજાનન્દજીને પગે પડી માફી માગવા લાગી. સ્વામીજીએ તેને ક્ષમા આપી અને નાચવાનો ધંધો છોડી દેવા કહ્યું. એ પછી સ્વામીજી ત્યાંથી જવા ઊઠ્યા. જતાં જતાં તેમણે ટાંકા પરની પેલી ગાદી પર લાકડી ટેકવી, એટલે ગાદી નીચે સરકી પડી!

બીજે વર્ષે પણ સહજાનન્દજીએ જેતલપુરમાં જ યજ્ઞ કરવાનું નક્કી કર્યું. સૂબાએ સ્વામીનારાયણને પકડવા માટે માણસો મોકલ્યા, પણ સ્વામીજી તે દિવસે નજીકના એક ગામમાં ગયા હતા એટલે માણસો પાછા આવ્યા. સૂબાની આવી ઈતરાજી જોઈને સહજાનન્દજીએ રાતોરાત યજ્ઞનો બધો સામાન નડિયાદ પાસેના ડભાણ ગામે મોકલી દીધો. તે વખતે એ ભાગમાં બ્રિટીશ સત્તા સ્થપાઈ ચૂકી હતી અને ત્યાંના અધિકારીઓએ સ્વામીજીનો સારો સત્કાર કર્યો તથા યજ્ઞમાં મદદ પણ સારી આપી.

આવા એક યજ્ઞ પ્રસંગે નીચેનો પતિતપાવન પ્રસંગ બન્યો

હતો. સ્વામીજી જેતલપુરમાં યજ્ઞ કરવાનો વિચાર કરતા હતા. આ માટે તેમણે ઘરઘરથી ઘઉં મેળવ્યા હતા, અને દરેક ઘરને દોઢદોઢ મણુ જેટલા દળવા આપ્યા હતા. આ માટે સ્વામીજી જઈ રહ્યા હતા, તેવામાં રસ્તામાં એક વેશ્યાનું ઘર આવ્યું. તે બારણામાં ઊભી રહી હતી, અને સહજાનન્દજીને જોઈને બોલીઃ 'પ્રભુ! તમે આ ઘઉં દળવાને આપો છો?' સ્વામીએ હા કહી, એટલે વેશ્યાએ 'શું દળામણ આપશો?' એમ પૂછ્યું. ત્યારે સ્વામીજી કહેઃ 'હું કાંઈ પૈસા તો આપતો નથી. માત્ર મારી આશિષ આપુ છું.' 'તો,' વેશ્યાએ પૂછ્યુંઃ 'હું ય દળી આપુ. આપ મને આશીર્વાદ આપશો?' સ્વામીજી કહેઃ 'હા. તું તારે હાથે દળીને આપશે, તો તને ય મારી આશિષ મળશે.' 'તો, તો,' વેશ્યાએ કહ્યુંઃ 'આપ મને મારા ભાગનું દળણું આપો.' એ વેશ્યાએ રાતે એ દોઢ મણ ઘઉં દળી નાખ્યા, અને બીજે દિવસે તે લઈને એ શ્રીજી મહારાજ પાસે ગઈ. સ્વામીજી કહેઃ 'આ તેં તારે હાથે જ દળ્યું છે?' જોઉં તારા હાથ. વેશ્યાએ પોતાના હાથ બતાવ્યા, તો તે છાલાથી ભરાઈ ગયા હતા. એ જોઈને સ્વામીજી કહેઃ 'આ સાધુઓને હું જેટલી આશિષ આપું છું, તેટલી તને ય આપું છું.

આવા જ એક યજ્ઞના પ્રસંગે સ્વામીનારાયણે ઘીના ખાલી કુપ્પાઓને ઘીથી ભરી દીધા હતા, અને વિઘ્નસંતોષી બ્રાહ્મણોને આશ્ચર્યમાં નાંખી દીધા હતા. અસ્તેયની પ્રતિષ્ઠા થતાં સર્વ રત્નો સામે આવી ઊભે છે એ યોગસૂત્રકારનું વચન છે. યોગની એવી સિદ્ધિઓ સહજાનન્દજીને સહજ હતી, અને છતાં પોતે એ સિદ્ધિઓમાં અંજાઈ ગયા નહોતા, તેમ એ સિદ્ધિઓથી બીજાને આંજી દેવાનીય તેમની વૃત્તિ નથી. આથી તો, કોઈ એમની પાસે ચમત્કારની માગણી કરતું, તો તે એને

કહેતાઃ 'જા અહીંથી પેલા વેરાગી પાસે, મારી પાસે નહિ.' વળી, એકવાર વડોદરાના એક શાસ્ત્રીએ એમને કહ્યુંઃ 'કોઈ મોટા માણસને ચમત્કાર કરી બતાવો તો કેટલો બધો સમાસ થાય!' ત્યારે સહજાનંદજીએ કહ્યુંઃ 'મોટા માણસને અને અમને બને એવું ન મળે. મોટા માણસને ધન અને વૈભવનો મદ હોય. અને અમને વૈરાગ્ય અને ત્યાગનો મદ હોય. મોટો માણસ રાજી થાય તો કોઈ ગામ કે ગરાસ આપે. તેની અમને ગરજ ન હોય અને અમને ભજન અને સત્સંગ કરાવવાનો આગ્રહ હોય તેની એને દરકાર ન હોય. એટલે અમારે અને એને મળતું ન આવે.'

૧૩

યોગ ને ઐશ્વર્યના ચમત્કારો નમસ્કારો કરાવી શકે છે. પણ સ્વામીજીએ આથી અનેકગણા ભવ્ય અને પ્રાણપ્રેરક ચમત્કારો કર્યા છે. એમાંના થોડાક ચમત્કારો અહીં જોઈશું. જોબન પગી લૂટારાઓનો સરદાર હતો. કુળાં ચીભડાંની જેમ તે માણસને કરડી ખાતો. તેણે અને તેની ટોળીએ સહજાનન્દજીના ઘોડા ઉપર છાપો મારવાનો નિશ્ચય કર્યો; સ્વામીજી તે વખતે યજ્ઞનો સમારંભ માંડી રહ્યા હતા. જોબન અને તેના માણસો મધરાતે ઘોડાના તબેલા ઉપર ધાડ લઈ આવ્યા. પણ જ્યાં તેઓ ઘોડાને છોડવા ગયા, ત્યાં તેમની આંખ આગળ તેમને સહજાનંદજીનાં જ દર્શન થવા માંડ્યાં! આથી, પગી અને તેના માણસો આશ્ચર્ય પામ્યા અને નમ્ર થઈ ગયા. એકવારનો ભયંકર પાપી પણ જો મને અનન્યનિષ્ઠાથી ભજે છે, તો તે સાધુ જ છે એ ગીતાનું વચન છે. તેમ, આ પગી પણ સહજાનંદજીનો એકનિષ્ઠ ભક્ત થઈ ગયો. આવું પરિવર્તન ગમે

તેને ચકિત કરી નાંખે અને ગમે તેવા હૃદયને પણ હલમલાવી નાંખે. હવે તેને ગળે 'કંઠી છે અને કપાળે તિલક છે.' વસોના શિવાભાઈએ તેને પૂછ્યું: 'અલ્યા! સ્વામીનારાયણમાં તેં એવું તે શું જોયું છે? શું તે ગધેડાની ગાય કરે છે કે?' ત્યારે પગીએ કહ્યું: 'હોવે. મને ગધેડાને તો એમણે ગાય કરી જ છે. એથી વળી બીજી કઈ રીતે ગધેડાની ગાય થતી હશે? આ હું ચોરોનો સરદાર હતો, તેને એમણે સાધુ જેવો કરી જ નાખ્યો છે ને!'

એવો જ તાપપાપહારી બીજો ચમત્કાર જોઈએ. વેરાભાઈ ચોરો ને ધાડપાડુઓના સરદાર હતા. એક વાર એક વસ્તુ લેવાનો નિશ્ચય કરતા, તો તે લીધા વિના રહેતા જ નહિ. એ વેરાભાઇ પણ સત્સંગમાં આવ્યા. એકવાર એ સ્વામીજીનાં દર્શને જતા હતા. ત્યાં રસ્તામાં એમણે એક ઝાડની ડાળી-માંથી દાતણ કાપ્યું. પણ થોડી જ વારમાં એમનું હૃદય ડંખવા લાગ્યું: 'આ મેં જેનું દાતણ કાપ્યું, તે ઝાડ તો પારકાના ખેતરનું છે. મારે એના ધણીની રજા લેવી જોઇતી હતી.' તરત જ એ ગામમાં ગયા, અને ખેતરધણીને શોધી કાઢી તેની ક્ષમા માગવા લાગ્યા. પછી તે મહારાજ પાસે આવ્યા. પાછા વળતી વખતે તેમણે સ્વામીજીને વિનંતિ કરી: 'મહારાજ! મારા ઉપર કૃપા કરો કે મારાં સઘળાં બંધનો નીકળી જાય અને હું આપ સૌની રાતદિવસ સેવા કરી શકું.' એક વરસના ગાળામાં તો એમના કુટુંબનાં બાવીસ માણસો મરી ગયાં, અને એ પોતે પછી સાધુ થઇ ગયા. એ પછી એકવાર કંઇ ધિંગાણું થયું, અને વેરાભાઈનો પૂર્વનો ક્ષાત્ર સ્વભાવ ઊછળી આવ્યો: પોતે કોઈકની તલવાર ઉપાડીને એ લડાઈમાં ઊતર્યા. એક હાથમાં તલવાર લીધી છે અને બીજા હાથમાં ભાથાની

ઢાલ રાખી છે, છતાં વેરાભાઈ સામાને ઘા કરી શક્તા નહોતા! કોઇની ઘાત કરવી નહિ–કોઈની હિંસા કરવી નહિ–એ સદ્ગુરુનો આદેશ એમના હૃદયમાં ઘૂંટાઈ રહ્યો હતો. આમ કોઇ પણ જાતનો હિંસક પ્રકાર કર્યો વિના તે ઊભા હતા. ત્યાં સામેનાએ એમના કાન કાપી નાખ્યા. પણ તલવાર ઊંચકવામાં ય એમણે સાધુના વ્રતનિયમનો ભંગ કર્યો, એટલે સહજાનન્દજીએ એમનાં ભગવાં કપડાં ઉતરાવી નાખ્યાં અને એમને ધોળાં કપડાં પહેરાવ્યાં. ભલે એમનો બહારનો ભગવો ઊતરી ગયો, પણ એમનો અંદરનો ભગવો તો પાકો હતો. અને એકવાર એ ધ્યાનમાં બેઠા હતા, ત્યારે એમને લાગ્યું કે કામક્રોધાદિ છએ શત્રુઓ એમનામાંથી ચાલી જતા હતા. એટલે એમણે મહારાજને પૂછયું, ત્યારે મહારાજે ઉત્તર આપ્યોઃ 'એ તારામાં હવે રહી જ શકે નહિ.'

આવા કંઇકને સ્વામીજીએ સાધુ કર્યા કે પોતાના પાર્ષદ કર્યા. કોળી, કાઠી અને એવી બીજી જાતોને સ્વામીજીએ આ પ્રમાણે શાંત, નિરુપદ્રવી, ધર્મનિષ્ઠ અને સાચા માનવી બનાવ્યા. એક અંગ્રેજના શબ્દો ઉતારીએ, તો 'સહજાનન્દજીની પ્રતિભા માત્ર નરી પવિત્ર એવી હિન્દુપૂજાની સુદૃઢ સ્થાપનામાં જ મર્યાદિત થઈ નહોતી. એમણે તો એમના જમાનામાં વર્તી રહેલી અંધાધૂંધી સામે પણ દૃષ્ટિ પરોવી હતી. ગુજરાતમાં તે વખતે આજીવિકાના સાધનના અભાવે કરીને જેઓ બેકાયદે વર્તતા હતા અને સમાજને શાપરૂપ જેવા થઈ પડતા હતા, તે હજારો કમનસીબ માણસોનો ઉદ્ધાર કરવા તેમણે પોતાની પ્રતિભાને યોજી હતી. આવા થોકબંધ માણસો પોતાના જૂના ધંધાને છોડી પ્રમાણિક તથા મહેનતુ જીવન ગાળતા થયા છે' અને આજની શાંત સ્થિતિને તે કાળની અશાંત સ્થિતિ સાથે

સરખાવવા જેવી છે. આ બે વસ્તુ પોતે જ પોતાની બધી વાત કહી દે એમ છે.

કાઠીઓ અને કોળીઓ જેવી કોમોમાં સ્વામીજીએ જે મહાન પરિવર્તન આણ્યું છે, તે ઉપરના અવલોકન ઉપરથી સહેજે સમજી શકાય એમ છે. આ કોમોનાં વ્યસનોને સ્વામીજી કેવી રીતે ખંખેરી કાઢતા હતા, તેનો આ એક દાખલો લઈએ. એકવાર કંભાલાના ગરાસિયા મૂલુ ખાચર સ્વામીજીના દર્શન માટે ગઢડે આવ્યા હતા. સ્વામીજીએ તેમને સત્સંગી થવા કહ્યું. તો તેમણે કહ્યું: 'મારાથી અફીણતંબાકુ છોડાય એમ નથી. તેથી હું સત્સંગમાં આવીશ નહિ.' સ્વામીજી કહેઃ 'તમે ખુશીથી અફીણતમાકુ લેજો–માત્ર સત્સંગનાં પાંચ મહાવ્રતો પાળજો.' એટલે મૂલુ ખાચર સત્સંગી થયા. પછી એકવાર સ્વામીજી મૂલુ ખાચરને લઈને વડતાલ ગયા. રસ્તામાં મૂલુ ખાચરને જોઈને લોકો વારંવાર કહેવા લાગ્યાઃ 'આ બધા સ્વામીનારાયણી છે, માત્ર પેલો હુક્કો લઈને જાય છે તે સ્વામીનારાયણી નથી.' આ ટીકાથી ખાચરને ગુસ્સો ચડ્યો, અને તેમણે રસ્તામાં જ હુક્કાના કટકા કરી નાખ્યા. પછી તે બધા વડતાલ પહોંચ્યા. ખાચરે કાઠીઓ ભેગો પોતાનો મુકામ રાખ્યો. ત્યાં બીજા કાઠીઓમાંથી કોઈ પણ મૂલુ ખાચરને ભેટ્યો નહિ, કારણ કે તે અફીણ ખાતા હતા! આથી ખાચરે ત્યાં ને ત્યાં અફીણ પણ છોડી દીધું. સહજાનન્દજીને આ વાતની ખબર પડી, અને તેમણે મૂલુ ખાચરને પૂછ્યુંઃ 'કોની શિખામણથી તેં અફીણતમાકુ છોડ્યાં છે?' ત્યારે મૂલુભાએ કહ્યુંઃ 'તમાકુ મેં છોડ્યો નાસ્તિકોની ટીકાથી અને અફીણ મેં છોડ્યું આસ્તિકોની ટીકાથી.'

સહજાનન્દજી પ્રજાજીવનને આ રીતે ઉચ્ચ ને સંસ્કારી

કરી રહ્યા હતા. એમણે આ સંસ્કારનું દાન એકલા હિન્દુઓને જ આપ્યું હતું, એમ પણ નથી. એમણે તો પોતાના ધર્મમંદિરનાં દ્વાર હિન્દુઓ સિવાયના માટે પણ ખુલ્લાં કર્યાં હતાં. ગૌરાંગ પ્રભુ ચૈતન્યે અને રામાનન્દે જેમ પોતાના વૈષ્ણવધર્મમાં અનેક અહિન્દુઓને લીધા હતા, તેમ સહજાનન્દજીએ પણ પોતાના વૈષ્ણવ ધર્મમાં પારસી તથા મુસલમાનોને લીધા હતા. આજે પણ કેટલાક મુસ્લિમો સ્વામીનારાયણ ધર્મ પાળે છે.

અંત્યજો પ્રત્યે સ્વામીજીની કેવી દૃષ્ટિ અને વર્તન હતાં તે આ એક પ્રસંગ ઉપરથી કળી શકાશેઃ એક વાર મહારાજશ્રી લોયામાં બિરાજતા હતા. ત્યાં ગંગા નામની એક ઢેડ બાઈ ચૂડાથી મહારાજનાં દર્શને આવી. મહારાજે કથામાં બેઠેલી બાઇઓને કહ્યુંઃ 'આને તમારામાં એક ખૂણે જગા આપો.' આ આજ્ઞા સાંભળી સ્ત્રીઓ બડબડવા મંડી. એટલે મહારાજે સુરા ખાચરની પત્નીને કહ્યુંઃ 'તે તમારા તબેલામાં ઢોર મરી જાય છે, ત્યારે તેને કોણ તાણી લઈ જાય છે?' બાઇએ કહ્યુંઃ 'મહારાજ! ઢેડ લઈ જાય છે.' 'તો,' મહારાજે કહ્યુંઃ 'તમે તમારા ઘરમાં આમ ઢેડને આવવા જ દોછો ને? ત્યારે અહીં કેમ બડબડાટ કરો છો? આ ગંગા તો પૂર્વજન્મમાં નાગર બ્રાહ્મણ હતી. પણ નાતનું અભિમાન હોવાથી તે શૂદ્ર વર્ણના હરિભક્તોને આદર આપતી નહોતી. આથી તો, આને આ અવતારે ઢેડ જન્મવું પડયું છે!'

સહજાનન્દજીએ જેમ શુદ્ધ અહિંસાની દૃષ્ટિએ અહિંસક યજ્ઞ પ્રવર્તાવ્યા, તેમ બાળહત્યાની સામે પણ પોતાની શક્તિ વાપરી. રજપૂતોમાં અને કાઠીઓમાં કન્યાઓને જન્મતાં વેંત જ દૂધપીતી કરવાનો દુષ્ટ રિવાજ હતો. સહજાનન્દજીએ પોતાના શિષ્યોને આ બાળહત્યા બંધ કરવાની આજ્ઞા આપી એક વાર

બંધિયા ગામમાં કેટલાક રજપૂતો મહારાજનાં દર્શને આવ્યા હતા. મહારાજે તેમને યોગ્ય સત્કાર આપ્યો અને કહ્યું: 'કન્યાને દૂધપીતી કરવાથી ત્રણ જાતની હત્યા લાગે છે. એથી એક તો કુટુંબજનની હત્યા થાય છે, બીજી બાળહત્યા થાય છે, અને ત્રીજી અબલાહત્યા થાય છે. આ પાપ કોઈએ ન જ કરવું.' ત્યારે રજપૂતોએ કહ્યું: 'છોકરીઓને પરણાવતાં પુષ્કળ ખર્ચ થાય છે. અમારી પાસે એવા પૈસા હોતા નથી. આથી અમે છોકરીઓને દૂધપીતી કરીએ છીએ.' ત્યારે સ્વામીજી કહે: 'ચાલો, આખા સત્સંગમાંથી અમે ખર્ચનું નાણું ભેળું કરી આપશું. પણ તમારે કોઈ રીતેય આ હત્યા કરવી નહિ.' ત્યાં એકે કહ્યું: 'અમે અમારી કન્યાઓને ગમે તેની સાથે વરાવીને અમારી આબરૂનું લિલામ કરવા માગતા નથી.' એટલે સહજાનન્દજીને પુણ્યપ્રકોપ ઊછળી આવ્યો. ભોંય ઉપર હાથ પછાડીને તેમણે કહ્યું: 'તમારે તમારી કન્યાઓને જંગલી વેરે આપવી પડશે, એટલું જ નહિ પણ ભગવાનની આ આજ્ઞાને પાળવી પડશે. એવું રાજ આવી જ રહ્યું છે, અને તે તમારો લૂંટફાટનો ધંધો છોડાવશે. તે તમારા આવા બધા ધંધા મુકાવશે, અને ત્યારે તમારે હાથમાં માળા લેવાનો વારો આવશે. પણ એ માળા લીધે ત્યારે કશું જ વળશે નહિ. માટે હું આ તમને જે કહું છું તે તમે કરો અને ભાવીમાંથી બચી જાવ.' એક બીજા પ્રસંગે, આ જ સંબંધમાં, એ જ જાતના એક માણસે સ્વામીજીને કહ્યું: આપનું કહેલું બધું કરું. પણ આ એક વાત ન જ કરું.' ત્યારે સ્વામીજીએ તેને પણ કહ્યું: 'મારું આ કહેલું તમારે કરવું જ પડશે–નહિ તો બીજી સત્તા તમારી પાસે જબરદસ્તીથી કરાવશે.' એ બીજી સત્તા તે અંગ્રેજી રાજ, અને તે ગુજરાતમાં તો ત્યારે આવી ચૂક્યું હતું.

તે વખતે સતી થવાનો ચાલ હતો, પણ તે બંગાળ વગેરે ભાગમાં જેટલો પ્રબળ હતો, તેટલો આ ભાગમાં નહોતો. સ્વામીનારાયણે એ ચાલ સામે પણ પ્રજામત જગાડ્યો. સ્વામી મુક્તાનન્દજીના એક ગીતમાં ત્રણ પ્રકારની પતિવ્રતાને ભિન્નભિન્ન કરી વર્ણવી છે, અને સતી થવાનું ફળ મોક્ષને વિરોધી જણાવ્યું છે. આમ, સ્વામીનારાયણે બળી મરવાના આદર્શનેજ સત્સંગી સ્ત્રીઓમાંથી કાઢી નાખ્યો અને વિધવાઓને પતિ-બુદ્ધિથી હરિને સેવવા એવો આદર્શ સ્થાપ્યો છે. આ મહત્ત્વના સુધારાઓ સાથે સ્વામીજીએ લગ્નમાં ગવાતાં બીભત્સ ગીતોની જે બંધી કરી તે પણ ખાસ નોંધપાત્ર છે. સ્વામીજી કોઈ એક લગ્નમાં ગયા હતા. ત્યાં સત્સંગી સ્ત્રીઓ જે ગીતો ગાતી હતી, તે બીભત્સતાથી ભરેલાં હતાં. વિશુદ્ધિના જીવંત પ્રતીક સમા સ્વામીજી આ સાંભળતાં જ ઉદાસ થઈ ગયા અને એ ગામમાંથી ચાલી નીકળ્યા. હરિભક્તો કારણ જાણી ગયા, એમની પાછળ ગયા, અને ગીતો બંધ કરવાનું વચન આપી સ્વામીજીને પાછા તેડી લાવ્યા. સ્વામીજીએ તે જ ગામેથી આજ્ઞાપત્ર મોકલ્યો. ‘કોઇએ પણ લગ્નમાં બીભત્સ ગીતો ગાવાં નહિ, અને લગ્નપ્રસંગે રાધાવિવાહનાં કે રુકિમણીવિવાહનાં ધોળ જ ગાવાં.’ આટલો નિષેધ કરીને સ્વામીજી અટકી ગયા નહોતા, તેમણે તો સ્વામી મુક્તાનન્દને અને સ્વામી પ્રેમાનન્દને પદો તથા ધોળો લખવાની આજ્ઞા આપી.

આ જ પ્રમાણે મહારાજે હોળીના બીભત્સ પ્રકારની પણ મનાઈ કરી હતી. સ્વામી મુક્તાનન્દજી ફટાણાંને બદલે ગાઈ શકાય એવાં પદો રચી રહ્યા હતા. એવા એક પદમાં સ્વામીએ ‘પાજી’ શબ્દ વાપર્યો હતો—સહજાનન્દજી આ શબ્દ જોઈને આશ્ચર્ય પામ્યા. કારણ કે, મુક્તાનંદજી અત્યંત વિનયી હતા,

અને નાના બાળકોને પણ તુંકારો કરે એવા નહોતા. મહારાજશ્રી જોઈ ગયા કે ફટાણાંની ભાવના જ ખરાબ છે. આથી, તેમણે હરિભક્તોને એ ફટાણાં ન ગાવાની આજ્ઞા આપી.

ધર્મજાગૃતિ અને ભાવના તથા સંસ્કારની વિશુદ્ધિના આ ભવ્ય વાતાવરણમાં વહેમો ને જંતરમંતર ટકી શકે નહિ, તે તો સહેજે કલ્પી શકાય એમ છે. સ્વામીજીએ પોતાના શિષ્યોને એક ટૂંકો પત્ર લખી વહેમો વગેરેથી નિર્ભય થઈને પરબ્રહ્મ પરમાત્માનું જ ભજન કરવાનો આદેશ આપ્યો છે. એ પત્રમાં સ્વામીજી કહે છેઃ 'પ્રારબ્ધ કર્મ ને કાળ તેને ખોટાં કરી નાંખવાં તથા મૂવાંને જીવતાં કરવાં, તેમ જીવતાંને મારી નાંખવાં તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે; પણ બીજા કોઈ દેવદેવી સમર્થ નથી. માટે એક પરમેશ્વરનો દૃઢ આશ્રય રાખીને નિત્યે ભજન સ્મરણ કર્યા કરવું અને કોઈ દેવદેવીનો ભય રાખવો નહિ. આપણે તો સર્વ ભગવાનના ભક્ત છઈએ ને શૂરવીર છઈએ, માટે હરિભક્તને તો કોઈ રીતનો મનમાં ભય રાખવો ઘટે નહિ.' એ જ પત્રમાં સ્વામીજી જંતરમંતર વિશે કહે છેઃ 'અને જેમ, મંત્ર, ઔષધિએ કરીને કોઈ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમાં કોઈક તો દેખવામાં આવત– પણ એવો કોઈ દીઠામાં આવતો નથી. અને જો બહુ મંત્રજંત્ર કોઈ ઉપર કોઈના ચાલતા હોય, તો ઘણાક શત્રુ જેની ઉપર હોય એવા મોટા જે રાજાઓ તે જીવતા શી રીતે રહે? અને જો જંત્રમંત્રે જ કરીને સિદ્ધિ થતી હોય, તો લાખો રૂપિયા ખર્ચીને રાજાઓ લશ્કર રાખે છે તથા આયુધ સામગ્રી રાખે છે એવું શા માટે કરે? એક ભારે મંત્રશાસ્ત્રી રાખે ને મંત્રજંત્રની સિદ્ધિએ કરીને સર્વ પ્રતિપક્ષીને મારી નંખાવે. પણ તેમ તો કોઈ ઠેકાણે દેખાતું નથી. માટે નિર્ભય થકા નારા-

યણનું ભજન કરજ્યો અને કેવળ ભગવાનનો જ દૃઢ વિશ્વાસ રાખજ્યો.' એકવાર મહારાજ કોઈ માંદા માણસને જોવા ગયા હતા. તેને ખાટલે માંદગી દૂર કરવા માટે કોઈ દોરો બાંધવામાં આવ્યો હતો. આ જોતાં જ સ્વામીજી ત્યાંથી ચાલ્યા ગયા. કારણ કે સાચો હરિભક્ત આવા વહેમોમાં શ્રદ્ધા ન જ રાખી શકે. તો સાચી શ્રદ્ધાનું દર્શન આપણે આ દૃષ્ટાન્તમાં કરશું. એક શિષ્યને તાવ આવ્યો હતો. એ ઊંઘમાં હતો, ત્યારે તેના કુટુંબીજનો કોઈક વેરાગીને બોલાવી લાવ્યા અને તેણે એનો તાવ દૂર કર્યો. શિષ્ય જાગ્યો ત્યારે માતાએ તેને બધી વાત કહી. એટલે શિષ્ય ઊઠ્યો અને પેલા વેરાગીને શોધી કાઢી તેને કહેવા લાગ્યોઃ 'મારા માલિક તો સ્વામીનારાયણ છે. એમની આજ્ઞા હશે તો તાવ રહેશે કે જશે. માટે તમારા પ્રતાપથી તાવથી છૂટવું નથી. તમે મને તાવ પાછો આપો.' અને, તેને ફરી તાવ આવ્યો, પણ તે એવો ને એવો જ શ્રદ્ધાભક્તિ ભર્યો રહ્યો.

આ બધી સુધારણા સાથે સહજાનન્દજીના વર્ણાશ્રમ ધર્મ સંબંધી વિચારોનો ખ્યાલ કરવો જરૂરી છે. સ્વામીજી માનતા હતા કે વર્ણાશ્રમના ધર્મો હમેશને માટે એકસરખા હોતા નથી. કેટલાક દેશકાળ પ્રમાણે બદલાય છે. પણ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, ક્ષમા અને દયા વગેરે ધર્મો સનાતન છે. વળી, કેવળ વર્ણાશ્રમના ધર્મથી મોક્ષ થતો નથી છતાં વર્ણાશ્રમના ધર્મોનું પાલન આવશ્યક છે. પરમેશ્વરની ઇચ્છાથી અને લોકકલ્યાણાર્થે મનુ આદિક ઋષિઓએ એનું સ્થાપન કર્યું છે. એના પાલનમાં પરમેશ્વરની પ્રસન્નતા રહેલી છે તથા તે દ્વારા અંતઃકરણની નિર્મળતા થાય છે. જે બ્રહ્મનિષ્ઠ પુરુષ તદ્દન દેહાભિમાન રહિત હોય તે જ વર્ણાશ્રમના ધર્મનું બંધન તોડી

શકે છે. જે મનુષ્ય વર્ણ અને આશ્રમનું અભિમાન લઇને ફરે છે. અને પોતાને શ્રેષ્ઠ ગણી બીજા વર્ણના મનુષ્યનો તિરસ્કાર કરે છે. તેનામાં સાધુતા આવતી જ નથી.

૧૪

આપણે યજ્ઞોની પ્રવૃત્તિ વિષે આગળ જોઈ ગયા છીએ. એ યજ્ઞોને પ્રસંગે હજારો માણસો ભેળા થતા અને હજારો નિષ્કંચન તથા વિદ્વાન બ્રાહ્મણોને તેમજ ગરીબગુરબાંને ભોજન આપવામાં આવતું. આવે પ્રસંગે સ્વામીજી પોતાના સંપ્રદાયનાં રહસ્યો સમજાવતા અને એમ શુદ્ધ ધર્મપ્રચાર થતો. આં યજ્ઞોની સાથે સાથે સ્વામીજી સામાજિક સેવાનાં બીજાં કાર્યો પણ કરતા હતા. સાધુઓને ચોમાસું રહેવાનું થાય, ત્યાં સ્વામીજી તેમને અને બીજાઓને વાવકૂવા ખોદાવવા કે સમરાવવા પાછળ રોકતા. આ પ્રમાણે ધર્મ માત્ર માળાના મણકા ગણવામાં રહ્યો નહોતો, પણ સમાજસેવામાં હતો, એ વસ્તુ તરી આવતી હતી, આ અહિંસક યજ્ઞોનો ગુજરાતભરમાં પ્રભાવ પડ્યો છે, એ તો ઇતિહાસ સિદ્ધ વાત છે.

પણ, આ યજ્ઞોના સમારંભોમાંથી કોઈ સુદૃઢ સંયોજન ઊભું કરવાનો સમય આવી લાગ્યો, અને સહજાનંદજીએ ‘સમૈયા’ની યોજના કરી. આ સમૈયાથી સ્વામીજી શિષ્યોના સંબંધમાં રહી શકતા અને શિષ્યો પોતે પણ એકબીજાના પરિચયમાં રહેતા. આ સમૈયાની યોજનાથી સંપ્રદાયના બંધારણને જબરી સહાય મળી, તેમજ તેની શિસ્ત તથા પ્રગતિમાં નવું બળ ઉમેરાયું. આમ તો સ્વામીજી પોતે વારંવાર ફરતા જ રહેતા અને શિષ્યોની ભાળ રાખતા. ઠરીને એક જગાએ બેસી રહેવું એવું એમના સ્વભાવમાં જ નહોતું. અમુક તહેવારને

દિવસે અમુક સ્થાને સમૈયો થશે, એવો કાર્યક્રમ ગોઠવાઈ જતો અને સ્વામીજી પોતે ગમે ત્યાં હોય તો પણ ત્યાં આવી પહોંચતા. આમ કાર્યક્રમને પહોંચી વળવામાં તે મધરાત કે મધબપોર કશું જ જોતા નહિ અને ધારેલે સ્થળે પહોંચવા માટે તો ખાવાને માટે પણ વચ્ચે રોકાતા નહિ. આ સમૈયામાં સંપ્રદાયની વિચારણા થતી, પ્રકરણો ફેરવાતાં, મંડળોને ફરવાની જગા મુકરર થતી, જુદે જુદે સ્થળે સત્સંગીઓને પડતાં સુખ-દુઃખની ખબર લેવાતી, જરૂર પડતી મદદ મોકલાતી, જ્ઞાનવાર્તા થતી અને તે તે તહેવારનો ઉત્સવ ઊજવાતો. પાછળથી આ સમૈયા માટે વડતાલનું સ્થાન મુકરર કરવામાં આવ્યું, અને કાર્તક સુદ અગિયારશે તથા રામનવમીએ એમ બે પ્રસંગોએ ત્યાં મોટા સમૈયા કરવાનું નક્કી કર્યું. જતે દિવસે વડતાલ અને અમદાવાદના આચાર્યો જુદા નિમાયા અને બંને સ્થળે બે સમૈયા થવા માંડ્યા.

આ સમૈયાઓમાં સહજાનંદજીના શિષ્યો એમને ઊંચી કારીગરીવાળી વસ્તુઓની ભેટ ધરતા. નિષ્કુળાનંદ સ્વામી પોતાની કલાકારીગરી ખરચીને સ્વામીજીને માટે બાર દરવાજાનો હીંડોળો બનાવતા, કાઠિયાવાડની સ્ત્રીઓ વિવિધ આસનો તૈયાર કરતી, ગુજરાતની સ્ત્રીઓ પકવાનો મોકલતી, ગવૈયાઓ ચતુરંગી આલાપો લલકારતા, ભુજના મલ્લો કુસ્તીના ખેલો કરી બતાવતા અને કાઠીઓ ઘોડાની રમત રમી દેખાડતા. આવા એક સમૈયામાં સૂરતનો એક આત્મારામ દરજી સ્વામીજી માટે સુંદર ડગલી લઈ આવ્યો હતો. એ જોઈને ભાવનગરના રાજા વજેસિંહે તેવી બીજી ડગલી બનાવી આપવા તેને કહ્યું, અને સો રૂપિયા સિલાઈ આપવાની વાત કરી. પણ આત્મારામે જવાબ આપ્યોઃ 'હવે મને બીજી એવી ડગલી કરતાં આવડે

નહિ. પૈસાના ટેભાથી એ ડગલી સિવાઈ નથી. એમાં તો હેતના ટેભા દીધા છે. બીજી ડગલી સીવવા એવું હેત ક્યાંથી લાવું ?'

ત્યાગ અને વૈરાગ્યના જીવંત આદર્શરૂપ સ્વામી સહજાનંદજી આવી લલિત વૃત્તિઓને કેમ પોષી શક્યા હશે ! પણ સ્વામીજી તો 'સર્વ લલિત કળાની ખાણ' હતા, અને બીજી બાજુ એમનાં નેણાંમાં 'પ્રેમ તણો પ્રવાહ' અખંડિત રહેતો હતો. આથી તો, તે એક બાજુ સૂરતના રસિક ભક્તોએ ભેટ ધરેલાં ઉત્તમ કારીગરીનાં વસ્ત્રાલંકારો સ્વીકારતા, પોતાને મસ્તકે છત્તર ચમ્મર ધરાવા દેતા, હાથી ઉપર સવારી કાઢવા દેતા અને કાઠીઓએ આપેલા અમૂલ્ય ઘોડાઓ સ્વીકારતા. વળી, સૂરત તથા ખંભાતથી એમને માટે ખાસ કેરીઓ, બરફી, સૂતરફેણી વગેરે આવતાં તે સ્વીકારતા. આ બધી મૂલ્યવાન વસ્તુઓની સાથે સ્વામીજીએ એક ડોશીએ વણી આપેલો હાથ પનાનો અને દોઢ હાથ લાંબો એવો એક કટકો આપ્યો હતો, તે છ મહિના સુધી પહેરી રાખ્યો હતો. એ જાણતા હતા કે એ કટકામાં શ્રદ્ધા ભક્તિના તાણાવાણા હતા અને ડોશીએ ખેતરમાં ઊડી ગયેલું રૂ ભેગું કરી તેનું સૂતર કાંત્યું હતું. એક બાજુ તેમને માથે છત્તરચમ્મર ધરાતાં હતાં, તો બીજી બાજુ પોતાના ભક્તોને પ્રસન્ન કરવા માટે સ્વામીજી માર પડવાની ખાતરી છતાં આણંદ ગયા અને ત્યાં તેમણે ધૂળ, છાણ તથા પથરાનો વરસાદ સહન કર્યો. પોતે બહુમૂલી વસ્ત્રભેટો સ્વીકારતા. છતાં, બીજી ઘડીએ તે ઉતારી નાંખી પ્રસાદીમાં આપી દેતા અને પોતાનાં પ્રિય એવાં શ્વેત વસ્ત્રો જ પહેરી રાખતા. પકવાન્ન તે લેતા, પણ તેમાંથી પ્રસાદી જેટલું જ પોતે જમતા ને બાકીનું બીજાને આપી દેતા. વળી, જે ચીજ-

નાં વખાણ થાય, તેનો તો તે ત્યાગ જ કરી દેતા. કાઠીઓએ એક સરસ ઘોડો ભેટ આપ્યો હતો, સ્વામીજીએ થોડાક દિવસ એનો ઉપયોગ સુધ્ધાં કર્યો. એક દિવસ કેટલાક શિષ્યોએ કહ્યું: 'આખા કાઠિયાવાડમાં રોઝા ઘોડાની જોડ મળે એમ નથી.' એ પછી સ્વામીજી એક સાંજે ઘોડા ઉપર બેસી નદીએ સ્નાન કરવા ગયા અને નદી આવતાં ઘોડા ઉપરથી નીચે ઊતર્યા. પાસે જ કોઈ બ્રાહ્મણ ઊભો હતો, તેને ઘોડાની લગામ આપી દઈ પોતે 'શ્રીકૃષ્ણાર્પણ' બોલ્યા. આ જોતાં જ કાઠીઓથી 'હં હં' થઈ ગયું. એટલે સહજાનંદજી કહે: 'ભાઈ! બહુ સારું હોય, તે આપણને ન ખપે.' 'આ પ્રસંગથી કાઠીઓ બે દિવસ સુધી શોકમાં રહ્યા, પણ સ્વામીજીને તો તેનો લેશ સરખો ય નહોતો!

અને, આ લાડ ને રસિકવૃત્તિઓ રખેને ઉચ્છૃંખલતા આણે એ માટે સ્વામીજી સદૈવ ચોકી રાખતા હતા. સાધુઓ ઉપર આની શી અસરો થાય છે, તે પોતે હરઘડીએ તપાસ્યા કરતા હતા. એકવાર સાધુઓ પોતે સ્વામીનારાયણના શિષ્ય હોઇને કોઈ નાનુંમોટું નથી એમ માનવા લાગ્યા અને મુક્તાનંદજી જેવાની અદેખાઈ કરવા મંડ્યા તથા તેમનું અપમાન કરવા લાગ્યા. આવી વૃત્તિ જોઇને સહજાનન્દજીને ખૂબ વેદના થઈ. પોતે મુક્તાનન્દજીને કહ્યું: 'ચાલો, આપણે પાછા વનમાં ચાલી જઇએ.' પણ પછી હરિજનોનો પ્રેમ અને તેમનું કલ્યાણ જોઇ ટકી રહ્યા. છતાં, આના ઉપાય તો એમણે યોજવા માંડ્યા. પહેલાં બાર સદ્ગુરુઓ નીમ્યા અને બધા ત્યાગીઓને એ સદ્ગુરુઓમાં વહેંચી દીધા. આ સદ્ગુરુઓ મારફત સ્વામીજી પોતાની આજ્ઞા સંભળાવવા લાગ્યા. પણ આમ થતાં 'અમે મુક્તાનંદી' અને 'તમે બ્રહ્માનંદી' એવા પક્ષો બંધાયા.

એટલે સ્વામીજીએ ત્યાગીઓને એકે એકે પૂછવા માંડયું: ‘તમે કોના શિષ્ય ?’ તે બધાએ પોતપોતાના સદ્‌ગુરુનાં નામ આપ્યાં, એટલે મહારાજશ્રી બોલ્યા: ‘ત્યારે હું તો હવે શિષ્યવિનાનો થઈ પડ્યો!’ એટલે, સર્વ ત્યાગીઓ બોલી ઊઠયા: ના, મહારાજ! અમે બધા આપના જ શિષ્યો છીએ અને આપની આજ્ઞાએ સદ્‌ગુરુઓના શિષ્યો છીએ.’ પછી, સ્વામીજીએ નવાં મંડળો બાંધ્યાં, અને પેલો પક્ષભેદ પડતો બંધ થયો. પણ એ પછી એક બીજી જાતનો પક્ષભેદ જાગી આવ્યો, અને તે પોતપોતાના પ્રાંતના દેવોનો! આ વાતની સહજાનન્દજીને ખબર પડી, એટલે તેમણે સર્વ ત્યાગીઓને વાસુદેવિયા, નરનારાયણિયા, અને લક્ષ્મીનારાયણિયા, એમ જુદા જુદા મંડળમાં બેસાડ્યા. પછી, પોતે કહે: ‘હવે જે સ્વામીનારાયણિયા રહ્યા હોય, તે મારી પાસે બેસો.’ ‘ત્યાગીઓ આથી શરમાઈ ગયા અને દેવને નામે પક્ષાભિમાન રાખવાનું તેમણે છોડી દીધું.

અહીં જ આપણે સહજાનન્દજીની મંદિરપ્રવૃત્તિ જોઈશું. જે વિશાળ સુસંગઠન સ્વામીજી યોજી રહ્યા હતા, તેનાં મંદિરો પણ અત્યંત મહત્ત્વનાં છે. સંપ્રદાય આટલો વિકસી રહ્યો હતો, સંપ્રદાય બહાર પણ એનો પ્રભાવ પ્રસરતો હતો, અને સમૈયાઓ પણ ચાલી રહ્યા હતા. તો ગૃહસ્થ શિષ્યો તથા ત્યાગી શિષ્યોને પરસ્પર સંબંધમાં રાખવાની ય જરૂરિયાત હતી. આને માટે મંદિર એ એક અનિવાર્યતા છે. આ રીતે અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ અને ધોલેરા વગેરે સ્થળોએ મંદિરો બાંધવાની યોજના થઈ. આ સર્વે શિખરબંધ મંદિરો થયાં, અને તેમાં પાષાણ કે ધાતુઓની મોટી મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. વડતાલમાં લક્ષ્મીનારાયણની, અમદાવાદમાં નરનારાયણની અને ગઢડામાં વાસુદેવની મૂર્તિ સ્થાપ-

વામાં આવી હતી. વળી, આ ઉપરાંત જે જે સ્થળોમાં સત્સંગીઓ રહેતા હોય, તે તે સ્થળોમાં એક એક નાનું 'હરિમંદિર' પણ બાંધવામાં આવ્યું અને તેમાં માત્ર સહજાનંદજીની ચિત્રપ્રતિમા જ રાખવામાં આવી. આ ત્રણ શિખરવાળાં મંદિરોમાં એક શિખર નીચે અથવા બાજુ પરની ભીંતમાં એક ઓરડો કાઢી તેમાં એક પલંગ, તે ઉપર સ્વામીનારાયણની પ્રતિમા અને બની શકે ત્યાં તેમની પ્રસાદીની એક પાઘ તથા બીજી પ્રસાદીની ચીજો ગોઠવવાનો રિવાજ છે. એ ઓરડાને 'સુખશય્યા' કહે છે. આ મંદિરોમાં રાધાકૃષ્ણની, લક્ષ્મીનારાયણની, નરનારાયણની, રેવતી બળદેવની, ધર્મભક્તિની કે શિવપાર્વતીની મૂર્તિઓ હોય છે. એમાં સ્વામીનારાયણની પણ મૂર્તિઓ હોય છે, અને તે હરિકૃષ્ણ નામે કહેવાય છે.

આમાંનાં ઘણાંખરાં મંદિરોની યોજના બ્રહ્માનંદ સ્વામી, આનંદાનંદ સ્વામી અને નિષ્કુલાનંદ સ્વામીને હાથે થઈ હતી. સહજાનન્દજીના વખતમાં બંધાયેલાં બધાં જ મંદિરો પાછળ હરિભક્તો અને ત્યાગીઓની હૃદયપૂર્વકની ભક્તિકલા છે, એ મંદિરો માટે સત્સંગી કડિયાઓ અને સુથારોએ મજૂરી કરી હતી. ગઢડાનું મંદિર બાંધ્યું, ત્યારે દરેક જણે સ્નાન કરી આવીને સવાર સાંજ એક એક પથરો ઊંચકી લાવવો એવો નિયમ હતો. સહજાનન્દજી પોતે પણ એ જ પ્રમાણે એક એક પથ્થર માથે ઊપાડી લાવતા હતા, અને એમ સર્વને જીવંત આદર્શરૂપ હતા. આમ, આ મંદિરોની રચનામાં છેલ્લામાં છેલ્લા થરના સત્સંગીથી માંડીને ઉચ્ચાસને બિરાજતા સહજાનન્દજી સુધીનાની ધર્મભક્તિ, શ્રદ્ધા અને ત્યાગભાવના ઘૂંટાઈ છે. એ મંદિરોમાં જે શિલ્પ સ્થાપત્યની કલા છે, તે પણ એ હરિભક્તોની જીવનકલાની દ્યુતિ છે. સ્વામીનારાયણને મળેલી

અનેક ભેટો આજે જુદાંજુદાં મંદિરોમાં રાખવામાં આવી છે, અને વડતાલમાં તો એક 'અક્ષરભુવન' રાખ્યું છે. એ બધી ભેટ પ્રસાદીમાં ગુજરાતની તે વખતની ઘરગથ્થુ કળાઓ કેટલી ઊંચી કોટિની હતી, તે જોવા મળે છે. તો આ મંદિરો પણ ગુજરાતની સ્થાપત્ય કલાના એક પ્રતિનિધિરૂપ છે. આ રીતે, સહજાનન્દજીએ માત્ર ધર્મપ્રચાર જ કર્યો નહોતો, તેમણે તો લાખો માણસોમાં જીવનદીપ પ્રકટાવ્યો હતો, અને તે સાથે પ્રજાજીવનમાં લલિતકળાઓને સુયોગ્ય સ્થાન તથા પોષણ આપ્યાં હતાં.

અમદાવાદના મંદિરમાં નરનારાયણદેવની પ્રતિષ્ઠા કરવામાં આવી, તે વખતે આ એક અત્યંત પ્રેરક પ્રસંગ બન્યો હતો. પ્રતિષ્ઠા પછી સહજાનન્દજીએ બ્રાહ્મણોની ચોરાશી જમાડવાનો વિચાર કર્યો. પણ ત્યારે એમની પાસે પૂરતા પૈસા નહોતા. આથી, કોઈ ભક્ત એટલા પૂરતા પૈસા ધીરે તેની તપાસમાં તે પડ્યા. એમાં લાલદાસ ગોરાનું નામ જણાવાયું. સ્વામીજીએ તેને વાત કરી. એટલે લાલદાસ બોલ્યોઃ 'મહારાજ ! મારી પાસેથી પૈસા તો નીકળી શકશે. પણ હું મારી પત્નીને પૂછીને આપું.' સ્વામીજીએ કહ્યુંઃ 'ભલે.' પણ લાલદાસે પત્નીને કહ્યું એટલે તેણે જવાબ આપ્યોઃ 'એ રૂપિયા ભગવાને આપ્યા છે, ભગવાનના છે, માટે ભગવાનને આપો. અને તમે શું સમજીને મારી સંમતિ માગવાની મહારાજની આગળ વાત કહી ?' એટલે લાલદાસે સાત હજાર રૂપિયા લાવીને મહારાજને અર્પણ કર્યા. હવે, પંક્તિ ઊઠ્યા પછી સહજાનંદજી તુરત જ બીજે ગામ નીકળી જવાના હતા. હરિભક્તોએ પૂજા કરવાનું શરૂ કર્યું. પછી કોઠારીઓ ભેટના રૂપિયા ગણવાને બેઠા, તો છેવટે સાત હજાર ને અર્ધો રૂપિયો ભેટમાં

આવ્યા હતા! સ્વામીજીએ તુરત જ લાલદાસને તેના સાત હજાર રૂપિયા આપી દીધા. તે વખતે લાધા ઠક્કરે કહ્યું: 'આ તો ભાતા વજે પણ ન વધ્યું.' ત્યારે સહજાનન્દજી કહે: 'હું ભેળો છું, ત્યાં સુધી તમે ભાતાની શું કામ ચિન્તા કરો છો?'

૧૫

આ સર્વ દિશાની જાગૃતિમાં સહજાનન્દજીએ શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં પણ જબરદસ્ત વેગ આપ્યો હતો. રામાનન્દજીના વખતમાં સારા વિદ્વાનની અને સારા ગવૈયાની ખોટ હમેશાં ગણાતી હતી. તે વખતે સ્વામી મુક્તાનંદ કવિતા તથા ભજન કરતા, પણ એમનો તે સમયનો અભ્યાસ તુલસીદાસ તથા સુરદાસ વગેરે કવિઓ પૂરતો જ હતો. તેમને સંસ્કૃત આવડતું નહોતું, અને ભજન પણ સંગીતની શાસ્ત્રીય પદ્ધતિએ કરી શકતા નહોતા. સહજાનંદજીએ બંને ઊણપો પૂરી દીધી. એકવાર આત્માનન્દ નામે એક જુના સાધુ ઉપદેશ કરવા ગયા હતા. આમ તે બહુ ઓછું ભણ્યા હતા, પણ એમની ગુરુભક્તિ ઉત્તમ પ્રકારની હતી. એમને 'વચનમૂર્તિ' કહેવામાં આવતા. કોઇ ગામમાં કોઈક શાસ્ત્રીઓએ એમને પૂછ્યું, 'તમારું સ્વરૂપ શું?' એટલે આત્માનન્દજી કહે: 'ગુરુનું વચન.' આ ઉત્તર ઉપર શાસ્ત્રીઓએ ફરી ફરીને ટકોર કરી, અને સ્વામી તો પોતાનું સર્વ વેદાન્ત 'ગુરુનું વચન' જ જણાવતા રહ્યા. આથી, શાસ્ત્રીઓએ એમને મૂરખ ઠેરવ્યા અને એમનું અપમાન કર્યું. સહજાનન્દજીને આ વાતની ખબર પડી અને એમને આ સ્થિતિ શોકપાત્ર લાગી. એમણે તરત જ નાના મોટા સર્વ સાધુઓને ભણવાની આજ્ઞા કરી. મુક્તાનન્દ અને બ્રહ્માનંદ જેવા વૃદ્ધ સાધુઓ પણ આ આજ્ઞાને ઝીલી સૂરત

ભણવા રહ્યા. તે જ્યારે ભણીને પાછા આવ્યા, ત્યારે એમને સભામાં દબદબાભર્યો સત્કાર આપવામાં આવ્યો. આમાં મુક્તાનન્દ સ્વામીનો અભ્યાસ તો એટલો સરસ થયો કે તેમણે એકલાએ વડોદરામાં પંડિતોના શાસ્ત્રાર્થમાં વિજય મેળવ્યો. આ સાથે સહજાનન્દજી બીજા અનેક નાના મોટા સાધુઓને પ્રસાદી આપી ભણવામાં ઉત્તેજન આપતા હતા, અને જે ચારિત્ર્યવાન સાધુ વિદ્વાન થાય, તેને માન પણ મોટું દેતા હતા. પરિણામે ગોપાળાનંદ, નિત્યાનંદ, શુકાનંદ, અને વાસુદેવાનન્દ જેવા સંસ્કૃત કવિઓ અને વેદાન્ત તથા ન્યાયના શાસ્ત્રીઓ તેમજ ભાષ્યકારો ઉત્પન્ન થયા. સહજાનંદજીએ દીનાનાથ ભટ્ટ નામના સંસ્કૃત શાસ્ત્રી અને કવિને ખાસ સંસ્કૃત પુસ્તકો લખવા માટે રોકયા. સ્વામી ગોપાળાનન્દે સ્વામીનારાયણના સિદ્ધાન્ત પ્રમાણેનાં ગીતાભાષ્ય, સૂત્રભાષ્ય અને બીજાં કેટલાંક પુસ્તકો રચ્યાં, સ્વામી નિત્યાનન્દે શ્રીહરિદિગ્વિજય નામે ગ્રંથ રચી સ્વામીનારાયણના વેદાન્ત સિદ્ધાન્તો સમજાવ્યા. આ ઉપરાંત તેમણે કેટલાંક પુસ્તકોની સંસ્કૃતમાં તેમજ ગુજરાતીમાં ટીકાઓ લખી. શુકમુનિએ સંપ્રદાયના ગ્રંથોની ટીકા લખી, ગુજરાતી 'વચનામૃતો'નો સંસ્કૃત અનુવાદ કર્યો તેમજ તે ઉપર ભાષ્ય લખ્યું. દીનાનાથ ભટ્ટ અને વાસુદેવાનંદ બ્રહ્મચારીએ 'સત્સંગી જીવન' અને 'સત્સંગીભૂષણ' એ બે મોટા ગ્રંથો રચ્યા.

તે વખતે વિદ્વાનવર્ગમાં પ્રવેશ પામવાને સંસ્કૃત ભાષા જ એક વાહન હતું, અને સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા પણ ભારતીય સંસ્કૃતિમાં અવિચલ છે. આથી જ, સ્વામીજીએ આવી પ્રવૃત્તિ ચલાવી. પણ સહજાનન્દજી સમર્થ દ્રષ્ટા હતા. તેમનો દૃઢ મત હતો કે સંપ્રદાયનાં પુસ્તકો જ સંપ્રદાયની પુષ્ટિ કરે છે. આથી, જનસમૂહમાં તો પ્રાકૃત ભાષાને જ મોખરાનું સ્થાન અપાવું

જોઇએ. આ હેતુથી સહજાનન્દજીએ સ્વામી મુક્તાનન્દને ગુજરાતીમાં જ લખવાની આજ્ઞા કરી હતી, અને તે તેમણે અક્ષરશઃ પાળી હતી. એ સ્વામી ક્ષય રોગથી પીડાતા હતા, તોપણ છેક પોતાના અવસાનના આગલા દિવસ સુધી એમણે કલમ ચલાવ્યા કીધી હતી, અને કલમ મૂકી તે પણ સ્વામી ગોપાલાનન્દની આજ્ઞાથી જ. એ જ રીતે બ્રહ્માનંદ અને પ્રેમાનન્દ વગેરે સાધુઓએ રોજ અમુક પદો લખ્યા વિના જમવું નહિ એવો નિયમ રાખ્યો હતો. અને નિષ્કુલાનન્દ સ્વામીએ તો ત્યાગ ને વૈરાગ્યથી ભરેલાં પુસ્તકોમાં પોતાનો સમસ્ત પ્રાણ જ રેડી દીધો. આજે ગુજરાતી સાહિત્યનો ઉપરછલ્લો અભ્યાસ કરનાર પણ સ્વામીનારાયણ સંપ્રદાયે સાહિત્યમાં આપેલા સંગીન ફાળાને સહેજે જોઈ શકે એમ છે.

પણ સહજાનંદજી સાચી મોક્ષદાયિની વિદ્યાને જ મહત્ત્વની ગણતા હતા. આથી, નરી પંડિતાઈ માટે તેમને જરાય મોહ નહોતો. વિદ્વત્તા કરતાં ચારિત્ર્ય જ તેમને વિશેષ આદરયોગ હતું. એક વાર એક સાધુને સહજાનંદજીએ બુરાનપુરા જવા આજ્ઞા આપી. કોઇકે કહ્યું: 'મહારાજ! આ સાધુ ભણેલા નથી, એટલે કોઈ સવાલજવાબ કરશે તો મૂંઝાઈ જશે.' ત્યારે સહજાનંદજીએ કહ્યું: 'એ ભણેલા નથી, તેની ચિંતા નથી. એમનું વૃત્તાંત (ચારિત્ર્ય) શુદ્ધ છે અને ધન તથા સ્ત્રીથી એ લેવાય એમ નથી. એટલે એ જ વસ્તુ એમને સહાય કરશે.' એક બીજા નૃસિંહાનંદ નામે સાધુ હતા. સવારના ઊઠીને તે સહજાનંદજી પાસે દીવો બળે તેને અજવાળે વાંચવા બેસતા. પણ, સાધુને વાંચવાનાં પાનાં તો આઘાં જ રહી જતાં, અને પોતે સહજાનંદજીની મૂર્તિનું જ ધ્યાન રાખ્યા કરતા. આ જોઈ સ્વામીજી એમને ઠપકો આપતા તો તે જરા પાનાં લેતા પણ

ફરી એકવૃત્તિથી એકીટશે સ્વામીજીને નીરખી રહેતા. એક દિવસ આમ નૃસિંહાનંદ સ્વામીજીની મૂર્તિના ધ્યાનમાં પડી ગયા હતા, ત્યાં પાસે રહેલી સગડીની ઝાળ લાગી અને હાથમાંનાં પાનાં સળગી ઊઠ્યાં. સહજાનંદજીએ ધાર્યું કે ઘણા સાધુઓને ભણવાનું ગમતું નથી, તેમ આ પણ હશે. અને તેથી આણે આવો ફેલ કર્યો છે. આમ, સ્વામીજીએ એમને 'ફેલી' કહીને ઠપકો આપ્યો, એટલે નૃસિંહાનંદ રોઈ પડ્યા. તે બોલ્યાઃ 'મહારાજ! હું ફેલ કરતો નથી. પણ મારું ચિત્ત આપનામાં ખેંચાઈ જાય છે, અને હું સ્થિર થઈ જાઉં છું.' ત્યારે સ્વામીનારાયણ અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યાઃ 'તમે હવે બધું ભણી ચૂક્યા. ભણાવી ભણાવીને પરમેશ્વરમાં સ્થિર વૃત્તિ કરવી એ જ હેતુ છે.' વળી, એક વાર સ્વામીજીએ દીનાનાથ ભટ્ટને પૂછ્યુંઃ 'તમને કેટલા શ્લોક મોઢે આવડે છે?' દીનાનાથ કહેઃ '૧૮,૦૦૦.' 'તો, એમાંથી તમે મોક્ષના કેટલા માન્યા છે?' દીનાનાથે ઉત્તર આપ્યોઃ 'મહારાજ! એનો તો મેં હિસાબ કર્યો નથી.' 'ત્યારે,' સહજાનંદજીએ કહ્યુંઃ 'એમ શ્લોક કંઠે કરીને શો દિવસ ઉજાળ્યો?'

શિક્ષણ ને સાહિત્ય સંબંધીની ઊણપને સહજાનંદજીએ ઉપર પ્રમાણે દૂર કરી, તો સંગીત સંબંધમાં પણ એમણે સરસ વ્યવસ્થા કરી. સ્વામી પ્રેમાનંદ અને સ્વામી દેવાનંદ બે ઉત્તમ સંગીતકાર હતા, અને સ્વામી પ્રેમાનંદને તો પૂર્વાશ્રમમાં પણ એનો સરસ અભ્યાસ હતો. એમના સંગીતથી મોટી મોટી સભાઓ પણ હાલી ઊઠતી. એમના સંગીતમાં પાર વિનાનો પ્રેમ ભરેલો રહેતો, અને સહજાનન્દજીએ એમને માટે એકવાર કહ્યું હતુંઃ 'એ સાધુને ઊઠીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ એવું મન થઈ જાય છે.' આજે પણ

પ્રેમાનંદ સ્વામીનાં ભજનો વાંચતાં હૃદય હાલી ઊઠે એમ છે. આમ, લેખક મંડળની જેમ સહજાનંદજીએ ભજનમંડળ પણ ઊભું કર્યું.

## ૧૬

આમ, સહજાનંદજીનું ધર્મચક્ર ચાલી રહ્યું. એમાં ત્યાગ ને વૈરાગ્યના જીવતા આદર્શસમા પરમહંસોનું મંડળ થયું, ગુરુવચને ‘ચુરેચુરા’ થઈ જનારા શૂરવીર શિષ્યસંઘો થયા, અહિંસક યજ્ઞો થયા, પતિતોના ઉદ્ધાર થયા, દીનોમાં દયા વિસ્તરી, સમૈયા થયા, મંદિરો થયાં, શિક્ષણ ને સાહિત્યની સુદૃઢ વ્યવસ્થા થઈ અને ગુજરાતભરમાં તેમજ પરપ્રાંતોમાં પણ સહજાનંદજીની ધર્મસંસ્કારની પ્રવૃત્તિઓએ ખૂણા ને ખંડ અજવાળી દીધા. પણ ત્યાં એક પ્રશ્ન ઊભો થયો. આજ સુધી સહજાનંદજી પાસે કશોય પરિગ્રહ નહોતો, પોતાને નામે એક પાઈની પણ મિલકત નહોતી. હવે મંદિરો થતાં સ્વાભાવિક રીતે પરિગ્રહ શરૂ થયો. એટલે સહજાનંદજીને આવી કંઈક વિચારણા જાગી: ‘આ મોટાં મોટાં મંદિરો કરાવ્યાં છે અને તેમાં સુધીર સંતોને રાખ્યા છે. પણ એ સંતો તો ત્યાગી છે. તેઓ સદા વીતરાગી હશે? અને વળી, મમત વિના મંદિર પણ કેમ રહેશે? આ બંને વાત કેમ કરીને બેસતી આવશે? ત્યાગીઓ તો ધન અને ત્રિયાને ત્યજીને બેઠા છે. તેમને દેહના સુખને વિષે કશી જ સ્પૃહા નથી. તેમનાથી આ જાયગાઓ કેવી રીતે સચવાશે? માટે આ મંદિરોનો એક ધણી સ્થાપીએ અને તે આ બધા પરિગ્રહોની સંભાળ રાખે.’

આમાંથી મંદિરો માટે આચાર્ય નીમવાનો વિચાર આવ્યો. પણ, એ આચાર્યની સ્થાપનામાં પણ સહજાનંદજીએ નવો જ

મારગ લીધો. એક બાજુ ત્યાગીઓ સંસારની ખટપટથી વેગળા રહી શકે, એમને નિર્વાહની નચિન્તાઈ રહે અને બીજી બાજુ તેઓ નિરંકુશ ન બની જાય એ સહજાનંદજીના મુદ્દાઓ હતા. વળી, ગૃહસ્થાશ્રમી તથા ત્યાગાશ્રમી એ બંને વચ્ચે એક ભાવના રહે અને જુદાં જુદાં મંદિરોની વ્યવસ્થા એકબીજાથી તદ્દન સ્વતંત્ર ન થઈ જાય એ પણ એમની વિચારણામાં હતું. પછી, સર્વ સત્સંગીઓને એક અધ્યક્ષના હાથ તળે ઓછામાં ઓછું બે વાર ભેગા થવાનું અને કરવાનું બની આવે, એ હેતુ રહ્યો. આ રીતે આચાર્યની સ્થાપના થઈ. પણ, લાખોની મિલકતના ધણી થઈ જનાર એ આચાર્યની અધોગતિ ન થાય, તે માટે સહજાનંદજીએ તેના ઉપર પણ અંકુશો મૂક્યા. એ પ્રમાણે આચાર્ય ગૃહસ્થ હોય, પણ પોતાના નજીક સંબંધની ન હોય એવી સ્ત્રીઓ સાથે બોલી શકે નહિ, તેમને અડે નહિ, તેમ તેમને ઉપદેશ પણ આપે નહિ. તે શિષ્યોએ આપેલું ધાન્ય વેચે નહિ, એટલે શિષ્યો પાસેથી ધાન્ય લઈ પૈસા કમાવાનો ધંધો ન માંડે. પોતાનો સર્વ વ્યવહાર તે આગેવાન ત્યાગીઓ અને ગૃહસ્થોની સલાહ લઈ કરે, પણ સ્વતંત્ર રીતે કરે નહિ. છેલ્લો અંકુશ આચાર્યની સંખ્યા સહજાનંદજીએ નક્કી કરી હોય, તે જ રાખવી એ મૂક્યો હતો.

ત્યારે આચાર્ય કોને કરવો? ભાડૂતી બ્રાહ્મણ પૂજારીઓથી મંદિરની પૂજા કરાવવાનો અખતરો તો આ પહેલાં જ નિષ્ફળ ને હાનિકારક પુરવાર થયો હતો. વાસુદેવાનંદ નામે બ્રહ્મચારીને આચાર્ય કરવાનો પ્રયોગ થયો, તે પણ સાવ નિષ્ફળ ગયો. આથી, સંત–હરિજનોના આગ્રહથી સહજાનન્દજીએ પોતાના કુટુંબીઓને અયોધ્યાથી તેડી મંગાવવાનો વિચાર કર્યો. અને સંવત ૧૮૮૨ના કારતક માસની સુદ અગિયારસે સહજા-

નન્દજીએ પોતાના બે ભાઈઓ રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો અયોધ્યાપ્રસાદ અને રઘુવીરને અનુક્રમે અમદાવાદની નર-નારાયણદેવની અને વડતાલની લક્ષ્મીનારાયણદેવની ગાદીના આચાર્યો નીમ્યા. પોતે બંનેના ધર્મો સમજાવનારો અને દેશ-વિભાગ કરનારો એક ખરીતો લખ્યો, અને એ જ ખરીતો સર્વ મતભેદોમાં કે વિરોધોમાં પ્રમાણરૂપ ઠરાવવામાં આવ્યો.

આમ, સ્વામીનારાયણ સંપ્રદાય સુદૃઢ ને સર્વાંગ સંપૂર્ણ થયો. હવે એમાં બે લાખ જેટલા અનુયાયીઓ હતા. હજારો માણસોનાં જીવનમાં આભધરતીનો પલટો થઈ ગયો હતો, નવું ચૈતન્ય સ્ફુરી રહ્યું હતું, ઝીણી વિવેકશક્તિ વર્તી રહી હતી, અને બદીઓ તથા વ્યસનો નીકળી જતાં, તેમનામાં પ્રાણદાયી વિશુદ્ધિ ઝળકી ઊઠી હતી. ત્યાગીઓએ જેમ વેરાગીઓના માર ખાધા, તેમ ગૃહસ્થીઓએ મહાજનોના કોરડા ઝીલ્યા. આ ગૃહસ્થીઓ વરસો સુધી ન્યાતબહાર મુકાયા. તેમની સાથે કોઈ વહેવાર કરતું નહિ, તેમને ત્યાં હજામ હજામત કરવા આવતો નહિ, અને તેમને ત્યાં કોઈ મરણ પામે તો તેનું શબ સુદ્ધાં કોઈ ઉપાડતું નહિ. પણ આવી આકરી આગમાં ય એ અનુયાયીઓ પોતાના ઇષ્ટદેવ સહજાનન્દજીને વચને ચૂરેચૂરા થઇ જતા. એ સૌને મન સહજાનન્દજી સકલ અવતારોના અવતારી હતા.

## ૧૭

પ્રેમસખી પ્રેમાનંદે સહજાનન્દજીની ઊંચાઇ વગેરે વિશે વિગતવાર વર્ણન કર્યું છે. તે કહે છે: હરિવરની શી શોભા કહું ? એ શ્યામ શરીરે શોભી રહ્યા છે, અને એમનો ભીનો વાન જોઈને હું એમના ચરણકમલ પર મોહી પડું છું. એ

આજાનબાહુ છે, અને સવાચોસઠ તસુ ઊંચા છે. એ ઘેરે સાદે ગાજે છે, અને એ સાંભળી મેઘનગારાં બાજે છે. જેમના વાસમાં કેસરનો સુગંધ છે. કુતૂહલથી ભરેલા, જોગકળાના ભર્યા દરિયા, અને બ્રહ્મવિદ્યાના સ્વામી એવા એ હરિના પદને ઉરમાં ધારી રહું છું. એ મારા નાથજીને હું જતન કરીને મારાં નેણાંમાં રાખું છું.' અને, આપણે જાણીએ છીએ કે એ પ્રેમાનન્દ 'નાથજી આગળ' 'નિશદિન ગાવા' હાજર રહેતા હતા. સહજાનંદજીની મદઝર ગજના જેવી ચાલ અને ચહુકોર ઝૂકી રહેતા છૂટા પેચ, ફૂલનો નવરંગ તોરો અને વાંકડી કલગી એ તો એમના સખા બ્રહ્માનંદજીના જીવમાં જડાઈ ગયાં હતાં. એ 'માણકીના અસવાર' અને 'રસીલા લાલ'ને નીરખીને અનેક ભક્તોએ પોતાના જન્મ સુફળ માન્યા હતા. ભક્ત-કવિઓએ આ પ્રમાણે પોતાના પ્રાણજીવનની વીગતે વીગત આપી છે. આ સાથે નિષ્કુલાનંદ તથા આધારાનંદ સ્વામીના 'ભક્તચિન્તામણિ' 'પુરુષોત્તમપ્રકાશ' અને 'હરિચરિત્ર' વગેરે ગ્રંથોમાં સહજાનંદજીનું ચરિત્ર આલેખાયું છે. સ્વામી નિર્ગુણદાસ, આત્માનંદ અને પ્રસાદાનંદજી વગેરેની 'વાતો' સહજાનંદજીના જીવનના અનેક પ્રસંગો વર્ણવે છે.

પણ માત્ર બાહ્ય વર્ણન ઉપરથી એ અનુપમ જ્યોતિને નીરખી શકાય એમ નથી. અહીં એમનાં પોતાનાં 'વચનામૃતો'ની પ્રસાદી મેળવી આપણે એમને નયણાંમાં ઉતારી હૃદયામાં સ્થાપીએ. સ્વામીજી કહે છે: 'જુઓને, અમે એકવીશ વર્ષ થયાં શ્રીરામાનન્દ સ્વામી પાસે આવ્યા છીએ. તેમાં અનંત ભાતનાં વસ્ત્ર તથા અલંકાર તથા ખાનપાનાદિક તેણે કરીને સેવાના કરનારા અનંત ભક્તો મળ્યા છે. પણ અમારું મન કોઈ પદાર્થમાં લોભાણું નથી. શા માટે જે

અમારે ત્યાગનો જ ઈશક છે.' પછી સ્વામીજી કહે છેઃ 'અમારો તો એ જ ઈશક છે ને એ જ સિદ્ધાંત છે જે તપે કરીને ભગવાનને રાજી કરવા ને ભગવાનને સર્વના કર્તાહર્તા જાણીને અને સ્વામીસેવકને ભાવે કરીને તે ભગવાનની ભક્તિ કરવી અને કોઈ રીતે તે ભગવાનની ઉપાસના ખંડન થવા દેવી નહિ.' આવી અખંડ ઉપાસના જ એમના જીવનની મોટપ છેઃ 'શ્રીનરનારાયણના પ્રતાપથી અમને એવું વર્તે છે જે હું આત્મા છું, અછેદ્ય છું, સચ્ચિદાનંદ છું; અને અમારી જે મોટપ છે તે તો સ્વસ્વરૂપનો પ્રકાશ તથા શ્રીનરનારાયણની ઉપાસના તે વડે છે. પણ ભારે ભારે વસ્ત્ર તથા અમૂલ્ય આભૂષણ તથા રથ, પાલખી, હાથી, ઘોડા, તેની જે અસવારી તે વડે કરીને મોટપ નથી. અને જગતનાં સર્વે માણસ અને જગતના સર્વે રાજા સત્સંગી થઇને હાથ જોડીને ઊભા રહે તે વડે કરીને પણ અમારે મોટાઈ નથી. અને આ સત્સંગી સર્વે છે તે વિમુખ થઈ જાય અને મુને કોઈ માને નહિ અને પહેરવાને વસ્ત્ર અને રહેવાની જગ્યા ન મળે તેણે કરીને અમારી હીણપ થતી નથી.'

આ મોટપની પાછળ કેટલી જાગૃતિ રહી હતી તે આ વચનોમાં મળશે; 'અમે અમદાવાદમાં શ્રીનરનારાયણદેવની પ્રતિષ્ઠા કરવા ગયા હતા, ત્યારે હજારો માણસનો મેળો ભરાયો હતો. પછી જ્યારે શ્રીનરનારાયણદેવની પ્રતિષ્ઠા થઈ રહી અને અમદાવાદના બ્રાહ્મણ ચોરાશી જમી રહ્યા. પછી અમે સાબદા થઈને ચાલી નીસર્યા તે જેતલપુરમાં જઇને રાત રહ્યા. પછી ત્યાં જઇને એવો વિચાર કરવા માંડ્યો જે જેટલાં માણસો દેખ્યાં છે, જેટલી પ્રવૃત્તિ દેખી છે તેને ટાળી નાખવી. પછી તેને વિસાર્યાને અર્થે હઈયામાં અતિશે દુઃખ થયું તેણે કરીને શરીરે પણ માંદા થઇ ગયા. પછી ત્યાં થકી ધોળકે જઇને

રાત રહ્યા અને ધોળકાના ચાલ્યા એને એ વિચારમાં ગામ કોઠ્યને પાસે ગણેશ ધોળકાની રાણ્યોમાં જઈને રાત રહ્યા. તે વિચાર એવો કરવા માંડ્યો જે દેહની સ્મૃતિ ન રહી. પછી વિચારતાં વિચારતાં સર્વે પ્રવૃત્તિને વિસારી મેલી ને જેવા અમે કાંકરિયે તળાવે ઊતર્યા નહોતા ને મેળો પણ ભરાયો નહોતો ને ત્યારે કોઇ જાતનો ઘાટ નહોતો તેવી રીતે સર્વે ઘાટ ટાળી નાંખ્યા. અને જ્યારે લૌકિક ઘાટ મટી ગયા, ત્યારે અંતર્દૃષ્ટિ રહેવા માંડી.....પછી અમે મનને કહ્યું જે તારું જેવું રૂપ છે તેવું હું જાણું છું. જો ભગવાન વિના બીજા પદાર્થનો ઘાટ ઘડ્યો તો તારા ભૂકા કરી નાંખીશ. તેમજ બુદ્ધિને કહ્યું, જે ભગવાન વિના બીજો નિશ્ચય કર્યો તો તારી વાત છે. તેમજ ચિત્તને કહ્યું, જે ભગવાન વિના બીજું ચિંતવન કર્યું તો તારા પણ ભૂકા કરી નાંખીશ. તેમજ અહંકારને કહ્યું, જે ભગવાનના દાસત્વપણા વિના બીજું અભિમાન ધર્યું તો તારો નાશ કરી નાંખીશ. પછી તો અમારે જેમ આ લોકના પદાર્થની અત્યંત વિસ્મૃતિ થઈ હતી, તેમજ દેવલોક બ્રહ્મલોકના પદાર્થની પણ અત્યંત વિસ્મૃતિ થઈ ગઇ. અને જ્યારે એ સર્વે સંકલ્પ ટળી ગયા, ત્યારે સંકલ્પનો મંદવાડ હતો, તે પણ ટળી ગયો.'

એમની કરુણામયતાનું પાતાળ ઝરણું જોઈને પાવન થઇશુંઃ અને અમારાથી તો એક ગરીબ પણ દુઃખાયો હોય, તો અમારા અંતરમાં એવો વિચાર આવે છે જે ભગવાન સર્વાન્તર્યામી છે તે એક ઠેકાણે રહીને સર્વના અંતરને જાણે છે. માટે જેને અમે દુઃખવ્યો તેના જ અંતરમાં વિરાજમાન હશે ત્યારે અમે ભગવાનનો અપરાધ કર્યો. એમ જાણીને તેને પગે લાગીને તેને કાંઈક જોઈતું હોય તે આપીએ પણ જે પ્રકારે તે રાજી થાય તેમ કરીએ છીએ.' વળી, શ્રીજીમહારાજ કહે છેઃ

'અમારે તો પરમેશ્વરના ભક્ત ઉપર અતિશય દયા વર્તે છે. અમારો દયાળુ સ્વભાવ છે, તો પણ જે હરિભક્તનો દ્રોહી હોય તેનો તો અમારે અભાવ આવે છે. અને હરિભક્તનું ઘસાતું જો કોઈ બોલ્યો હોય અને એને જો હું સાંભળું તો તે સાથે હું બોલવાને ઘણો ઇચ્છું પણ બોલવાનું મન જ થાય નહિ. અને જે ભગવાનના ભક્તની સેવાચાકરી કરે તે ઉપર તો અમારે અતિશય રાજીપો થઈ જાય છે. અને મારી પ્રકૃતિ એમ છે જે થોડીક વાતમાં કુરાજી પણ ન થાઉં અને થોડીક વાતમાં રાજી પણ ન થાઉં.' અને મારે તો એ જ અંગ છે જે જો ભગવાનનો ખરેખરો ભક્ત હોય તો હું તો તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું; અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરું છું.'

આ દયા, વત્સલતા, અને કારુણ્યને લીધે જ સહજાનન્દજી એક બાજુ વજ્રથીય કઠોર થાય છે તો બીજી બાજુ કુસુમ કરતાંયે કોમળ રહે છે. આથી તો નિયમનો ભંગ કરનારને તે કડક શાસન આપતા અને વળી પાછા તેને પોતાનો કરતા. એમની સ્નેહાધીનતાના આ પ્રસંગો જોઇશું: એકવાર સહજાનન્દજી ભાડેર ગામે પાતલભાઈને ઘેર જમવા પધાર્યા હતા. પાતલભાઇની પત્નીએ સ્વામીજીને પીરસવા માંડ્યું. મહારાજ જમતા હતા, ત્યાં બાઇ કહે: 'દૂધ લાવું?' સ્વામીજીએ કહ્યું: 'ભલે.' અને, બાઇ અંદરથી દોણી લાવીને મહારાજને પીરસી રહી. મહારાજ પણ એ પીતાંપીતાં કહે: 'આ દૂધ તો ભારે ગળ્યું છે, ને માંહી સાકર નાંખી છે.' આમ ત્રણવાર મહારાજે માંગીમાંગીને પીધું! પછી એ બાઈ બીજાઓને માટે છાશ લેવા ગયાં! તો ખબર પડી કે પોતે મહારાજને દૂધને બદલે છાશ જ પીરસી દીધી હતી! એટલે તે ખૂબ પસ્તાવો કરવા લાગ્યાં,

અને મહારાજને કહેવા લાગ્યાં:' અરે! મેં તો તમને છાશ પાઇ ને દૂધ રહી ગયું.' ત્યારે મહારાજ કહે: 'એ તો દૂધ હતું. જે તમે અતિ હેતે કરીને પાઈ તે દૂધ કરતાં ગળી લાગી.'

આ જ સ્નેહાધીનતાને લીધે સ્વામીજીએ ઉપલેટામાં આહિરને ત્યાં જઈ જાતે માંગીને ખાધું હતું. એમ પોતાને હાથે કોઠલામાંથી ઘેંસ ને દૂધ લઇને થાંભલાને ઓઠીંગણ દઈને સ્વામીજી જમ્યા હતા. તેથી 'પ્રેમીને ઘેર એ અણુતેડ્યા આવે છે, ને બીજાને તો ધ્યાનમાં પણ દુર્લભ છે.' આ પ્રેમની લાગણી એમનામાં એટલી ઉત્કટ હતી કે એમને કેટલાક 'રીત ભાત વિના'ના પણ કહી દેતા. જૂનાગઢમાં એમની સવારી નીકળી હતી. સવારી નવાબની કચેરી આગળથી જતી હતી, ત્યાં કોઈ પગીના છોકરાએ સ્વામીજીના હાથમાં એક ચીભડું મૂક્યું. આપનારનો પ્રેમ પારખીને સ્વામીજીએ એ ચીભડું ત્યાં ને ત્યાં જ ખાવા માંડ્યું. આથી, દીવાન કહે: 'જોયા! મોટા ભગવાન કહેવડાવે છે ને ચીભડું જોયું જ ન હોય તેમ ભરસવારીએ ભચડવા બેઠા છે!' પણ નવાબ કહે: 'ના, ના. એ તો ઓલિયા છે. તો જ આમ ખાઈ શકે.'

આથી તો સ્વામીજી પોતાને હાથે સાધુને માટે રસોઈ કરતા, પોતાને હાથે તેમને પીરસતા, અને અતિપ્રેમથી તેમના મોંમાં કોળિયા મૂકતા. કોઇ સ્વાદુ જણસ હોય, તો સ્વામીજી પોતાના હરિજનને આપીને જ જમતા. વળી, સ્વામીજી મંદવાડમાં સેવાચાકરી કરાવે, સાધુ વિદેશથી આવે ત્યારે સામા ઊઠીને તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે, ક્યારેક તેની પ્રદક્ષિણા પણ ફરે, અને તેને ખૂબ સ્નેહથી દાબીને ભેટે: હોળીમાં રંગે રમાડી અને શરદમાં રાસ લેવડાવી તે સાધુઓને આનન્દમાં તરબોળ કરી મૂકે. આવા કરુણાલોચન સ્વામીજીને સાધુઓને

માર પડેલો જોઈને આંખમાં પાણી ભરાઈ આવતાં. આમ છતાં, મારનારને વિશે સ્વામીજી જરા સરખી પણ દુરીચ્છા બતાવતા નહિ. એક વાર વેરાગીઓએ સાધુઓને એવા માર્યા કે તેમના વાંસા ઉપર સોળ ઊઠી આવ્યા. આ જોઈને સ્વામીજીએ જમીન પર હાથ અફાળી દીધા અને એમનાથી બોલાઈ ગયું: 'અરેરે! પાપીઓએ મારા સાધુઓને આવા માર્યા!'

સ્વામીજી કોઈને નારાજ કરે એવું તો હતું જ નહિ. એક વાર સભા ચાલી રહી હતી, તેવામાં સરપ નીકળ્યો. સ્વામીજી સરપવાળી જગાએ જવા ઊઠ્યા. એ જતા હતા એવામાં એક બાળક એમને પગે લાગવા આવ્યો. સ્વામીજીએ ઉતાવળમાં એને હાથ પકડીને દૂર કર્યો. આથી છોકરો ઝંખવાણો પડી ગયો. પણ સ્વામીજી પાછા આસને આવીને બેઠા, ત્યારે પેલો છોકરો એમનાથી ભુલાયો નહોતો. એમણે તેને પાસે બેસાડ્યો ને પ્રસાદી આપી.

એક વાર ગઢડામાં શ્રીજીમહારાજ હજામત કરાવતા હતા. હજામને એક છોકરાએ કહી રાખ્યું હતું કે તમે મને શ્રીજીમહારાજના વાળની પ્રસાદી આપજો. હજામે તે કરવા કબુલ રાખ્યું હતું. પણ હજામત પૂરી કરીને હજામ તો વાળ આપ્યા વિના જ ચાલી ગયો, એટલે પેલા છોકરાએ રડવા માંડ્યું. મહારાજે તેને પૂછ્યું: 'કેમ રડે છે?' તો છોકરાએ બધી વાત ખુલાસાથી કરી એટલે મહારાજ બોલ્યા: 'અરે એમાં શું થઈ ગયું? તું આ મારી શિખા લઈ લે,' પેલો કહે: 'ના મહારાજ! શિખા તો ન લેવાય.' પણ તેટલામાં તો શ્રીજીમહારાજે પોતે જ કાતર લઈને શિખા કાતરી આપી!

આથી જરા જુદી એક બોધક ઘટના જોઈએ. ગઢડાના ઝીણાભાઈને હાથીભાઈ કરીને એક પુત્ર હતો. એક વાર એક

જૈનસાધુ બજારમાંના અપાસરામાં બેઠો હશે. તેને જોઈને પેલો હાથીભાઈ થૂંક્યો; અને એ થૂંકમાંનું થોડુંક એ સાધુ ઉપર પડ્યું. સાધુએ પોતાના શિષ્યોને કહ્યું: 'આ સ્વામીનારાયણના શિષ્યોએ મારા પ્રત્યે બેઅદબીભર્યું વર્તન બતાવ્યું છે.' હવે સાધુના એ શિષ્યોમાંના કેટલાક તો બજારના આગેવાન માણસો હતા. સાધુની વાત સાંભળીને તેમણે તરતજ પોતાની દુકાનો બંધ કરી દીધી. શ્રીજીમહારાજને આ વાતની ખબર પડી, એટલે પોતે જ તે સાધુ પાસે ગયા. પોતે તેમને ચરણે પડીને ક્ષમા માગી. આથી, હડતાળ ખૂલી ગઈ.

## ૧૮

સંવત ૧૮૬૯માં કાઠિયાવાડમાં ભયંકર કાળ પડ્યો હતો. આ દુકાળની સ્વામીજીએ આગળથી આગાહી કરી હતી અને ગામેગામ પત્રો લખીને અન્નનો સંઘરો કરવા આજ્ઞા આપી હતી. એ કાળમાં સ્વામીજીએ સર્વ સાધુઓને કાઠિયાવાડની બહાર મોકલી દીધા અને દર્શનને બહાને પણ પોતાની પાસે ન આવવા આદેશ આપ્યો. પોતે તો એક વર્ષ શોક પાળ્યો અને નખ તથા કેશ વધાર્યા. એ કપરા કાળમાં સ્વામીજીએ દયાનાં અનેક કાર્યો કર્યાં હતાં. પોતે ગુજરાતથી અનાજ મંગાવી દાન આપતા, દુકાળમાં પટકાયેલા લોકોમાં કેટલાક તો આવો વિચાર સેવી રહ્યા હતા: 'આ મહારાજને ઘણા સાધુઓ છે. મહારાજને કેદ કરી લઈએ, તો એમના છુટકારા માટે ભારે રકમ માગી શકાય છે. અને એ રકમમાંથી અનાજ મેળવીએ!' આ કારણે સ્વામીજીને ગુપ્ત વાસ રાખવો પડ્યો હતો. છતાં પોતે સત્સંગીઓની સંભાળ રાખતા હતા. અન્નદાન આપવામાં તેમણે કદી પોતાના ને પારકા એવો ભેદ રાખ્યો જ નહોતો.

વળી, પોતાના યોગૈશ્વર્યથી પણ એમણે ઘણાને ઘણી પ્રકારની મદદ કરી હતી.

અને આ પ્રેમ ને કરુણા માત્ર મનુષ્યો પ્રત્યે જ નહોતાં. સારંગપુર ગામમાં એક વાર વરસાદની હેલી થઈ. આથી કેટલાંક મકાન ધસી પડ્યાં. આમાંના એક મકાનની નીચે કેટલાંક ઢોરો દબાઈ ગયાં. ઘરધણીએ સહજાનન્દજીની સભામાં આવી મદદને માટે ધા નાખી. પણ કોઈ ગયું નહિ, એટલે સ્વામી પોતે જ ઊઠ્યા, દોડ્યા. ત્યાં ખભેથી મોભ ઊંચો ઝાલી રાખી એમણે ઢોરોને બહાર કઢાવ્યાં.

ઝીણાભાઇ નામે એક ભગત હતા. તે બહારગામ ગયા હતા, ત્યાંથી પાછા ફરતાં લોજ ગામે આવ્યા. અહીં કમળશી નામનો એક વણકર હતો. તે પણ સ્વામીનારાયણનો ભક્ત હતો. કમળશી ખૂબ માંદો હતો, અને કોઈ એની જોઈતી સારવાર કરતું નહોતું. આથી ઝીણાભાઈએ કમળશીના પુત્રને ને પુત્રવધૂને સારવાર કરવા કહ્યું. પણ તેમણે બરાબર જવાબ આપ્યો નહિ. એટલે ઝીણાભાઈ પોતે જ કમળશીભાઇનો ખાટલો પોતાને ગામે ઉપડાવી જવા તૈયાર થયા. હવે ખાટલો ઊંચકનાર ત્રણ જ માણસ મળ્યા, એટલે ચોથા તરીકે ઝીણાભાઇએ પોતે જ તે ઊંચક્યો. એમનો ઘોડો તો પાછળ જ ચાલ્યો આવ્યો! પોતે ઘેર પહોંચ્યા, ત્યારે બહેને કહ્યું: 'એને દરવાજાની ખડકીમાં જ રાખો.' પણ ઝીણાભાઈએ તો એને પોતાના જ ઓરડામાં રાખ્યો અને હલકામાં હલકીથી માંડીને ભારેમાં ભારે સેવા કરી, આ પછી થોડેક વખતે ઝીણાભાઈ માંદા પડ્યા અને ગુજરી ગયા. એટલે મહારાજ પોતે એમની સ્મશાન-યાત્રામાં આવ્યા, અને શબને ખાંધ આપી. ત્યારે મુક્તાનન્દ-જીએ પૂછ્યું: 'મહારાજ! તમે તમારો ભત્રીજો મરી ગયો,

ત્યારે પણ આમ ખાંધ આપી નહોતી. તો આજે આમ કેમ?' ત્યારે મહારાજ કહે: 'કમળશી માંદો હતો અને ઝીણાભાઇએ એનો ખાટલો ઊંચકયો હતો. આજે ઝીણાભાઇને મારે ખભો આપવો જ જોઇએને? તે જેટલાં ડગલાં ખાટલો ઊંચકીને ચાલ્યા હતા, તેથી બમણાં ડગલાં આ ખાંધ મેં આપી છે.'

સર્વ તરફ સમભાવ એ એમના અનેક ગુણોમાંનો એક હતો. એક વાર સ્વામીજી ધોરાજીમાં કોઈ ગરાસિયાને ત્યાં ઊતર્યા હતા. તે વખતે ગોંડલના દરબાર હઠીભાઈ પણ એ જ ગામમાં આવ્યા હતા. તેમને થયું: 'ચાલો મહારાજશ્રીનાં દર્શન કરી આવીએ.' બીજા ગરાસિયાઓ કહે: 'બાપ! આપણે રાજાલોક. આપણે સાધુનાં દર્શને શીદને જઈએ?' પણ હઠીભાઈ તો નમ્ર હતા, અને એમણે સહજાનન્દજીના ઉતારે ચાલવા માંડયું. આ બાજુ સ્વામીજીને દરબાર આવે છે એની ખબર પડી. એટલે પોતાના યજમાન ગરાસિયાને મહેમાનગતમાં વેઠવું પડે, એ એમને ગમ્યું નહિ. પોતે ત્યાંથી ઊઠીને એક કુંભારને ઘેર મુકામ કર્યો. હઠીભાઇના સલાહકારોએ એ દરબારને કુંભારને ઘેર જતાં ઘણા વાર્યા. પણ દરબાર તો સ્વામીજીનાં દર્શન માટે એ કુંભારને ત્યાં જવા ઊપડ્યા. કુંભારને કહેણ મળ્યું, એટલે એ વિમાસણમાં પડી ગયો. પણ સ્વામીજીએ કહ્યું: 'ચિન્તા ન કરીશ. આ પેલો ગુણો છે ને–તે જ પાથર.' અને ગોંડળના દરબાર હઠીભાઈ તે ગૂણા ઉપર ભક્તિપૂર્વક બેઠા. સ્વામીજીએ એમને ઉપદેશ આપ્યો.

એ દીનદુ:ખિયાના બેલી ને ઉદ્ધારક ભાવભક્તિના કેટલા ભૂખ્યા રહ્યા છે! અમદાવાદ પાસે લાંઘણોજ ગામમાં એક સોનબાઈ અને બીજી ગંગામા એમ બે ભક્તો હતી. પહેલી ગરીબ હતી અને જાતે ભાવસાર હતી. બીજી ગંગામા પૈસે

ટકે સુખી હતી અને નાગરણ હતી. એકવાર એ બંને બાઈઓએ સ્વામીનારાયણને અને એમના શિષ્યોને પોતાને ત્યાં જમવા આમંત્રણ આપ્યું. ગંગામા સોનબાઈને કહે: 'તારાં દાળચોખા હલકાં છે, એટલે તું બીજા સાધુઓ માટે રસોઈ કર, અને હું મહારાજ માટે રસોઈ કરી લાવું.' આથી, સોનબાઈને ઘણું ઓછું આવ્યું. એને થયું: 'અરે! મારું અનાજ મહારાજના ખપમાં ન આવવાનું!' એટલામાં મહારાજને એ વાતની કંઈક ખબર પડી ગઈ. જમવાવેળાએ પોતે જ સોનબાઈને ત્યાં આવી રહ્યા. બાઈનું મોં ઊતરી ગયું હતું, એટલે મહારાજે કારણ પૂછ્યું. ત્યાં બાઇ રડી પડી અને મહારાજને એણે સર્વ વાતથી વાકેફ કર્યા. એટલે મહારાજ કહે: 'તમારી રસોઇ તૈયાર થઇ હોય તે લાવો. અમે તમારું જ અન્ન જમીશું.' મહારાજ જમવા બેઠા, ત્યાં ગંગામા થાળ ઊંચકાવીને આવ્યાં! મહારાજે ઊંચકનાર માણસને કહ્યું: 'હું તો જમ્યો. એ થાળ તમે અને ગંગામા જમી લો.' દુર્યોધનના મેવા ત્યાગી વિદુરની ભાજી ખાનાર કેવી પ્રેમસગાઈ રાખે છે!

આ આત્માનો સમભાવ મિત્ર–વિરોધી સૌ પ્રત્યે હતો. પોતાનું બૂરું કરનાર ઉપર પણ સ્વામીજી દયા રાખતા. વિસલનગરમાં એક શોભારામ શાસ્ત્રી હતો. તે સત્સંગીઓ ઉપર ખૂબ દ્વેષ રાખતો હતો. એક દિવસ સત્સંગીઓના અગ્રેસર બળદેવને તેણે કહ્યું: 'તારા સ્વામીનારાયણ ભગવાન હોય, તો હું એમનો આટલો બધો દ્વેષ કરું છું, છતાં કેમ સાજોતાજો ફરું છું? એ મને આંધળો ન કરી નાંખે? બળદેવે કહ્યું: 'હાથે કરીને અંધાપો શીદને માગે છે?' ત્યારે શોભારામ કહે: 'જો સ્વામીનારાયણ ભગવાન હોય, તો હું આઠ દહાડામાં આંધળો થઇ જાઉં.' અને, એના ઇચ્છયા પ્રમાણે

એ આંધળો થઇ ગયો. આ પછી સ્વામીજી વિસલનગર આવ્યા. શોભારામના અંધાપાની વાત સાંભળી, એટલે એ કહે: 'એમ ? મારે લીધે એ આંધળો થયો ? ત્યારે ચાલો, આપણે એને ઘેર જઈ દર્શન આપીએ.' સ્વામીજી શોભારામને ઘેર ગયા, પણ શોભારામે પોતે જમવા બેઠો છે એમ કહી મુલાકાત ન આપી !

એ જ બળદેવનો મામો લાલદાસ પણ સ્વામીજીનો ભારે દ્વેષી હતો. એ કાંઇક અધિકાર ઉપર હતો, એટલે સત્સંગીઓને ખૂબ કનડગત કરતો. એકવાર એણે બધા સત્સંગીઓને તડકામાં ઊભા રહેવાની આજ્ઞા આપી. આથી, બળદેવ અને એની મા ઉદયકુંવર પણ તડકામાં જઇને ઊભાં રહ્યાં. સિપાઇઓએ એ બંનેને તડકામાંથી ખસી જવા કહ્યું, પણ એમણે માન્યું નહિ. પછી લાલદાસે આવીને પણ એ જ કહ્યું. ત્યારે ઉદયકુંવરે કહ્યું: 'ભાઇ! આ બધાં જશે ત્યારે અમે પણ જશું.' આથી લાલદાસે બધાંને છોડી મૂક્યાં. આ ત્રાસની હકીકત સ્વામીજીને મળી. એટલે માત્ર એક સેવક લઇને તે ઓચિંતા વિસલનગર આવ્યા. પોતે બળદેવને ત્યાં મુકામ કર્યો. પોતે બળદેવને કહ્યું: 'જા, લાલદાસને ખબર આપ કે હું અહીં આવ્યો છું.' લાલદાસ તો સ્વામીજીને કેદ કરવાને તલપી રહ્યો હતો. એણે ત્રીસ આરબોને મોકલ્યા. પણ એ આરબોના જમાદારે તો સહજાનંદજીની તેજસ્વી મૂર્તિ જોઈને એમને પકડવાનું મન જ ન કર્યું. લાલદાસ આ મનપલટાથી વિસ્મય પામ્યો. પણ ત્યાં તો સહજાનન્દજી પોતે જ લાલદાસને ઘેર આવી ઊભા. અને એમને જોતાં જ લાલદાસનું ચિત્ત ફરી ગયું: તેણે સ્વામીજીને સત્કાર આપ્યો, અને એમનું શિષ્યત્વ સ્વીકાર્યું.

હવે, એક બીજો પ્રસંગ લેશું. સ્વામીજી એકવાર અગતરાઈ ગયા અને પર્વતભાઈને ત્યાં રહ્યા. ત્યાં જવાની વખતે એમણે નારાયણભટ્ટને કહ્યું: 'આવતા ઉત્સવ માટે તમે અમારી સાથે ગઢડા ચાલો.' ભટ્ટ કહે: 'મહારાજ! બાજરી વાઢવાની થઇ છે. આપના ભેળો અત્યારે આવું તો બધો પાક બગડી જાય.' ત્યારે મહારાજ કહે: 'અમે બધા તમને બાજરી ઉતારવામાં મદદ કરીએ તો!' 'તો, તો હું આવું,' ભટ્ટજીએ કહ્યું. એટલે મહારાજે દાતરડાં મંગાવ્યાં. પોતે, પોતાના સાધુઓ તથા પાર્ષદો અને બીજા કાઠીઓ એમ ચોવીશેક માણસો થઈને આખો પાક ઉતારી નાંખ્યો; અને નારાયણભટ્ટ ગઢડે આવી શક્યા!

સહજાનન્દજીની જીવનકલા, આ પ્રમાણે સહસ્રકિરણોથી ઝગઝગી રહી છે. આપણે એમના અંગની વાત જાણીએ: 'જ્યારે અમારે બાળઅવસ્થા હતી, ત્યારે પણ દેવમંદિર હોય ત્યાં દર્શને જવું, કથા વાર્તા સાંભળવી, સાધુનો સમાગમ કરવો, તીર્થ કરવા જવું એવી વાર્તા ગમતી. અને જ્યારે ઘર મૂકીને નીસર્યો ત્યારે તો વસ્ત્ર રાખવું પણ ગમતું નહિ, અને વનમાં જ રહેવું ગમતું અને બીક તો લેશમાત્ર લાગતી જ નહિ. અને વનને વિષે મોટા મોટા સર્પ, સિંહ, હાથી ઇત્યાદિક અનંત જનાવર દીઠામાં આવ્યાં પણ કોઇ પ્રકારે હૈયામાં મરવાની તો બીક જ લાગતી નહિ. એવી રીતે મહાવનને વિશે સદા નિર્ભય રહેતા. પછી તીર્થને વિષે ફરતાફરતા શ્રીરામાનંદસ્વામી પાસે આવ્યા અને પછી શ્રીરામાનંદસ્વામી જ્યારે અંતર્ધાન થયા તે કેડે સત્સંગનું રૂડું થવાને અર્થે કાંઈક બીક રાખવા માંડી. પણ અંતરમાં અખંડ વિચાર એવો રહે છે, જેમ મનુષ્યને મૂવાટાણે પથારી ઉપર સુવાર્યો હોય, ત્યારે તે મનુષ્યમાંથી

સહુને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે અને તે મરનારને પણ સંસાર થકી મન ઉદાસ થઈ જાય છે તેમનું તેમ અમારે પોતાની કોરનું અને બીજાની કોરનું અંતઅવસ્થા જેવું સદા વર્તે છે અને જેટલું માયિક પદાર્થમાત્ર છે તે સર્વે નાશવન્ત ને તુચ્છ સરખું જણાયા કરે છે, પણ એમ નથી જણાતું જે આ સારું પદાર્થ છે ને આ ભૂંડું પદાર્થ છે. જેટલાં માયિક પદાર્થ માત્ર છે, તે તો સર્વે એકસરખાં જણાય છે. જેમ કાખના મુવાળા છે તેમાં સારો કયો ને નરસો કયો? તે તો સારોનરસો સહુ એક પાડમાં છે. તેમ આર્થિક પદાર્થ પણ સર્વ સરખાં છે. અને કાંઈક સારુંનરસું જે કહીએ છીએ, તે તો ભગવાનના ભક્તને સારું લગાડવાને અર્થે કહીએ છીએ. અને અમારી સર્વે ક્રિયા છે, તે ભગવાનના ભક્તને અર્થે છે, પણ પોતાના સુખને અર્થે એકેય ક્રિયા નથી. ભગવાનની ભક્તિ વિના તો અમે સર્વ પદાર્થમાંથી ઉદાસી છીએ.' આગળ જતાં સ્વામીજી કહે છેઃ 'આત્માને વિષે રખે રજોગુણ તમોગુણ આદિક કોઈક માયાનો ભાગ ભળી જાય નહિ, તેને ઘડીએ ઘડીએ તપાસતા રહીએ છીએ. આ જીવને વિષે રજતમ આદિક જે રૂપું ભળ્યું છે, તેને ગાળીને કાઢી નાખવું ને પછી કંચનરૂપ જે એક આત્મા તેજ રહે પણ બીજો માયિક ભેગ કાંઈ રહે નહિ, એવી રીતના વિચારમાં અમે રાતદિવસ મંડ્યા છીએ.'

'ભગવાનને વિષે જે અતિશય પ્રીતિ એ ઘણી મોટી વાત છે,' એમ કહીને સ્વામીજી પોતાની સ્થિતિ વર્ણવે છેઃ 'ગમે તેવા ભૂંડા દેશકાળાદિકનો યોગ થાય, પણ કોઈ રીતે અમારું અંતઃકરણ ફરે નહિ અને ભગવાનને વિષે પ્રીતિ તો તેની

તે જ સાચી, જે જેને ભગવાન વિના બીજા કોઈ પદાર્થને વિષે પ્રીતિ જ ન થાય.' આથી પોતે કહે છેઃ 'અમને તો જે પદાર્થમાં હેત જણાય તો તેનો ત્યાગ કરીએ, ત્યારે સુખ થાય. અને ભગવાનના ભક્ત વિના જે મનુષ્ય માત્ર અથવા પદાર્થ માત્ર તેની જો મનમાં સ્મૃતિ થઈ હોય તો તેથી અતિશે છેટું કરીએ ત્યારે સુખ થાય અને જો ભગવાનના ભક્ત હોય તો તેનો કોઈ રીતે કરીને હૈયામાં અભાવ આવે જ નહિ. અને અમારે વગર ઇચ્છે પણ પંચ વિષય છે તે જોરાવરિયે આવીને પ્રાપ્ત થાય છે, તો પણ તેને અમે ઇચ્છતા નથી, અને પગે કરીને ફેરવી નાખીએ છીએ, અને જે દિવસ થકી અમે જન્મ્યા છીએ તે દિવસથી કરીને આજ દિવસ પર્યંત કોઈ દિવસ જાગ્રતમાં અથવા સ્વપ્નમાં દ્રવ્યનો કે સ્ત્રીનો ભૂંડો ઘાટ થયો હોય તો આ સમગ્ર પરમહંસના સમ છે. અમારા અંતરમાં તો એક ભગવાનના સ્વરૂપનું જ ચિન્તવન રહે છે અને ઉપરથી તો ભગવાનના ભક્ત હોય તેના જીવનું સારું થાય તે સારુ હળીમળીને રહીએ છીએ. અને જે દિવસ અમારા હૈયામાં ભગવાન ને ભગવાનના ભક્ત વિના બીજે ક્યાંય હેત જણાશે તો અમે એમ માનીશું જે અમે અમારી સ્થિતિમાંથી ડગ્યા. પણ અમને એવો નિશ્ચય છે જે અમે એ સ્થિતિમાંથી ડગીએ જ નહિ.'

સહજાનંદજી પોતે આ પાંચ વાતનું નિત્ય નિરંતર અનુસંધાન રાખતા હતા. દેહની ક્ષણભંગુરતાને લઈને વૈરાગ્યનું, શું કર્યું છે અને શું કરવાનું છે તેના વિચારનું, પંચવિષયની વાસના ટળી છે કે નથી ટળી તેના વિચારનું, મોટા સાધુઓની વાસના ટળી છે કે નહિ તેની તપાસનું, અને મનને ઉદાસી ન કરવાનું. પોતે કહે છેઃ 'જો હું મારા મનને ઉદાસી

કરવા લાગું, તો કોણુ જાણે ક્યાંઇ જતું રહેવાય ને દેહ પડી જાય. માટે એમ જાણીએ છીએ જે મનને ઉદાસી ન કરવું. કેમકે, ભલા અમારે યોગે કરીને આ સર્વે બાઈ, ભાઈ, પરમહંસ રાજીપે બેઠા ભગવદ્ભક્તિ કરે છે તો એ ઠીક છે. અને ભગવદ્ભક્તિને કરતા દેખીને મનમાં બહુ રાજીપો થાય છે. જે મરી તો સર્વેને જવું છે, પણુ આવી રીતે ભક્તિ કરવી એ જ જીવ્યાનો મોટો લાભ છે.

આથી કરીને સહજાનંદજીની સમસ્ત પ્રવૃત્તિઓમાં આનંદ-મંગલ વર્તી રહ્યાં હતાં. એમનો સ્વાનુભવ હૃદયના ઊંડાણુમાંથી પ્રકાશ પાડે છે અને એ જ્ઞાન છે. તેથી પોતે કહે છે; ‘અને આ જે વાત છે, તે મારી દીઠેલ છે ને મારા અનુભવે કરીને પણુ મેં સિદ્ધ કરી છે અને સર્વ શાસ્ત્રમાં પણુ મળતી આવે છે’ અને છેલ્લે સાચા બ્રહ્મનિષ્ઠની પ્રતીતિ આવે છે; ‘મારે વિષે સદ્ધર્મ છે, તેનો પણુ ભાર નથી જણાતો અને મારે વિષે જ્ઞાન છે, જે હું બ્રહ્મ છું તેનો પણુ ભાર નથી જણાતો.’

આગળ આપણે ‘વચનામૃત’ની કંઇક પ્રસાદી તો મેળવી જ છે. આ ‘વચનામૃત’ સ્વામીનારાયણી સંપ્રદાયમાં એક અત્યંત ગૌરવભર્યું સ્થાન ભોગવે છે. તેમ ગુજરાતી સાહિત્યમાં એ ગ્રંથ ઘણી રીતે મૂલ્યવાન છે. એની શૈલી જેટલી સરળ, સીધી, મીતાક્ષરી, અને ચોટદાર છે, તેટલી તે ચમત્કારી છે. ગુજરાતી ગદ્યના વિકાસના ઈતિહાસમાં આ ગ્રંથ એક સીમા-સૂચક છે. સહજાનન્દજીએ અનેક સ્થળોએ અને અનેક પ્રસં-ગોએ જે જ્ઞાનવાર્તાઓ કરી હતી; તેની નોંધ ઉપરથી આ સંગ્રહ સંપાદિત કરવામાં આવ્યો હતો. મુક્તાનંદ, ગોપાળા-નન્દ, નિત્યાનંદ અને શુકાનંદ એ સ્વામીઓએ આ સંગ્રહ કર્યો હતો, અને એનો પહેલો પાટડો શુકાનન્દજીએ તૈયાર

કર્યો હતો. શુકાનન્દજી શ્રીજીમહારાજના ખાનગી મંત્રી જેવા હતા, મુક્તાનંદજી 'સત્સંગના નેતા' હતા, ગોપાળાનન્દજી સમર્થ યોગી હતા, અને નિત્યાનન્દજી સકલ હાર્દના જ્ઞાતા હતા. આ સમર્થ સ્વામીઓએ આ ગ્રંથમાં પોતાના સર્વપ્રાણ ખર્ચ્યા છે, અને તેથી આ ગ્રંથની પ્રામાણિકતા પહેલી કોટિની છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળા કહે છેઃ 'એમાં કોઈ ઠેકાણે ભ્રમકારક, સંશયાત્મક કે મોળી વાત જોવામાં નહિ આવે. એમાં ઠેકાણે ઠેકાણે એ વચનોના કહેનારનો સ્વાનુભવ પ્રત્યક્ષ થાય છે.' આ ગ્રંથ આધ્યાત્મિક સિદ્ધાન્તોના રહસ્યથી ભરપૂર છે અને તેમાં સાક્ષાત્કાર માટે વ્યાવહારિક સૂચનાઓ છૂટથી આપવામાં આવી છે.

આવો જ બીજો પ્રમાણગ્રંથ તે 'શિક્ષાપત્રી' છે. એ સંસ્કૃતમાં છે, અને સંક્ષેપ એ એની ખાસ વિશેષતા છે. સહજાનન્દજીને આ 'શિક્ષાપત્રી'માં અનેક નાની મોટી મહત્ત્વની આજ્ઞાઓ આપી છે. આમાંના કેટલાક આદેશો આરોગ્યને લગતા છે, કેટલાક શિષ્ટાચારને લગતા છે. તો કેટલાક સામાજિક સભ્યતાને લક્ષમાં રાખનારા છે. આ ઝીણી વાતો જોતાં કેટલાકને એમની ઉપયોગિતા વિષે શંકા થાય એમ છે. પણ સહજાનન્દજીના શિષ્યો છેક નીચલા થરમાંથી આવ્યા હતા, અને સ્વામીજીને તે થરને શુદ્ધ વ્યવસ્થિત જીવન જીવતા કરવાની કેટલી કાળજી હતી તે આ નિયમો ઉપરથી સહેજે સમજી શકાય છે. આ નિયમોમાં બ્રહ્મચારીના ધર્મો વિશે આદેશ આપતાં સ્વામીજીએ કહ્યું છે. 'બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય એવું ગુરુનું વચન પણ ન માનવું.' વળી, તેઓ કહે છેઃ 'જો ક્યારેક સ્ત્રીઓનો અથવા પોતાનો પ્રાણ નાશ થાય એવો આપત્કાળ આવી પડે, ત્યારે તો સ્ત્રીઓને અડીને અથવા તેમની

સાથે બોલીને પણ તે સ્ત્રીઓની રક્ષા કરવી અને પોતાની પણ રક્ષા કરવી.' આ આજ્ઞાઓમાં સ્વામીજીની સત્યનિષ્ઠા અને તે સત્યપાલન માટેની વ્યાવહારિકતા એ બન્ને વસ્તુ ઉજ્વલ રીતે પ્રકાશી રહે છે. આ 'શિક્ષાપત્રી' સ્વામીનારાયણ સંપ્રદાયનું સાર્વજનિક ધર્મશાસ્ત્ર છે, તો 'ધર્મામૃત' અને 'નિષ્કામ શુદ્ધિ' એ ત્યાગીઓ માટેનાં વિશેષ પુસ્તકો છે.

સહજાનન્દજીએ 'શિક્ષાપત્રી'માં કહ્યું છેઃ 'અમને વિશિષ્ટાદ્વૈતમત માન્ય છે.' આમ છતાં, સહજાનન્દજીની તત્ત્વદૃષ્ટિ રામાનુજદૃષ્ટિથી કંઈક નોખી પડે છે. એ સિદ્ધાન્તો ટૂંકમાં આ પ્રમાણે છેઃ પરબ્રહ્મ પરમાત્મા એ ઇષ્ટદેવ છે, અને સ્વામીનારાયણરૂપે એમનો આ પૃથ્વીમાં આવિર્ભાવ થયો છે. આથી, સહજાનન્દજીને પ્રકટ પુરુષોત્તમ કહેવામાં આવે છે. પરમાત્મા દિવ્ય સાકાર મૂર્તિ છે. રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ નારાયણની પૂજા કરવામાં આવે છે, તો સ્વામીનારાયણ સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિ પૂજાય છે. સહજાનન્દજીએ કહ્યું છેઃ 'શ્રીકૃષ્ણ ભગવાન એકરૂપે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યાં દર્શન દેવાં હોય ત્યાં આવે છે. અને એકરૂપ થકા અનંતરૂપ ભાસે છે. અને ભગવાનને ગ્રંથમાં વ્યાપક કહ્યા છે. તે તો મૂર્તિમાન છે તે જ પોતાના સામર્થ્યે કરીને એક ઠેકાણે રહ્યા થકા દર્શન આપે છે. પણ આકાશની પેઠે અરૂપ થકા વ્યાપક નથી.' એ પરમાત્માની મૂર્તિ ઘનશ્યામ છે પણ અતિશય તેજને લીધે શ્યામ નથી લાગતી પણ શ્વેત જણાય છે. ક્યારેક એ મૂર્તિ મંડલથી વીંટાયેલી હોય છે. અને તે સર્વે મુક્ત એકનજરે ભગવાનની મૂર્તિ સામું જોઈ રહે છે. અને ક્યારેક સર્વે મુક્તોને પોતાની મૂર્તિમાં લીન કરી દઈ પુરુષોત્તમ એકલા જ રહે છે. એ પરમેશ્વરના સ્વરૂપમાં ભાગ-

ત્યાગ કરી શકાય નહિ. એ પરમાત્માનું નિવાસસ્થાન—એની ચિત્શક્તિ તે અક્ષર અથવા બ્રહ્મ છે. એને અક્ષરધામ, અમૃત, પરમપદ અને ચિદાકાશ કહે છે.' એ કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર અને અગ્નિ સરખું પ્રકાશમાન છે, દિવ્ય છે, અત્યંત શ્વેત છે ને સચ્ચિદાનંદરૂપ છે.'

પરબ્રહ્મ તથા બ્રહ્મ બંને આદિ તથા અંતરહિત છે. એનો સંબંધ નિત્ય છે. માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે; અને એ આત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે. ઉત્પત્તિકાળે પરમાત્માની ઇચ્છાથી બ્રહ્મ પુરુષરૂપે થઈ પોતામાંથી માયાને ઉપજાવે છે. આ માયાને પ્રકૃતિ, મૂળમાયા કે મહામાયા કહેવામાં આવે છે અને એ પુરુષને મહાપુરુષ કહે છે. માયામાંથી ઈશ્વર ઉત્પન્ન થાય છે. ઈશ્વર એ જીવની પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થાને ધારણ કરનાર સત્ત્વ છે. તો આ જીવ શું છે? તે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણદેહોમાં વ્યાપી રહેલી સત્તામાત્ર ચૈતન્યવસ્તુ છે. એ વિશેષે કરીને હૃદયાકાશમાં રહ્યો છે, અને સામાન્યપણે આખા શરીરમાં જ્ઞાનશક્તિએ વ્યાપ્યો છે. એ અણુ છે, સૂક્ષ્મ છે, ચિદ્રૂપ છે અને જ્ઞાતા છે. દેહ વિના એ કદી રહી શકતો નથી. બદ્ધ જીવનો કારણદેહ સાથે નિત્ય સંબંધ છે. જીવ મુક્ત થાય છે, ત્યારે એની બે પ્રકારની ગતિ થાય છે. 'વચનામૃત'માં કહ્યું છે: 'જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન ઉપાસના કરે છે, તે તો બ્રહ્મસુષુપ્તિ વિષે લીન થાય છે. તે પાછો કોઈ દિવસ વીસરતો નથી અને કોઈ ઐશ્વર્યને પામતો નથી.' પણ જે જીવ પોતાને બ્રહ્મરૂપ માની સાકાર દિવ્યરૂપ પરબ્રહ્મની ઉપાસના કરે છે, તે મુક્ત થયા પછી પરમેશ્વરના સાધર્મ્યપણાને પામે છે. એટલે એનું ચૈતન્ય પ્રકૃતિનું બ્રાહ્મ, ભાગવતી કે દિવ્ય તનુ બંધાય છે. એ

તનુમાં બીજા મુક્તો સાથે પરબ્રહ્મની સેવા કરવા રહે છે. બ્રહ્મદશાને પામી પરબ્રહ્મની સેવા કરવી એને જ ઉદ્ધવ સંપ્રદાયમાં મુક્તિ માની છે. આ રીતે મુક્તો અનેક છે. મુક્ત જેટલો પરમાત્માને જાણે છે, તેટલી શક્તિ તો તે પોતે જ મેળવી લે છે. પરંતુ પરમાત્મા તો તેને અપાર ને અપાર જ રહે છે. જેમ ચકલી, કાગડો અને સમડી વગેરે પક્ષીઓને તેઓ આકાશમાં ગમે તેટલું ઊડે તોપણ આકાશ અપાર જ રહે છે, તેમ મુક્તોનું પણ છે.

મુક્તિનાં સાધનોમાં એક પરમાત્માનું નિશ્ચયના સાક્ષાત્કાર પર્યંત જ્ઞાન પ્રાપ્ત કરવું અને એ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પહેલાં ઉપાસના કરવી એ છે. આ ઉપાસના બે જાતની છેઃ એક સવિકલ્પ અને બીજી નિર્વિકલ્પ. સવિકલ્પ ઉપાસનામાં ભક્ત તેમજ ભગવાનનો પ્રાકૃત તથા દૈહિક ભાવ જ લક્ષમાં રહે છે; અને નિર્વિકલ્પ ઉપાસનામાં દૈહિક ભાવનો લોપ થતો જાય છે. આ બંને પ્રકારની ઉપાસનાઓના પાછા કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એવા ત્રણ ભેદ છે. બીજું સાધન ભક્તિ છે. ભક્તિ એટલે પ્રકટ પરમેશ્વરમાં માહાત્મ્ય જ્ઞાનસહિત સ્નેહ. આમાં 'પ્રકટ' શબ્દનો અર્થ સંપ્રદાયમાં આવો કરવામાં આવે છેઃ પરમેશ્વરના અવતાર અથવા એમના બ્રહ્મનિષ્ઠ સંત નિરંતર પૃથ્વી ઉપર વિચરતા હોય જ. જો એ અવતાર પૃથ્વી ઉપર હોય, તો તેને ઓળખીને એની ભક્તિ કરવી તે પ્રકટની ભક્તિ છે. એમનો અવતાર ન હોય, તો એમના બ્રહ્મનિષ્ઠ સંતને ઓળખી એની ભક્તિ કરવી તે પણ પ્રકટની ભક્તિ છે. એ બંનેમાંથી કોઈનો પણ જોગ ન થઈ શકે એમ હોય, તો ઇષ્ટદેવની પ્રતિમામાં પ્રતિવ્રતાના જેવી ભક્તિ કરવી. આમ કરતાં મૂર્તિમાંથી પરમેશ્વર પ્રકટ થાય અને બ્રહ્મનિષ્ઠ સંતનો

પણ યોગ થાય. આ ભક્તિને સ્રીભાવ માન્ય છે, પણ જાર-ભાવ માન્ય નથી.

સહજાનંદજીના માર્ગમાં સત્સંગનો મહિમા આદિથી અંત સુધી ઘણો છે. આ કારણે આ સંપ્રદાય સત્સંગી પણ કહેવાય છે. સત્સંગ થતાં જ માણસ ધર્મને માર્ગે એટલે અહિંસા, બ્રહ્મચર્ય, મદ્યત્યાગ, સત્ય, ચોરીનો ત્યાગ, માંસત્યાગ, દાન, દયા, વગેરે નીતિને માર્ગે ચડે છે. પછી ધીમે ધીમે તે અધિ-કાર અનુસાર, વૈરાગ્ય, જ્ઞાન, અને ભક્તિ વગેરે સાધનો પ્રાપ્ત કરી મોક્ષનો અધિકારી થાય છે. મોક્ષના ધામ તરીકે પુષ્ટિ-માર્ગનો ગોલોક સ્વામીનારાયણને માન્ય છે. સેવાનો વિધિ તથા વ્રતોનો નિર્ણય પણ એ જ માર્ગને અનુસરીને કરવાનું કહે-વામાં આવ્યું છે. આમ, રામાનુજ અને વલ્લભ એ બંને સંપ્રદાયોમાંથી જુદાં જુદાં તત્ત્વો મેળવી સહજાનન્દે આ યોજન કર્યું છે.

## ૨૦

એક વાર સ્વામીજીએ સાધુઓને પૂછ્યું: ‘અમે બીજા અવતારોના જેવાં પરાક્રમો કર્યાં નથી, અમે સમુદ્ર પર પાજ બાંધી નથી, દસ મસ્તકનો રાવણ માર્યો નથી, મંદરાચલને પીઠ પર ધર્યો નથી, કંસ–શિશુપાલાદિકનો વધ કર્યો નથી–તમે અમને શું કરવા પરમેશ્વર કહો છો?’ ત્યારે સાધુઓએ કહ્યું: ‘મહારાજ! રામે રાવણને માર્યો, પણ એ રાવણ તો કામ અને માનથી હણાયેલો જ હતો. વામને બલિને છળ્યો પણ એ લોભથી છળાયેલો જ હતો. કૃષ્ણે કંસાદિકનો વધ કર્યો, પણ માનાદિક રિપુઓએ તેમનો વધ કરી જ રાખ્યો હતો. એ કામ, ક્રોધ, લોભ વગેરે અમારા અંતઃશત્રુઓને તમે માર્યા

માટે અમે તમને અવતાર કહીએ છીએ. તમે સમુદ્ર પર પાજ નથી બાંધી, પણ તમે ભવસાગર અને અક્ષર વચ્ચે સળંગ રસ્તો પાડી દીધો. છે. તમે મંદ્રાચલ કે ગોવર્ધન નથી ધાર્યા, પણ અમારા પાપપર્વતોને ક્ષણમાં હઠાવી દઈ અમારાં ચિત્તને શુદ્ધ કરી દીધાં છે. એ કારણથી અમે તમને અવતાર માનીએ છીએ.'

અને, એ જ સ્વામીનારાયણનો નિઃશંક ચમત્કાર છે. એથી તો એમના ઉપદેશથી અનેકને શાંતિને સમાધાન થયાં હતાં, અને અનેકને દૃઢ આત્મનિષ્ઠાથી સ્થિત-પ્રજ્ઞતા મળી હતી. આથી કેટલાકને હઠયોગની સિદ્ધિઓ સાંપડી હતી, કેટલાક સમાધિનિષ્ઠ થયા હતા, કેટલાક સત્ય સંકલ્પ થયા હતા, કેટલાક મૂર્તિમંત વૈરાગ્ય થયા હતા, તો કેટલાક પ્રેમની મૂર્તિ થયા હતા. આથી, માંગરોળના ગોરધનદાસ જેવાને મૂર્તિ સાથે તદ્‌રૂપતા લાધી હતી, અને અગતરાઈના પર્વતભાઈ, જેવાને પરમાત્મામાં અખંડ વૃત્તિ રહેતી હતી. વળી, આથી, કેટલાક પોતાના વિચારો ઉપર ચોકી રાખતા હતા, ચિત્તશુદ્ધિ માટે સતત પ્રયત્ન કરતા હતા, તો કેટલાક પોતાના અંતરનો ચોપડો નિત્ય સંભાળતા હતા. ઘનઘોર વાદળ છવાઈ ગયાં હતાં, ત્યાં એક વીજળી ઝબકી અને ગુજરાત-કાઠિયાવાડમાં ઝગમગ જ્યોત ઝગી રહી.

પણ, આ બધું થયું, તેટલામાં સંવત ૧૮૮૬ ની સાલ આવી રહી. વીસ વરસની નાની ઉંમરે આદરેલું મહાન કાર્ય લગભગ પચાસ વરસની ઉંમરે પૂરું થયું. એ ત્રીસ વર્ષના એક જમાનામાં તો ગુજરાતે સદીઓની ફાળ ભરી. હવે, સહજાનન્દજીને શરીરે મંદવાડ આવવા લાગ્યો હતો, છતાં એમની પ્રવૃત્તિમાં ઢીલાપણું જરાય આવ્યું નહોતું. આ અર-

આમાં સ્વામીજીને નડિયાદમાં બિશપ હેબર જોડે મુલાકાત થઈ, એ પાદરી સાહેબને મનમાં હતુંઃ 'સ્વામીનારાયણનો શિષ્ય વર્ગ ઘણો મોટો છે. તેથી એમને કોઈ પણ રીતે ખ્રિસ્તી કરી દઈએ! આમ થાય, તો પલકવારમાં ખ્રિસ્તીધર્મનો ફેલાવો થઈ જાય.' વળી, એ પાદરીસાહેબને હિન્દુધર્મ અને શ્રીકૃષ્ણ વિશે હલકા અભિપ્રાય હતા. આથી, સ્વામીનારાયણની મુલાકાતથી એ પાદરીસાહેબ નિરાશ થઈ ગયા, તેમાં શોક કરવા જેવું નથી. આમ છતાં એ પાદરી મહાશય કબૂલ કરે છેઃ 'મારો રસાલો પૈસા માટે મારી સાથે ફરતો હતો, ત્યારે સહજાનન્દ સ્વામીનો રસાલો પોતાને ખર્ચે અતિ પ્રેમથી પોતાના પ્રાણ ગુરુને ચરણે અર્પવાની તૈયારી સાથે એમની સાથે રહેતો હતો.'

આ પછી સહજાનન્દજીને મુંબઈના ગવર્નર સર જહોન માલ્કમ સાથે રાજકોટ મુકામે મુલાકાત થઈ. ગવર્નરે પોતે જ સ્વામીજીને ખાસ આમંત્રણ આપી તેડાવ્યા હતા. પહેલું આમંત્રણ આપ્યું, ત્યારે સ્વામીજીની તબિયત ઘણી નબળી હતી, તેથી તેમણે જવા ખુશી બતાવી નહિ. પણ બીજીવાર આગ્રહપૂર્વક કહેણ આવ્યું, એટલે એવી તબિયતે પણ પોતે ત્યાં ગયા. ગવર્નરે સ્વામીજી સાથે બે કલાક સુધી વાતચીત કરી. તેમાં તેમણે સ્વામીનારાયણ સંપ્રદાયના ધર્મસિદ્ધાન્તો વિશે પરિચય મેળવ્યો. વિદાય વખતે તેમણે સ્વામીજીને શાલદુશાલા તથા હારતોરા આપી બહુમાન આપ્યું, અને સ્વામીજી પાછા ગઢડા આવ્યા.

પણ, આ મુલાકાત પછી સ્વામીજીની તબિયત વધારે લથડી પડી. હવે તેમણે તીવ્ર તપ આદર્યાં. તેમણે વ્રતઉપવાસો કરવા માંડ્યા, કઠણ નિયમો લેવા માંડ્યા. સર્વમાંથી ચિત્તને

વાળી લેવા માંડયું, અને મૌન ધારણ કરીને સંસારથી ઉદાસીન થઈ ગયા. આ મંદવાડ જાણે આખરનો હોય, એમ ભક્તોને લાગી આવ્યું. ગામેગામથી ટોળેટોળાં સ્વામીજીનાં દર્શન માટે આવી રહ્યાં. સ્વામીજીએ તે સર્વને ધીરજ આપી, કોઈએ પણ પોતાની પાછળ આત્મહત્યા કરવી નહિ એવો આદેશ આપ્યો, અને પોતપોતાના ધર્મમાં રહેવું એવો ઉપદેશ કર્યો વળી, તેમણે સર્વને વિખરાઈ જવા કહ્યું, પણ કોઈ વિખરાયું નહિ. આથી, સ્વામીજીએ સાજા થયાનો દેખાવ કર્યો, અને જેઠ સુદ નોમને દિવસે તો તે તદ્દન સારા થઈ ગયા હોય તેમ પથારી-માંથી ઊઠ્યા. આની ખુશાલીમાં તેમણે દાદા ખાચર પાસે સાકર વહેંચાવી. પોતે હરિભક્તોને ને ત્યાગીઓને ભેટ્યા અને પછી બેચાર સાધુઓ સિવાય બધાને તે દિવસે વિદાય કર્યા. પણ અરે! બ્રહ્માનન્દજી જેવા પોતાના સખાને પણ સ્વામીજીએ ત્યાં રહેવા દીધા નહિ.

અને દશમ થઈ સૂર્ય બરાબર માથે આવી ગયો. સ્વામીજી સ્નાનાદિકથી પરવારીને પદ્માસનવાળી બેઠા. પલકવારમાં તેમણે યોગમાર્ગે દેહ છોડી દીધો. હસતી રમતી એ હરિની મૂર્તિ સાન્તને છોડી અનંતમાં ચાલી ગઈ. અને એમના દેહ વિલ-યથી આખા ગુજરાતમાં એક આક્રંદ ફરી વળ્યું. તે દિવસે સન ૧૮૩૦ ના જૂન માસની ૨૮ મી તારીખ હતી, અને એમના ઉત્તરાધિકારી તરીકે સ્વામી ગોપાળાનંદ આવ્યા.

બરાબર એક મહિનો થયો, સ્વામીજી પછીના બીજા મહા પુરુષ અને સત્સંગની 'માતા' એવા સ્વામી મુક્તાનંદજી પણ અક્ષર ધામમાં ચાલી ગયા. અવસાનને દિવસે પોતે ગઢડાના મંદિરે ગયા હતા, ગોપીનાથજીની પૂજા કરી હતી, અને બપોરે આચાર્ય રઘુવીરજીને ઉપદેશ આપ્યો હતો. સાચે જ,

સહજાનંદજીએ મુક્તાનંદજી માટે વાપરેલાં આ વચનો ચિર-કાળ ગુંજી રહેનારાં છે. 'સ્વામી! તમે કોઈ જીવને અહીંથી હાથે ઝાલીને ફેંકો, તો તે અક્ષરમાં પહોંચે એટલું તમારું સામર્થ્ય છે.'

આ સંવત ૧૮૮૬ આવતાં સુધીમાં તો હિન્દની રાજકીય સ્થિતિ બદલાઈ ગઈ હતી. મરાઠી સત્તા આથમી ગઈ હતી, અને હિન્દમાં એક અંગ્રેજની ને બીજી શીખોની એમ બે જ સત્તાઓ બળવાન ને સ્વતંત્ર હતી. ભારતવર્ષના નકશામાં બંગાળના એક ખૂણામાં જે લાલ ડાઘો પડ્યો હતો, તે હવે આખા નકશામાં પથરાઈ રહ્યો હતો. ગુજરાત કાઠિયાવાડમાં હવે બહારની શાંતિ હતી, અને લાંબી અશાંતિથી અતિશય કંટાળી ગયેલા એ પ્રાંતે અંગ્રેજી રાજ્યને શાંતિ સ્થાપનાર તરીકે વધાવી લીધું! એ જ ગાળામાં સહજાનંદજીએ આ મહાન ક્રાંતિ ફેલાવી અને ગુજરાત કાઠિયાવાડને નવજીવનના રસ પાયા.

એ મહાન ક્રાંતિમાં શું થયું? કોળી અને કાઠી જેવી ફાડી ખાનારી કોમો નમ્ર થઈ ગઈ; સહજાનંદજીએ તેમનાં હૃદય ચોરી લીધાં. બ્રહ્મચર્યાશ્રમને ફરી પ્રતિષ્ઠા મળી, ત્યાગાશ્રમને નવીન ઉજ્જવલતા મળી અને ગુરુઓ તથા આચાર્યોને સંય-મની સ્થાપનાથી પાવનતા પ્રાપ્ત થઈ. સ્ત્રીઓને સમાજમાં ને સંપ્રદાયમાં ચોક્કસ સ્થાન મળ્યાં અને તેમની ધર્મ તથા જ્ઞાન-માં ઉન્નતિ થઈ. અહિન્દુઓ હિન્દુધર્મમાં આવ્યા અને શૂદ્રો બ્રાહ્મણ આચાર પામ્યા. આમ, વિશુદ્ધ ભાગવતધર્મ પ્રકાશી રહ્યો અને તેમાં ત્યાગ ને વૈરાગ્યની સાથે ભક્તિની કલા ઝગ-ઝગી રહી. સાહિત્ય, સંગીત અને કલાના પોષક, અહિંસામય યજ્ઞના ચલાવનાર, ક્ષમાધર્મના ઉપદેશનાર, શૌચ તથા સદા-ચારને વિશુદ્ધ રીતે સ્થાપનાર, એ સહજાનંદજી ભાગવતધર્મ-

ના શિક્ષક હતા અને વ્યાસ સિદ્ધાન્તના બોધક હતા. એ સુધારક તરીકે ઓળખાયા છે, પણ એ તો પેગમ્બરની પંક્તિના છે. અંધારાં ઉલેચીને એમણે પ્રજાના જીવનસમસ્તમાં પ્રકાશના પુંજ પાથર્યા છે.

સહજાનંદજીમાં વિરાટ કાવ્યશક્તિ હતી, કામથી એ કદી થાક્યા નહોતા. વચમાં અટકાયતો આવી, તો પણ પોતે તો નવો રસ્તો કાઢી આગળ જ વધ્યા. આથી, એમનું જીવન પ્રસંગોથી ભરચકભર્યું હતું. તે પગપાળા જતા, ઘોડે જતા, એક ભાગમાંથી બીજા ભાગમાં જતા, યજ્ઞો કરતા, ઉપદેશો આપતા, સમૈયા ભરતા, ઉત્સવો ઉજવતા, મંદિરો બાંધતા, સાહિત્ય સરજાવતા અને એમ પ્રજાજીવનને ઉન્નત ને પ્રાણવાન કરતા. આટલી પ્રવૃત્તિઓ છતાં, તે પોતાના સાધુઓ અને શિષ્યો સાથે અતૂટ અનુસંધાન રાખતા. એ ગાઢ સંબંધને પરિણામે આખા સંપ્રદાયમાં ચારિત્ર્યશુદ્ધિની વિશેષતા પ્રકટી ઊઠી. છતાં, સહજાનંદજી કંઈ લાગણીઘેલા નહોતા, તેમ કોઈ વાદના જડસુ મમતી નહોતા. સંસાર વ્યવહારની આગથી એ દાઝી જતા નહોતા, કારણ કે એમની વ્યાવહારિક સમજ એક સમર્થ યોજકની હતી. એ મર્મી હતા, માનવસમાજના અંતર્દ્રષ્ટા હતા. જીવનની ઉત્તમોત્તમ શક્તિઓના ઐશ્વર્યથી ભરેલા અને માનવતાના ઉત્તમ શિખરે પહોંચેલા એ મુક્તિદાતાની મૂર્તિમાં હરકોઇનું મનડું વળગી રહે એમ છે.

# श्रमण महावीर

વિક્રમસંવત પૂર્વે પાંચસો બેતાળીસ વર્ષ પહેલાંની આ કથા છે. સારુંય ભારતવર્ષ તે સમયે અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયેલું હતું. કેટલાંક રાજ્યોમાં રાજશાહી હતી તો કેટલાંકમાં પ્રજાસત્તાકનું જોર હતું. આવાં રાજ્યો ગણસત્તાક કહેવાતાં. રાજ્યોનો વિસ્તાર ટૂંકો હતો, અને પરદેશી રાજ્યોથી એક-બીજાં ડરતાં રહેતાં. ગણરાજ્યોએ કે રાજસત્તાએ ભારતવર્ષને એક અને અખંડ કરવાની કદી કલ્પના નહોતી સેવી. સૌ પોતપોતાનાં વિસ્તારને સાચવીને બેઠાં હતાં; પોતપોતાની હદમાં રહી પ્રજાના શ્રેયાર્થે શક્ય યત્નો કરતાં. તેમની દુનિયા પરિમિત હતી; કલ્પના ટૂંકી હતી. આવાં રાજસત્તાક રાજ્યોમાં અંગ, મગધ, વત્સ, દશાર્ણ, અવન્તી, સિન્ધુ વગેરેને ગણાવી શકાય, તો ગણસત્તાકમાં કાશી, કોશલ, વિદેહ, વૈશાલી મુખ્ય કહી શકાય.

આવી જ અરાજકતા સામાજિક ક્ષેત્રમાં પણ હતી. ધાર્મિક નિયમો અને આદર્શોએ રૂઢિનું રૂપ લીધું હતું. રૂઢિઓ કુરૂઢિમાં પરિણમી હતી. વર્ણવ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઇ હતી, અને તેના ટુકડા થયે જતા હતા. શાસ્ત્રોનો ધ્વનિ શબ્દમાં રહ્યો હતો; આચરણમાં નહિ. સૂત્રોના જોરશોરથી ઉચ્ચારો

થતા; બાહ્ય વિધિઓ હબહબાપૂર્વક પૂરી થતી; અને આવી રીતરસમોને ટેકો આપનારાનું જ્યાંત્યાં સન્માન થતું. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વૈદિક ધર્મના અધિકારી ગણાતા; વર્ણવ્યવસ્થાનો મુખ્ય પાયો—શૂદ્રને તદ્દન અલગ કરી નાખવામાં આવ્યા હતા. વેદ સાંભળનાર શૂદ્રના કાનમાં સીસું રેડવાની શાસ્ત્રાજ્ઞા હતી. શૂદ્રો માટેના નિયમો એટલેથી નહોતા અટકતા, તેની પણ પરાકાષ્ઠા હતી. વેદના સૂત્રોનો ઉચ્ચાર કરનારની જીભ અને તેને જિહ્વાગ્રે કરનારનું શરીર કાપવાનું શાસ્ત્રકારોનું ફરમાન હતું. 'વાસિષ્ઠ ધર્મસૂત્રે' એટલે સુધી કહ્યું કે, 'શૂદ્રની બુદ્ધિ વધે એ જાતનું શિક્ષણ ન આપવું, યજ્ઞનો પ્રસાદ ન આપવો અને ધર્મ તથા વ્રતનો ઉપદેશ પણ ન આપવો.' આમ શૂદ્રનો એક અલગ અસ્પૃશ્ય વર્ગ જ બાકીના ત્રણ વર્ગે પોતાના હિત માટે, પોતાના સ્વાર્થ માટે સર્જ્યો હતો. શૂદ્રો ન જ્ઞાન મેળવી શકે; ન વિકાસ સાધી શકે; ન આત્મોન્નતિ કરી શકે : એણે તો કરવાની રહી બાકીના ત્રણ વર્ગોની સેવા. શૂદ્રો આપણી જેવા જ મનુષ્યો છે; માનવ-સમાજનું એક અંગ છે, તે ભુલાઇ ગયું.

આચાર્યો આટલેથી ન અટક્યા. શૂદ્રોના જેવી જ દશા સ્ત્રીની પણ કરી મૂકી. તેમનાં સ્વાતંત્ર્ય પર કાપ મૂકાયો. શાસ્ત્રો તેઓ ન ભણી શકે; જીવનશુદ્ધિ સારુ જીવનપર્યંત બ્રહ્મચર્ય ન પાળી શકે; મોક્ષની અધિકારી ન હોઈ શકે, એવાં એવાં બંધનો રચાયાં.

પાર્શ્વનાથ-જૈનોના ત્રેવીસમા તીર્થંકરને અવસાન પામ્યાને લગભગ બસો વર્ષ થયાં હતાં; છતાં તેમની અહિંસાની ભાવના લગભગ નષ્ટપ્રાય થઈ હતી. જૈનધર્મના આચાર-વિચારો પર વૈદિક ક્રિયાઓ અને આચારોએ પ્રભુત્વ જમાવ્યું

હતું. સમારોહપૂર્વક સ્થળે સ્થળે યજ્ઞક્રિયાઓના ઉત્સવો થતા; તેને અંગે ચારે બાજુ હિંસા થતી; એને પોષક આચાર્યો અને ધર્માધિકારીઓ મળતા; સાથે સાથે શ્રદ્ધાળુઓનો સમુદાય મળતો. આથી થયું એવું કે સમાજને એક વખત બળવત્તર બનાવવા માટે રચાયેલા નિયમોએ બંધનનું સ્વરૂપ લીધું અને તેણે અંધશ્રદ્ધા, અધર્મ અને અસદનુષ્ઠાનને પોષણ આપ્યું. કેટલેક સ્થળે સમાજના પાયા ખળભળી ઊઠે; સમાજની ઇમારત જમીનદોસ્ત થાય એટલી હદ સુધી આ અસદનુ-ષ્ઠાનો પહોંચ્યાં.

આમ એક બાજુ રાજ્યતંત્રો—પછી તે રાજ્યસત્તાક હોય કે ગણુસત્તાક–અંદરખાને કેટલાંક સુવ્યવસ્થિત હોવા છતાં, હિંદની અખંડતાને પોષી નહોતાં શકતાં, ને ન પોષી શકયાં. એજ રીતે સામાજિક તંત્ર પણુ છિન્નભિન્ન થઈ રહ્યું હતું. તેમાં વૈશાલીનું ગણુસત્તાક રાજ્ય બીજાં રાજ્યોથી ભિન્ન પડતું હતું.

વિક્રમ સંવત પૂર્વે લગભગ સાતમા સૈકામાં ભારતવર્ષને ઉત્તરમાંથી વીંધી, છેક બંગાળ સુધી વિશાળ ક્ષેત્રને ફળદ્રૂપ કરતી ગંગા નદીને કિનારે લિચ્છવીઓનું આ ગણુસત્તાક રાજ્ય અસ્તિત્વમાં આવ્યું હતું. તેની રાજધાની વૈશાલીમાં હતી. આ લિચ્છવીઓ સૂર્યવંશી ક્ષત્રિયોના વંશજો હતા, અને વૈશાલીની રાજસત્તા ત્યાંના નાગરિકોના સંઘહસ્તક હતી. આ સંઘનો સભ્ય 'રાજા' તરીકે સંબોધાતો. આ વૈશાલી નગરીના ત્રણુ વિભાગ હતા—વૈશાલી, કુંડગ્રામ અને વાણિજ્યગ્રામ. ત્રણેને ઉપનગર કહીએ તોપણુ ચાલે. કુંડગ્રામ ઉપનગરમાં ક્ષત્રિયો જ રહેતા. આ વૈશાલી નગરીનું વર્ણન ભગવાન મહાવીરના સમકાલીન ભગવાન બુદ્ધે સરસ રીતે કર્યું છે. તે સમયે

વૈશાલીમાં સોનાનાં કળશવાળાં સાતહજાર ઘરો, રૂપાના કળશવાળાં ચૌદહજાર ઘરો અને ત્રાંબાના કળશવાળાં એકવીસ હજાર ઘરો હતાં એમ ઉલ્લેખ મળે છે.

ભગવાન મહાવીર અને બુદ્ધને પ્રિય આ નગરી 'ઉત્કર્ષ પામેલી, ક્ષેમ, સુભિક્ષ, રમણીય, મનુષ્યોથી ભરેલી, ઘર અને વાડાઓથી અલંકૃત, પુષ્પવાટિકા અને ઉદ્યાનોથી પ્રફુલ્લિત હતી.' જાણે કે 'દેવોની રાજધાનીનું તે અનુકરણ' કરતી હતી!

ભગવાન બુદ્ધ તેના વિષે કહે છેઃ "આનંદ! લિચ્છવીઓ વારંવાર સંમેલન કરે છે. એ સંમેલનમાં લગભગ બધાયે એકઠા થાય છે; સઘળા સાથે જ બેસે છે; સાથે ઊઠે છે, સાથે જ કામ કરે છે; જે કાયદો પોતે કરેલો ન હોય તેને અમલમાં નથી મૂકતા, જે કાયદો ઘડ્યો હોય તેનો ઉચ્છેદ નથી કરતા, તથા પોતાના પૂર્વજોના પ્રાચીન ધર્મમાં ચાલ્યા આવે છે; પોતાના વડીલોને સત્કારે છે, માન આપે છે, પૂજે છે અને તેમનું કહ્યું માને છે; કુલકુમારીઓ તથા કુલસ્ત્રીઓને ઉપાડી નથી જતા, તથા તેમના પર બળાત્કાર નથી કરતા." આવી રમણીય નગરીમાં શ્રમણ ભગવાન મહાવીરનો વિક્રમ-સંવત પૂર્વે પાંચસો બેતાળીસ વર્ષ પહેલાં, ચૈત્ર સુદ તેરસના રોજ જન્મ થયો હતો.

તે સમયે વૈશાલીમાં પાર્શ્વનાથે પ્રસરાવેલ જૈનધર્મ પ્રચલિત હતો; અને મહાવીરનાં માતાપિતા તેમનાં અનુયાયી હતાં. વૈશાલીના રાજા ચેટકની બહેન ત્રિશલા તે મહાવીરની માતા અને જ્ઞાતૃવંશીય પાંચસો ક્ષત્રિયોના ઘરથી અલંકૃત ક્ષત્રિય કુંડગ્રામના 'રાજા' સિદ્ધાર્થ તે તેમના પિતા થાય.

*ઇતિહાસનાં પાનાં ઉથલાવી જોતાં જણાશે કે, કોઇ પણ* સ્થળે લગભગ એક જ પ્રકારનો ઉપદેશ આપનાર બે ધુરંધરો

એક જ સમયે વિચરતા ભાગ્યે જ મળશે. મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા, એટલું જ નહિ પણ બન્નેએ તે સમયે ભારતવર્ષની વિષમ બનેલી સામાજિક પરિસ્થિતિ સામે જબરજસ્ત બંડ ઉઠાવ્યું, અને તેની સામે તત્કાલીન સમાજને નમવું પડયું.

ભારતવર્ષની જનતાના હૃદયમાં જે મહાપુરુષો રમી રહ્યા છે, તેમાં ચાર નામો મુખ્ય ગણાવી શકાય. ન્યાયી અને 'પ્રાણ જાય અરુ બચન ન જાઈ' જેના કુલની નીતિ છે તે રામ; કર્મયોગી કૃષ્ણ; ધર્મવીર મહાવીર અને કરુણામૂર્તિ બુદ્ધ. ચારેયનું પોતપોતાનાં ક્ષેત્રમાં નિરનિરાળું વ્યક્તિત્વ હોવા છતાં, સૌ પોતપોતાનાં ક્ષેત્રમાં નિરાળી અદાથી ચમકી પોતાનો યુગ પ્રવર્તાવી ગયેલ છે, એ તેમની વિશિષ્ટતા છે. ચારેયમાં અમુક પ્રકારની સમાનતા હોવા છતાં સૌને પોતપોતાની વિશિષ્ટતા સાથે પોતપોતાનું વ્યક્તિત્વ પણ છે.

અસુરોનો ઉપદ્રવ વધ્યો; અન્યાયની પ્રતિષ્ઠા થતી ચાલી; અનાર્યત્વે જોર કર્યું અને રામનો જન્મ થયો. રામે અનાર્યત્વને હણ્યું, ન્યાયની પુનઃપ્રતિષ્ઠા કરી અને 'રામરાજ્ય'નો ચીલો પાડ્યો. ફરી પાંચ ઇન્દ્રિયોના વિષયો વધ્યા; કુટુંબકુટુંબમાં કલેશે સ્થાન લીધું; ઈર્ષા-સ્વાર્થે સામ્રાજ્ય જમાવ્યું; અસંતોષે માઝા મૂકી; હૃદયમાંથી માનવતાનું ઝરણું સુકાયું એટલે કૃષ્ણે જન્મ લીધો. તેમણે કલેશ, ઈર્ષા, અસંતોષ, અમાનુષીપણું વગેરેને 'મહાભારત' યજ્ઞમાં જલાવી દીધાં. પણ માનવ-સ્વભાવ ઓછો બદલાવાનો હતો? પચીસસો વર્ષ પહેલાં એની એ જ પરિસ્થિતિ ઊભી થઈ—વધુ જોરમાં. અને મહાવીર-બુદ્ધે 'ધર્મની સંસ્થાપના' માટે જાણે કે જન્મ લીધો. મહાવીર પહેલા હતા: બુદ્ધ પછી.

## ૨

યુગપ્રવર્તક પુરુષોના જીવનમાં ચમત્કારોનું આરોપણ સહજ હોય છે. રામ અને કૃષ્ણ તથા બુદ્ધ અને મહાવીરનાં ઉપલબ્ધ જીવન-ચરિત્રો એમાંથી મુક્ત નથી. આથી કેટલીક વખત જીવનમાં ચમત્કારો જ વધુ ધ્યાન ખેંચે છે; પરંતુ માનવદૃષ્ટિથી એમાંનું સત્ય તારવીએ તો યુગપુરુષોના જીવનના જુદાં જુદાં પાસાં સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

મહાવીરની યુવાવસ્થા વિષે, તેમ જ તેમણે દીક્ષા લઈ સંસારનો ત્યાગ કર્યો ત્યાંસુધીની વિગતવાર હકીકતો મળતી નથી; પણ જે મળે છે તેના પરથી તારવી શકાય એમ છે કે, નાનપણથી જ—ગળથૂથીમાંથી તેમને કર્તવ્યપરાયણતાનું શિક્ષણ વારસામાં મળ્યું હતું, અને તેમનો સારોય વ્યવહાર એને અનુકૂળ ઘડાયે જતો હતો.

જ્યારથી મહાવીરે ત્રિશલાની કૂખે દેહ ધારણ કર્યો ત્યારથી સિદ્ધાર્થની રિદ્ધિસિદ્ધિ, માનમરતબો વગેરે વધવાં લાગ્યાં. આથી, તેમના જન્મ પછી મહાવીરનું નામ 'વર્ધમાન' પાડવામાં આવ્યું. તેમને નંદિવર્ધન નામે મોટો ભાઈ અને સુદર્શના નામે બહેન હતી.

વર્ધમાનને નાનપણથી રમતગમતનો ખૂબ શોખ હતો. આમળી-પીપળી, તિંદૂચક (જે જીતે તે હારનારની પીઠ ઉપર સવાર થાય) વગેરે તેમની અત્યંત પ્રિય રમતો હતી. એક વખત પોતાના નાના નાના ગોઠિયાઓ સાથે, નગરની બહાર, ઉદ્યાનમાં આમળી-પીપળીની રમત તેઓ રમતા હતા. બાળકો અને વર્ધમાન એક વૃક્ષથી બીજા વૃક્ષ પર ચડી-ઊતરી કૂદાકૂદ કરી રહ્યા હતા. અચાનક, જે વૃક્ષ ઉપર તે ચડ્યા હતા તે વૃક્ષે એક

મોટો સર્પ ફૂંફાડા મારતો ચડ્યો. વર્ધમાનને ઊતરવાની મુશ્કેલી થઈ. છોકરાઓ ભયના માર્યા દૂર જઈ ઊભા. વૃક્ષ ઉપર રહ્યા રહ્યા વર્ધમાને પરિસ્થિતિને નિહાળી લીધી. સાપ ફૂંફાડા મારી રહ્યો હતો; આગળ પણ વધી રહ્યો હતો; એટલે સામનો કર્યા વગર છૂટકો નહોતો. ધીમે રહી આગળ વધી, સાપની નજર ચૂકવી મોંએથી તેને પકડી ક્ષણ બે ક્ષણમાં, 'શું કરે છે' તેવું દૂર ઊભા રહેલા છોકરાઓ વિચારી બૂમ મારે તે પહેલાં તેને દૂર ફેંકી દીધો, અને ફરી વખત રમત શરૂ કરાવી દીધી.

સૌ બાળકોમાં સૌન્દર્યવાન વર્ધમાનને કિંમતી આભૂષણોથી અલંકૃત જોઈ એક હોશિયાર ચોરે તેમને ઉપાડી જઇ લૂંટવાનો વિચાર કર્યો. ઉપાડવા માટે સ્થળ અને સમયની અનુકૂળતા જોઈએ. તે તેણે શોધી કાઢી. વર્ધમાન તિંદૂચકની રમત રમી રહ્યા હતા. ચોરે તેમાં ભાગ લીધો, અને વર્ધમાનને હાથે રમતમાં પરાજય મેળવ્યો. આથી તેણે વર્ધમાનને પોતાની પીઠ ઉપર બેસાડી અમુક સ્થાન સુધી લઈ જવાના હતા. તેણે વર્ધમાનને પીઠ ઉપર બેસાડ્યા; થોડે દૂર સુધી તે ધીમે ધીમે ચાલ્યો, પણ બધાથી થોડું અંતર વધતાં, તેણે દોટ મૂકી. વર્ધમાન તેની લુચ્ચાઈ સમજી ગયા એટલે સમયસૂચકતા વાપરી એક હાથે તેના વાળ જોરથી ખેંચી, બીજા હાથે મુક્કીઓ મારવી શરૂ કરી. પગથી લાતો પણ લગાવી. કોલાહલથી આસપાસના લોકો એકત્ર થવા લાગ્યા એટલે પકડાઈ જવાની બીકે, તે અજાણ્યો માનવી વર્ધમાનને નીચે ઉતારી અદૃશ્ય થયો.

લગભગ આઠ વર્ષની ઉંમરે તેમને ધામધૂમપૂર્વક નિશાળે બેસાડવામાં આવ્યા. તેમની સ્મરણશક્તિ એટલી તીવ્ર હતી કે, તેમના અભ્યાસથી આચાર્ય પણ સ્તબ્ધ બન્યા. નવમે વર્ષે વ્યાકરણ તેમની જીભને ટેરવે હતું. સામાન્યતઃ એવું પણ બનતું

કે આચાર્ય કાંઈ શીખવે, તે પહેલાં તેઓ કહી આપતા.

તે સમયના વૈશાલીના કુમારો 'કઠોર અને અનાડી, ઘરમાં જે ખાવાનું આવે—તે પછી શેરડી હોય, બોર હોય, વડું હોય કે લાડુ હોય તો તે ઉપાડીને ખાઈ જનારા, કુળની સ્ત્રીઓ અને છોકરીઓની પીઠ ઉપર ફેંકનારા' હતા. વર્ધમાન આ કુમારોમાં જુદા તરી આવતા. જ્યારે લિચ્છવી રાજકુમારો શિકારી કૂતરાઓને સાથે લઈ, ધનુષ્ય-બાણથી સજ્જ થઈ શસ્ત્ર-વિદ્યાનું શિક્ષણ લેવા વનમાં જતા ત્યારે વર્ધમાન પોતાના કર્તવ્ય વિષે વિચારમાં લીન રહેતા. શસ્ત્રવિદ્યામાં તેમણે પારંગતતા મેળવી હતી; સાથે સાથે કર્તવ્યપરાયણ થવાની ભાવનાને પણ પોષી હતી.

વર્ધમાનનું આ માનસ તેમના વિવાહસમય પહેલાં પ્રગટ થાય છે. સર્વાંગસુંદર રૂપ, ઉત્કૃષ્ટ ગુણોથી અલંકૃત, બળ અને પરાક્રમથી વિભૂષિત વર્ધમાન ઉંમર લાયક થતાં, તેના તરફ આકર્ષાઈ આસપાસના પ્રદેશમાંથી કન્યાઓના પિતા તરફથી વર્ધમાન માટે માગાં આવવાં લાગ્યાં. વર્ધમાનનું મન સંસારથી અલિપ્ત રહ્યાં કરતું હતું એની તેમનાં માતપિતાને જાણ હતી. પરંતુ પુત્રને પરણેલો જોવાની મનમાં અભિલાષા પણ હતી. એવામાં વસંતપુરના સમરવીર નામના રાજાએ પોતાની યશોદા નામની પુત્રીનું વર્ધમાન સાથે લગ્ન કરવાનું આમંત્રણ મોકલ્યું. કન્યા દેખાવડી, અને જુદી જુદી કળાઓ વડે સંપન્ન હતી એટલે માતપિતાને ના કહેવાનું ગમ્યું નહિ. તેમણે મિત્રોને સાધ્યા. મિત્રોએ અનેક દલીલો કરી; વર્ધમાનનો આવો જવાબ હતોઃ

સંસારની વિષમતા જોઈ હું હમેશાં વિચારમાં લીન રહું છું. ચારે બાજુ દંભ, વિલાસ અને મિથ્યાભિમાન પોષાઈ રહ્યાં છે તેને દૂર કરવાનો વિચાર કર્યા કરું છું. જે સમયે હું કર્ત-

ચ્યશીલ થવા ઇચ્છતો હોઉં તે વખતે લગ્નબંધનને કેવી રીતે સ્વીકારું? પરંતુ મારી માતાનો મારા ઉપર જે ઉત્કટ સ્નેહ છે, તેને અસહ્ય ધક્કો ન લાગે તે ઇરાદાથી જ તેમના જીવતાં કોઈ તાત્કાલિક પગલું ન ભરવું એવી ગાંઠ વાળી બેઠો છું. એ વસ્તુસ્થિતિ જાણવા છતાં તેઓ જો મને લગ્નબંધનથી કાયમને માટે જકડવા ઇચ્છે, તો તો તેમણે મારા માતૃસ્નેહ ઉપર અત્યાચાર જ કર્યો કહેવાય.

માતાપિતા આ સાંભળી વધારે ચિંતાતુર બન્યાં, છતાં 'માતૃસ્નેહ'નો તાંતણો પકડી માતાએ વર્ધમાનને સમજાવવાનું માથે લીધું. ત્રિશલાએ આર્દ્ર સ્વરે પુત્રને વિનંતિ કરી અને માતા પાસે પુત્રનું નિશ્ચલ મન વિચલિત થયું. 'માતાની મનોવૃત્તિ દુભાવી ન જ જોઇએ,' એવા વિચાર સાથે તેમણે સંમતિ આપી.

પુત્રની સંમતિ મળતાં, યશોદા સાથે સમારોહપૂર્વક વર્ધમાનનાં લગ્ન થયાં. યથાકાળે તેમને પ્રિયદર્શના નામે પુત્રી થઈ, અને તેને, ઉંમર લાયક થતાં પરણાવવામાં આવી.

રાજવૈભવ, સમૃદ્ધિ, ભોગવિલાસ વગેરે નજર સામે હોવા છતાં, સંસારમાં પ્રવર્તી રહેલી વિષમતા જ તેમની નજર સામે પડવા લાગી. વૈશાલીના ક્ષત્રિયો સમૃદ્ધ હતા, શાસ્ત્રોના જાણકાર હતા, છતાં તેમનામાં ઘણી ઓછપ હતી. ઈર્ષા, ઇતરાજી અંદરઅંદરના દ્વેષ વધ્યે જતા હતા. મિથ્યા આડંબર અને અહંકારથી સૌ આવૃત્ત થયા હતા. કહેવાય ક્ષત્રિય, ગૌરવ પણ તેમાં લે, છતાં આચરણ ક્ષત્રિયોચિત નહોતું રહ્યું. ક્ષત્રિયો રક્ષક હતા; પણ બ્રાહ્મણોની સાથે મળી જઈ ભક્ષક થયે જતા હતા. વર્ધમાનને આ વિષમતા જોઈ ત્રાસ છૂટતો. તેમની પાસે શક્તિ હતી; પિતાની પછી વારસો મળે તો જોરતલબીથી

પોતાનું ધાર્યું તેઓ કરાવી શકે તેમ હતાં; પણ તેમાં તેમને પ્રશ્નનું નિરાકરણ ન જણાયું. પોતે હોય ત્યાંસુધી ભયના માર્યાં સૌ કોઈ પોતાની વાત કબૂલે, પણ પછી? વિષમતા બમણા જોરથી ઊછળે. વર્ધમાન વિચારી રહ્યા હતા કે, હંમેશને માટે આ વિષમતા કયા ઉપાયે દૂર થાય.

અઠ્ઠાવીસ વર્ષની ઉંમર સુધી આ મનોમંથન ચાલ્યું. એ મનોમંથન તીવ્રતમ થતું ગયું, પણ માતપિતાના સ્નેહ આગળ તેમને નમતું આપવું જ પડયું. આ ઉંમરે માતપિતા અવસાન પામતાં, 'જ્યાંસુધી માતપિતા હયાત હોય ત્યાંસુધી કોઇ કાર્યમાં પ્રવર્તીશીલ ન થવું,' એવા નિર્ણયમાંથી તે મુક્ત થયા, અને પોતે શું કરવા ઇચ્છે છે તે સંબંધીનો વિચાર તેમણે નંદિવર્ધન સમક્ષ રજૂ કર્યો. માતપિતાના શોકથી ઘેરાયેલા નંદિવર્ધને ગળગળા સ્વરે ના કહી અને ઉમેર્યું: "માતા-પિતાના વિરહથી ઉત્પન્ન થયેલા શોકને હજુ હું નથી વીસરી શક્યો, ત્યાં તમારા ચાલ્યા જવાથી ઊલટું એકલવાયાપણું મને વધુ સાલશે."

નંદિવર્ધનના આગ્રહથી ગૃહત્યાગ કરવાના પોતાના નિશ્ચયને વર્ધમાને વધુ બે વર્ષ લંબાવ્યો. આ બે વર્ષ તેમણે જેમતેમ વીતાવ્યાં, પણ આગામી કઠોર જીવન માટે ભૂમિકા તૈયાર કરતા હોય તે રીતે. કાચબો જે રીતે પોતાનાં બધાં અંગો સંકોચી લઇને પોતાનું બાહ્ય આક્રમણોથી રક્ષણ કરે છે, તેમ વર્ધમાને સાંસારિક ઉપાધિઓ, ભોગવિલાસો, સમૃદ્ધિ વગેરે સંસારમાં જકડી રાખનારી પ્રવૃત્તિઓમાંથી પોતાની ઇન્દ્રિયોને નિવૃત્ત કરી લીધી. મનને તેમાં જરાયે લેપાવા ન દીધું. બે વર્ષ પૂરાં થતાં મોટાભાઈની અનુજ્ઞા લઇ ગૃહત્યાગ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. માર્ગશીર્ષ સુદ દસમના રોજ

યુદ્ધમાં જતા વીરને જે સમારોહપૂર્વક વિદાય અપાય, તેવા સમારોહપૂર્વક વર્ધમાનને વૈશાલીએ વિદાય અર્પી; અને પોતાને હાથે જ શરીર પરના વસ્ત્રાલંકારો એક પછી એક ઉતારી, પોતાના મસ્તક પરના કેશનો લોચ કરી, તે દીક્ષિત થયા અને સાચું સુખ શામાં છે તેની શોધ માટે પ્રયાણ કર્યું. 'વર્ધમાન' ત્યારથી, 'મહાવીર' તરીકે ઓળખાયા.

તે સમયે કુટુંબીઓએ મહાવીરને આશિષ આપી. અને મહાવીરે મિત્રો, જ્ઞાતિજનો, સગાંવહાલાં તથા સંબંધીઓને વિસર્જન થવાનું કહી અભિગ્રહ ધારણ કર્યો કે, "સુખની શોધમાં વિહરતાં વિહરતાં જે પ્રકારના ઉપસર્ગો સહેવાનાં આવશે તે જરા પણ દ્વેષ કર્યા વગર સમભાવપૂર્વક અડગતાથી સહીશ; અને ત્યાંસુધી શરીરની સાર સંભાળ પણ રાખીશ નહિ."

૩

જે દિવસે માયામમતાને ખંખેરી મહાવીર દીક્ષિત થયા તે જ દિવસે–વૈશાલીનગરીથી વિહાર કરી, કોઇના પણ સાથ વગર, તેઓ કુમ્માર ગામના સીમાડે આવી, ધ્યાનસ્થ થયા. સાંજ પડી ગઈ હતી. તે સમયે આખો દિવસ હળ ખેંચી થાકેલા બળદોને લઇ કોઈ ગોવાળ નીકળ્યો. જરા વેળા વીતી ગઇ હતી; ગાયો દોહવાનો સમય થઈ ચૂકયો હતો, એટલે શ્રમિત બળદોને મહાવીરની આસપાસ આવેલ ખેતરમાં ચારો ચરવા છૂટા મૂકી, તેના પ્રત્યે ધ્યાન આપવાનું ધ્યાનસ્થ મહાવીરને સૂચવી તે ગામમાં ગયો. ગોવાળે શું કહ્યું તે તરફ મહાવીરનું ધ્યાન પણ નહોતું. આથી બળદો ચરતા ચરતા દૂર નીકળી ગયા. ને જ્યારે કામથી પરવારી ગોવાળ સીમમાં આવ્યો ત્યારે મહાવીર હતા

ત્યાં ને ત્યાં સ્થિર હતા, પણ બળદ તેના જોવામાં આવ્યા નહિ. મહાવીરને પૂછ્યું, તો તેમના તરફથી કાંઈ જવાબ મળ્યો નહિ. "કોઈ મૂર્ખો લાગે છે," એવો બબડાટ કરતો ગોવાળ બળદની શોધમાં સીમમાં ચાલ્યો; આખી રાત ભટક્યો પણ ક્યાંય પત્તો ખાધો નહિ. જ્યારે તે મૂળ સ્થળે પાછો આવ્યો ત્યારે તેણે મહાવીર પાસે પોતાના બળદોને નિરાંતે વાગોળતા જોયા. ખરી હકીકત એમ હતી કે, બળદો ચારો ચરી ધરાઈ રહેવાથી પાછા ફર્યા હતા, પણ ગોવાળે ધાર્યું કે 'બળદો ક્યાં હતા તેની ખબર હોવા છતાં આ મૂર્ખાએ મને આખી રાત જંગલમાં રખડાવ્યો.' આમ વિચારી ગુસ્સે થઈ પોતાના હાથમાંની બળદની રાશ વડે મહાવીરને તે મારવા દોડ્યો, પણ તરત મહાવીરની પાછળ પાછળ આવી રહેલા નંદિવર્ધને મોકલેલા માણસે તેને વાર્યો.

ધ્યાનથી મુક્ત થયેલ મહાવીરે આ માણસને વિનંતિ કરી કે, "હું જે સુખની, સત્યની શોધમાં નીકળ્યો છું તેમાં કોઈની સહાય ઉપયોગી થવાની નથી. અનેક અંતરાયો દૂર કર્યા પછી જ તેની સિદ્ધિ મળવાનો સંભવ છે. આ અંતરાયો હું મારી જાતે જ દૂર કરીશ તેથી તમારે આ રીતે મારી પાછળ પાછળ આવવાનું કાંઈ કારણ નથી." આ સાંભળી નંદિવર્ધને મોકલેલ માણસ શરમાઈને પાછો ફર્યો.

ત્યાંથી વિહાર કરી મહાવીર મોરાક ગામે પહોંચ્યા. આ ગામને નાકે રહેતા તાપસોના કુલપતિ મહાવીરના પિતાના મિત્ર હતા. તેના આશ્રમ પાસેથી મહાવીર પસાર થતા હતા ત્યારે તેમને ઓળખી તે તેમની પાસે આવ્યા, ને આગ્રહપૂર્વક પોતાના આશ્રમે લઈ ગયા. બીજે દિવસે ત્યાંથી વિહાર કરવાની તૈયારી કરતાં જોઈ કુલપતિએ મહાવીરને તે વર્ષનું ચોમાસું

પોતાના આશ્રમમાં ગાળવાની વિનંતિ કરી. આશ્રમની આસ-પાસનું વાતાવરણ અને એકાંત ધ્યાન માટે યોગ્ય હોઈ મહાવીરે વિનંતિનો સ્વીકાર કર્યો, ને ચોમાસું નજીક આવતા આ આશ્રમમાં આવી સ્થિરતા કરી. કુલપતિએ તેમનું સ્વાગત કર્યું અને રહેવા માટે તૃણથી આચ્છાદિત એક કુટિર આપી.

અષાઢ માસ બેસી ચૂકયો હતો. વરસાદે શરૂઆત કરી દીધી હતી, છતાં શરૂઆત હોવાથી નવું ઘાસ જોઇએ તે પ્રમાણમાં હજુ ઊગ્યું નહોતું. આથી આસપાસની ગાયો ઝૂંપડા પર આચ્છાદિત કરેલા ઘાસને ખાવા આવવા લાગી. આશ્રમમાં રહેનારા તાપસો અવારનવાર ગાયોને હાંકી કાઢતા, પણ મહા-વીર પોતાની કુટિરમાં ધ્યાનસ્થ ઊભા રહેતા. તેમને કુટિરની જરા પણ ચિંતા નહોતી. પોતાના દેહનું પણ જે ભાન ભૂલી જતા, તેને બાહ્ય ઉપાધિ શાની હોય? મહાવીર ધ્યાન ન આપતા એટલે ગાયો વારંવાર તેમની ઝૂંપડી તરફ દોડી આવતી, ને ઝૂંપડીનું ઘાસ ખાઇ જતી. આ જોઈ તાપસો ચિડાયા. તેમણે કુલપતિ પાસે ફરિયાદ કરી કે, "આપણા આશ્રમમાં તમે જે મુનિને લાવ્યા છો તે અકૃતજ્ઞ, ઉદાસી, આળસુ અને દાક્ષિણ્યરહિત છે, કારણકે તે તેને સોંપવામાં આવેલ ઝૂંપડી પણ સાચવતો નથી, અને તેથી ગાયોને હાંકી કાઢવા માટે અમારે સતત્ બેસી રહેવું પડે છે." કુલપતિએ મહાવીર પાસે આવી, ઝૂંપડીનું રક્ષણ કરવાની સૂચના આપી. મહાવીરે વિચાર્યું કે, જો એકાગ્રતા કેળવવી હશે તો ગાયોને હાંકવાની વેઠ પાલવશે નહિ. આથી રાજીખુશીથી ચોમાસા-નો અર્ધો માસ વ્યતીત થયો હોવા છતાં તેમણે ત્યાંથી વિહાર કર્યો, અને પાંચ નિયમો ધારણ કર્યા કે, ૧. જ્યાં અપ્રીતિ થાય તેવું હોય ત્યાં કદી પણ રહેવું નહિ, ૨. જ્યાં રહેવું ત્યાં

સદા ધ્યાનમગ્ન જ રહેવું, ૩. ત્યાં પ્રાયઃ મૌન અવસ્થામાં રહેવું, ૪. હાથરૂપી પાત્ર વડે ભોજન કરવું, અને ૫. કોઈ ગૃહસ્થનો વિનય–ખુશામત કરવી નહિ.

તાપસોના આશ્રમથી વિહાર કરી, અસ્થિક ગામે, ગામ બહાર આવેલા ટેકરા ઉપર મંદિરમાં તેમણે નિવાસ કર્યો. મહાવીરનું આગમન જાણી લોકોએ અવાવરુ મંદિરમાં ન રહેવા વિનંતિ કરી. કારણમાં ભૂતપ્રેતાદિનો ભય જણાવ્યું. મહાવીર આવા કલ્પિત ભયથી ડરે તેમ નહોતા. જેણે મરણનો ભય ત્યજ્યો છે તેને આવા ભયની પરવા પણ શી હોય? ભૂતપ્રેતાદિનો ભય ઠીક, અનાર્ય મનુષ્યો ને ઘાતકી પ્રાણીઓ તરફના ઉપસર્ગો પણ નિર્ભય થવા માટે એક હરફ ઉચ્ચાર્યા વગર કર્તવ્ય–પરાયણ થવા ઇચ્છનારે સહેવા પડે છે. મહાવીરે કાલ્પનિક ભયની પરવા કર્યા વગર ચામાચિડિયાં, ઝેરી જંતુઓ વગેરેથી સમૃદ્ધ એ અવાવરુ મંદિરમાં રાત્રિનિવાસ ધ્યાનમાં સ્થિત રહીને કર્યો. સવારમાં મહાવીરને સ્વસ્થ જોઈ લોકો તેમના પ્રત્યે વધુ આદરભાવ ધરાવતા થયા.

વિહાર કરતાં કરતાં મહાવીર શ્વેતાંબી નગરી તરફ આગળ વધ્યા. રસ્તામાં બે માર્ગ ફંટાતા આવ્યા. બંને શ્વેતાંબી તરફ જ જતા હતા. એક માર્ગ ટૂંકો હતો; બીજો લાંબો. ટૂંકા માર્ગે જતા રસ્તામાં કનકખલ નામે તાપસોનું આશ્રમ-સ્થાન આવતું. આ આશ્રમસ્થાન અત્યારે નિર્જન હતું. રસ્તો પણ નિર્જન હતો. મહાવીરને ટૂંકે રસ્તે શ્વેતાંબી તરફ જતા જોઈ, બાજુનાં ખેતરોમાં ઊભા રહેલા ગોવાળિયાઓએ તેમને ચેતવ્યા. તેમણે કહ્યું: “આ માર્ગ તદ્દન નિર્જન છે, કેટલાંય વર્ષોથી આ રસ્તે થઈને કોઈ પસાર થયું નથી, કારણ કે વચ્ચે આવેલા આશ્રમમાં હમણાં હમણાં ચંડકૌશિક

નામે દૃષ્ટિવિષ સર્પ રહે છે. તેનાથી ત્યાં રહેતાં પક્ષીઓ પણ ડરે છે. આ રસ્તે ગયેલું માણુસ જીવતું પાછું ફરતું નથી. માટે હે મુનિ! આ ટૂંકો રસ્તો છોડી આપ લાંબા રસ્તે જાઓ, એ ઇચ્છવા યોગ્ય છે."

મહાવીરે આ સાંભળ્યું. જેણે ભય માત્રને ત્યજી દીધો છે; દેહ ઉપરના મોહને છોડી દીધો છે; ને મરવાનું એક વખત છે જ—વહેલાં કે મોડાં તેથી જેને મરણની ભીતિ ઓછી થઈ છે, એવા મહાવીરે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું, અને ટૂંકે માર્ગે આશ્રમ તરફ વળ્યા. સારુંય જંગલ નિર્જન હતું. પક્ષીઓ કે પ્રાણીઓનો સંચાર નહોતો. જમીન પર કોઈનાં પગલાં નહોતાં. નિર્ભય મહાવીર કનકખલ આશ્રમ પાસે આવી, કાયોત્સર્ગ ધ્યાને સ્થિર થયા. થોડી વાર થઈ ત્યાં માણુસની ગંધ આવવાથી ચંડકૌશિક સર્પ ફૂંફાડા મારતો દોડતો આવ્યો. મહાવીરને જોઈ તેને કરડવા દોડ્યો, પરંતુ મહાવીર શાંત રીતે ધ્યાનમાં ઊભા હતા. ચંડકૌશિક સર્પે અત્યાર સુધી એકેએકને પોતાની સામે થતા જોયેલા, જ્યારે મહાવીરનાં નયનોમાંથી શાંત રસ વહી રહ્યો હતો; મોં ઉપરના ભાવ સૌમ્ય હતા; કાન્તિ બીજાઓ કરતાં અનોખી હતી. પોતાના ડંખથી મહાવીરનો જીવ લેવા દોડનાર ચંડકૌશિક મહાવીરના પ્રેમળ સ્વરૂપ સમક્ષ નમી ગયો, અને લંબાવેલ ફેણુને સંકોચી મહાવીરના ચરણુ પાસે લટી પડ્યો. મહાવીર તેને પ્રેમથી સંબોધતા હોય એમ ચંડકૌશિકને લાગ્યું. મહાવીર પોતાની શાંત મુદ્રા દ્વારા જાણે કે કહી રહ્યા હતાઃ "ચંડકૌશિક! આ શું? હવે તો સમજ!"

મહાવીરની સ્નેહયુક્ત મુખમુદ્રા જોઇ સર્પ ધીમે ધીમે મહાવીર પાસેથી ચાલ્યો ગયો; અને પોતાના દરમાં રહી શેષ

જિંદગી પૂરી કરી. મહાવીરે ત્યાંથી આગળ વિહાર કર્યો, ત્યારે લોકો તેમને જીવતા જોઈ આશ્ચર્ય પામ્યા ને તે રસ્તે પગરવ શરૂ થયો. "જેના સાંનિધ્યમાં ક્રૂર, હિંસક પ્રાણીઓ પોતાનો સ્વભાવ છોડી દઈ, અરસપરસ વિરોધ ભાવનો ત્યાગ કરે છે, તેના હૃદયમાં પ્રાણીમાત્ર પ્રત્યે સમતા અને અભય છલોછલ ઊભરાતાં હોવાં જોઈએ. તે બે ભાવોના સરવાળારૂપ ભાવને જ અહિંસા કહેવામાં આવે છે. અન્ય પ્રાણીઓ પ્રત્યે કશી પરિગ્રહ-બુદ્ધિ ન હોવાથી કશી હિંસકબુદ્ધિ ન હોય, અને તેથી જ ભયબુદ્ધિ પણ ન હોય, તેમ જ તેમને પોતાના જેવા આત્મારૂપ જોવાની સમદૃષ્ટિ પ્રાપ્ત થઈ હોય, તો જ સાચી અહિંસા પ્રકટે, અને તેનો પ્રભાવ બહાર બીજા ઉપર પડ્યા વગર રહે નહિ." ચંડકૌશિક સર્પ સાથેનો મહાવીરનો પ્રસંગ આ રીતે સૂચક છે.

નાના નાના ઉપસર્ગો સહન કરી બીજે વર્ષે વિહાર કરતા કરતા મહાવીર રાજગૃહ નજીક આવેલા નાલંદા નામના ઉપનગરમાં આવ્યા, ને ત્યાં એક વણકરના ડહેલામાં ઊતર્યા. તે સમયે ચોમાસું ગાળવા નિમિત્તે એકદંડી તાપસોના સંપ્રદાયનો સાધુ મંખલિપુત્ર ગોશાળક પણ ત્યાં ઊતર્યો. મહાવીરની કાન્તિ અને મુખમુદ્રા જોઈ તેના તરફ તે આકર્ષાયો, અને ત્યાર પછી તેમની સાથે જ વિહાર કરવા લાગ્યો. છ વર્ષ સુધી મહાવીર સાથે રહી ગોશાળક જુદો પડ્યો, અને લગભગ અઢાર વર્ષ સુધી 'આજીવક' સંપ્રદાય સ્થાપી પોતાને 'જિન' તરીકે ઓળખાવવા લાગ્યો એટલું જ નહિ પણ મહાવીરની પ્રતિષ્ઠા, યશ વગેરે વધતાં જોઈ ઈર્ષા કરવા લાગ્યો; અને મહાવીરની સામે કાદવ ઉછાળવો શરૂ કર્યો. મહાવીરે તેની સામે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. આથી ગોશાળક વધુ ઉશ્કેરાયો. પોતાની જિંદગીના છેલ્લા વર્ષમાં શ્રાવસ્તી નગરીમાં ગોશાળક મહા-

વીરને મળ્યો; તેમની સાથે વાદવિવાદ કર્યો, ને વાદવિવાદમાં ન ફાવતાં મહાવીર પર જીવલેણ હુમલો કર્યો. ત્યારે મહાવીરે જરાપણ ગુસ્સો ન કરતાં ગોશાળકના હુમલાને સહી લીધો. આની અસર ગોશાળક ઉપર પૂરેપૂરી થઈ.

રાજગૃહમાં સાથી તરીકે મળી ગયેલ ગોશાળક સાથે ચોમાસું ઊતર્યે મહાવીરે વિહાર કર્યો, અને જુદાં જુદાં નગરોની બહાર ઉદ્યાનમાં કે સીમમાં જુદાં જુદાં આસનો વડે ધ્યાનસ્થ થઈ, રસ્તાને ટૂંકો કરવાની કૂચ આદરી.

તે સમયે નાનાંનાનાં રાજ્યોની હદમાં થઈ અવારનવાર પસાર થવું પડતું. કેટલાંક રાજ્યોને પાડોશી રાજ્યોનો ભય પણ પુષ્કળ રહેતો. કોઈ અજાણ્યો પુરુષ રાજ્યની હદમાં પ્રવેશે કે તરત ચરપુરુષો તેની પાછળ પડતા, અને શંકા જતાં તેમને પકડતા પણ ખરા. મહાવીર અને ગોશાળકને આવી અનેક કપરી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું.

ગૃહત્યાગ કર્યા પછી ચોથા વર્ષે ચંપા નગરીથી નીકળી મહાવીર ચોરાક નગરમાં આવ્યા. ગોશાળક સાથે જ હતો. બન્નેની આકૃતિઓ નિહાળી ત્યાંના કોટવાળને આ બન્ને જાસૂસો હોવાની શંકા ગઈ. એટલે જે સ્થળે તેઓ બન્ને ધ્યાનસ્થ ઊભા હતા ત્યાં જઈ પૂછપરછ કરી, પણ બન્નેએ મૌન ધારણ કરેલું હોવાથી કાંઈ જવાબ ન આપ્યો. કોટવાળની શંકા દૃઢ થઈ. બન્નેને પકડ્યા, ને તેમની પાસેથી બાતમી મેળવવા બન્નેને દોરડા વડે બાંધી કૂવામાં ઉતારી ડૂબકીઓ ખવરાવવા માંડી. અચાનક ત્યાં થઈ મહાવીરના પરિચિત સ્વજનો નીકળ્યા. તેમણે ઓળખાણ આપી બન્નેને છોડાવ્યા.

બીજા એક પ્રસંગે પર્વતપ્રદેશમાંથી મહાવીર અને ગોશાળક પસાર થઈ રહ્યા હતા, ત્યારે તે પ્રદેશના રક્ષકો, પોતાના પ્રદેશમાં ચોરી કરી ગયેલા ચોરને પકડવા સૈન્ય લઈ નીકળેલા.

તેમણે આ બન્નેને ચોર ધારી પકડયા, પરંતુ મહાવીરને ઓળખતાં માન સાથે મુક્ત કર્યો. કૂપિકાનગરી અને લોહાર્ગલ ગામમાં પણ મહાવીરને આ કસોટીમાંથી પસાર થવું પડયું.

એક દિવસ મહાવીર ને ગોશાળક હલદ્દલ ગામની સીમમાં ધ્યાનસ્થ હતા, ત્યારે વણજારવાળાઓએ સળગાવેલ અગ્નિમાંથી જંગલમાં દાવાનળ શરૂ થયો. તેની ઊની જ્વાળાઓથી ગોશાળક ચમકયો; મહાવીરનું ધ્યાન દોરી નાઠો, પણ મહાવીરે ચિત્તની એકાગ્રતા કેળવી હતી. તેમનું આ તરફ ધ્યાન ન રહ્યું. એટલામાં દાવાનળની જ્વાળાઓ છેક તેમનાં ચરણ સુધી આવી પહોંચી ને તેમના બન્ને પગ થોડાથોડા દાઝી ગયા.

મહાવીરે ચાર વર્ષના અનુભવ પછી જોયું કે પોતે જે જે પ્રદેશમાં વિચરતા હતા, ત્યાં પરિચિત સ્વજનો હમેશાં નીકળી આવતા. તેઓ આદરસત્કાર માટે તૈયારી કરતા; મહાવીરને અગવડ ન પડે તેની તકેદારી રાખતા. મહાવીરની કીર્તિ પણ સ્થળે સ્થળે ઉપસર્ગો સહેવાને લીધે પ્રસરતી જતી હતી. જનતા તેમને ઓળખતી થઈ હતી. એટલે પરિચિત પ્રદેશને છોડી તેમણે અનાર્ય અને અપરિચિત પ્રદેશમાં વિચરણ કરવાનું નક્કી કર્યું. આવા સ્થળ તરીકે તે સમગ્ર લાઢ દેશ જાણીતો હતો. ત્યાં મહાવીરનાં સગાંસંબંધીઓ નહોતાં; મહાવીરનું નામ કોઈ જાણતું નહોતું. પ્રદેશ ગીચ ઝાડીઓથી ઢંકાયેલો હતો. ત્યાંની વસ્તી અનાર્ય હતી. ત્યાં જવાથી સત્યની પ્રાપ્તિ થવાની તેમને શકયતા જણાઈ.

મહાવીરે પરિચિત પ્રદેશમાં શાં શાં કષ્ટો સહ્યાં, ને આ ચાર વર્ષ કેવી રીતે પસાર કર્યાં, તેનું આચારાંગસૂત્રમાં મહાવીરના શિષ્ય સુધર્માસ્વામીએ દિલદ્રાવક વર્ણન આપ્યું છે.

"મહાવીરે ઉદ્યમવંત થઈ, સંસારનાં દુઃખ સમજી પ્રવ્રજ્યા લીધી. અને તે જ દિવસે હેમંત ઋતુની કડકડતી ઠંડીમાં તે

બહાર ચાલી નીકળ્યા. તે ઠંડીમાં વસ્ત્રથી શરીર ન ઢાંકવાનો તેમનો દૃઢ સંકલ્પ હતો.

"અરણ્યમાં વિહરતા ભગવાનને (તેમના દીક્ષાભિષેક વખતે તેમના ઉપર સિંચવામાં આવેલાં ગંધાદિને કારણે આકર્ષાયેલાં) નાનાંમોટાં અનેક જંતુઓએ ચાર મહિના સુધી ઘણો ત્રાસ આપ્યો, અને એમનાં લોહીમાંસ ચૂસ્યાં. વસ્ત્ર વિનાના હોવાથી ટાઢ–તાપના તીવ્ર સ્પર્શો, ઉપરાંત તૃણના સ્પર્શો તથા ડાંસ–મચ્છરના કારમા સ્પર્શો ભગવાને સમપણે સહ્યા.

"કોઇ વખતે મહાવીર નિર્જન ઝૂંપડાંઓમાં, ઝૂંપડીઓમાં, પરબોમાં કે હાટોમાં સ્થિરતા કરતા, તો કોઈ વખત લુહારની કોઢમાં અથવા ઘાસની ગંજી પાસે રહેતા. કોઇ વખતે ઉપ-નગરમાં, ઉદ્યાનમાં કે નગરમાં રહેતા તો કોઈ વખત સ્મશાનમાં, અવાવરુ ઘરમાં કે વૃક્ષ નીચે નિવાસ કરતા.

"આવાં નિર્જન સ્થળોમાં ધ્યાનસ્થ રહેતા મહાવીરને અનેક પ્રકારનાં કષ્ટો સહન કરવાં પડ્યાં. સર્પ વગેરે જીવ-જંતુઓ, ગીધ વગેરે પક્ષીઓ મહાવીરને ઉપદ્રવ કરતાં.

"શિશિરઋતુમાં ઠંડો પવન જોરથી ફુંકાતો હોય, લોકો થરથર ધ્રૂજતા હોય, સાધુઓ જ્યાં ઠંડી પ્રવેશી ન શકે તેવું સ્થળ શોધતા હોય કે વસ્ત્ર માટે ફાંફાં મારતા હોય, તાપસો લાકડાં સળગાવી ટાઢને ઉડાવવા મથી રહ્યા હોય ત્યારે સંયમી મહાવીર વસ્ત્ર વગર ખુલ્લા સ્થાનમાં ધ્યાનસ્થ થતા."

લાઢ પ્રદેશમાં મહાવીરે વિહાર કર્યો તેનું વર્ણન એથી પણ વધુ રોમાંચક છેઃ—

"ત્યાં તેમને તદ્દન હલકી જાતનાં શય્યા અને આહારોનો ઉપયોગ કરવો પડતો. ત્યાંના લોકો પણ તેમને બહુ મારતા. ભોજન લૂખંસૂકું મળતું અને કૂતરાંઓ કરડતાં. કેટલાક લોકો

તે કૂતરાઓને રોકતા, તો કેટલાક તે કૂતરાઓને છુછુકારીને કરડાવતા. વજ્રભૂમિના લોકો બહુ કઠોર હતા. ત્યાં કૂતરાં કરડી ન જાય તે માટે સાધુઓ હાથમાં લાકડી કે નાળ લઈને ફરતા. કેટલીકવાર કૂતરાઓ મહાવીરને કરડતા અને તેમના માંસની પેશીઓ ખેંચી કાઢતા, છતાં એવા દુર્ગમ લાઢ દેશમાં હિંસાનો ત્યાગ કરી, શરીરની મમતા છોડી, ભગવાન મહાવીરે આવી પડતાં સંકટોને સમભાવે સહ્યાં, અને સંગ્રામને મોખરે રહેતા વિજયવંત હાથીની જેમ એ દુઃખો ઉપર જય મેળવ્યો.

"કોઈ વાર જંગલમાં દૂર સુધી ચાલવા છતાં ગામ જ ન આવતું, અને કોઈ જગાએ ગામને પાદર પહોંચતાં, ગામના લોકો સામે આવી તેમને મારતા અને હાંકી કાઢતા. કોઈ વાર તેઓ મહાવીરને લાકડીથી, મૂઠીથી, અણીદાર શસ્ત્રોથી, પથ્થરથી કે હાડકાના ટુકડાથી મારતા. કોઈ વાર તેઓ મહાવીરના શરીર પર બેસી તેમનું માંસ કાપી લેતા, કોઇ વાર તેમના ઉપર ધૂળ વરસાવવામાં આવતી. કોઇ વાર તેમને ઊંચેથી નીચે પટકવામાં આવતા, તો કોઇ વાર આસન ઉપરથી તેમને ગબડાવી નાખવામાં આવતા. પણ મહાવીરે દેહનું મમત્વ છોડી દઈ આ સઘળાં દુઃખો સહ્યાં. અને સંગ્રામને મોખરે રહેતો શૌર્યવંત પુરુષ ગમે તેવા હલ્લાથી પાછું ડગ ન ભરે તેમ દુઃખોથી પાછા ન હઠતા તે બધાને સહી વિહાર ચાલુ રાખ્યો."

આ પ્રમાણે દુર્ગમ લાઢ પ્રદેશમાં વિહાર કરી મહાવીર વૈશાલી નગરી આવ્યા ને ત્યાં એક લુહારની કોઢમાં સ્થિર થયા. આ લુહાર કેટલાક વખતથી રોગિષ્ઠ હોઇ સ્વાસ્થ્ય મેળવવા બહાર ગયો હતો, તે લાંબે ગાળે નીરોગી થઈ પાછો આવતાં તેણે કોઢમાં સાધુને જોયા. શ્રમણના દર્શનને અપ-શુકન માની લુહાર હાથમાં લોઢાનો ઘણ પકડી મહાવીરને

મારવા દોડ્યો, પણ તેમની શાંત મુખમુદ્રા જોઈ તે પાછો પડ્યો, ને ઘણ તેના હાથમાંથી નીચે પડી ગયો.

ત્રણેક વર્ષ પરિચિત પ્રદેશમાં વ્યતીત કરી, ફરી મહાવીરે લાઢ પ્રદેશમાં જવાનું નક્કી કર્યું, અને છ માસ સુધી લાઢ દેશના વજ્રભૂમિ, શુદ્ધભૂમિ વગેરે અનાર્ય પ્રદેશમાં વિચરી, અનેક દુઃખો સહન કર્યાં. ફરી શ્રાવસ્તી વગેરે સ્થળે પાછા ફરી, મ્લેચ્છોથી ભરપૂર એવી દૃઢ ભૂમિમાં ગયા, ને ત્યાં ચૈત્યોમાં કે નિર્જન સ્થળોમાં ઉગ્ર મનોમંથન શરૂ કર્યું. મ્લેચ્છોનો પ્રદેશ; મુનિ–શ્રમણ કોઈ દિવસ તેમણે જોયેલા નહિ; તેમને સત્કારવાનું સમજે નહિ; રસ્તો વિકટ; લોકો અપરિચિત; દુર્ગમ જંગલ; શિકારી પ્રાણીઓથી ભરપૂર એવા આ પ્રદેશમાં પેઢાળ ગામની બહાર તેઓ ધ્યાનમાં નિમગ્ન થયા. જાણે તેમની અંતિમ પરીક્ષા લેવાવાની હોય તેમ આખી રાત્રી આંતર અને બાહ્ય–બન્ને પ્રકારની વેદનાઓનો તેમને સામનો કરવો પડ્યો.

ડાંસ અને કીડીઓએ ચટકા ભરી ભરી ધ્યાનસ્થ મહાવીરને ત્રાસ ઉપજાવ્યો. બાજુમાં થઈ સર્પો ફૂંફાડા મારી ચાલ્યા જતા હતા, ત્યાં સખત વાવાઝોડું શરૂ થયું. અનેક વૃક્ષો પવનની સામે નહિ ટકી શકવાથી ઊખડી ઊખડી પડવા લાગ્યાં. ભયનાં માર્યાં પ્રાણીઓ મહાવીરને ધ્યાનસ્થ જોઈ, સ્થળ સુરક્ષિત સમજી તેમની આસપાસ આશ્રય લેવા લાગ્યાં. હાથીઓના મોટા સમુદાયે આવી પ્રચંડ ઘૂરઘૂરાટ શરૂ કર્યો. વાઘનાં વૃંદે ગર્જનાઓ શરૂ કરી. બહારની ભયંકર પરિસ્થિતિ સાથે મહાવીરનાં મનઃચક્ષુ સમક્ષ પૂર્વસ્મૃતિ ખડી થઈ. માતાપિતા દીક્ષા છોડી દેવાનું કહેવા લાગ્યાં. પત્ની ને પુત્રી નજર સામે તરવરતાં લાગ્યાં. જીવનની શરૂઆતમાં જોયેલાં સૌંદર્યવાન સ્ત્રીઓનાં પ્રલોભનો સામે આવી ઊભાં. આવાં

ભયંકર દુઃખો અને પ્રલોભનો સામે મજબૂત મનના માણસ સિવાય કોણ ટકી શકે? એક જ આસને, ભયંકર વેદના સહી, બુદ્ધે માર ઉપર વિજય મેળવ્યો હતો તેમ, અનેક પ્રલોભનોનો સામનો કરી જરાયે વિચલિત થયા વગર મહાવીરે અંતરને સુદૃઢ કર્યું. અને પછી વધુ મજબૂત થઇ છ છ માસ સુધી રેતભર્યા કે કાંટાળા રસ્તાની દરકાર કર્યા વગર આ અનાર્ય પ્રદેશમાં વિચરવાનું ચાલુ રાખ્યું. લોકોએ તેમને ખાવાનું ન આપ્યું; પીવાને પાણી ન આપ્યું–ને આપે ત્યારે ઉપયોગમાં ન લેવાય તેવું. મહાવીરે તે તરફ લક્ષ પણ ન આપ્યું.

ત્યાંથી વિહાર કરી મહાવીર બારમા વર્ષે જૃંભક ગામ પાસે ષણ્માનિ ગામે આવી ધ્યાનસ્થ થયા. સાંજ પડી ગઇ હતી; ખેતરમાં બળદ ને ગાયો ચરાવતા ગોવાળ ગામમાં પાછા ફરી રહ્યા હતા, તે સમયે એક શ્રમિત ગોવાળ પોતાના બળદો સાચવવાનું મહાવીરને કહી પોતાના કામે ગામમાં ગયો. માલિક કે કોઇ હતું નહિ; આસપાસ ચરવા માટે અવકાશ હતો, એથી બળદો ચરતા ચરતા દૂર ચાલ્યા ગયા. કામ પતાવી પાછા ફરેલા ગોવાળે મહાવીરને 'બળદ ક્યાં છે?' એમ પૂછ્યું. મહાવીર તરફથી પ્રત્યુત્તર ન મળ્યો.

"રે! અધમ! મારા બળદો ક્યાં ગયા? કેમ કાંઈ જવાબ આપતો નથી?" ગોવાળે ગુસ્સે થઇને કહ્યું. પણ જવાબમાં પડઘો જ સંભળાયો. "કેમ રે? હું કહું છું તે સંભળાતું નથી કે? તારે કાન નથી લાગતા, પણ કાણાં જણાય છે." એમ કહી બાજુમાં ઊગેલા એક વૃક્ષમાંથી બે શૂળો કાપી, ધ્યાનસ્થ મહાવીરના કાનમાં જોરથી ખોસી દીધી, અને કોઈ ખેંચી ન કાઢે તે માટે બહાર દેખાતા ભાગ કાપી નાખ્યા. તીવ્ર વેદના ઉત્પન્ન થવા છતાં- સમભાવે તેમણે તે સહન કરી.

ગોવાળ ઉપર જરા સરખો દ્વેષ ન થવા દીધો.

ગોવાળ જતો રહ્યો; સમય પૂરો થતાં મહાવીર ધ્યાનમુક્ત થયા, ને કાનની વેદના તરફ ધ્યાન આપ્યા વગર વિચરતા વિચરતા અપાપા નગરીએ આવ્યા. ભિક્ષાર્થે શહેરમાં જતાં એક વણિકને ત્યાં આવેલા કુશળ વૈદ્યે મહાવીરને જોઈ કહ્યું: "આ મુનિના શરીરમાં ક્યાંક રોગ છે." વૈદ્યે સારાય શરીર પર નજર નાખી, તો કાનમાં ભોંકાયેલ શૂળો જણાઈ આવી. આથી મહાવીરના ગયા પછી વૈદ્ય પોતાના મિત્ર સાથે શૂળો કાઢવાની સામગ્રી સાથે મહાવીર જ્યાં ધ્યાનસ્થ ઊભા હતા ત્યાં આવ્યો. ઉપચારોની પૂરી તૈયારી કરી, સારામાં સારી સાણસીથી બન્ને બાજુએ બન્નેએ ઊભા રહી એકી સાથે બળ કરી શૂળોને ખેંચી કાઢી. કાનમાંથી લોહી વહેવા લાગ્યું ને શૂળો નીકળતાની સાથે મહાવીરને એવી અસહ્ય વેદના થઈ કે તેમના મુખમાંથી કારમી ચીસ નીકળી પડી. આ દુઃખ તેમણે સહેલાં દુઃખોમાં સૌથી કારમું દુઃખ ગણાવી શકાય.

આમ બાર વર્ષ સુધી અનુકૂળ કે પ્રતિકૂળ વેદનાઓ સહી તે જાંભક ગામે આવ્યા. બાજુમાં ઋજુવાલિકા નદી વહી રહી હતી. શાંત સ્થળ હતું. ત્યાં એક શાલવૃક્ષની નીચે ગોદોહાસને મહાવીર ધ્યાનસ્થ થયા. શાંત વાતાવરણ; અનેક દુઃખો સહી સહી સ્ફટિક જેવું થયેલું અંતર; કામ, ક્રોધ, મોહ, માન, માયા, લોભ વગેરે વૃત્તિઓ પર મેળવેલો વિજય; અને છેવટે રાગવૃત્તિનો પણ નાશ થતાં વૈશાખ સુદ દશમના રોજ આત્મા ઉપરનાં રહ્યાંસહ્યાં આવરણો દૂર થયાં. આ સંસારની વિષમતા કયા પ્રકારે દૂર થઇ શકે, અને એ વિષમતા હમેશને માટે કઈ રીતે દફનાઈ જાય તેનો પ્રકાશ તેમને સાંપડયો. સત્યની તેમને પ્રતીતિ થઈ.

ભગવાન મહાવીરે ચિત્તની શાંતિ મેળવી, અને આત્માની દિવ્ય જ્યોત પર આવૃત થયેલાં અસત્ય આવરણોથી મુક્ત થઈ પૂર્ણ પ્રકાશ મેળવ્યો. સાચી કર્તવ્યપરાયણતાનો રસ્તો તેમને સૂઝયો, ને તેમને લાગ્યું કે પોતે પ્રાપ્ત કરેલ જ્ઞાન દ્વારા ચારે બાજુ પ્રવર્તી રહેલ દંભને તે દૂર કરી શકશે. આથી પોતાના જ્ઞાનની લહાણી તેમણે શરૂ કરી.

આ સમયે અપાપા નગરીમાં સોમિલ નામના ધનાઢય બ્રાહ્મણે એક મોટો યજ્ઞોત્સવ આદર્યો હતો. ત્યાં ગામેગામથી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો ને શૂદ્રો આવ્યા હતા. મહાવીરે આ સમાચાર સાંભળી ત્યાં જવાનો નિર્ણય કર્યો. મહાવીરની કીર્તિ ચારે બાજુ પ્રસરી ગઈ હતી, એટલે અપાપા નગરીમાં પ્રવેશતાં જ લોકોએ તેમનો સત્કાર શરૂ કર્યો. મહાવીર યજ્ઞમંડપ તરફ આવી રહ્યાના સમાચાર સાંભળી સોમિલ બ્રાહ્મણે કૃતકૃત્યતા અનુભવી, ને તેમના સત્કાર માટે તે તૈયાર થઈ ઊભો. મહાવીર જ્યારે યજ્ઞમંડપમાં પ્રવેશ્યા ત્યારે ઉત્સાહની પરાકાષ્ઠા પહોંચી. જોરશોરથી વેદના મંત્રો ઉચ્ચારાઈ રહ્યા. યજ્ઞની વેદીની ચારે બાજુ તે સમયના અગિયાર વિદ્વાન પંડિતો પોતાના શિષ્યો સાથે આડંબરપૂર્વક બેઠા હતા; છેક ખૂણામાંથી યજ્ઞના બલિ માટે એકત્ર કરેલાં પ્રાણીઓનો કરુણ અવાજ આવી રહ્યો હતો. યજ્ઞની વેદીમાંથી અગ્નિની જવાળાઓ ઊંચે પહોંચવા મહેનત કરી રહી હતી. સોમિલ બ્રાહ્મણે આગળ આવી મહાવીરનું સન્માન કર્યું; યજ્ઞવેદીની નજદીક લઈ જઈ તેમને આસન આપ્યું. મહાવીરે પ્રસંગને પિછાની લીધો. સૌ છક્ થાય તે રીતે વેદના મંત્રો દ્વારા જ સાચા યજ્ઞની મહત્તા તેમણે સમજાવી;

ને આ યજ્ઞમાં કેટલો આડંબર, દંભ હતા તે જાહેર કર્યું. ત્યાં બેઠેલા પંડિતો ક્રોધે ભરાયા; ઉપરાઉપરી પ્રશ્નો પૂછ્યા; મહાવીરે શાંત સ્વભાવે વેદનાં જ સૂત્રોદ્વારા દરેકનો યોગ્ય અર્થ કરી, મનુષ્યનું ખરું કર્તવ્ય શું છે તેનું સૌને ભાન કરાવ્યું. મહાવીરનો વિજય થયો. અગિયારે બ્રાહ્મણ પંડિતોનાં મનનું સમાધાન થતાં મહાવીરને નમી પડ્યા; મહાવીરના સિદ્ધાંતનો તેમણે સ્વીકાર કર્યો, અને સૌ પોતપોતાના શિષ્યસમુદાય સાથે મહાવીરના હસ્તે દીક્ષિત થયા. આ અગિયારે બ્રાહ્મણ વિદ્વાનો ગણધર કહેવાયા. સૌથી મોટા ઇન્દ્રભૂતિ, ગૌતમ ગણધર તરીકે સંબોધાયા. આમ જે કર્તવ્ય બ્રાહ્મણોનું હતું, ને જેનું અનુસરણ ક્ષત્રિયોએ કરવાનું હતું, તેને બદલે એક ક્ષત્રિયે બ્રાહ્મણોને સાચી કર્તવ્યદિશા બતાવી.

આ સમાચાર ચારે દિશામાં ફેલાતાં મહાવીરની કીર્તિ વધુ પ્રસરી. ઠેરઠેર તેમને સાંભળવા માટે પડાપડી થવા લાગી. સ્થળે સ્થળે જનતાએ તેમનું શરણ સ્વીકારવાનું ઉચિત ધાર્યું. મહાવીરે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા—એમ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી, સૌને પોતપોતાનાં કર્તવ્યનું માર્ગદર્શન કરાવ્યું.

જ્ઞાનરૂપી પ્રકાશ મેળવ્યા પછી, મહાવીરે ત્રીસત્રીસ વર્ષ સુધી એક સ્થળેથી બીજે સ્થળે પરિભ્રમણ કરી, જે જે નિયમો રૂઢિરૂપે પરિવર્તન પામ્યા હતા તેમાં પોતાના ઉપદેશ દ્વારા મૂળભૂત ફેરફાર કર્યા; લોકભાષાને ચલણી સ્વરૂપ આપ્યું; અનેક પ્રકારનાં શુષ્ક ક્રિયાકાંડોનો નિષેધ કર્યો; વાદવિવાદ કરવાની જનવૃત્તિને દૂર કરી, અને એ રીતે તત્કાલીન વાતાવરણ પર જબરજસ્ત અસર કરી. અનેક રાજાઓ, મૂડીપતિઓ અને શ્રમજીવીઓ—સ્ત્રી અને પુરુષો મહાવીરનાં ભક્ત બન્યાં.

જિંદગીના આરે બોંતેરમે વર્ષે પાવાપુરી નગરીમાં હસ્તિ-

પાલ રાજાની રજ્જૂશાળામાં સ્થિર થઈ, આસો વદ અમાસને દિવસે જીવનની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરી મહાવીર સમાધિસ્થ થયા; જ્યાં શરીર નથી, આયુષ્ય નથી, કર્મ નથી, યોનિ નથી, પ્રાણ નથી—એવી નિરંજન નિરાકાર સ્થિતિને તેમણે પ્રાપ્ત કરી.

શ્રમણ મહાવીર નિર્વાણપદને પામ્યા.

૫

પાર્શ્વનાથ—જૈનોના ત્રેવીસમા તીર્થંકરનું શાસન ચાલી રહ્યું હતું. તેમનો શિષ્ય-સમુદાય જુદેજુદે સ્થળે ઉપદેશધારા વહાવી રહ્યો હતો, પણ અન્ય ધર્મની જૈન ધર્મ ઉપર પ્રબળ અસર થઈ હતી, તેમાંથી ચેતન હરાઈ ગયું હતું. મહાવીરે દેશકાળની પરિસ્થિતિ નિહાળી તેમાં પ્રાણ પૂર્યો. આથી જનતા તેમના તરફ આકર્ષાઈ ને તેમના ઉપદેશે લોકોમાં કર્તવ્યપરાયણતા, નવી ભાવના, નવી આશા અને નવા પ્રાણનો સંચાર કર્યો: આની અસર વૈદિક ધર્મ ઉપર પણ થઈ. હિંસાનું સ્થાન અહિંસાએ લીધું; અને 'अहिंसा परमोधर्म'ની ભાવના નવા સ્વરૂપે શરૂ થઈ.

ભગવાન મહાવીરે આ દુનિયાને જોઈ. અનેક દોષોથી તે પીડાતી હતી. રાગ અને દ્વેષરૂપી બે મહાન આવરણોથી તે ઢંકાયેલી હતી. પોતે તેમાંથી મુક્ત થવા ઇચ્છ્યું. તે માટે અનેક યાતનાઓ સહી; યાતનાઓ સહેવા માટે દુષ્કર નિયમો નક્કી કર્યા; ચંચળ મનને ચોકડું ચડાવ્યું, એકેએક આંતરશત્રુ પર જીત મેળવી વીતરાગપદ મેળવ્યું, અને એ પરમપદ કઇ રીતે પ્રાપ્ત કરી શકાય તેવો સીધો રસ્તો લોકોને બતાવ્યો.

પ્રકાશ મેળવ્યા પછી મહાવીરે સૌથી પ્રથમ શુદ્ધિકરણ કર્યું તે વખતના સમાજનું. વાડાબંધી શરૂ થઈ ગઇ હતી; શૂદ્રોને

ધાર્મિક અનુષ્ઠાનોમાં ભાગ લેવાનો અધિકાર નહોતો. ક્ષત્રિય અને વૈશ્યો પોતપોતાનું અલગ સ્થાન જમાવ્યે જતા હતા; બ્રાહ્મણોએ પોતાનું વર્ચસ્વ જાળવવા અંધશ્રદ્ધાળુ ભક્તો ઉત્પન્ન કર્યાં હતા. શૂદ્રો દ્વારા અસ્પૃશ્યનો વર્ગ ઊભો થતો જતો હતો. મહાવીરે તે સામે બંડ ઉઠાવ્યું, અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રના ભેદોને બદલે નવી જ સમાજરચના કરી. આ રચનામાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાને સ્થાન હતું. આ સમાજરચનાની 'સંઘ' તરીકે સ્થાપના થઈ. બ્રાહ્મણ, ક્ષત્રિય અને તે સમયના વૈદિક ધર્મે વર્ણવ્યવસ્થાને મહત્ત્વ આપ્યું હતું તેના પર આની પ્રબળ અસર થઈ. મહાવીરે વર્ણના બંધનને ફગાવી દીધું. જેને વિકાસ સાધવો છે, તેને બંધન કયા પ્રકારનું? શૂદ્ર પણ વિકાસ સાધી શકે છે; એ મહાવીરના ઉપદેશનું મહત્ત્વ છે. મહાવીરની દૃષ્ટિએ સૌ જીવ સરખા હતા. કોઈ ઊંચ કે નીચ; પૈસાદાર કે ગરીબ નહોતો. સામ્યવાદના મૂળ જાણે કે મહાવીરના ઉપદેશમાંથી તારવી શકીએ, એવું મહાવીરનું આ પગલું હતું.

સમાજરચના કર્યા બાદ તેને અનુષંગી મહાવીરે કેટલાક નિયમો કર્યાઃ સાધુસાધ્વી અને શ્રાવકશ્રાવિકા માટે જુદાજુદા. આ નિયમો પાંચ મહાવ્રત અને બાર અણુવ્રતને નામે જાણીતા છે. પાંચ મહાવ્રત સાધુ–સાધ્વી માટે છે, બાર અણુવ્રત શ્રાવક-શ્રાવિકા માટે. મહાવીર જાણતા હતા કે સારોય સંસાર સાધુ ન થઈ શકે; એટલે ગૃહસ્થધર્મનો પણ તેમણે ઉપદેશ કર્યો; અને ગૃહસ્થધર્મ કઈ રીતે દીપી ઊઠે, તે વિચારી તેને માટે સુંદર નિયમો ઘડ્યા.

જેણે સંસારની વિષમતા પર વિજય મેળવવો છે તેણે આસક્તિ માટેનાં સર્વ સ્થાનોનો ત્યાગ કરવો ઇચ્છનીય છે, એટલું જ નહિ પણ બધી સદોષ પ્રવૃત્તિઓ પણ તજવાની જરૂર છે.

મહાવીરે ઉપદેશેલ પાંચ મહાવ્રતો લગભગ દરેક ક્ષેત્રને આવરી રહે છે. આ પાંચે વ્રતો મુનિવ્રત ધારણ કરનારે મન, વચન, કાયાથી જીવનપર્યંત પાળવાનાં હોય છે, એટલું જ નહિ પણ તે તે પ્રકારની પ્રવૃત્તિ જાતે થઈ શકે નહિ, બીજા પાસે કરાવી શકાય નહિ, અને કોઈ કરતું હોય તો અનુમોદી શકાય નહિ. ૧. સૂક્ષ્મ કે સ્થૂળ સર્વ પ્રકારના પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરવો. કોઈ પણ મુનિ કોઈ જંતુને ક્લેશ ન થાય એ રીતે પ્રયત્નપૂર્વક ચાલે; પોતાનાં મન-વાણી તપાસે; તેને રાગદ્વેષ-યુક્ત, પાપયુક્ત, સદોષ, કર્મબંધન ઉપજાવનાર ન થવા દે, અને વસ્તુમાત્રને બરાબર જોઈ તપાસી લે-મૂકે; અન્નપાણી વગેરે જોઇને ઉપયોગમાં લે, એટલું જ નહિ પણ બીજાને બોજા-રૂપ થાય તે રીતે ન લે. ૨. સર્વ પ્રકારના વાણીના દોષનો, હાસ્યથી ઉત્પન્ન થતા અસત્ય આચરણનો ત્યાગ કરવો. વિચારીને બોલવું. ગુસ્સાનો ત્યાગ કરવો; લોભને તિલાંજલિ આપવી; ભયનો ડર છોડવો અને હાસ્ય પર કાબૂ મેળવવો; કારણ કે આ પાંચે કારણ વડે અસત્ય બોલવાનું બને છે. ૩. સર્વ પ્રકારે પરાયી વસ્તુ લેવાનો ત્યાગ. ગામ, નગર કે વનમાં થોડું કે વધારે, નાનું કે મોટું, સચિત્ત કે અચિત્ત-બીજા કોઇએ આપ્યું ન હોય તેવું કશું જ લેવું નહિ. ૪. સર્વ પ્રકારની વાસનાનો ત્યાગ કરવો. ભોગ, વિલાસ વગેરેમાં પ્રવૃત્ત ન થવું એટલું જ નહિ પણ ભૂતકાલિન તેવા પ્રસંગો યાદ ન કરવા અને વાસનાને ઉત્તેજે તેવાં અન્નપાણી ન લેવાં. ૫. સર્વ પ્રકારના ધનધાન્ય વગેરે બાહ્ય અને રાગદ્વેષ વગેરે આભ્યંતર આસક્તિનો ત્યાગ. થોડી કે વધારે, નાની કે મોટી સચિત્ત વસ્તુમાં મુનિએ પરિગ્રહ બુદ્ધિ-આસક્તિ રાખવી નહિ; તેમ જ આંખ, કાન, નાક, જીભ અને સ્પર્શેન્દ્રિયને ગમતી વસ્તુઓમાં

રાગ કે દ્વેષ કરવો નહિ.*

જે વ્યક્તિ–સ્ત્રી કે પુરુષ–ઉપરોક્ત પાંચ મહાવ્રતો ગ્રહણ ન કરી શકે તે દેશથી પણ તેને પાળી શકે છે; ને પોતાના આત્માને વિશુદ્ધ કરી શકે છે. આવી રીતે નિયમો પાળનાર 'શ્રમણોપાસક' અથવા 'શ્રાવક' કહેવાય છે. આ નિયમો પણ જીવનપર્યંત પાળવાના હોય છે; પણ તે સ્થૂળ રીતે, એટલે કે પોતાની શક્તિ મુજબ પાળવાના હોય છે; ગૃહસ્થ ધર્મ બરાબર જળવાઇ રહે તે રીતે તેને અમલમાં મૂકવાના હોય છે. ૧. જીવોની વિનાપ્રયોજન રાગદ્વેષને લીધે મન, વચન, કાયાથી હિંસા ન કરવી કે ન કરાવવી. કોઇને ક્લેશ થાય તેવું વર્તન ન રાખવું. ૨. સ્થૂલ અસત્ય ન બોલવું કે બોલાવવું. ૩. પરાયી ચીજ તેની રજા વગર ન લેવી કે લેવરાવવી, ૪. સ્થૂલ વાસનાઓનો ત્યાગ કરવો ૫. ધન–ધાન્ય વગેરે સંપત્તિનું નિયમન કરવું; પોતાની ઇચ્છાઓને મર્યાદિત કરવી. ૬. સર્વ દિશાઓમાં જવા–આવવાનું નિયમન કરવું. ૭. આઠમ, ચૌદશ વગેરે દિવસોએ સાંસારિક પ્રવૃત્તિ છોડી માત્ર ધાર્મિક જીવન વિતાવવું. ૮. અધર્મ વ્યાપારનો ત્યાગ; નિરર્થક કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ ન લેવો. ૯. અમુક સમય સુધી સાંસારિક પ્રવૃત્તિઓ છોડી ધર્મધ્યાનમાં લીન થઈ સમભાવ કેળવવો. ૧૦. ખાનપાન, ભોગવિલાસ, ઔદ્યોગિક પ્રવૃત્તિઓ વગેરેનું નિયમન કરવું. ૧૧. જે મર્યાદાઓ સ્વીકારી હોય તેમાંથી પણ પ્રવૃત્તિ ઓછી કરવી, અને ૧૨. ખાનપાનાદિ યોગ્ય વસ્તુઓનું શુદ્ધ ભાવપૂર્વક સુપાત્રે દાન કરવું.×

* ૧. પ્રાણાતિપાત વિરમણ, ૨. મૃષાવાદ વિરમણ, ૩. અદત્તાદાન વિરમણ, ૪. મૈથુન વિરમણ અને ૫. પરિગ્રહ વિરમણ વ્રત

× ૧. સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ, ૨. સ્થૂલ મૃષાવાદ વિરમણ

ગૃહસ્થધર્મના આ બારે નિયમો એટલી સૂક્ષ્મ બુદ્ધિપૂર્વક યોજાયલા જણાય છે કે, જો તેને વળગી રહી ગૃહસ્થધર્મ ચાલે તો આ સંસાર પર જ સ્વર્ગ ઊતરે; દ્વેષનું નામનિશાન ન રહે; ક્લેશ દફનાઈ જાય; ક્રોધ, મોહ, માન, લોભરૂપી સમાજને કોરી ખાનાર શત્રુઓ શોધ્યા ન જડે.

માનવીની સુખની કલ્પના જુદા પ્રકારની છે. સાચું સુખ કેવું છે ને ક્યાં છે તેનો તેને ખ્યાલ નથી. આથી તે મેળવવાને માટે મૃગજળ સમા સુખની પાછળ દોડયે જાય છે. વસ્તુતઃ તેને સુખ મળતું નથી; મળે છે માત્ર સુખનો આભાસ અથવા દુઃખ. આ આભાસ માટે તેને મન, વચન, કાયાથી અનેક જીવોને છેતરવા રહ્યા. મહાવીરનો સિદ્ધાંત કહે છે કે, સાચું સુખ એ રીતે નથી મળતું. એ મળે છે અહિંસાને પરમધર્મ તરીકે સ્વીકાર્યા બાદ. આથી જ પાંચ મહાવ્રતોમાં પ્રથમ સ્થાન પ્રાણાતિપાત વિરમણ વ્રતને અપાયું છે. આ અહિંસા કેવા પ્રકારની છે? મન, વાણી કે શરીરથી સ્થૂળ કે સૂક્ષ્મ રીતે પણ કોઈની હિંસા ન કરવી–શરીરનો ઘાત ન કરવો એ સ્થૂળ વાત થઈ, પરંતુ વાણી કે શરીર દ્વારા કોઈની હિંસા ન થાય એ જોવાનું રહ્યું. સાચી અહિંસા ત્યાં છે. દરેક પ્રાણીમાં એકસરખો જીવ છે; દરેકને જીવવાનું પસંદ છે, દરેકને સરખી સુખદુઃખની વેદના થાય છે. પછી તેને હણવાનો કે દુભવવાનો હક્ક શી રીતે કોઈને હોઈ શકે? જો એક વ્યક્તિને જીવવાનો મોહ હોય, સુખી થવાની તાલાવેલી હોય તો બીજા જીવના

૩. સ્થૂલ અદત્તાદાન વિરમણ ૪. સ્થૂલ મૈથુન વિરમણ, ૫. સ્થૂલ પરિગ્રહ વિરમણ, ૬. દિક્પરિમાણ, ૭. ભોગોપભોગ પરિમાણ, ૮. અનર્થદંડ વિરમણ, ૯ સામાયિક, ૧૦ દેશાવકાશિક, ૧૧. પૌષધોપવાસ અને ૧૨. અતિથિસંવિભાગવ્રત

તેવા પ્રયત્નમાં અંતરાયરૂપ શી રીતે થવાય? અને જો અંતરાયરૂપ થવાનું હોય તો ત્યાં હિંસા છે. આવી હિંસા અનાદિકાળથી આ સંસારમાં ચાલી રહી છે. તેને અટકાવવાને માટે સરસ હથિયાર અહિંસાનું છે. તે કાયરોનું શસ્ત્ર નથી; વીરનું છે. મહાવીરે સૂત્રકૃતાંગમાં અહિંસાને સમજાવતાં કહ્યું છે:

"એક વખત બધા વાદીઓ એક મોટું કૂંડાળું વળીને એક ઠેકાણે બેઠા હતા. તે વખતે એક માણસ બળતા અંગારાથી ભરેલી એક લોઢાની કઢાઇ પૂરેપૂરી ભરીને લોઢાની સાંડસી વડે પકડી, જ્યાં તે બધા બેઠા હતા ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો: 'હે મતવાદીઓ! તમે બધા પોતપોતાના ધર્મમાર્ગોના સંસ્થાપકો છો, અને પરિનિર્વાણ તથા મોક્ષનો ઉપદેશ આપતા વિચરો છો. તમે આ બળતા અંગારાથી ભરેલી કઢાઈ એક મુહૂર્ત સુધી ખુલ્લા હાથમાં પકડી રાખો.'

"આમ કહી તે માણસ તે બળતા અંગારાથી ભરેલી કઢાઈ દરેકના હાથમાં મૂકવા ગયો. પરંતુ તેઓ પોતપોતાના હાથ પાછા ખેંચી લેવા લાગ્યા. એટલે તે માણસે તેમને પૂછ્યું: 'હે ધર્મસંસ્થાપકો! તમે તમારા હાથ પાછા કેમ ખેંચી લો છો? હાથ ન દાઝે તે માટે? અને દાઝે તો શું થઈ જાય? દુઃખ? દુઃખ થાય તે માટે તમે તમારા હાથ પાછા ખેંચી લો છો એમ ને?

"તો એ જ ગજ અને માપથી બીજાઓની બાબતમાં પણ વિચાર કરવો એ જ ધર્મવિચાર કહી શકાય કે નહિ? બસ, ત્યારે આપણને હવે માપવાનો ગજ, પ્રમાણ અને ધર્મવિચાર મળી ગયો! એટલે જે શ્રમણબ્રાહ્મણો એમ કહે છે તથા ઉપદેશે છે કે, બધાં ભૂત પ્રાણોને મારવાં જોઇએ, તેમની પાસે બળાત્કારે કામ કરાવવું જોઇએ, કે તેમને રિબાવવા જોઇએ તે બધા ભવિષ્યમાં પણ એ જ રીતે છેદ-ભેદ તથા જન્મ, જરા મરણ પામશે."

આ અહિંસાની ભાવના સહેલાઈથી જીવન સાથે કઈ રીતે વણી શકાય? તેને માટે સૌથી સહેલો ઉપાય છે સમભાવની વૃત્તિ કેળવવાનો. ન કોઈ પરત્વે આસક્તિ કે ન કોઈ પરત્વે દ્વેષ. જો જીવમાત્ર પ્રત્યે આ પ્રકારની વૃત્તિ કેળવાય, સૌ સરખા છે એવો ભાવ કેળવાય, તો હિંસાવૃત્તિ ઉદ્ભવવાનાં કારણો–ક્રોધ, મોહ, માન, લોભ વગેરે કષાયો આપોઆપ ઓછાં થઇ જાય; સંસારમાં દેખાતું દ્વંદ્વયુદ્ધ ધીમે ધીમે ઓછું થઈ જાય.

મહાવીરનો કર્મનો સિદ્ધાંત એક નિષ્ણાત વિજ્ઞાનીની યાદ આપે એવો છે. 'કર્મગ્રંથ'માં તે વિષે કરેલું નિરૂપણ એટલું પૃથક્કરણાત્મક છે કે, કારણવાદમાં માનનારને પણ તેમની યોજના-શક્તિ માટે માન ઉત્પન્ન થાય. આપણે આપણી નજર સામે જે ઊંચનીચના ભેદો નિહાળીએ છીએ; સુખદુઃખની ચડતીપડતી અનુભવીએ છીએ; હાસ્યશોકની અવસ્થાઓ જોઈએ છીએ, એનું કારણ દરેક માણસની પોતાની પ્રવૃત્તિ–કર્મ છે. દરેક જીવ પોતાની જાતે જ શુભ કે અશુભ પ્રવૃત્તિદ્વારા સારું કે નરસું કર્મ બાંધે છે, એનું ફળ તેને જ ભોગવવાનું છે; પણ તે જો ધારે તો અશુભ પ્રવૃત્તિના ફળને દૂર પણ કરી શકે છે. એટલે કે આ સંસારમાં દેખાતી વિષમતા દરેક જીવની સારીનરસી પ્રવૃત્તિને લીધે છે. તેમાંથી છૂટવા જેટલો પુરુષાર્થ તેટલો જીવનો અને સમાજનો વિકાસ. એક રીતે કહીએ તો આ રીતે મહાવીરે પુરુષાર્થ ઉપર ભાર મૂક્યો છે.

મહાવીરે દર્શનશાસ્ત્રમાં 'સ્યાદ્વાદ'–'અનેકાન્તવાદ'ના સિદ્ધાંત-દ્વારા મહત્ત્વનો ફાળો આપ્યો છે. 'સ્યાત્' એટલે એમ પણ હોઇ શકે, એ વિચારને ટેકો આપનારો વાદ તે 'સ્યાદ્વાદ.' દરેક વિષયને જુદી જુદી દૃષ્ટિથી જોઈ શકાય છે–વિચારી શકાય છે. ઢાલને બે બાજુ હોય છે એ આપણે સૌ જાણીએ છીએ, પણ

તેને એકે બાજુથી જોનાર અમુક રીતે જ વર્ણવશે; તો બીજી બાજુથી જોનાર બીજી રીતે. આથી દરેક વસ્તુનું જુદી જુદી રીતે નીરિક્ષણ અને પરીક્ષણ થવું આવશ્યક છે, નહિ તો વિતંડાવાદ ઊભો થવાની બીક રહે. સૌ પોતપોતાનું મંતવ્ય જોરશોરથી રજૂ કરે. તટસ્થતા ક્યાંય દેખાય નહિ. આપણે જોઈએ છીએ કે, જ્યાં પક્ષાપક્ષી ખૂબ હોય છે, ત્યાં દરેક પક્ષ પોતાના પૂર્વગ્રહોથી દોરવાઈ પોતાના મતનું સમર્થન કરે છે; જ્યારે અમુક હદ સુધી જ તેનું સમર્થન સાચું હોય છે. છ આંધળાઓ ને એક હાથીની વાત જાણીતી છે. સૌ પોતપોતાની દૃષ્ટિએ સાચા હતા; પણ વસ્તુતઃ હાથીનું સ્વરૂપ તદ્દન જુદા પ્રકારનું હતું. આ વાદદ્વારા નકામા ઝઘડાઓનો અંત આવે છે, એ તેની વિશિષ્ટતા છે. સ્યાદ્વાદનો અર્થ એવો નથી કે અમુક ચોક્કસ નિર્ણય પર ન આવવું; એ યાદ રાખવાની જરૂર છે. ગાંધીજી કહે છેઃ "જૈનદર્શનમાંથી હું ઘણું જાણવા જેવું શીખ્યો છું. તેમાંનો એક અનેકાન્તવાદ (સ્યાદ્વાદ) છે. એકાન્તે એકે વાત બરાબર નથી હોતી. દરેક વસ્તુને બે પક્ષ છે."

અહિંસા, અનેકાન્તવાદ કે સ્યાદ્વાદ, કર્મવાદ વગેરેના ઉપદેશથી મહાવીરનું મૂલ્યાંકન થઈ શકે, તેના કરતાંય વધુ, તેમણે પ્રચલિત રૂઢિઓમાં કરેલ પરિવર્તનથી થઈ શકે. મહાવીર યુગપુરુષ હતા. તેમણે જ્યાં જ્યાં જીવનશુદ્ધિને ડહોળતી કે સમાજને અવરોધતી રૂઢિઓ જોઈ—નિયમો જોયા તેની સામે બંડ ઉઠાવ્યું એમ કહીએ તો ચાલે.

સૌથી પહેલી ઝુંબેશ જાતિવાદ સામે હતી. આપણે આગળ જોઈ ગયા કે વર્ણવ્યવસ્થામાં શિથિલતા આવી હતી, શૂદ્રોને અન્યાય થતો હતો તેની સામે તેમણે વિરોધ ઉઠાવ્યો. તેમણે કહ્યુંઃ "માત્ર મૂંડાવાથી શ્રમણ થવાય નહિ; માત્ર

ૐકારથી બ્રાહ્મણ થવાય નહિ, માત્ર અરણ્યવાસથી મુનિ થવાય નહિ; અને માત્ર દાભનાં વસ્ત્ર પહેરવાથી તાપસ થવાય નહિ. જેનામાં સમતા હોય તે જ શ્રમણ કહેવાય છે. બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, જ્ઞાનથી મુનિ અને તપથી તાપસ થવાય છે. કર્મથી જ માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે ક્ષુદ્ર થાય છે." અને એ ધોરણે તેમણે સમાજરચના નવેસરથી કરી.

જડક્રિયાઓ સામે પણ તેમણે વિરોધ ઉઠાવ્યો. તે સમયે હિંસક યજ્ઞો સારા પ્રમાણમાં થતા. બ્રાહ્મણો પોતાનું વર્ચસ્વ જમાવવા એવા યજ્ઞને પોષતા. મહાવીરના સમયથી યજ્ઞમાં થતી હિંસા પ્રાયઃ બંધ થઇ ગઈ, એ તેમના ઉપદેશનું સીધું પરિણામ કહી શકાય. હિંસક યજ્ઞને બદલે અહિંસક યજ્ઞો હોવા જરૂરી છે, તેના વિષે તેમણે કહ્યું છેઃ "જીવરૂપ અગ્નિકુંડમાં મન, વચન, કાયાની શુભ પ્રવૃત્તિરૂપ વાણીથી, શુભપ્રવૃત્તિનું ઘી રેડીને શરીરરૂપ છાણાં અને દુષ્કર્મરૂપ લાકડાંને પ્રદીપ્ત કરીને શાંતિરૂપ પ્રશસ્ત હોમને ઋષિઓ નિત્ય કરે છે."

મહાવીરના સમયમાં વૈદિક કે લૌકિક સંસ્કૃતિને ખૂબ મહત્ત્વ મળ્યું હતું. સંસ્કૃત ભાષા સિવાયની બીજી ભાષા બોલવામાં પાપ મનાતું. આથી જનતાના હૃદય સુધી પહોંચી જનારી ભાષાને બદલે સંસ્કૃત ભાષાનો વ્યવહાર વધી પડ્યો. લોકોએ સંસ્કૃત ભાષાની પૂજા શરૂ કરી, એમ કહીએ તો ચાલે. તે સમયે "ભાષાનો મિથ્યાડંબર વધી ગયો અને ભાષા-તત્ત્વને જ પ્રધાનતા અપાવા લાગી. તે દ્વારા સામાન્ય લોકોને તિરસ્કારપાત્ર ગણવામાં આવ્યા ત્યારે ભગવાન મહાવીરે લોકભાષાને જ બોલવાનું વાહન બનાવ્યું, અને સમસ્ત વર્ગમાં બોલાતી ભાષાને પ્રધાન સ્થાન આપી લોકોનું પ્રતિનિધિત્વ સ્થાપિત કર્યું." ભગવાન બુદ્ધે આ જ રીતે ભાષાની ખોટી રીતે

થતી પૂજા સામે વિરોધ ઉઠાવેલો, અને મહાવીર તથા બુદ્ધે પોતાનો ઉપદેશ તે વખતની લોકભાષામાં જ આપીને ભાષાનો ખોટો આડંબર દૂર કર્યો.

સ્નાનપૂજા, સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ વિષેની માન્યતા, દિશાપૂજા, વગેરે રૂઢિઓ અત્યારના જેવી જ તે સમયે પ્રચલિત હતી. પોતાના ઉપદેશમાં અવારનવાર આ વિષે ટકોર કરી મહાવીરે જનતાને જાગૃત કરી. આવી રીતે પાર્શ્વનાથના સમયથી ચાલ્યાં આવતાં ચાર વ્રતમાં 'વાસનાઓ'ના નાશનું પાંચમું વ્રત ઉમેરી પાંચ મહાવ્રતો સ્વીકારવાનો ચીલો પાડ્યો.

જ્યારે જ્યારે અધર્મનો વ્યવહાર વધે છે, ત્યારે ત્યારે યુગપુરુષ અવતાર લે છે, એવી આપણી માન્યતા છે. તે કાલે ને તે સમયે મહાવીરનો જન્મ તત્કાલીન સમાજમાં ફેલાયેલ અંધાધૂંધી અને અવ્યવસ્થા દૂર કરવા માટે જ હતો એમ નિઃશંક કહી શકાય. સમાજને વીંટળાઇ વળેલ કુરિવાજો ને કુરૂઢિઓ સામે તેમણે બંડ ઉઠાવ્યું. તેમાં તેમને વિજય મળ્યો.

ભગવાન મહાવીરના સિદ્ધાંતોની ચર્ચા અનેકાન્તવાદની દૃષ્ટિએ ગમે તે રીતે થઇ શકે, પણ 'समयं मा पमादए'નો પોતાના પટ્ટશિષ્ય ગૌતમને ઉપદેશ આપનાર મહાવીર પુરુષાર્થનો બોધ આપણને આપી જાય છે. આ વિશ્વમાં દેખાતાં દ્વંદ્વો—સુખદુઃખ, સંપત્તિવિપત્તિ, રાગદ્વેષ, ચડતીપડતીને પુરુષાર્થ દ્વારા દૂર કરી શકાય છે, એટલું જ નહિ પણ કોઇ પણ જીવ મહાવીરે જે સિદ્ધિ પ્રાપ્ત કરી; મહાવીરે જે પદને મેળવ્યું તે પદ પ્રાપ્ત કરી શકે છે. દરેક આત્મામાં એકસરખું બળ છે; માત્ર દ્વંદ્વના આવરણને લીધે તેનું ઊર્ધ્વીકરણ થતું નથી. જેટલું આવરણ ઓછું, તેટલું ઊર્ધ્વીકરણ વધારે. એ આવરણ દૂર થતાં જ નિર્મળ પ્રકાશનાં દરેક જીવ દર્શન કરી શકે છે. મહાવીરની સર્વોત્કૃષ્ટ વાણી આ ઉપદેશમાં છે.

## ૬

શ્રમણ મહાવીરે આપેલ ઉપદેશ જુદા જુદા ગ્રંથોમાં સંગ્રહાઈ રહ્યો છે. મહાભારત, ઉપનિષદ, રામાયણ, બાઈબલ અને કુરાનના ગ્રંથોમાં જણાઈ આવતી ઉપદેશ–શૈલી આ ગ્રંથોમાં પણ છે. મહાવીરે લોકરૂઢિને પકડી સાદી, સીધી, સરળ વાણીમાં પોતાના મંતવ્યને રજૂ કર્યું છે અને તે પણ લોકભાષામાં. કોઈ પણ જિજ્ઞાસુ તેમના ઉપદેશને વાંચશે, તો જાણશે કે તેમાં ક્યાંય સાંપ્રદાયિકતા નથી, સમાજનો સર્વાંગી વિકાસ થાય એ ભાવના તેની પાછળ છે. અભણ કે સાક્ષર સૌના ઉપર સીધી અસર કરે એટલું એ વાણીમાં જોમ છે. તેમની શૈલી અને ઉપદેશ સમજવા માટે પંડિતશ્રી બેચરદાસે અનુવાદ કરેલ "नायधम्मकहा" નામના પુસ્તકમાંથી શ્રમણ મહાવીરની બે ધર્મકથા 'બે કાચબા' અને 'રોહિણી'–અહીં આપવામાં આવી છે. આ જ પ્રકારની શૈલી તેમની સમગ્ર વાણીમાં છે.

### બે કાચબા

કાશીદેશમાં વારાણસી નામનું પાટનગર હતું. તેની પાસે ગંગા નદીમાં મયંગતીર નામનો એક મોટો ધરો હતો. એ ધરો અનેક જાતનાં સુંદર અને સુગંધી પુષ્પોથી સુશોભિત તથા દર્શનીય હતો. તેમાં અનેક માછલાં, કાચબા, ગ્રાહ, મગર અને સુંસુમાર નામે જલચર પ્રાણીઓ નિર્ભય રીતે સુખથી રહેતાં હતાં. તે ધરાની પાસે જ એક મોટો માલુકાકચ્છ હતો. તેમાં ક્રૂર, લુચ્ચાં અને બીજાના લોહીનાં તરસ્યાં એવાં બે શિયાળ રહેતાં હતાં. તે બંને દિવસે છુપાઈ રહેતાં પણ રાત પડચે જળચરોને પકડવા ધરા પાસે આવતાં.

એક વાર મનુષ્યોનો પગરવ બંધ થયો અને બધું જળ ઝંપી ગયું એટલે રાતને વખતે એ ધરામાંથી બે કાચબા બહાર નીકળ્યા અને ખાવાનું શોધવા આમતેમ ફરવા લાગ્યા. પેલાં લુચ્ચાં શિયાળ તે બંને કાચબાને જોતાંવેંત જ તેમને પકડવા માટે તેમની પાસે આવી પહોંચ્યાં.

શિયાળોના પગનો અવાજ સાંભળતાં જ ભય અને ત્રાસથી તે કાચબાઓએ પોતાના બે હાથ, બે પગ અને ડોક એમ પાંચે અંગ પોતાની ઢાલ નીચે છુપાવી દીધાં અને હાલ્યા-ચાલ્યા વિના જ એક જગાએ પડી રહ્યા.

પેલાં શિયાળોએ આવીને તેમને વારંવાર હલાવ્યા, બચકાં ભર્યાં અને નખ માર્યા પરંતુ કાંઈ જ વળ્યું નહિ. છેવટે થાકીને તેઓ કાચબાઓ ફરી હાલેચાલે તેની રાહ જોતાં થોડે છેટે એકાંતમાં છુપાઈને બેસી રહ્યાં.

શિયાળ ચાલ્યાં ગયાં એમ સમજીને બેમાંના એક કાચબાએ પોતાનો એક પગ ધીરે ધીરે બહાર કાઢ્યો. તે જોતાં જ એક શિયાળે એકદમ આવીને તેનો પગ કરડી ખાધો. એ જ રીતે તે મૂઢ કાચબાના બીજા અવયવો પણ કરડી ખાઈને તે શિયાળોએ તેનો નાશ કર્યો.

એક કાચબાથી ન ધરાતાં તે લુચ્ચાં શિયાળ બીજા કાચબાને પણ તે પ્રમાણે જ પૂરો કરવાની આશાથી દૂર સંતાઈ રહ્યાં. પરંતુ તે બીજો કાચબો તો પોતાનો એકે અવયવ બહાર ન કાઢતાં કેટલોય વખત ત્યાંને ત્યાં નિશ્ચેષ્ટ થઈને પડી રહ્યો. તે શિયાળોએ તે જગાએ બે ત્રણ વાર ફેરા ખાધા પરંતુ તેમનું કાંઈ વળ્યું નહિ. છેવટે કંટાળીને હતાશ થઈને તેઓ ચાલ્યાં ગયાં.

શિયાળો ચાલ્યાં ગયાં ત્યારબાદ પણ કેટલોક વખત જવા દઇને તે ચતુર કાચબાએ પોતાની ડોક ધીરે ધીરે ઊંચી કરીને ચારેકોર જોયું. આસપાસ કોઇને ન જોવાથી તે ઝપાટાબંધ દોડીને પોતાના ધરામાં પેસી ગયો અને પોતાનાં સગાંસંબંધીઓને મળીને સુખેથી રહેવા લાગ્યો.

એ જ પ્રમાણે હે જંબુ! જે શ્રમણો અને શ્રમણીઓ પોતાની પાંચ ઇન્દ્રિયોને તાબામાં ન રાખતાં સ્વચ્છંદથી વર્તે છે, આહાર ઉપરનો સંયમ ગુમાવી સ્વાદમાં લોલુપ થઈ જાય છે, અતિશય મિષ્ટ અને સ્નિગ્ધ પદાર્થોને જ શોધ્યા કરે છે વિગઈઓ (વિકૃતિઓ)ને લેવામાં વિવેક રાખતાં નથી, તથા કાંઈ પણ શ્રમ ન કરતાં આખો દિવસ અને રાત પ્રમાદમાં જ ગાળે છે, તેવાં શ્રમણ અને શ્રમણીઓનો પહેલા કાચબાની પેઠે બૂરે હાલે નાશ થાય છે.

તેથી ઊલટું જે શ્રમણો અને શ્રમણીઓ પોતાની પાંચે ઇન્દ્રિયો તાબામાં રાખે છે, સંયમથી વર્તે છે, આહારનું પ્રમાણ બરાબર સમજી લૂખાસૂકા ભોજનનો પણ શરીરના પોષણ પૂરતો જ ઉપયોગ કરે છે, સ્વાધ્યાય અને પરહિતની પ્રવૃત્તિમાં જ પોતાનો સમય ગાળે છે, સતત વિચરતા રહીને માધુકરી કરીને જ શરીરનું પોષણ કરે છે અને સ્વીકારેલા પાંચ મહાયામોને પાળવામાં નિરંતર તત્પર રહે છે તેવાં શ્રમણ અને શ્રમણીઓ બીજા કાચબાની પેઠે સુખેથી પોતે તરે છે અને બીજાંને પણ તારે છે, એમ શ્રમણ ભગવાન મહાવીરે કહેલું છે, તે હું તને કહું છું, એમ આર્ય સુધર્મા બોલ્યા.

## રોહિણી

રાજગૃહ નગરમાં ધન્ય નામે સમૃદ્ધ અને બુદ્ધિમાન સાર્થવાહ રહેતો હતો. તેને ભદ્રા નામે ભાર્યા તથા ધનપાળ,

ધનદેવ, ધનગોપ અને ધનરક્ષિત નામે ચાર પુત્રો હતા. તે પુત્રોને અનુક્રમે ઉજ્જિકા, ભોગવતી, રક્ષિકા અને રોહિણી નામે ચાર સ્ત્રીઓ હતી.

ધન્ય સાર્થવાહને એક વાર વિચાર થયો કે મારા કુટુંબના કામકાજમાં હું વડેરો છું, સૌને સલાહ આપું છું, બધા મને પૂછવા આવે છે અને બધાં કાર્યોનો પ્રવર્તક પણ હું જ છું. પરંતુ કદાચ હું ગ્રામાંતરે ગયો હોઉં, કામ કરવાને અસમર્થ થયો હોઉં, માંદો પડ્યો હોઉં, વિદેશ ગયો હોઉં, વિદેશમાં જ જઈને રહ્યો હોઉં અથવા મરી ગયો હોઉં તો મારા કુટુંબનો આધાર કોણ થાય તે હું જાણતો નથી. માટે મારે તેની ખાતરી કરી લેવી જોઇએ.

આમ વિચાર કરી પોતાની ચારે પુત્રવધૂઓની પરીક્ષા કરવા માટે તેણે બીજે દિવસે વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ તૈયાર કરાવીને પોતાનાં તેમજ તે પુત્રવધૂઓનાં સર્વ સગાંને જમવા તેડાવ્યાં. જમણ થઈ રહ્યા બાદ બધાંની સમક્ષ તેણે પોતાની એક એક પુત્રવધૂને બોલાવી અને તે દરેકને શાળના પાંચ પાંચ દાણા આપીને કહ્યું કે, "હે પુત્રીઓ! તમે આ દાણા સાચવજો તથા જ્યારે હું ફરી માગું ત્યારે મને પાછા આપજો."

મોટી પુત્રવધૂ ઉજ્જિકાએ તે પાંચ દાણા લીધા અને "સસરાજીના કોઠારમાં શાળનાં ઘણાં ય પાલાં ભરેલાં છે, એટલે જ્યારે તે દાણા પાછા માગશે ત્યારે તેમાંથી પાંચ દાણા લઇને આપી દઇશ" એમ વિચારીને કોઈ ન જાણે તેમ બહાર ફેંકી દીધા.

બીજી પુત્રવધૂ ભોગવતીએ એ દાણા લીધા અને "સસરા

માગશે ત્યારે કોઠારમાંથી અપાશે" એમ ધારી તે દાણા સાફ કરીને ખાઈ ગઈ.

ત્રીજી પુત્રવધૂ રક્ષિકાએ તે દાણા એક ચોખ્ખા કપડામાં બાંધ્યા અને રત્નના કરંડિયામાં મૂકી ઓશીકા નીચે સાચવી રાખ્યા તથા દિવસમાં ત્રણ વાર તેમને સંભાળવા લાગી.

સૌથી નાની રોહિણીએ તે દાણા લીધા. આ પ્રમાણે પાંચ પાંચ દાણા આપવાનો મર્મ તે સમજી ગઈ. તેણે પોતાનાં પિયરિયાંને બોલાવીને કહ્યું કે, વર્ષાઋતુની શરૂઆતમાં જ તમે એક નાના કયારામાં આમને વાવીને ફરતી વાડ કરી સંભાળજો.

પાકનો સમય થતાં જ એના પાંચે છોડ ખૂબ ફૂલ્યાફાલ્યા અને તેમાંથી નવ ઘડા ભરાય તેટલા ચોખા નીકળ્યા.

બીજે વર્ષે પણ તેણે તે ચોખા પહેલાંની માફક વવરાવ્યા અને તેમાંથી અનેક કુડવ ચોખા નીપજ્યા. એ રીતે તેણે લાગલાગટ પાંચ વર્ષ સુધી તેમનું વાવેતર કરાવ્યું. તેમાંથી અનેક ગાડાં ભરાય તેટલા ચોખા નીપજ્યા. તે તેણે પોતાનાં પિયરિયાંને ત્યાં કોઠારમાં ભરાવી રખાવ્યા.

પાંચ વર્ષ પૂરાં થયે ધન્ય સાર્થવાહે પોતાનું કુટુંબ ફરી વાર એકઠું કર્યું અને સૌને વિપુલ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમથી સંતુષ્ટ કર્યાં. ત્યારબાદ તેણે બધાંની સમક્ષ પોતાની સૌથી મોટી પુત્રવધૂ ઉજ્ઝિકાને બોલાવી અને કહ્યું:—

"હે પુત્રી! પાંચ વર્ષ પૂર્વે આ કુટુંબ સમક્ષ મેં તને શાળના પાંચ દાણા આપેલા તે તું મને પાછા આપ."

સસરાનું વચન સાંભળી ઉજ્ઝિકાએ કોઠારમાંથી શાળના પાંચ દાણા લાવીને આપ્યા.

શેઠે તેને સોગંદ દઈને પૂછયું કે, "આ દાણા મેં આપેલા

તે જ છે કે બીજા?" ઉજ્ઝિકા બોલી: "હે તાત! તમારા કોઠારમાં ઘણી શાળ ભરી છે એમ માની મેં તે પાંચે દાણા ફેંકી દીધેલા અને આ નવા દાણા લાવી છું."

બીજી ભોગવતીએ તે પ્રમાણે પૂછતાં જણાવ્યું કે, "હે તાત! હું તમે આપેલા દાણા ખાઈ ગઈ હતી. આ દાણા તો હું કોઠારમાંથી નવા લાવી છું."

ત્રીજી રક્ષિકાએ ઘરમાંથી કરંડિયો આણી તેમાં મૂકેલી દાણાની પોટલી સસરાને આપતાં કહ્યું કે, "હે તાત! આપે આપ્યા હતા તે જ આ દાણા છે."

છેલ્લી રોહિણીએ કહ્યું:–"હે તાત! એ દાણા એમ નહિ આવે. આપ ગાડાં મોકલાવો તો આણી શકાશે."

શેઠે હસીને પૂછ્યું:–"એ પાંચ દાણા માટે તે ગાડાં જોઈએ?" ત્યારે તેણે તે પાંચ દાણા પોતાને પિયર મોકલાવીને પાંચ વર્ષ સુધી કરાવેલા વાવેતરની વાત કરી.

આ વાત સાંભળી અતિ સંતુષ્ટ થઈને શેઠે આખા કુટુંબની સમક્ષ કહ્યું કે, "આ રોહિણીને હું ઘરનો બધો કારભાર સોંપું છું તથા આજથી તેને જ હું કુટુંબનાં બધાં કામકાજમાં સલાહકાર નીમું છું. આ રક્ષિકાને હું ઘર અને કુટુંબની બધી સંપત્તિની રખેવાળી સોંપું છું, ભોગવતીને રસોડાની અધિષ્ઠાત્રી નીમું છું અને ઉજ્ઝિકાને ઘરની સફાઈની જવાબદારી સોંપું છું."

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતે સ્વીકારેલી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહની પાંચ પ્રતિજ્ઞાઓને ઉજ્ઝિકાની જેમ ફેંકી દે છે તેઓ સંઘના તિરસ્કારને પાત્ર છે અને તેઓ અધોગતિએ જાય છે એમ જાણવું.

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતે સ્વીકારેલી પાંચે પ્રતિજ્ઞાઓને ભોગવતીની જેમ ગળી જાય છે એટલે કે તે પાંચે પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી તેમનું માત્ર આજીવિકાને માટે જ પાલન કરે છે અને તેથી મળતા આહારાદિકમાં જ આસક્ત રહે છે તે પણ મોક્ષફળથી વંચિત થઈ પરલોકમાં દુઃખનાં ભાગી થાય છે.

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ રક્ષિકાની પેઠે પોતે સ્વીકારેલી પાંચે પ્રતિજ્ઞાઓને કાળજીપૂર્વક સાચવે છે અને સંભાળે છે તેઓ સંઘમાં પૂજનીય અને વંદનીય થાય છે તથા પોતાના મનુષ્યજીવનને સાર્થક કરે છે.

હે જંબુ! જે નિર્ગ્રંથ અને નિર્ગ્રંથીઓ પોતાની પાંચે પ્રતિજ્ઞાઓને રોહિણીની પેઠે સારી રીતે સાચવે છે તેમ જ ખીલવે છે તેઓ જ સૌથી ઉચ્ચ કોટીનાં હોઈ અલભ્ય નિર્વાણ-પદને પામે છે.

આ પ્રમાણે હે જંબુ! શ્રમણ ભગવાન મહાવીરે આ સાતમા અધ્યયનમાં શ્રમણોની જે ચાર કોટી બતાવી છે તે મેં તને કહી એમ આર્ય સુધર્મા બોલ્યા.

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ગ્રંથોનું સૂચીપત્ર*

## ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| | |
|---|---|
| સંપૂર્ણ મહાભારત હળદાર ૭ ગ્રંથોમાં | ૪૫–૦ |
| ઉપનિષદો–૧૧૨, બે ગ્રંથમાં | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ | ૭–૮ |
| માનસ રામાયણ–બે ગ્રંથમાં | ૭–૦ |
| તુલસીકૃત રામાયણ ... | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ ... | ૬–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ૧૨–૦ |
| દત્ત–પરશુરામ ... ... | ૨–૦ |
| શ્રીમદ્‌ભાગવત–બે ગ્રંથમાં | ૮–૦ |
| ભગવતી (દેવી) ભાગવત | ૬–૦ |
| મનુસ્મૃતિ ... ... ... | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧–૦ |
| જ્ઞાનયોગ ... ... ... | ૦–૧૨ |
| આખ્યાનમાળા–બે ગ્રંથમાં | ૬–૦ |
| વૈદિક વિનય ... ... | ૩–૧૨ |
| મહાભારત મંજરી ... | ૩–૦ |
| હું કોણ ? ... ... | ૨–૦ |
| અષ્ટાવક્રગીતા ... ... | ૦–૮ |
| આત્મરામાયણ ... ... | ૦–૧૨ |
| જીવન્મુક્તિવિવેક... ... | ૧–૪ |
| ઉપદેશસારસંગ્રહ ... | ૧–૮ |
| સુબોધરત્નાકર ... ... | ૧–૮ |
| હૃદયતરંગ ને બ્રાહ્મણની ગૌ | ૧–૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૦–૮ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા | ૦–૪ |
| વિષ્ણુસહસ્રનામાવલિ દર્શન | ૦–૬ |
| વિષ્ણુસહસ્રનામ ... | ૦–૨ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા | ૪–૦ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા–નીલકંઠી | ૧–૧૦ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૧૮ મી | ૦–૮ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૧૯ મી | ૦–૭ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૨૦ મી | ૦–૪ |
| શ્રીપંચરત્નગીતા–(શ્રીધરી) | ૧–૧૦ |

## સંતવાણી તથા ઉપદેશો

| | |
|---|---|
| પરમસુખી થવાના ઉપાય | ૧–૪ |
| અખાની વાણી ... ... | ૩–૦ |
| દીવાને સાગર ... ... | ૪–૮ |
| સંત કબીર–આધ્યાત્મિક પદો | ૧–૮ |
| પ્રીતમદાસની વાણી ... | ૨–૮ |
| ભજનસાગર ... ... | ૨–૮ |
| ગુજરાતની ગઝલો ... | ૧–૦ |
| તુકારામ ગાથા–બે ગ્રંથમાં | ૬–૦ |
| દાસબોધ ... ... ... | ૨–૮ |
| સ્વામી રામતીર્થના ઉપદેશો | ૨–૮ |
| ,, ,, સદુપદેશો ઇ૦ | ૨–૮ |
| રામકૃષ્ણકથામૃત ... | ૫–૦ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો | ૨–૪ |
| ,, ,, ભક્તિયોગ | ૧–૮ |
| પાતંજલયોગ ને જ્ઞાનયોગ | ૨–૦ |
| तुकाम्हणे:– ... ... | ૦–૫ |

## બાળોપયોગી

| | |
|---|---|
| ભારતીય નીતિકથાઓ... | ૦–૮ |
| સુબોધક નીતિકથા ... | ૦–૮ |
| સદ્‌ગુણી બાળકો ... | ૦–૪ |
| બાળસદ્‌બોધ .. ... | ૦–૪ |
| બાળકોની વાતો–ભાગ ૧, ૨ | ૦–૧૧ |

* આથી આ અગાઉનાં સૂચીપત્રો રદ સમજવાં.

છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતને મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા ભિક્ષુ અખંડાનંદે જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘેરઘેરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા ભિક્ષુ અખંડાનંદનું સ્થાન ગુજરાતના ગૌરવમાં — હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**, અમદાવાદ અને મુંબઈ–૨